


श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# शिक्षापत्री, पंचरत्नं, नित्यविधिः ।

हरिजीवनदासेन परिष्कृत्य संशोधितः ।

सनातनधर्मधुरन्धराचार्यश्री-
आनन्दप्रसादमहाराजश्रीनी आज्ञाथी
वडतालमन्दिरतरफथी छपावी प्रसिद्धकर्ता-
कोठारी पु० धर्मस्वरूपदासजी ।

सं० १९९२. निर्णयसागरप्रेस मुंबई. सन १९३५.

किंमत रु. १-४-०

# શ્રીસ્વામિનારાયણો જયતિ

## વિજ્ઞપ્તિ—

આ પુસ્તકમા ઔદ્ધવ સપ્રદાયના સમાશ્રિત સર્વને સમુપયોગી અનેક અવશ્ય વિષયોનો વિનિવેશ સર્વોત્તમ રીતે કરવામા આવ્યો છે તેમા પ્રથમ **શિક્ષાપત્રી** કે જે સર્વાધિકારી સર્વાર્થપરિપૂર્ણ સર્વસચ્છાસ્ત્રસાર સર્વ જીવહિતાવહ હોઇને સપ્રદાયમા પ્રથમ પ્રમાણપદે વિરાજે છે જેનો આવિષ્કાર પરબ્રહ્મ ભગવાન્ શ્રીસહજાનન્દસ્વામીએ સમાશ્રિતોને સમુદ્દેશીને કર્યો છે જે આ લઘુ પ્રબન્ધ શ્રીહરિના અપર સ્વરૂપે વિરાજે છે જેમા અહિં સાદિ સદાચાર ઉપરાત તત્વ હિત પુરુષાર્થનુ સક્ષેપમા સનિરૂપણ કર્યુ છે જેના પ્રતિદિન શ્રવણ પઠન પૂજનની આવશ્યકતા શ્રીજીએજ સ્વમુખે કહી છે જેનુ સમર્થન શતાનદ મહર્ષિએ સત્સગિજીવન મહાગ્રથમા કર્યુ છે જેનો ગુર્જર અનુવાદ ગીર્વાણભાષાનભિજ્ઞ અનાભિજ્ઞોનાટે નિત્યાનદ મુનિવરે કર્યો છે તે આ **ગુર્જરાનુવાદસહિત શિક્ષાપત્રીનો** આમા નિવેશ કર્યો છે તેનો મહિમા હેતુ આદિકને નિરૂપણ કરનારા તેના ધ્યાનશ્લોકોનો ગુર્જરાનુવાદ સાથે પ્રથમ સનિવેશ કર્યો છે

**પંચરત્ન** (જનમગલ સર્વમગળ હરિકવચ સકટહરસ્તોત્ર વિશ્વમગળ સ્તોત્ર) કે જે ભગવાનના દિવ્ય સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેના મહિમાતિશયના નિરૂપણરૂપ હોઇને પરબ્રહ્મ ભગવાન્ શ્રીહરિસાથેજ સાક્ષાત્ સબન્ધ ધરાવે છે તેનો આમા નિવેશ કર્યો છે તેમા શતાનદ મહામુનિએ સત્સગિજીવન નામનો મહાનિબન્ધ ભગવદાજ્ઞાથી રચીને, તેના પરિશીલનમા અશક્ત જનોને તેનુ સમગ્ર હાર્દ સક્ષેપમા જણાવવામાટે તેનો સમગ્ર સાર હૃદયમા અવધારીને સહસ્રનામાત્મક '**સર્વમંગળ** નામનુ સાર્થક સ્તોત્ર પ્રકરણાર્થક્રમને અનુસારે સમગ્ર સત્સગિઓના નિત્યપાઠમા સમુચિત કર્યુ તેમાપણ અલ્પમતિ જનોની નિત્ય પાઠમા અશક્તિ અવધારીને પોતે કરેલા તે સર્વમગળસ્તોત્રનો સાર સક્ષેપમા સમુદ્ધરીને શ્રીહરિના સ્વરૂપ ગુણચરિત્રોને સક્ષેપમા સૂચવનાર સર્વેએ સુખેથી પાઠ કરી શકાય એવુ સુગમ અષ્ટો

ત્તરશતનામાત્મક [2]**જનમંગળ** નામનુ સ્તોત્ર કર્યું છે જનમગળની ટીકા **ભાવાર્થપ્રકાશિકા** નામની અને સર્વમગળની ટીકા **ભાવપ્રબોધિની** નામની તેના વિસ્પષ્ટ અર્થમાટે શ્રીરઘુવીરાચાર્યે વિરચી છે [3]**હરિકવચ** નામનુ સ્તોત્ર નિત્યાનદમુનિએ રચેલુ નારાયણકવચની શૈલીને અનુસરનારૂ ભયસ્થાનમા ત્યાગીગૃહીએ સર્વદા ધારણીય છે [4]**સંકટહરસ્તોત્ર** શત્રુઓ થકી સકટ પામેલા અભય નરેશને ઉદ્દેશીને ખડ્ગ રાજર્ષિએ ઉપદેશેલુ સત્સગિજીવનમા સગુથાએલુ પ્રતિદિન પઠનીય દશાવતારસ્તુતિરૂપ છે **પવિશ્વમંગળસ્તોત્ર** નિત્યાનદમુનિએ સ્વકૃત હરિદિગ્વિજયમાથી ઉદ્ધારેલુ તેના સમગ્ર સારાંશસગ્રહરૂપ ૪૮શ્લોકાત્મક શ્રીહરિપ્રાર્થનારૂપ છે આ પચરત્ન સહિતારૂપ હોવાથી તેના અનભિજ્ઞોને અર્થજ્ઞાન થવામાટે તેનો **ગુજરાતી અનુવાદ** તેની તેની મળી આવેલી ટીકાઓને અનુસારે અપેક્ષિત અન્ય વિશેષ વિવેચન સાથે વિસ્તૃત કરીને આમા નિવેશ કરવામા આવ્યો છે વળી જપ પૂજાદિકમા ઉપયોગી થવામાટે ઓંકારાદિ નમોંડત ચતુર્થી વિભક્તિથી **જનમંગળ-સર્વમંગળનામાવલીનો** પણ આમા નિવશ કર્યો છે આ ઉપરાત **શ્રીહરિપ્રાર્થનાસ્તોત્ર** કે જે નિત્યાનદમુનિવિરચિત હરિદિગ્વિજયના ૪૮ ઉલ્લાસથકી ઉદ્ધારેલુ ૨૧શ્લોકાત્મક શ્રીહરિમહિમાનુવાદરૂપ છે **નારાયણકવચ** કે જે શ્રીમદ્ભાગવતના ષષ્ઠસ્કધમા રહેલુ આ ચા ભિચારાદિ ભયનિવારણમાટે જપનીય છે **વિષ્ણુગાયત્રીમત્ર** કે જે ચોવીશ અક્ષરાત્મક વૈદિક હોઇને જેના જપાદિકનુ વિધાન વૈષ્ણવ સ્વાશ્રિતો પ્રતિ શ્રીહરિએ ઉપદેશેલુ દીક્ષાવિધિમા સુસ્પષ્ટ છે આ ત્રણ સ્તોત્રનોપણ ઉત્તમ ગુર્જરાનુવાદ સાથે આમા સંનિવેશ કરવામા આવ્યો છે ઉપરના સ્તોત્રોનો પાઠ કરનારાને અને અર્થાનુસધાન કરનારાને અનુકૂળતા થવામાટે છપાવતી વખતે ઉપર સસ્કૃત ભાગ અને નીચે ગુજરાતી ભાગ રાખવામા આવ્યો છે વળી આ ઉપરાત સપ્રદાયમા સમને સમયે વપરાતા ઉપયોગી ઉત્તમ સ્તોત્રો (અષ્ટકો) વિવિધ વૃત્તમા વૃદ્ધોએ ગુથેલા શ્રીહરિના ગુણાનુવાદરૂપ પદ્યાષ્ટકનો નિવેશ કરવામા આવ્યો છે તથા હનુમાન્ ગણપતિ શિવ પાર્વતી ઉન્મત્તગગા ગોમતી સરસ્વતી લક્ષ્મી આદિકના સ્તોત્રો તથા મુક્તસ્મરણ શ્લોકોનો નિવેશ

કરવામાં આવ્યો છે, જેથી તેને માટે બીજા સ્તોત્રસંગ્રહ પુસ્તકની હવે અપેક્ષા રહે નહિ

**નિત્યવિધિ**—પ્રાત કાળને પ્રારંભીને શયનપર્યંત નિત્ય કૃત્ય સર્વ ઉપ યો ી નિયમનો આમાં સમાવેશ કરવામાં આ યો છે તેમાં પ્રાત સ્મરણ શ્લોકો ગુજરાતીઅનુવાદ સાથે દાખલ કર્યા છે પછી પ્રભાતસંગ્રહ, ગોગી સંગ્રહ આરતીસંગ્રહ ધૂન્ય પ્રાર્થના, શ્રીરાધિકાકૃષ્ણાષ્ટક (ગુજરાતી સાથે) યાળપદ, એકાદશી પદ અને બીજા 'પ્રથમ હરિને' 'વંદુ સહજાનંદ' વિગેરે વિવિધ રાગમાં ગુંથેલા શ્રીહરિની નાયચરિત્રગર્ભિત તથા ઉપદેશગર્ભિત ઉપયોગી બહુધા વપરાતા ઘણો પદો (કીર્તનો)નો સન્નિવેશ કર્યો છે, જેથી કીર્તનોમાટે પણ અન્ય કીર્તનસંગ્રહપુસ્તકની બહુધા અપેક્ષા રહે નહિ આ કીર્તનોપણ આધુનિક નહિ કિંતુ મુક્તાનંદસ્વામી બ્રહ્માનંદસ્વામી પ્રેમાનંદસ્વામી નિષ્કુળાનંદસ્વામી વિગેરે સંપ્રદાયમાં સુપ્રસિદ્ધ કવીશ્વરોએ રચેલા ભાગવતિ લખેલી પ્રતને અનુસરીને શોધેલા સગ્રહ્યા છે તેપછી સારભૂત સંક્ષિપ્ત કેટલાક વચનામૃતો તથા **સૂતકનિર્ણય** ધર્મશાસ્ત્રાનુસારી વિસ્તૃતનો વિનિવેશ વિશેષત કરવામાં આવ્યો છે આ ઉપરાંત મહાભારતના સારભૂત **વિષ્ણુસહસ્ત્રનામ** કે જેને ભગવાન્ શ્રીહરિએ સ્વાભિમત આઠ સચ્છાસ્ત્રોમાં ગણીને જેનો મહિમા વિશેષ કહેવાપૂર્વક જેના જપાદિકની આવશ્યકતા સંપ્રદાયમાં સદા ગણી છે તેનોપણ આમાં નિવેશ કરવામાં આવ્યો છે તથા ભુગોળખગોળનું સારથી વિવેચન દાખલ કર્યું છે એરીતે આ પુસ્તકમાં સંપ્રદાયાભિમત અનેક ભક્તિનોપયોગી અનુત્તમ અવશ્ય અહર્નિશ અનુસ્મરણીય વિષયોનો વિસ્તારથી વિનિવેશ સુરીતે કરવામાં આવ્યો છે

આમાંના કેટલાક વિષયોના વિનિવેશવાળી આવૃત્તિઓ અત્યારસુધીમાં કેટલીક ભિન્નભિન્નરૂપે છપાઇ છે તેના સર્વસ્વ સાથે બીજા કેટલા નૂતન અવશ્ય સર્વોપયોગી વિષયોના વિનિવેશવાળી આ આવૃત્તિ સુધારાસાથે રમણીય ગોઠવણીથી છપાવામાં આવી છે આમાં સંપ્રદાયના સમસ્ત શાસ્ત્રોનો તત્વાર્થ આવી જતો હોવાથી આ એકજ પુસ્તક પાસે હોય તો સાંપ્રદાયિક જનને બીજા કોઇ સંગ્રહની બહુધા જરૂર રહે નહિ અત પર આથી અધિક શબ્દથી કે

અર્થથી કે છપામણી વિગેરેથી સૌષ્ઠવ લાવવાનો સંભવ નથી. આમાં શિક્ષાપત્રી સીવાયના બધા ગુજરાતી ભાષાતરો સંપ્રદાયના અભિજ્ઞ અગ્રેસરોની અનુમતિથી તેની તેની ટીકાને અનુસારે વિશેષ વિવેચન સાથે નવેસરથી વડતાલ પાઠશાળાના પ્રધાનપંડિત શાસ્ત્રી **કૃષ્ણમાચાર્યજીની** સંપૂર્ણ સહાયતાથી મેં કર્યાં છે આવું આ સર્વદા સર્વોપયોગી પુસ્તક વડતાલ મંદિરતરફથી છપાવવામા સરસતા સરલતા ભરેલી હોવાથી તેવો વિચાર થતા ધ० ધુ० **આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજશ્રીની** અનુમતિ મેળવી. કો० પુ० **ધર્મસ્વરૂપદાસે** છપાવાનો ઉપક્રમ કર્યો આ પુસ્તકની રમણીયતા લાવવામાટે મુબઇમા **નિર્ણયસાગર** જેવા સર્વોત્તમ સુપ્રસિદ્ધ પ્રેસમા નવી નજ ટાઇપોથી ઉત્તમ કાગળો ઉપર ચારે બાજુ સુંદર બાર્ડર સાથે છપાવી ઉત્તમ બૉયન્ડીંગ કરાવી તૈયાર કરાવ્યુ છે આ બધા જે સુંદર વિશેષો તેતો આના જોવા વાચવા વિચારવા ઉપરથી અને અત્યારસુધીમા ત્યા ત્યા જેમ તેમ અશુદ્ધ છપાએલા પુસ્તકોના જોવા ઉપરથી જણાશે જેથી તેના વિશેષ વિવેચનની હવે જરૂર નથી આ પુસ્તકના સશોધનમા સર્વત સ્મૃતિ રાખવામા આવી છે અને વિશેષમા મુબઇના રા રા **જમનાદાસ વસનજી-ભાઇ** પાસે એકવાર પ્રૂફો તપાસવાની તસ્દી લેવરાવી છે છતા કોઈ ભ્રમવશાત્ કે પ્રેસદોષવશાત્ અશુદ્ધિ થઇ હોય તો સાક્ષર ગુણગ્રાહી સુજનોએ સુધારી વાચવુ

આ પુસ્તક આવુ રમણીયતમ બનાવ્યા છતા તેની કીંમત બહુ ન વધી જાય તે ઉપર લક્ષ આપીને થોડી પડી કીંમતેજ પ્રસિદ્ધિમા મુક્યુ છે તેતો વીક્ષણ ઉપરથી વિદિત થશે આ પુસ્તક મોટા મંદિરોમા મળી શકે એવી તજવીજ કરવામા પણ કાળજી રાખી છે એજ વિજ્ઞપ્તિ

લિ. શાસ્ત્રી હરિજીવનદાસ,

વડતાલ.

# विषयानुक्रमणिका ।

याधा निर्मलया सुधामधुरया यां नाथ! शिक्षामदाः स्वप्नेऽपि संसा-
राम्यहमहंभावावृतो निस्रपः । इत्यागःशतशालिनं पुनरपि स्वीयेषु मां
बिभ्रतस्त्वत्तो नास्ति दयानिधिर्यदुपते! मत्तो न मत्तः परः ॥१॥
पातालं व्रज याहि वा सुरपुरीमारोह मेरोः शिरः पारावारपरम्परां तर
तथाप्याशा न शान्ता तव । आधिव्याधिजरापराहत यदि क्षेमं निजं
वाञ्छसि श्रीकृष्णेति रसायनं रसय रे शून्यैः किमन्यैः श्रमैः ॥२॥
वज्रं पापमहीभृतां भवगदोद्रेकस्य सिद्धौषधं मिथ्याज्ञाननिशाविशाल-
तमसस्तिग्मांशुबिम्बोदयः । क्रूरक्लेशमहीरुहामुरतरज्वालाजटालः शिखी
द्वारं निर्वृतिसद्मनो विजयते कृष्णेति वर्णद्वयम् ॥३॥

---

अपराधसहस्रभाजनं पतितं भीमभवार्णवोदरे ।
अगतिं शरणागतं हरे! कृपया केवलमात्मसात्कुरु ॥१॥
अविवेकघनान्धदिङ्मुखे बहुधा सन्ततदुःखवर्षिणि ।
भगवन्! भवदुर्दिने पथः स्खलितं मामवलोकयाच्युत! ॥२॥
न मृषा परमार्थमेव मे शृणु विज्ञापनमेकमग्रतः ।
यदि मे न दयिष्यसे ततो दयनीयस्तव नाथ! दुर्लभः ॥३॥
तदहं त्वदृते न नाथवान् मदृते त्वं दयनीयवान्न च ।
विधिनिर्मितमेतमन्वयं भगवन्! पालय मास्म जीहपः ॥४॥
वपुरादिषु योऽपि कोऽपि वा गुणतोऽसानि यथा तथाविधः ।
तदयं तव पादपद्मयोरहमद्यैव मया समर्पितः ॥५॥
मम नाथ! यदस्ति योऽस्म्यहं सकलं तद्धि तवैव माधव! ।
नियतस्वमिति प्रबुद्धधीरथवा किन्नु समर्पयामि ते? ॥६॥
अवबोधितवानिमां यथा मयि नित्यां भवदीयतां स्वयम् ।
कृपयैवमनन्यभोग्यतां भगवन्! भक्तिमपि प्रयच्छ मे ॥७॥
तव दास्यसुखैकसङ्गिनां भवनेष्वस्त्वपि कीटजन्म मे ।
इतरावसथेषु मा स्म भूदपि मे जन्म चतुर्मुखात्मना ॥८॥

विषीदता नाथ विपान्नलोपमे विषादभूमौ भवसागरे विभो ।
परं प्रतीकारमपश्यताधुना मयायमात्मा भवते निवेदितः ॥ १ ॥
भवानलज्वालविलुप्तचेतनं शरण्य तेऽङ्घ्रिं शरणं भयादयाम् ।
विभाव्य भूयोऽपि दयासुधाम्बुधे विधेहि मे नाथ यथा यथेच्छसि २
विहाय संसारमहामरुस्थलीमलीकदेहादिमिलन्मरीचिकाम् ।
मनोमृगो मे करुणामृताम्बुधे विगाढुमीश त्वयि गाढमीहते ॥ ३ ॥
त्वदङ्घ्रिफुल्लाम्बुजमध्यनिर्गलन्मरन्दनिस्यन्दनितान्तलम्पट ।
मनोमिलिन्दो मम मुक्तचापलस्त्वदन्यमीशान तृणाय मन्यते ॥४॥
जगत्त्रयत्राणविधौ धृतव्रत तवाङ्घ्रिराजीवमपास्य ये जनाः ।
शरण्यमन्यन्मृगयन्ति यान्ति ते नितान्तमीशान कृतान्तदेहलीम्॥५
रमामुखाम्भोजविकासनक्षमो जगत्त्रयोद्बोधविधानदीक्षित ।
कदा मदज्ञानविभावरीं हरे हरिष्यति त्वन्नयनारुणोदय ॥६॥
सुरासुरस्वान्तचकोरचुम्बिता समस्तसन्तापचयापनोदिनी ।
महानिशीथे मम मानसे कदा स्फुरिष्यति त्वन्मुखचन्द्रचन्द्रिका ७
सुयौवनापाण्डुरगण्डमण्डलप्रतिस्फुरत्कुण्डलताण्डवाद्भुतम् ।
गदाग्रज त्वन्मुखफुल्लपङ्कजं कदा मदक्ष्णोरतिथीभविष्यति ॥८॥
सुरापगातुङ्गतरङ्गचालितां सुरासुरानीकललाटलालिताम् ।
कदा दधे देव दयामृतोदधे भवत्पदाम्भोरुहधूलिधोरणीम् ॥९॥
महाजवाश्छिन्नविवेकरश्मयो मदोद्धता देव मदक्षवाजिनः ।
हरे समासाद्य तवाङ्घ्रिमन्दुरामपास्तवेगा दधता सुशीलताम् ॥१०॥
पुरातनानां वचसामगोचरं महेशितारं पुरुषोत्तमं पतिम् ।
अपास्य त त्वां निरपत्रपा सती सती मतिर्मे कथमन्यमेष्यति ॥११॥
न जाग्रता स्वप्नगतेन वा मया समीहितं ते करुणालवाहृते ।
गिरं मदीयां यदि वेत्सि तान्त्वितीं वदा जगन्नायक मामुरीकुरु ॥१२॥

## श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# शिक्षापत्रीध्यानम् ।

विज्ञाने विलयं गते प्रसरति क्षोण्यां तमस्यान्तरे दिङ्मूढेषु भवाध्वगेषु परितः पीडैकशेषे विधौ । कारुण्यादवतीर्य मुक्तिजननीं शिक्षामदाद्यामिमां साक्षादक्षरदिव्यधामनिलयस्तामन्वहं चिन्तये ॥१॥ संसारकर्दमविवर्तनपङ्किलानां नैर्मल्यमावलयितुं रचितावताराम् । आविद्यसंततमसनिर्हरणे समर्थामादेशपत्रि! भवतीमनुचिन्तयामि ॥२॥ काऽप्यञ्जनशलाकेयमन्तस्तिमिरहारिणी । प्रज्ञादृष्टिप्रकाशाय शिक्षापत्र्युपसेव्यताम् ॥३॥ नानादेशनिवासिशिष्यजनतामुद्दिश्य याऽऽविष्कृता साक्षादक्षरवासिना नृवपुषा नारायणेन स्वयम् । सा त्वं सद्ग्रथितासि पावनि!

---

જ્યારે જગતમા વિજ્ઞાનનો વિલય થયો અને અતરના અજ્ઞાનરૂપ અધકારનો પ્રસાર થયો અને સસારમાર્ગમા ભ્રમતા પ્રાણીઓ દિગ્મૂઢ થયા-કર્તવ્યાર્થમા ભ્રાન્ત થયા અને વૈદિક કર્મમાત્રનુ સર્વપ્રકારે કેવળ પ્રાણીઓને પીડા કરવામાજ પર્યવસાન થયુ ત્યારે કેવળ કરુણાથીજ સાક્ષાત્ અક્ષરધામાધિપતિ સ્વય શ્રીહરિએ અવતાર ધારણ કરીને મોક્ષ કરનારી જે શિક્ષા આપી છે તે આ શિક્ષાપત્રીનુ હું પ્રતિદિન ધ્યાન કરૂંછુ ॥૧॥ સસારરૂપ કાદવમા ચારેતરફ આળોટણથી કાદવવાળા થયેલા મનુષ્યોને તેમનો મળ ધોઇને નિર્મળ કરવા માટે જેનો અવતાર થયોછે અને અવિદ્યારૂપ ગાઢ અધકારને ટાળવામા સમર્થ એવી હે શિક્ષાપત્રિ ! તારૂં હું ચિંતન કરૂંછુ ॥૨॥ આ શિક્ષાપત્રી, અતરના તિમિર (અજ્ઞાનરૂપ દોષ)ને હરનારી કોઇ અપૂર્વ અજનશલાકા (અજન કરવાની સળી) છે, માટે તે પ્રજ્ઞારૂપ દૃષ્ટિના પ્રકાશમાટે સર્વ કોઇએ ઉપસેવન કરવા યોગ્ય છે ॥૩॥ જે આ શિક્ષાપત્રી નાનાપ્રકારના દેશમા રહેલા શિષ્ય સમૂહોને ઉદ્દેશીને સાક્ષાત્ અક્ષરધામનિવાસી મનુષ્યમૂર્તિ શ્રીસ્વામિનારાયણ ભગવાને પોતે આવિષ્કાર કરેલી છે, તે તુ હે પાવનિ ! શતાનદમુનિએ

शतानन्दर्षिणा ग्रन्थतः शिक्षापत्रि! भवापहत्रि! भवतीमस्रान्वहं चिन्तये ॥४॥ शतानन्देन मुनिना मध्ये सत्सङ्गिजीवनम्। ग्रथितां भगवत्प्रोक्तां शिक्षापत्रीमहं श्रये ॥५॥ समस्तशास्त्रदुग्धाब्धिमध्योद्धृतमनुत्तमम्। शिक्षापत्र्यमृतं किञ्चिदमृतत्वाय कल्पते ॥६॥ शिक्षापत्र्यमृतं यदेव सहजानन्द शरण्य' सतां देवः प्राशयदाश्रितानिह मुकुन्दानन्दमुख्यान् पुरा। यत्पीत्वा प्रभवन्ति सम्पदमनायासेन तामासुरीमुच्छेत्तुं तदुपास्महे भवभयप्रध्वंसनैकौषधम् ॥७॥ संसारसागरगतान्स्वयमुद्दिधीर्षुः श्रेयस्तदेवमखिलेष्वभिकाङ्क्षमाण.। आदेशमालिखितुमादृतपत्रलेखो नारायण स्फुरतु मे हृदि वर्णिवेषः ॥८॥ व्यञ्जयन्नाश्रितस्नेहं मुग्धस्मितमुखाम्बुज। आदेशमालिखंस्त्वस्तु हृदि मे धर्मनन्दन ॥९॥,

---

ग्रन्थमा ग्रथित करेली छु, ससारनी निवृत्ति करनारी हे शिक्षापत्रि! मात तमने हुं प्रतिदिन चिंतन करूछु ॥४॥ श्रीस्वामिनारायण भगवाने कहेली अने श्रीशतानंदमुनिये श्रीसत्सगिजीवनना मध्यमा ग्रथित करेली शिक्षापत्रीनो हु आश्रय करूछु ॥५॥ समस्त शास्त्ररूप क्षीरसागरना मध्यमाथी उद्धार करेलु सर्वोत्तम शिक्षापत्रीरूप कोई अपूर्व अमृत मनुष्योना अमृत (मोक्ष) माटे कल्पायछे, अर्थात् जे पान करे ते सर्वने मोक्ष आपनारु थायछे ॥६॥ सत्पुरुषोना शरण्य (रक्षक) एवा श्रीसहजानदस्वामी देवे जे शिक्षापत्रीरूप अमृत आ लोकमा मुकुदानदादिक आश्रितोने प्रथम पान कराव्यु हतु, जे शिक्षापत्रीअमृतने पान करीने दैवी मनुष्यो अनायासथी प्रसिद्ध एवी आसुरीसपत्तिने उच्छेद करवाने माटे समर्थ थाय छे, ससाररूप रोगने नाश करवामा मुख्य औषधरूप एवु ते शिक्षापत्रीरूप अमृतनु अमो उपासन करीए छीए ॥७॥ ससारसागरमा पडेला प्राणीओनो उद्धार करी, तेमनु आत्यतिक श्रेय करवानी ईच्छाथी उपदेश लखवामाटे जेमणे पत्रने खनो स्वीकार कर्योछे एवा वर्णिवेष श्रीनारायणमुनि मारा हृदयमा सदा स्फुरणायमान रहो ॥८॥ आश्रितोउपर स्नेहने सूचवता अने सुदर मद हासवाळुं मुखकमळ जेमनु छे अने शिक्षापत्रीने लखता धर्मनदन एवा

स्वामिनारायणस्यैतत्स्वरूपमपरं हरेः । शिक्षापत्र्यात्मना भूमौ चकास्त्य-
खिलमङ्गलम् ॥१०॥ शिक्षापत्रि ! समस्तशिष्यनिवहैरभ्यर्थितेनादरात्
देवेनाखिलकारणेन सहजानन्देन याऽऽविष्कृता । तां त्वां सर्वफलप्रदां
भगवतो देवस्य तस्यापरां मूर्तिं देवि ! विभावयन्ननुदिनं सेवे मुहुः
प्रेमतः ॥११॥ शिक्षापत्र्यमृतं हिताय जगतामाविष्कृतं यन्मया मद्भक्तैरि-
दमादरादनुदिनं सेव्यं समस्तैरपि । इत्यादिष्टमनुस्मरन् भगवतः प्रेम्णा-
न्वहं यः पठेत् शिक्षापत्रमिदं स याति परमं धामाक्षरं शाश्वतम् ॥१२॥

---

શ્રીહરિ મારા હૃદયમા સદા રહો ॥૯॥ ભગવાન્ સ્વામિનારાયણ શ્રીહરિનુ સર્વકોઇનુ મગળ કરનારૂ આ બીજુ સ્વરૂપ શિક્ષાપત્રીરૂપે પૃથ્વી ઉપર પ્રકાશેછે ॥૧૦॥ હે શિક્ષાપત્રિ ! સમસ્ત શિષ્યસમૂહોએ આદરતાથી પ્રાર્થના કરેલા સર્વકારણ દેવદેવ એવા શ્રીસહજાનદસ્વામીએ જેનો આવિષ્કાર કરેલો છે, સર્વ ફળને આપનારી તે તને 'દેવ એવા ભગવાનની બીજી મૂર્તિ છે' એવી ભાવના કરીને હે દેવિ ! પ્રતિદિન પ્રેમથી વારવાર સેવુછુ ॥૧૧॥ 'જગતના હિતમાટે મેં જે શિક્ષાપત્રીરૂપ અમૃત પ્રકટ કર્યું છે તે આ અમૃત સમસ્ત મારા ભક્તોએ પ્રતિદિન આદરતાથી સેવવા યોગ્ય છે' આવી ભગવાનની આજ્ઞાને અનુસ્મરણ કરીને જે પુરૂષ પ્રેમથી આ શિક્ષાપત્રીનો પાઠ કરેછે તે સનાતન પરમ અક્ષર ધામને પામેછે ॥૧૨॥

---

ॐ नारायणाय विद्महे वासुदेवाय
धीमहि, तन्नो विष्णुः प्रचोदयात् ।

---

श्रीकृष्ण ! त्वं गतिर्मम ।
ब्रह्माहं कृष्णदासोऽस्मि ।

# શિક્ષાપત્રીવિષયાનુક્રમણિકા ।



---

कालमायापापकर्मयमदूतभयादहम् ।
श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स पातु माम् ॥
उत्तिष्ठोत्तिष्ठ गोविन्द ! उत्तिष्ठ गरुडध्वज ! ।
उत्तिष्ठ कमलाकान्त ! त्रैलोक्यं मङ्गलं कुरु ॥
आगच्छ भगवन् ! देव ! स्वस्थानात्परमेश्वर ! ।
अहं पूजां करिष्यामि सदा त्वं संमुखो भव ॥
स्वस्थानं गच्छ देवेश ! पूजामादाय मामकीम् ।
इष्टकामप्रसिद्ध्यर्थं पुनरागमनाय च ॥



श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# शिक्षापत्री ।

(अर्थसहिता)



वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि । वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये ॥१॥ लिखामि सहजानन्दस्वामी सर्वान्निजाश्रितान् । नानादेशस्थितान् शिक्षापत्रीं वृत्तालयस्थितः ॥२॥ भ्रात्रो रामप्रतापेच्छारामयोर्धर्म-

શ્રીસહજાનંદસ્વામી જેતે પોતાના સત્સંગી પ્રત્યે શિક્ષાપત્રીને લખતાથકા પ્રથમ પોતાના ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેનું ધ્યાનરૂપ મંગળાચરણ કરેછે—હું જેતે મારા હૃદયનેવિષે શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન કરુંછું તે શ્રીકૃષ્ણ કેવા છે તો—જેના ડાબા પડખાનેવિષે રાધિકાજી રહ્યા છે અને જેના વક્ષ સ્થળનેવિષે લક્ષ્મીજી રહ્યાં છે અને વૃંદાવનનેવિષે વિહારના કરનારા છે ॥૧॥ અને વૃત્તાલય ગામનેવિષે રહ્યા એવા સહજાનંદસ્વામી જેઅમે તેઅમે જેતે નાનાપ્રકારના જે સર્વે દેશ તેમનેવિષે રહ્યા એવા જે અમારા આશ્રિત સર્વે સત્સંગી તેપ્રત્યે શિક્ષાપત્રીને લખીએ છીએ ॥૨॥ શ્રીધર્મદેવથકી છે જન્મ જેમનો એવા જે અમારા ભાઈ રામપ્રતાપજી તથા ઇચ્છારામજી તેમના પુત્ર

१ 'चिन्तये हृदा' इति पाठः ।

जन्मनोः । याचयोध्याप्रसादाख्यरघुवीराभिधौ सुतौ ॥३॥ मुकुन्दानन्दमुख्याश्च नैष्ठिका ब्रह्मचारिणः । गृहस्थाश्च मयारामभट्टाद्या ये मदाश्रयाः ॥४॥ सधवा विधवा योषा याश्च मच्छिष्यतां गताः । मुक्तानन्दादयो ये स्युः साधवश्चाखिला अपि ॥५॥ स्वधर्मरक्षिका मे तैः सर्वैर्वाच्याः सदाशिषः । श्रीमन्नारायणस्मृत्या सहिता· शास्त्रसम्मताः ॥६॥ एकाग्रेणैव मनसा पत्रीलेखः सहेतुकः । अवधार्योऽयमखिलैः सर्वजीवहितावहः ।७॥ ये· पालयन्ति मनुजा· सच्छास्त्रप्रतिपादितान् । सदाचारान् सदा तेऽत्र परत्र च महासुखाः ॥८॥ तानुल्लङ्घ्यात्र वर्तन्ते ये तु स्वैरं कुबुद्धयः । त इहामुत्र

જે અયોધ્યાપ્રસાદનામે અને રઘુવીરનામે ( જેને અમે અમારા દત્તપુત્ર કરીને સર્વે સત્સંગિના આચાર્યપણાનેવિષે સ્થાપન કર્યા છે ) ॥૩॥ તથા અમારા આશ્રિત એવા જે મુકુંદાનંદ આદિક નૈષ્ઠિક બ્રહ્મચારી તથા અમારા આશ્રિત જે મયારામભટ્ટ આદિક ગૃહસ્થ સત્સંગી ॥૪॥ તથા અમારે આશ્રિત જે સુવાસિની અને વિધવા એવી સર્વે બાઇયો તથા મુક્તાનંદ આદિક જે સર્વે સાધુ ॥૫॥ એ સર્વે તેમણે પોતાના ધર્મની રક્ષાના કરનારા અને શાસ્ત્રનેવિષે પ્રમાણરૂપ અને શ્રીમન્નારાયણની સ્મૃતિએ સહિત એવા જે અમારા રુડા આશિર્વાદ તે વાચવા ॥૬॥ અને આ શિક્ષાપત્રી લખ્યાનુ· જે કારણ છે તે સર્વે તેમણે એકાગ્ર મને કરીને ધારવુ અને આ શિક્ષાપત્રી જે અમે લખી છે તે સર્વેના જીવને હિતની કરનારી છે ॥૭॥ અને શ્રીમદ્ભાગવત પુરાણ આદિક જે સચ્છાસ્ત્ર તેમણે જીવના કલ્યાણને અર્થે પ્રતિપાદન કર્યાં એવા જે અહિંસા આદિક સદાચાર તેમને જે મનુષ્ય પાળે છે તે મનુષ્ય જેતે આ લોકનેવિષે ને પરલોકનેવિષે મહાસુખિયા

च महल्लभन्ते कष्टमेव हि ॥९॥ अतो भवद्भिर्मेच्छिष्यैः सावधानतयाऽखिलैः । प्रीत्यैतामनुसृत्यैव वर्तितव्यं निरन्तरम् ॥१०॥ कस्यापि प्राणिनो हिंसा नैव कार्याऽत्र मामकैः । सूक्ष्मयूकामत्कुणादेरपि बुद्ध्या कदाचन ॥११॥ देवतापितृयागार्थमप्यजादेश्च हिंसनम् । न कर्तव्यमहिंसैव धर्मः प्रोक्तोऽस्ति यन्महान् ॥१२॥ स्त्रिया धनस्य वा प्राप्त्यै साम्राज्यस्यापि वा क्वचित् । मनुष्यस्य तु कस्यापि हिंसा कार्या न सर्वथा ॥१३॥ आत्मघातस्तु तीर्थेऽपि न कर्तव्यश्च न क्रुधा ।

થાયછે ॥૮॥ અને તે સદાચારનુ ઉલ્લઘન કરીને જે મનુષ્ય પોતાના મનમા આવે તેમ વર્તેછે તેતો કુબુદ્ધિવાળા છે અને આ લોક ને પરલોકનેવિષે નિશ્ચય મોટા કષ્ટનેજ પામેછે ॥૯॥ તેમાટે અમારા શિષ્ય એવા જે તમે સર્વે તેમણે તો પ્રીતિએ કરીને આ શિક્ષાપત્રીને અનુસરીનેજ નિરતર સાવધાનપણે વર્તવુ પણ આ શિક્ષાપત્રીનું ઉલ્લઘન કરીને વર્તવુ નહિ ॥૧૦॥

હવે તે વર્ત્યાની રીત કહીએ છીએ જે–અમારા જે સત્સગી તેમણે કોઇ જીવ પ્રાણિમાત્રની પણ હિંસા ન કરવી અને જાણિનેતો ઝીણા એવા જુ માકડ ચાચડ આદિક જીવ તેમનીપણ હિંસા ક્યારેય ન કરવી ॥૧૧॥ અને દેવતા અને પિતૃ તેના યજ્ઞનેઅર્થે પણ બકરા મૃગલા શશલા માછલા આદિક કોઇ જીવની હિંસા ન કરવી, કેમ જે અહિંસા છે તેજ મોટો ધર્મ છે એમ સર્વ શાસ્ત્રમા કહ્યો છે ॥૧૨॥ અને સ્ત્રી, ધન અને રાજ્ય તેની પ્રાપ્તિનેઅર્થે પણ કોઈ મનુષ્યની હિંસાતો કોઈ પ્રકારે ક્યારેય પણ નજ કરવી ॥૧૩॥ અને આત્મઘાત તો તીર્થનેવિષે પણ ન કરવો અને ક્રોધે કરીને ન કરવો અને ક્યારેક કોઈ

१ 'साम्राज्यस्य च वा' इति पाठ ।

अयोग्याचरणात् क्वापि न विषोद्बन्धनादिना ॥१४॥ न भक्ष्यं सर्वथा मांसं यज्ञशिष्टमपि क्वचित् । न पेयं च सुरामद्यमपि देवनिवेदितम् ॥१५॥ अकार्याचरणे क्वापि जाते स्वस्य परस्य वा । अङ्गच्छेदो न कर्तव्यः शस्त्राद्यैश्च क्रुधापि वा ॥१६॥ स्तेनकर्म न कर्तव्यं धर्मार्थमपि केनचित् । सस्वामिकाष्ठपुष्पादि न ग्राह्यं तदनाज्ञया ॥१७॥ व्यभिचारो न कर्तव्यः पुम्भिः स्त्रीभिश्च मां श्रितैः । द्यूतादि व्यसनं त्याज्यं नाद्यं भङ्गादि मादकम् ॥१८॥ अग्राह्यान्नेन पक्वं यदन्नं तदुदकं च न ।

અયોગ્ય આચરણ થઈ જાય તેથકી મુઝાઇને પણ આત્મઘાત ન કરવો અને ઝેર ખાઇને તથા ગળેટુંપો ખાઇને તથા કુવે પડીને તથા પર્વત ઉપરથી પડીને ઇત્યાદિક કોઈ રીતે આત્મઘાત ન કરવો ॥૧૪॥ અને જે માસ છે તેતો યજ્ઞનુ શેષ હોય તોપણ આપત્કાળમા પણ ક્યારેય ન ખાવુ અને ત્રણ પ્રકારની સુરા અને અગીયાર પ્રકારનુ મદ્ય તે દેવતાનુ નૈવેદ્ય હોય તોપણ ન પીવુ ॥૧૫॥ અને ક્યારેક પોતાવતે કાઇક અયોગ્ય આચરણ થઈ ગયુ હોય અથવા કોઈ બીજાવતે અયોગ્ય આચરણ થઇ ગયુ હોય તો શસ્ત્રાદિકે કરીને પોતાના અગનુ તથા બીજાના અગનુ છેદન ન કરવુ અથવા ક્રોધે કરીને પણ પોતાના અગનુ તથા બીજાના અગનુ છેદન ન કરવુ ॥૧૬॥ અને ધર્મ કરવાને અર્થે પણ અમારા સત્સગી કોઇએ ચોરનુ કર્મ ન કરવુ અને ધણિયાતુ જે કાષ્ઠ પુષ્પ આદિક વસ્તુ તે તેના ધણિની આજ્ઞા વિના ન લેવુ ॥૧૭॥ અને અમારા આશ્રિત જે પુરુષ તથા સ્ત્રિયો તેમણે વ્યભિચાર ન કરવો અને જુગટુ આદિક જે વ્યસન તેનો ત્યાગ કરવો અને ભાગ્ય, મફર, માજમ, ગાજો એ આદિક જે કેફ કરનારા વસ્તુ તે ખાવા નહિ અને

१ 'स्तेयकर्म' इति पाठ ।

जगन्नाथपुरं हित्वा ग्राह्यं कृष्णप्रसादचपि ॥१९॥ मिथ्यापवादः कस्मिंश्चिदपि स्वार्थस्य सिद्धये । नारोप्यो नापशब्दाश्च भाषणीयाः कदाचन ॥२०॥ देवतातीर्थविप्राणां साध्वीनां च सतामपि । वेदानां च न कर्तव्या निन्दा श्रव्या न च क्वचित् ॥२१॥ देवतायै भवेद्यस्यै सुरामांसनिवेदनम् । यत्पुरोऽजादिहिंसा च न भक्ष्यं तन्निवेदितम् ॥२२॥ दृष्ट्वा शिवालयादीनि देवागाराणि वर्त्मनि । प्रणम्यं तानि तद्देवदर्शनं कार्यमादरात् ॥२३॥ स्ववर्णाश्रमधर्मो यः स हातव्यो न केनचित् ।

પીવાં પણ નહિ ॥૧૮॥ અને જેના હાથનું રાંધેલ અન્ન તથા જેના પાત્રનું જળ તે ખપતું ન હોય તેણે રાંધેલ અન્ન તથા તેના પાત્રનું જળ તે શ્રીકૃષ્ણભગવાનની પ્રસાદી ચરણામૃતના માહાત્મ્યેકરીનેપણ જગન્નાથપુરી વિના અન્ય સ્થાનકવિષે ગ્રહણ ન કરવું અને જગન્નાથપુરીનેવિષે જગન્નાથજીનો પ્રસાદ લેવાય તેનો દોષ નહિ ॥૧૯॥ અને પોતાના સ્વાર્થની સિદ્ધિને અર્થેપણ કોઇનેવિષે મિથ્યા અપવાદ આરોપણ ન કરવો અને કોઇને ગાળતો ક્યારેય ન દેવી ॥૨૦॥ અને દેવતા, તીર્થ, બ્રાહ્મણ, પતિવ્રતા, સાધુ અને વેદ એમની નિંદા ક્યારેય ન કરવી અને ન સાંભળવી ॥૨૧॥ અને જે દેવતાને સુરા અને માંસનું નૈવેદ્ય થતું હોય અને વળી જે દેવતાને આગળ બકરા આદિક જીવની હિંસા થતી હોય તે દેવતાનું નૈવેદ્ય ન ખાવું ॥૨૨॥ અને માર્ગનેવિષે ચાલતે શિવાલયાદિક જે દેવમંદિર આવે તેને જોઇને તેને નમસ્કાર કરવો અને આદરથકી તે દેવનું દર્શન કરવું ॥૨૩॥ અને પોતપોતાના વર્ણાશ્રમનો જે ધર્મ તે કોઈ સત્સંગિએ ત્યાગ ન કરવો અને પરધર્મનું આચરણ ન કરવું તથા પાખંડ ધર્મનું આચરણ ન કરવું તથા કલ્પિત ધર્મનું

१ 'जगन्नाथपुरोऽन्यत्र' इति पाठः । २ 'प्रणम्य' इति पाठः ।

परधर्मो न चाचर्यो न च पाषण्डकल्पितः ॥२४॥ कृष्णभक्तेः स्वधर्माद्वा पतनं यस्य वाक्यतः । स्यात्तन्मुखान्न वै श्रव्याः कथावार्ताश्च वा प्रभोः ॥२५॥ स्वपरद्रोहजननं सत्यं भाष्यं न कर्हिचित् । कृतघ्नसङ्गस्त्यक्तव्यो लुञ्चा ग्राह्या न कस्यचित् ॥२६॥ चोरपापिव्यसनिनां सङ्गः पाषण्डिनां तथा । कामिनां च न कर्तव्यो जनवञ्चनकर्मणाम् ॥२७॥ भक्तिं वा ज्ञानमालम्ब्य स्त्रीद्रव्यरसलोलुभाः । पापे प्रवर्तमानाः स्युः कार्यस्तेषां न सङ्गमः ॥२८॥ कृष्णकृष्णावताराणां खण्डनं यत्र युक्तिभिः । कृतं स्यात्तानि शास्त्राणि न मान्यानि कदाचन ॥२९॥ अगालितं न पातव्यं पानीयं च पयस्तथा । स्नानादि

આચરણ ન કરવુ ॥૨૪॥ અને જેના વચનને સાભળવે કરીને શ્રીકૃષ્ણભગવાનની ભક્તિ ને પોતાનો ધર્મ એ બેયથી પડી જવાય તેના મુખથકી ભગવાનની કથા વાર્તા ન સાંભળવી ॥૨૫॥ અને જે સત્યવચન બોલવેકરીને પોતાનો દ્રોહ થાય તથા પારકો દ્રોહ થાય એવુ જે સત્યવચન તે ક્યારેય ન બોલવું અને જે કૃતઘ્ની હોય તેના સંગનો ત્યાગ કરવો અને વ્યવહારકાર્યનેવિષે કોઈની લાચ ન લેવી ॥૨૬॥ અને ચોર, પાપી, વ્યસની, પાખડી, કામી તથા કિમિયા આદિક ક્રિયાએ કરીને જનનો ઠગનારો એ છ પ્રકારના જે મનુષ્ય તેમનો સંગ ન કરવો ॥૨૭॥ અને જે મનુષ્ય ભક્તિનુ અથવા જ્ઞાનનુ આલબન કરીને સ્ત્રી દ્રવ્ય અને રસાસ્વાદ તેનેવિષે અતિશય લોલુપથકા પાપનેવિષે પ્રવર્તતા હોય તે મનુષ્યનો સમાગમ ન કરવો ॥૨૮॥ અને જે શાસ્ત્રનેવિષે શ્રીકૃષ્ણભગવાન્ તથા શ્રીકૃષ્ણભગવાનના જે વરાહાદિક અવતાર તેમનુ યુક્તિએ કરીને ખડન કર્યું હોય એવા જે શાસ્ત્ર તે ક્યારેય ન માનવા અને ન

१ 'पाखण्डकल्पित.' इति पाठ । २ 'पाखण्डिनां' इति पाठ ।

नैव कर्तव्यं सूक्ष्मजन्तुमयाम्भसा ॥३०॥ यदौषधं च सुरया सम्पृक्तं पललेन वा । अज्ञातवृत्तवैद्येन दत्तं चाद्यं न तत् क्वचित् ॥३१॥ स्थानेषु लोकशास्त्राभ्यां निषिद्धेषु कदाचन । मलमूत्रोत्सर्जनं च न कार्यं ष्ठीवनं तथा ॥३२॥ अद्वारेण न निर्गम्यं प्रवेष्टव्यं न तेन च । स्थाने सस्वामिके वासः कार्योऽपृष्ट्वा न तत्पतिम् ॥३३॥ ज्ञानवार्ताश्रुतिर्नार्या मुखात् कार्या न पूरुषैः । न विवादः स्त्रिया कार्यो न राज्ञा न च तज्जनैः ॥३४॥ अपमानो न कर्तव्यो गुरूणां च वरीयसाम् । लोके प्रतिष्ठि-

સાભળવા ॥૨૯॥ અને ગાળ્યા વિનાનુ જે જળ તથા દુધ તે ન પીવુ અને જે જળનેવિષે ઝીણા જીવ ઘણાક હોય તે જળે કરીને સ્નાનાદિક ક્રિયા ન કરવી ॥૩૦॥ અને જે ઔષધ દારુ તથા માસ તેણે યુક્ત હોય તે ઔષધ ક્યારેય ન ખાવુ અને વળી જે વૈદ્યના આચરણને જાણતા ન હોઇએ તે વૈદ્યે આપ્યુ જે ઔષધ તેપણ ક્યારેય ન ખાવુ ॥૩૧॥ અને લોક ને શાસ્ત્ર તેમણે મળમૂત્ર કરવાને અર્થે વર્જ્યાં એવા સ્થાનક જે જીર્ણ દેવાલય તથા નદી તલાવના આરા તથા માર્ગ તથા વાવેલુ ખેતર તથા વૃક્ષની છાયા તથા ફુલવાડી બગિચા એ આદિક જે સ્થાનક તેમનેવિષે ક્યારેય પણ મળમૂત્ર ન કરવુ તથા થુકવુ પણ નહિ ॥૩૨॥ અને ચોરમાર્ગે કરીને પેસવુ નહિ અને નિસરવુ નહિ અને જે સ્થાનક ધણીયાતું હોય તે સ્થાનકનેવિષે તેના ધણીને પુછ્યા વિના ઉતારો ન કરવો ॥૩૩॥ અને અમારા સત્સંગી જે પુરુષમાત્ર તેમણે બાઇમાણસના મુખથકી જ્ઞાનવાર્તા ન સાભળવી અને સ્ત્રિયો સાથે વિવાદ ન કરવો તથા રાજા સઘાથે તથા રાજાના માણસ સઘાથે વિવાદ ન કરવો ॥૩૪॥ અને

१ 'सम्पृष्ट' इति पाठ । २ 'अमार्गेण' इति पाठ । ३ 'वाऽऽस' इति पाठ ।

तानां च विदुषां शस्त्रधारिणाम् ॥३५॥ कार्यं न सहसा किञ्चित्कार्यो धर्मस्तु सत्वरम्। पाठनीयाऽधीतविद्या कार्यः सङ्गोऽन्वहं सताम् ॥३६॥ गुरुदेवनृपेक्षार्थं न गम्यं रिक्तपाणिभिः। विश्वासघातो नो कार्यः स्वश्लाघा स्वमुखेन च ॥३७॥ यस्मिन् परिहितेऽपि स्युर्दृश्यान्यङ्गानि चात्मनः। तद्दूष्यं वसनं नैव परिधार्यं मदाश्रितैः ॥३८॥ धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा। अज्ञनिन्दाभयान्नैव त्याज्यं श्रीकृष्णसेवनम् ॥३९॥ उत्सवाहेषु नित्यं च कृष्णमन्दिर

---

ગુરુનુ અપમાન ન કરવુ તથા જે અતિશય શ્રેષ્ઠ મનુષ્ય હોય તથા જે લોકનેવિષે પ્રતિષ્ઠિત મનુષ્ય હોય તથા જે વિદ્વાન્ મનુષ્ય હોય તથા જે શસ્ત્રધારી મનુષ્ય હોય તે સર્વેનુ અપમાન ન કરવુ ॥૩૫॥ અને વિચાર્યા વિના તત્કાળ કાંઈ કાર્ય ન કરવુ અને ધર્મસબંધી જે કાર્ય તેતો તત્કાળ કરવુ અને પોતે જે વિદ્યા ભણ્યા હોઈએ તે બીજાને ભણાવવી અને નિત્ય પ્રત્યે સાધુનો સમાગમ કરવો ॥૩૬॥ અને ગુરુ દેવ અને રાજા એ ત્રણના દર્શનને અર્થે જ્યારે જવુ ત્યારે ઠાલે હાથે ન જવુ અને કોઈનો વિશ્વાસઘાત ન કરવો અને પોતાને મુખે કરીને પોતાના વખાણ ન કરવા ॥૩૭॥ અને જે વસ્ત્ર પહેર્યેથકે પણ પોતાના અગ દેખાય તેવુ જે ભુડુ વસ્ત્ર તે અમારા સત્સગી તેમણે ન પહેરવુ ॥૩૮॥ અને શ્રીકૃષ્ણભગવાનની જે ભક્તિ તે ધર્મે રહિત એવી કોઈ પ્રકારે ન કરવી અને અજ્ઞાની એવા જે મનુષ્ય તેમની નિંદાના ભયથકી શ્રીકૃષ્ણભગવાનની સેવાનો ત્યાગ કરવોજ નહિ ॥૩૯॥ અને ઉત્સવના દિવસનેવિષે તથા નિત્ય પ્રત્યે શ્રીકૃષ્ણના મદિરમા આવ્યા એવા જે સત્સગી પુરુષ તેમણે તે મદિરનેવિષે સ્ત્રીયોનો સ્પર્શ ન કરવો તથા સ્ત્રીયો તેમણે પુરુષનો સ્પર્શ ન કરવો અને મદિરમાથી નિસર્યા પછી પોતપોતાની

मागतैः । पुम्भिः स्पृश्या न वनितास्तत्र ताभिश्च पूरुषाः ॥४०॥ कृष्णदीक्षां गुरोः प्राप्तैस्तुलसीमालिके गले । धार्ये नित्यं चोर्ध्वपुण्ड्रं ललाटादौ द्विजातिभिः ॥४१॥ तत्तु गोपीचन्दनेन चन्दनेनाथवा हरेः । कार्यं पूजावशिष्टेन केशरादियुतेन च ॥४२॥ तन्मध्य एव कर्तव्यः पुण्ड्रद्रव्येण चन्द्रकः । कुङ्कुमेनाथवा वृत्तो राधालक्ष्मीप्रसादिना ॥४३॥ सच्छूद्राः कृष्णभक्ता ये तैस्तु मालोर्ध्वपुण्ड्रके । द्विजातिवद्धारणीये निजधर्मेषु संस्थितैः ॥४४॥ भक्तैस्तदितरैर्माले चन्दनादीन्धनोद्भवे । धार्ये कण्ठे ललाटेऽथ कार्यः केवलचन्द्रकः ॥४५॥ त्रिपुण्ड्ररुद्राक्षधृतिर्येषां स्यात्स्वकुलागता । तैस्तु विप्रादिभिः

रीते वर्तवु ॥४०॥ अने धर्मवशी गुरुथकी श्रीकृष्णनी दीक्षाने पाम्या एवा जे ब्राह्मण क्षत्रिय अने वैश्य ए त्रण वर्णना अमारा सत्संगी तेमणे कंठनेविषे तुळसीनी बेवडी माळा नित्ये धारवी अने ललाट, हृदय अने बे हाथ ए चारे ठेकाणे ऊर्ध्वपुंड्र तिलक करवुं ॥४१॥ अने ते तिलक जे ते गोपीचंदने करीने करवुं अथवा भगवाननी पूजा करतां बाकी रह्युं अने केशर कुंकुमादिके युक्त एवुं जे प्रसादि चंदन तेणे करीने तिलक करवुं ॥४२॥ अने ते तिलकना मध्यनेविषेज गोळ एवो जे चांदलो ते जे ते गोपीचन्दने करीने करवो अथवा राधिकाजी अने लक्ष्मीजी तेनुं प्रसादि एवुं जे कुंकुम तेणे करीने ते चांदलो करवो ॥४३॥ अने पोताना धर्मनेविषे रह्या अने श्रीकृष्णना भक्त एवा जे सच्छूद्र तेमणे तो तुळसीनी माळा अने ऊर्ध्वपुंड्र तिलक ते ब्राह्मण क्षत्रिय वैश्यनी पेठे धारवां ॥४४॥ अने ते सच्छूद्रथकी बीजा जे जातिए करीने उतरता एवा भक्तजन तेमणे तो चंदनादिक काष्ठनी जे बेवडी माळा ते भगवाननी प्रसादि करावीने कंठनेविषे धारवी अने ललाट-

क्वापि न त्याज्या सा मदाश्रितैः ॥४६॥ ऐकात्म्यमेव विज्ञेयं
नारायणमहेशयोः । उभयोर्ब्रह्मरूपेण वेदेषु प्रतिपादनात्
॥४७॥ शास्त्रोक्त आपद्धर्मो यः स त्वल्पापदि कर्हिचित् ।
मदाश्रितैर्मुख्यतया ग्रहीतव्यो न मानवैः ॥४८॥ प्रत्यहं तु
प्रबोद्धव्यं पूर्वमेवोदयाद्रवेः । विधाय कृष्णस्मरणं कार्यः
शौचविधिस्ततः ॥४९॥ उपविश्यैव चैकत्र कर्तव्यं दन्तधा-
वनम् । स्नात्वा शुच्यम्बुना धौते परिधार्ये च वाससी ॥५०॥
उपविश्य ततः शुद्ध आसने शुचिभूतले । असङ्कीर्ण उप-
स्पृश्यं प्राङ्मुखं वोत्तरामुखम् ॥५१॥ कर्तव्यमूर्ध्वपुण्ड्रं च

---

નેવિષે કેવળ ચાંદલો કરવો પણ તિલક ન કરવું ॥૪૫॥ અને જે બ્રાહ્મ-
ણાદિકને ત્રિપુંડ્ર જે આડું તિલક કરવું તથા રુદ્રાક્ષની માળા ધારવી
એ બે વાનાં પોતાની કુળપરંપરાએ કરીને ચાલ્યાં આવ્યાં હોય અને
તે બ્રાહ્મણાદિક અમારા આશ્રિત થયા હોય તોપણ તેમણે તે ત્રિપુંડ્ર
અને રુદ્રાક્ષનો ક્યારેય ત્યાગ ન કરવો ॥૪૬॥ અને નારાયણ અને
શિવજી એ બેનું એકાત્માપણુંજ જાણવું, કેમજે વેદનેવિષે એ બેનું
બ્રહ્મરૂપે કરીને પ્રતિપાદન કર્યું છે ॥૪૭॥ અને અમારા આશ્રિત જે
મનુષ્ય તેમણે શાસ્ત્રે કહ્યો જે આપદ્ધર્મ તે અલ્પ આપત્કાળને વિષે
મુખ્યપણે કરીને ક્યારેય ગ્રહણ ન કરવો ॥૪૮॥ અને અમારા સત્સંગી
તેમણે નિત્ય સૂર્ય ઉગ્યાથી પ્રથમજ જાગવું અને શ્રીકૃષ્ણ ભગવાનનું
સ્મરણ કરીને પછી શૌચવિધિ કરવા જવું ॥૪૯॥ અને પછી એક
સ્થાનનેવિષે બેસીને દાતણ કરવું અને પછી પવિત્ર જળેકરીને સ્નાન
કરીને પછી ધોયલું વસ્ત્ર એક પહેરવું અને એક ઓઢવુ ॥૫૦॥ અને
તે વાર પછી પવિત્ર પૃથ્વીનેવિષે પાથર્યું અને શુદ્ધ ને કોઈ બીજા આસ-
નને અડ્યું ન હોય અને જે ઉપર સારીપેઠે બેસાય એવું જે આસન

पुम्भिरेव सचन्द्रकम् । कार्यः सधवनारीभिर्भाले कुङ्कुमचन्द्रकः ॥५२॥ पुण्ड्रं वा चन्द्रको भाले न कार्यो मृतनाथया । मनसा पूजनं कार्यं ततः कृष्णस्य चाखिलैः ॥५३॥ प्रणम्य राधाकृष्णस्य लेख्यार्चां तत आदरात् । शक्त्या जपित्वा तन्मन्त्रं कर्तव्यं व्यावहारिकम् ॥५४॥ ये त्वम्बरीषवद्भक्ताः स्युरिहात्मनिवेदिनः । तैश्च मानसपूजान्तं कार्यमुक्तक्रमेण वै ॥५५॥ शैली वा धातुजा मूर्तिः शालग्रामोऽर्च्य

તેનેવિષે પૂર્વમુખે અથવા ઉત્તરમુખે બેસીને આચમન કરવું ॥૫૧॥ અને પછી સત્સંગી પુરુષમાત્રને ચાંદલે સહિત ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું અને સુવાસિની જે સ્ત્રિયો તેમણેતો પોતાના ભાલનેવિષે કુંકુમનો ચાંદલો કરવો ॥૫૨॥ અને તે વિધવા સ્ત્રિયોમાત્રને પોતાના ભાલનેવિષે તિલક ન કરવું ને ચાંદલો પણ ન કરવો અને તે પછી તે સર્વે જે અમારા સત્સંગી તેમણે મનેકરીને કલ્પ્યા જે ચદન પુષ્પાદિક ઉપચાર તેમણે કરીને શ્રીકૃષ્ણ ભગવાનની માનસીપૂજા કરવી ॥૫૩॥ અને તેપછી શ્રીરાધાકૃષ્ણની જે ચિત્રપ્રતિમા તેનું આદરથકી દર્શન કરીને નમસ્કાર કરીને પછી પોતાના સામર્થ્ય પ્રમાણે શ્રીકૃષ્ણનો જે અષ્ટાક્ષર મત્ર તેનો જપ કરીને તે પછી પોતાનું વ્યાવહારિક કામકાજ કરવું ॥૫૪॥ અને જે અમારા સત્સંગિમા અબરીષ રાજાની પેઠે આત્મનિવેદી એવા ઉત્તમ ભક્ત હોય તેમણેપણ પ્રથમ કહ્યું તેવીરીતે અનુક્રમે કરીને માનસીપૂજાપર્યન્ત સર્વે ક્રિયા કરવી ॥૫૫॥ અને તે જે આત્મનિવેદી ભક્ત તેમણે પાષાણની અથવા ધાતુની જે શ્રીકૃષ્ણભગવાનની પ્રતિમા અથવા શાળગ્રામ તેની જે પૂજા તે દેશકાળને અનુસરીને પોતાના સામર્થ્ય પ્રમાણે પ્રાપ્ત થયાં જે ચદન પુષ્પ ફળાદિક વસ્તુ તેણેકરીને કરવી

१ 'मानस' इति पाठः । २ 'जप्त्वाऽथ' इति पाठः ।

एव तैः । द्रव्यैर्यथाप्तैः कृष्णस्य जप्योऽथाष्टाक्षरो मनुः ॥५६॥ स्तोत्रादेरथ कृष्णस्य पाठः कार्यः स्वशक्तितः । तथानधीतगीर्वाणैः कार्यं तन्नामकीर्तनम् ॥५७॥ हरेर्विधाय नैवेद्यं भोज्यं प्रासादिकं ततः । कृष्णसेवापरैः प्रीत्या भवितव्यं च तैः सदा ॥५८॥ प्रोक्तास्ते निर्गुणा भक्ता निर्गुणस्य हरेर्यतः । सम्बन्धात्तत्क्रियाः सर्वा भवन्त्येव हि निर्गुणाः ॥५९॥ भक्तैरेतैस्तु कृष्णायानर्पितं वार्यपि क्वचित् । न पेयं नैव भक्ष्यं च पत्रकन्दफलाद्यपि ॥६०॥ सर्वैरशक्तौ वार्धक्याद्गरीयस्यापदाऽथवा । भक्ताय कृष्णमन्यस्मै दत्त्वा वृत्त्य यथाबलम्

અને પછી શ્રીકૃષ્ણભગવાનનો જે અષ્ટાક્ષર મંત્ર તેનો જપ કરવો ॥૫૬॥ અને તે પછી શ્રીકૃષ્ણભગવાનના જે સ્તોત્ર અથવા ગ્રંથ તેનો જે પાઠ તે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવો અને જે સંસ્કૃત ન ભણ્યા હોય તેમણે શ્રીકૃષ્ણભગવાનનું નામકીર્તન કરવું ॥૫૭॥ અને પછી શ્રીકૃષ્ણભગવાનને નૈવેદ્ય કરીને પછી તે પ્રસાદિ એવું જે અન્ન તે જમવું અને તે જે આત્મનિવેદી વૈષ્ણવ તેમણે સર્વે કાળનેવિષે પ્રીતિએ કરીને શ્રીકૃષ્ણભગવાનની સેવાપરાયણ થવું ॥૫૮॥ અને નિર્ગુણ કે'તા માયાના જે સત્ત્વાદિક ત્રણ ગુણ તેણે રહિત એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તેના સંબન્ધથકી તે આત્મનિવેદી ભક્તની જે સર્વે ક્રિયા તે નિર્ગુણ થાયછે તે હેતુમાટે તે આત્મનિવેદી ભક્ત જેતે નિર્ગુણ કહ્યાછે ॥૫૯॥ અને એ જે આત્મનિવેદી ભક્ત તેમણે શ્રીકૃષ્ણભગવાનને અર્પણ કર્યા વિનાનું જળપણ ક્યારેય ન પીવું અને પત્ર કંદ ફળાદિક જે વસ્તુ તેપણ શ્રીકૃષ્ણભગવાનને અર્પ્યા વિનાનું ન ખાવું ॥૬૦॥ અને વળી સર્વ જે

१ 'तद्गुणकीर्तनम्' इति पाठः । २ 'निवेद्य हरयेऽन्नाद्य' इति पाठः । ३ 'वृद्धत्वात्' इति पाठः ।

॥૬૧॥ આચાર્યેણૈવ દત્તં યદ્યચ્ચ તેન પ્રતિષ્ઠિતમ્ । કૃષ્ણસ્વરૂપં તત્સેવ્યં વન્દ્યમેવેતરત્તુ યત્ ॥૬૨॥ ભગવન્મન્દિરં સર્વૈઃ સાયં ગન્તવ્યમન્વહમ્ । નામસઙ્કીર્તનં કાર્યં તત્રોચ્ચૈ રાધિકાપતેઃ ॥૬૩॥ કાર્યાસ્તસ્ય કથાવાર્તાઃ શ્રવ્યાશ્ચ પરમાદરાત્ । વાદિત્રસહિતં કાર્યં કૃષ્ણકીર્તનમુત્સવે ॥૬૪॥ પ્રત્યહં કાર્યમિત્થં હિ સર્વૈરપિ મદાશ્રિતૈઃ । સંસ્કૃતપ્રાકૃતગ્રન્થાભ્યાસશ્ચાપિ યથામતિ ॥૬૫॥ યાદૃશૈર્યો ગુણૈર્યુક્તસ્તાદૃશે સ તુ કર્મણિ । યોજ-

અમારા સત્સંગી તેમણે વૃદ્ધપણાથકી અથવા કોઈ મોટા આપત્કાળે કરીને અસમર્થપણું થઇ ગયે સતે પોતે સેવવાનુ જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ તે બીજા ભક્તને આપીને પોતે પોતાના સામર્થ્ય પ્રમાણે વર્તવુ ॥૬૧॥ અને જે શ્રીકૃષ્ણનું સ્વરૂપ પોતાને સેવવાને અર્થે ધર્મવંશના જે આચાર્ય તેમણેજ આપ્યુ હોય અથવા તે આચાર્યે જે સ્વરૂપની પ્રતિષ્ઠા કરી હોય તેજ સ્વરૂપને સેવવુ અને તે વિના બીજું જે શ્રીકૃષ્ણનુ સ્વરૂપ તેતો નમસ્કાર કરવા યોગ્ય છે પણ સેવવા યોગ્ય નથી ॥૬૨॥ અને અમારા જે સર્વે સત્સંગી તેમણે નિત્ય પ્રત્યે સાયકાળે ભગવાનના મંદિર પ્રત્યે જવુ અને તે મંદિરનેવિષે શ્રીરાધિકાજીના પતિ એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તેના નામનું ઉચ્ચ સ્વરે કરીને કીર્તન કરવું ॥૬૩॥ અને તે શ્રીકૃષ્ણની જે કથા વાર્તા તે પરમ આદરથકી કરવી ને સાંભળવી અને ઉત્સવને દિવસે વાજીત્રસહિત શ્રીકૃષ્ણના કીર્તન કરવા ॥૬૪॥ અને અમારા આશ્રિત જે સર્વે સત્સંગી તેમણે જે પ્રકારે પૂર્વે કહ્યુ એ પ્રકારે કરીનેજ નિત્ય પ્રત્યે કરવું અને સંસ્કૃત અને પ્રાકૃત એવા જે સદ્ગ્રંથ તેમનો અભ્યાસ પણ પોતાની બુદ્ધિને અનુસારે કરવો ॥૬૫॥ અને જે મનુષ્ય જેવા ગુણેકરીને યુક્ત હોય તે મનુષ્યને તેવા કાર્યનેવિષે વિચારીનેજ પ્રેરવો પણ જે કાર્યનેવિષે જે યોગ્ય ન હોય તે કાર્યનેવિષે

नीयो विचार्यैव नान्यथा तु कदाचन ॥६६॥ अन्नवस्त्रादिभिः सर्वे स्वकीयाः परिचारकाः । सम्भावनीयाः सततं यथायोग्यं यथाधनम् ॥६७॥ यादृग्गुणो यः पुरुषस्तादृशा वचनेन सः । देशकालानुसारेण भाषणीयो न चान्यथा ॥६८॥ गुरुभूपालवर्षिष्ठत्यागिविद्वत्तपस्विनाम् । अभ्युत्थानादिना कार्यः सन्मानो विनयान्वितैः ॥६९॥ नोरौ कृत्वा पादमेकं गुरुदेवनृपान्तिके । उपवेश्यं सभायां च जानू बद्ध्वा न वाससा ॥७०॥ विवादो नैव कर्तव्यः स्वाचार्येण सह क्वचित्। पूज्योऽन्नधनवस्त्राद्यैर्यथाशक्ति स चाखिलैः ॥७१॥ तमायान्तं

તેને ક્યારેય ન પ્રેરવો ॥૬૬॥ અને પોતાના જે સેવક હોય તે સર્વેની પોતાના સામર્થ્ય પ્રમાણે અન્ન વસ્ત્રાદિકે કરીને યથાયોગ્ય સંભાવના નિરંતર રાખવી ॥૬૭॥ અને જે પુરુષ જેવા ગુણવાળો હોય તે પુરુષને તેવા વચનેકરીને દેશકાળાનુસારે યથાયોગ્ય બોલાવવો પણ એથી બીજી રીતે ન બોલાવવો ॥૬૮॥ અને વિનયે કરીને યુક્ત એવા જે અમારા આશ્રિત સત્સંગી તેમણે ગુરૂ, રાજા, અતિવૃદ્ધ, ત્યાગી, વિદ્વાન્ અને તપસ્વી એ છ જણા આવે ત્યારે સન્મુખ ઉઠવું તથા આસન આપવું તથા મધુરે વચન બોલાવવું ઇત્યાદિક ક્રિયાએ કરીને એમનુ સન્માન કરવું ॥૬૯॥ અને ગુરૂ દેવ ને રાજા એમને સમીપે તથા સભાનેવિષે પગઉપર પગ ચઢાવીને ન બેસવુ તથા વસ્ત્રે કરીને ઢીંચણને બાંધીને ન બેસવુ ॥૭૦॥ અને અમારા આશ્રિત જે સર્વે સત્સંગી તેમણે પોતાના આચાર્ય સંઘાથે ક્યારેયપણ વિવાદ ન કરવો અને પોતાના સામર્થ્યપ્રમાણે અન્ન ધન વસ્ત્રાદિકે કરીને તે પોતાના આચાર્યને પૂજવા ॥૭૧॥ અમારા જે આશ્રિત જન તેમણે પોતાના આચાર્યને આવતા સાંભળીને

१ 'आचार्येण' इति पाठः ।

निशम्याशु प्रत्युद्गन्तव्यमादरात् । तस्मिन् यात्यनुगम्यं च ग्रामान्तावधि मच्छ्रितैः ॥७२॥ अपि भूरिफलं कर्म धर्मापेतं भवेद्यदि । आचर्यं तर्हि तन्नैव धर्मः सर्वार्थदोऽस्ति हि ॥७३॥ पूर्वैर्महद्भिरपि यदधर्माचरणं क्वचित् । कृतं स्यात्तत्तु न ग्राह्यं ग्राह्यो धर्मस्तु तत्कृतः ॥७४॥ गुह्यवार्ता तु कस्यापि प्रकाश्या नैव कुत्रचित् । समदृष्ट्या न कार्यश्च यथार्हार्चाव्यतिक्रमः ॥७५॥ विशेषनियमो धार्यश्चातुर्मास्येऽखिलैरपि । एकस्मिन् श्रावणे मासि स त्वशक्तैस्तु मानवैः ॥७६॥ विष्णोः कथायाः

આદરથકી તત્કાળ સન્મુખ જવું અને તે આચાર્ય પોતાના ગામથી પાછા પધારે ત્યારે ગામની ભાગોળસુધી વળાવવા જવું ॥૭૨॥ અને ઘણુક છે ફળ જેનેવિષે એવું પણ જે કર્મ તે જો ધર્મે રહિત હોય તો તેનુ આચરણ નજ કરવું, કેમજે ધર્મ છે તેજ સર્વ પુરૂષાર્થનો આપનારો છે, માટે કોઇક ફળના લોભે કરીને ધર્મનો ત્યાગ ન કરવો ॥૭૩॥ અને પૂર્વે થયા જે મોટા પુરૂષ તેમણે પણ જો ક્યારેક અધર્માચરણ કર્યું હોય તો તેનું ગ્રહણ ન કરવું અને તેમણે જે ધર્માચરણ કર્યું હોય તો તેનુ ગ્રહણ કરવુ ॥૭૪॥ અને કોઇની પણ જે ગુહ્યવાર્તા તેતો કોઈ ઠેકાણે પણ પ્રકાશ કરવીજ નહિ અને જે જીવનુ જેવી રીતે સન્માન કરવું ઘટતુ હોય તેનુ તેવી રીતેજ સન્માન કરવુ પણ સમદૃષ્ટિએ કરીને એ મર્યાદાનુ ઉલ્લંઘન કરવુ નહિ ॥૭૫॥ અને અમારા જે સર્વે સત્સંગી તેમણે ચાતુર્માસનેવિષે વિશેષનિયમ ધારવો અને જે મનુષ્ય અસમર્થ હોય તેમણે તો એક શ્રાવણ માસનેવિષે વિશેષ નિયમ ધારવો ॥૭૬॥ અને તે વિશેષ નિયમ તે કિયા તો-ભગવાનની કથાનુ શ્રવણ કરવુ તથા કથા વાચવી તથા ભગવાનના ગુણનુ કીર્તન કરવુ તથા

१ 'तच्छ्रितै' इति पाठः ।

श्रवणं वाचनं गुणकीर्तनम् । महापूजा मन्त्रजपः स्तोत्रपाठः प्रदक्षिणाः ॥७७॥ साष्टाङ्गप्रणतिश्चेति नियमा उत्तमा मताः । एतेष्वेकतमो भक्त्या धारणीयो विशेषतः ॥७८॥ एकादशीनां सर्वासां कर्तव्यं व्रतमादरात् । कृष्णजन्मदिनानां च शिवरात्रेश्च सोत्सवम् ॥७९॥ उपवासदिने त्याज्या दिवानिद्रा प्रयत्नतः । उपवासस्तया नश्येन्मैथुनेनेव यन्नृणाम् ॥८०॥ सर्ववैष्णवराजश्रीवल्लभाचार्यनन्दनः । श्रीविठ्ठलेशः कृतवान् यं व्रतोत्सवनिर्णयम् ॥८१॥ कार्यास्तमनुसृत्यैव सर्व एव व्रतो-

પચામૃત સ્નાનેકરીને ભગવાનની મહાપૂજા કરવી તથા ભગવાનના મંત્રનો જપ કરવો તથા સ્તોત્રનો પાઠ કરવો તથા ભગવાનને પ્રદક્ષિણાઓ કરવી ॥૭૭॥ તથા ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કરવો એ જે આઠ પ્રકારના નિયમ તે અમે ઉત્તમ માન્યા છે, તે માટે એ નિયમમાથી કોઈએક નિયમ જેતે ચોમાસાને વિષે વિશેષપણે ભક્તિએ કરીને ધારવો ॥૭૮॥ અને સર્વ જે એકાદશીઓ તેમનુ વ્રત જેતે આદરથકી કરવુ તથા શ્રીકૃષ્ણ ભગવાનના જે જન્માષ્ટમી આદિક જન્મદિવસ તેમનુ વ્રત આદરથકી કરવુ તથા શિવરાત્રિનુ વ્રત જેતે આદરથકી કરવુ અને તે વ્રતના દિવસનેવિષે મોટા ઉત્સવ કરવા ॥૭૯॥ અને જે દિવસે વ્રતનો ઉપવાસ કર્યો હોય તે દિવસે અતિશય યત્ને કરીને દિવસની નિદ્રાનો ત્યાગ કરવો, કેમજે જેમ મૈથુનેકરીને મનુષ્યના ઉપવાસનો નાશ થાયછે તેમજ દિવસની નિદ્રાએ કરીને મનુષ્યના ઉપવાસનો નાશ થઈજાયછે ॥૮૦॥ અને સર્વ વૈષ્ણવના રાજા એવા જે શ્રીવલ્લભાચાર્ય તેના પુત્ર જે શ્રીવિઠ્ઠલનાથજી તે જેતે જે વ્રત અને ઉત્સવના નિર્ણયને કરતા હવા ॥૮૧॥ અને તે વિઠ્ઠલનાથજીએ કર્યો જે નિર્ણય તેનેજ અનુસરીને સર્વે વ્રત ને ઉત્સવ કરવા અને તે વિઠ્ઠલના-

रसद्याः । सेवारीतिश्च कृष्णस्य ग्राह्या तदुदितैव हि ॥८२॥ कर्तव्या द्वारिकामुख्यतीर्थयात्रा यथाविधि । सर्वैरपि यथाशक्ति भाव्यं दीनेषु वत्सलैः ॥८३॥ विष्णुः शिवो गणपतिः पार्वती च दिवाकरः । एता· पूज्यतया मान्या देवताः पञ्च मामकैः ॥८४॥ भूताद्युपद्रवे क्वापि वर्म नारायणात्मकम् । जप्यं च हनुमन्मन्त्रो जप्यो न क्षुद्रदैवत· ॥८५॥ रवेरिन्दोश्चोपरागे जायमानेऽपरा· क्रिया· । हित्वाशु शुचिभि· सर्वैः कार्यः कृष्णमनोर्जप· ॥८६॥ जातायामथ तन्मुक्तौ कृत्वा स्नानं सचेलकम् । देयं दानं गृहिजनैः शक्त्याऽन्यैस्त्वर्च्य ईश्वर· ॥८७॥ जन्माशौचं मृताशौचं स्वसम्बन्धानुसारतः ।

થઈએ કહી જે શ્રીકૃષ્ણની સેવારીતિ તેનુજ ગ્રહણ કરવુ ॥૮૨॥ અને સર્વે જે અમારા આશ્રિત તેમણે દ્વારિકા આદિક જે તીર્થ તેમની યાત્રા જેતે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિએ કરીને કરવી અને વળી પોતાના સામર્થ્ય પ્રમાણે દીન જનનેવિષે દયાવાન્ થવુ ॥૮૩॥ અને અમારા જે આશ્રિત તેમણે વિષ્ણુ, શિવ, ગણપતિ, પાર્વતી અને સૂર્ય એ પાચ દેવ જેતે પૂજ્યપણે કરીને માનવા ॥૮૪॥ અને જો ક્યારેક ભૂતપ્રેતાદિકનો ઉપદ્રવ થાય ત્યારે તો નારાયણકવચનો જપ કરવો અથવા હનુમાનના મન્ત્રનો જપ કરવો, પણ એ વિના બીજા કોઇ ક્ષુદ્ર દેવના સ્તોત્ર અને મન્ત્રનો જપ ન કરવો ॥૮૫॥ અને સૂર્યનુ ને ચન્દ્રમાનુ ગ્રહણ થએસને અમારા જે સર્વે સત્સગી તેમણે બીજી સર્વે ક્રિયાનો તત્કાળ ત્યાગ કરીને પવિત્ર થઇને શ્રીકૃષ્ણ ભગવાનના મન્ત્રનો જપ કરવો ॥૮૬॥ અને તે ગ્રહણ મુકાઇ રહ્યા પછી વસ્ત્રસહિત સ્નાન કરીને જે અમારા ગૃહસ્થ સત્સગી હોય તેમણે પોતાના સામર્થ્ય પ્રમાણે દાન કરવુ અને જે ત્યાગી હોય તેમણે ભગવાનની પૂજા કરવી ॥૮૭॥ અને

पालनीयं यथाशास्त्रं चातुर्वर्ण्यजनैर्मम ॥८८॥ भाव्यं शमदमक्षान्तिसन्तोषादिगुणान्वितैः । ब्राह्मणैः शौर्यधैर्यादिगुणोपेतैश्च बाहुजैः ॥८९॥ वैश्यैश्च कृषिवाणिज्यकुसीदमुखवृत्तिभिः । भवितव्यं तथा शूद्रैर्द्विजसेवादिवृत्तिभिः ॥९०॥ संस्काराश्चाह्निकं श्राद्धं यथाकालं यथाधनम्। स्वस्वगृह्यानुसारेण कर्तव्यं च द्विजन्मभिः ॥९१॥ अज्ञानाज्ज्ञानतो वाऽपि गुरु वा लघु पातकम् । क्वापि स्यात्तर्हि तत्प्रायश्चित्तं कार्यं स्वशक्तितः ॥९२॥ वेदाश्च व्याससूत्राणि श्रीमद्भाग

અમારા સત્સંગી એવા જે ચારે વર્ણના મનુષ્ય તેમણે જન્મનું સૂતક તથા મરણનું સૂતક તે પોતપોતાના સંબંધને અનુસારે કરીને યથાશાસ્ત્ર પાળવું ॥૮૮॥ અને જે બ્રાહ્મણ વર્ણ હોય તેમણે શમ, દમ, ક્ષમા અને સંતોષ એ આદિક જે ગુણ તેમણે યુક્ત થવું અને જે ક્ષત્રિય વર્ણ હોય તેમણે શૂરવીરપણું અને ધીરજ એ આદિક જે ગુણ તેમણે યુક્ત થવું ॥૮૯॥ અને વૈશ્ય વર્ણ હોય તેમણે કૃષિકર્મ તથા વણજવ્યાપાર તથા વ્યાજવટો એ આદિક જે વૃત્તિયો તેમણે કરીને વર્તવું અને જે શૂદ્ર વર્ણ હોય તેમણે બ્રાહ્મણાદિક ત્રણ વર્ણની સેવા કરવી એ આદિક જે વૃત્તિયો તેમણે કરીને વર્તવું ॥૯૦॥ અને જે દ્વિજ હોય તેમણે ગર્ભાધાનાદિક સંસ્કાર તથા આહ્નિક તથા શ્રાદ્ધ એ ત્રણ જેતે પોતાના ગૃહ્યસૂત્રને અનુસારે કરીને જેવો જેનો અવસર હોય અને જેવી ધન સંપત્તિ હોય તે પ્રમાણે કરવા ॥૯૧॥ અને ક્યારેક જાણે અથવા અજાણે જે નાનું મોટું પાપ થઈ જાય તો પોતાની શક્તિપ્રમાણે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું ॥૯૨॥ અને ચાર વેદ તથા વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ભાગવતનામે પુરાણ તથા મહાભારતનેવિષે તો શ્રીવિષ્ણુસહસ્ર

१ 'यथाबल' इति पाठः ।

यतामिधम्। पुराणं भारते तु श्रीविष्णोर्नामसहस्रकम् ॥९३॥ तथा श्रीभगवद्गीता नीतिश्च विदुरोदिता। श्रीवासुदेव-माहात्म्यं स्कान्दवैष्णवखण्डगम् ॥९४॥ धर्मशास्त्रान्तर्गता च याज्ञवल्क्यऋषेः स्मृतिः। एतान्यष्ट ममेष्टानि सच्छास्त्राणि भवन्ति हि ॥९५॥ स्वहितेच्छुभिरेतानि मच्छिष्यैः सकलैरपि। श्रोतव्यान्यथ पाठ्यानि कथनीयानि च द्विजैः ॥९६॥ तत्राचारव्यवहृतिनिष्कृतानां च निर्णये। ग्राह्या मिताक्षरोपेता याज्ञवल्क्यस्य तु स्मृतिः ॥९७॥ श्रीमद्भागवतस्यैषु स्कन्धौ दशमपञ्चमौ। सर्वाधिकतया ज्ञेयौ कृष्णमाहात्म्यबुद्धये ॥९८॥ दशमः पञ्चमः स्कन्धो याज्ञवल्क्यस्य

नाम ॥૯૩॥ તથા શ્રીભગવદ્ગીતા તથા વિદુરજીએ કહેલી જે નીતિ તથા સ્કંદપુરાણનો જે વિષ્ણુખંડ તેનેવિષે રહ્યું એવું જે શ્રીવાસુદેવમાહાત્મ્ય ॥૯૪॥ અને ધર્મશાસ્ત્રના મધ્યમાં રહી એવી જે યાજ્ઞવલ્ક્યઋષિની સ્મૃતિ. એ જે આઠ સચ્છાસ્ત્ર તે અમને ઇષ્ટ છે ॥૯૫॥ અને પોતાના હિતને ઇચ્છતા એવા જે અમારા સર્વે શિષ્ય તેમણે એ આઠ સચ્છાસ્ત્ર જેતે સાંભળવાં અને અમારા આશ્રિત જે દ્વિજ તેમણે એ સચ્છાસ્ત્ર જેતે ભણવાં તથા ભણાવવાં તથા એમની કથા કરવી ॥૯૬॥ અને તે આઠ સચ્છાસ્ત્રમાંથી આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત એ ત્રણનો જે નિર્ણય કરવો તેને વિષેતો મિતાક્ષરા ટીકાએ યુક્ત એવી જે યાજ્ઞવલ્ક્યઋષિની સ્મૃતિ તેનું ગ્રહણ કરવું ॥૯૭॥ અને વળી એ આઠ સચ્છાસ્ત્રને વિષે જે શ્રીમદ્ભાગવત પુરાણ તેના દશમ ને પંચમ નામે જે બે સ્કધ તે જેતે શ્રીકૃષ્ણભગવાનના માહાત્મ્ય જાણવાને અર્થે સર્વથી અધિકપણે જાણવા ॥૯૮॥ અને દશમસ્કંધ તથા પચમસ્કંધ તથા યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ એ જે ત્રણ તે અનુક્રમે કરીને અમારૂં ભક્તિશાસ્ત્ર

च स्मृतिः । भक्तिशास्त्रं योगशास्त्रं धर्मशास्त्रं क्रमेण मे ॥९९॥ शारीरकाणां भगवद्गीतायाश्चावगम्यताम् । रामानुजाचार्यकृतं भाष्यमाध्यात्मिकं मम ॥१००॥ एतेषु यानि वाक्यानि श्रीकृष्णस्य वृषस्य च । अत्युत्कर्षपराणि स्युस्तथा भक्तिविरागयोः ॥१०१॥ मन्तव्यानि प्रधानानि तान्येवेतरवाक्यतः । धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः ॥१०२॥ धर्मो ज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः । माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च माधवे ॥१०३॥ वैराग्यं ज्ञेयमप्रीतिः श्रीकृष्णेतरवस्तुषु । ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम् ॥१०४॥

યોગશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર છે, કહેતા દશમસ્કંધ તે ભક્તિશાસ્ત્ર છે અને પંચમસ્કંધ તે યોગશાસ્ત્ર છે અને યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ તે ધર્મશાસ્ત્ર છે એમ જાણવું ॥૯૯॥ અને શ્રીરામાનુજાચાર્યે કર્યું એવું જે વ્યાસસૂત્રનું શ્રીભાષ્ય તથા શ્રીભગવદ્ગીતાનું ભાષ્ય એ જે બે તે અમારું અધ્યાત્મશાસ્ત્ર છે એમ જાણવું ॥૧૦૦॥ અને એ સર્વે સચ્છાસ્ત્રનેવિષે જે વચન તે જેતે શ્રીકૃષ્ણભગવાનનું સ્વરૂપ તથા ધર્મ તથા ભક્તિ તથા વૈરાગ્ય એ ચારના અતિઉત્કર્ષપણાને કહેતા હોય ॥૧૦૧॥ તે વચન જેતે બીજા વચન કરતા પ્રધાનપણે માનવા અને શ્રીકૃષ્ણભગવાનની ભક્તિ તે જેતે ધર્મસહિતજ કરવી, એવી રીતે તે સર્વે સચ્છાસ્ત્રનું રહસ્ય છે ॥૧૦૨॥ અને શ્રુતિ સ્મૃતિ તેમણે પ્રતિપાદન કર્યો એવો જે સદાચાર તે ધર્મ જાણવો અને શ્રીકૃષ્ણભગવાનને વિષે માહાત્મ્યજ્ઞાને સહિત જે ઘણો સ્નેહ તે ભક્તિ જાણવી ॥૧૦૩॥ અને શ્રીકૃષ્ણભગવાન્ વિના અન્ય પદાર્થમાં પ્રીતિ નહિ તે વૈરાગ્ય જાણવો અને જીવ, માયા અને ઈશ્વર તેમના સ્વરૂપને જે રૂડીરીતે જાણવું

१ 'प्रमाणानि' इति पाठ । २ 'सदाचारश्रुतिस्मृत्युपपादित' इति पाठ ।

हृत्स्थोऽणुसूक्ष्मश्चिद्रूपो ज्ञाता व्याप्याखिलां तनुम् । ज्ञान-
शक्त्या स्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः ॥१०५॥ त्रिगु-
णात्मा तमः कृष्णशक्तिर्देहतदीययोः । जीवस्य चाहंममता-
हेतुर्मायावगम्यताम् ॥१०६॥ हृदये जीववज्जीवे योऽन्तर्या-
मितया स्थितः । ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ सर्वकर्मफलप्रदः
॥१०७॥ स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य
इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥१०८॥ स राधया युतो
ज्ञेयो राधाकृष्ण इति प्रभुः । रुक्मिण्या रमयोपेतो लक्ष्मी-

---

તેને જ્ઞાન કહીએ ॥૧૦૪॥ અને જે જીવ છે તે હૃદયનેવિષે રહ્યો છે ને અણુસરખો સૂક્ષ્મ છે ને ચૈતન્યરૂપ છે ને જાણનારો છે અને પોતાની જ્ઞાનશક્તિએ કરીને નખથી શિખાપર્યંત સમગ્ર પોતાના દેહપ્રત્યે વ્યાપીને રહ્યો છે અને અછેદ્ય, અભેદ્ય, અજર, અમર ઇત્યાદિક છે લક્ષણ જેના એવો જીવ છે એમ જાણવો ॥૧૦૫॥ અને જે માયા છે તે ત્રિગુણાત્મિકા છે ને અંધકારરૂપ છે ને શ્રીકૃષ્ણભગવાનની શક્તિ છે અને આ જીવને દેહ તથા દેહના જે સંબંધી તેમનેવિષે અહંમમત્વની કરાવનારી છે એમ માયાને જાણવી ॥૧૦૬॥ અને જે ઈશ્વર છે તે જેતે જેમ હૃદયનેવિષે જીવ રહ્યો છે તેમ તે જીવનેવિષે અંતર્યામિપણે કરીને રહ્યા છે ને સ્વતંત્ર છે ને સર્વ જીવને કર્મફળના આપનારા છે એમ ઈશ્વરને જાણવા ॥૧૦૭॥ અને તે ઈશ્વર તે કયા તો પરબ્રહ્મ પુરુષોત્તમ એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તે ઈશ્વર છે અને તે શ્રીકૃષ્ણ જે તે આપણા ઇષ્ટદેવ છે ને ઉપાસના કરવા યોગ્ય છે અને સર્વ અવતારના કારણ છે ॥૧૦૮॥ અને સમર્થ એવા જે શ્રીકૃષ્ણ તે જેતે રાધિકાજીએ યુક્ત હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવા અને રુક્મિણીરૂપ જે લક્ષ્મી તેમણે યુક્ત હોય ત્યારે

नारायण स हि ॥१०९॥ ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारा
यणाभिध । बलभद्रादियोगेन तत्तन्नामोच्यते स च ॥११०॥
एते राधादयो भक्तास्तस्य स्यु पार्श्वत क्वचित् । क्वचित्त
दङ्गेऽतिस्नेहात्स तु ज्ञेयस्तदैकल ॥१११॥ अतश्चास्य स्वरूपेषु
भेदो ज्ञेयो न सर्वथा । चतुरादिभुजत्व तु द्विबाहोस्तस्य
चैच्छिकम् ॥११२॥ तस्यैव सर्वथा भक्ति कर्तव्या मनुजैर्भुवि ।
नि श्रेयसकर किञ्चित्ततोऽन्यन्नेति दृश्यताम् ॥११३॥ गुणिना
गुणवत्ताया ज्ञेय ह्येतत् पर फलम् । कृष्णे भक्तिश्च सत्स

લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા ॥૧૦૯॥ અને એ શ્રીકૃષ્ણ જેતે
અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ એવે નામે જાણવા અને વળી
તે શ્રીકૃષ્ણ જેતે બળભદ્રાદિકને યોગે કરીને તેતે નામે કહેવાય છે
એમ જાણવું ॥૧૧૦॥ અને એ જે રાધાદિક ભક્ત તે જેતે ક્યારેક તો
તે શ્રીકૃષ્ણભગવાનને પડખે હોયછે અને ક્યારેક તો અતિસ્નેહે કરીને
શ્રીકૃષ્ણભગવાનના અંગનેવિષે રહેછે ત્યારેતો તે શ્રીકૃષ્ણભગવાન્
એકલાજ હોય એમ જાણવા ॥૧૧૧॥ એ હેતુમાટે એ શ્રીકૃષ્ણભગ
વાનના જે સ્વરૂપ તેમનેવિષે સર્વે પ્રકારે કરીને ભેદ ન જાણવો અને
ચતુર્ભુજપણું અષ્ટભુજપણું સહસ્રભુજપણું ઇત્યાદિક જે ભેદ જણાય
છે તેતો દ્વિભુજ એવા જે તે શ્રીકૃષ્ણ તેમની ઇચ્છાએ કરીને છે
એમ જાણવું ॥૧૧૨॥ અને એવા જે તે શ્રીકૃષ્ણભગવાન્ તેની જે
ભક્તિ તે જેતે પૃથ્વીનેવિષે સર્વ મનુષ્ય તેમણે કરવી અને તે ભક્તિ
થકી બીજુ કલ્યાણકારી સાધન કાંઈ નથી એમ જાણવું ॥૧૧૩॥
અને વિદ્યાદિક ગુણવાળા જે પુરુષ તેમના ગુણવાનપણાનુ એજ પરમ
ફળ જાણવું, કયુ તો–જે શ્રીકૃષ્ણભગવાનનેવિષે ભક્તિ કરવી ને સત્સંગ
કરવો અને એમ ભક્તિ ને સત્સંગ એ બે વિના તો વિદ્વાન્ હોય

ह्योऽन्यथा यान्ति विदोऽप्यधः ॥११४॥ कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमाऽपि च । न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च ॥११५॥ निजात्मानं ब्रह्मरूपं देहत्रयविलक्षणम् । विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥११६॥ श्रव्यः श्रीमद्भागवतदशमस्कन्ध आदरात् । प्रत्यहं वा सकृद्वर्षे वर्षे वाच्योऽथ पण्डितैः ॥११७॥ कारणीया[1] पुरश्चर्या पुण्यस्थानेऽस्य शक्तितः । विष्णुनामसहस्रादेश्चापि कार्येप्सित-

તેપણ અધોગતિને પામેછે ॥૧૧૪॥ અને શ્રીકૃષ્ણભગવાન્ તથા શ્રીકૃષ્ણ ભગવાનંના જે અવતાર તે જેતે ધ્યાન કરવા યોગ્ય છે તથા શ્રીકૃષ્ણભગવાનની જે પ્રતિમા તેપણ ધ્યાન કરવા યોગ્ય છે, માટે એમનું ધ્યાન કરવું અને મનુષ્ય તથા દેવાદિક જે જીવ તેતો શ્રીકૃષ્ણભગવાનના ભક્ત હોય અને બ્રહ્મવેત્તા હોય તોપણ ધ્યાન કરવા યોગ્ય નથી, માટે એમનું ધ્યાન ન કરવું ॥૧૧૫॥ અને સ્થૂળ સૂક્ષ્મ અને કારણ એ જે ત્રણ દેહ તેથકી વિલક્ષણ એવો જે પોતાનો જીવાત્મા તેને બ્રહ્મરૂપની ભાવના કરીને પછી તે બ્રહ્મરૂપે કરીને શ્રીકૃષ્ણભગવાનની ભક્તિ જેતે સર્વ કાળનેવિષે કરવી ॥૧૧૬॥ અને શ્રીમદ્ભાગવત પુરાણનો જે દશમસ્કંધ તે જેતે નિત્યપ્રત્યે આદરથકી સાંભળવો અથવા વર્ષોવર્ષ એકવાર સાંભળવો અને જે પંડિત હોય તેમણે નિત્યપ્રત્યે વાંચવો અથવા વર્ષોવર્ષ એકવાર વાંચવો ॥૧૧૭॥ અને એ જે દશમસ્કંધ તેનું પુરશ્ચરણ જેતે પુણ્ય સ્થાનકનેવિષે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવું કરાવવું અને વળી વિષ્ણુસહસ્રનામ આદિક જે સચ્છાસ્ત્ર તેનું પુરશ્ચરણ પણ પોતાના સામર્થ્ય પ્રમાણે કરવું કરાવવું, તે પુરશ્ચરણ કેવું છે તો પોતાના મનવાંછિત ફળને

१ 'करणीया' इति पाठः ।

प्रदा ॥११८॥ दैव्यामापदि कष्टायां मानुष्यां वा गदादिषु। यथा स्वपररक्षा स्यात्तथा वृत्यं न चान्यथा ॥११९॥ देशकालवयोवित्तजातिशक्त्यनुसारतः। आचारो व्यवहारश्च निष्कृतं चावधार्यताम् ॥१२०॥ मतं विशिष्टाद्वैतं मे गोलोको धाम चेप्सितम्। तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम् ॥१२१॥ एते साधारणा धर्माः पुंसां स्त्रीणां च सर्वतः। मदाश्रितानां कथिता विशेषानथ कीर्तये ॥१२२॥ मज्ज्येष्ठावरजभ्रातृसुताभ्यां तु कदाचन। स्वासन्नसम्बन्धहीना नोप-

આપે એવું છે ॥૧૧૮॥ અને કષ્ટની દેનારી એવી કોઈ દેવસંબન્ધી આપદા આવી પડે તથા મનુષ્યસંબન્ધી આપદા આવી પડે તથા રોગાદિક આપદા આવી પડે તેનેવિષે જેમ પોતાની ને બીજાની રક્ષા થાય તેમ વર્તવું પણ બીજી રીતે ન વર્તવું ॥૧૧૯॥ અને આચાર વ્યવહાર અને પ્રાયશ્ચિત એ જે ત્રણ વાનાં તે જેતે દેશ કાળ અવસ્થા દ્રવ્ય જાતિ અને સામર્થ્ય એટલાને અનુસારે કરીને જાણવાં ॥૧૨૦॥ અને અમારો જે મત તે વિશિષ્ટાદ્વૈત છે એમ જાણવું અને અમને પ્રિય એવું જે ધામ તે ગોલોક છે એમ જાણવું અને તે ધામનેવિષે બ્રહ્મરૂપે કરીને જે શ્રીકૃષ્ણભગવાનની સેવા કરવી તે અમે મુક્તિ માની છે એમ જાણવું ॥૧૨૧॥ અને આ જે પૂર્વે સર્વે ધર્મ કહ્યા તે જેતે અમારા આશ્રિત જે ત્યાગી ગૃહસ્થ બાઈ ભાઈ સર્વ સત્સંગિ તેમના સામાન્યધર્મ કહ્યા છે, કહેતાં સર્વ સત્સંગિમાત્રને સરખા પાળવાના છે અને હવે એ સર્વેના જે વિશેષધર્મ છે તેમને પૃથક્ પૃથક્પણે કરીને કહીએ છીએ ॥૧૨૨॥

હવે પ્રથમ ધર્મવંશી જે આચાર્ય અને તેમની પત્નિયો તેમના જે વિશેષધર્મ તે કહીએ છીએ—અમારા મોટાભાઈ અને નાનાભાઈ તેમના

देदया हि योपितः ॥१२३॥ न स्प्रष्टव्याश्च ता. कापि भापणीयाश्च ता नहि । क्रौर्यं कार्यं न कस्मिंश्चिन्न्यासो रक्ष्यो न कस्यचित् ॥१२४॥ प्रतिभूत्वं न कस्यापि कार्यं च व्यावहारिके । भिक्षयापदतिक्रम्या न तु कार्यमृणं क्वचित् ॥१२५॥ स्वशिष्यार्पितधान्यस्य कर्तव्यो विक्रयो न च । जीर्णं दत्त्वा नवीनं तु ग्राह्यं तन्नैप विक्रय. ॥१२६॥ भाद्रशुक्लचतुर्थ्यां च कार्यं विघ्नेशपूजनम् । इषकृष्णचतुर्दश्यां कार्याऽर्चा च हनूमतः ॥१२७॥ मदाश्रितानां सर्वेषां धर्मरक्षणहेतवे । गुरुत्वे स्थापिताभ्यां च ताभ्यां दीक्ष्या मुमुक्षव. ॥१२८॥ यथाधिकारं

પુન જે અયોધ્યાપ્રસાદ અને રઘુવીર તેમણે પોતાના સમીપ સબન્ધ વિનાની જે બીજી સ્ત્રીયો તેમને મન ઉપદેશ ક્યારેય ન કરવો ॥૧૨૩॥ અને તે સ્ત્રીયોને ક્યારેય પણ અડવુ નહિ અને તે સાથે બોલવુ નહિ અને કોઈ જીવનેવિષે ક્રૂરપણુ ન કરવુ અને કોઈની થાપણુ ન રાખવી ॥૧૨૪॥ અને વ્યવહાર કાર્યનેવિષે કેનુ પણુ જમાનગરૂં ન કરવુ અને કોઈ આપત્કાળ આવી પડે તો ભિક્ષા માગીને પોતાનો નિર્વાહ કરીને તે આપત્કાળને ઉલ્લઘવો પણુ કોઇનુ કરજતો ક્યારેય ન કરવુ ॥૧૨૫॥ અને પોતાના જે શિષ્ય તેમણે ધર્મનિમિત્ત પોતાને આપ્યુ જે અન્ન તે વેચવુ નહિ અને તે અન્ન જુનુ થાય તો તે જુનુ કોઇકને દઇને નવુ લેવુ અને એવી રીતે જે જુનાનુ નવુ કરવુ તે વેચ્યુ ન કહેવાય ॥૧૨૬॥ અને ભાદરવા શુદી ચતુર્થીને દિવસે ગણપતિની પૂજા કરવી તથા આસો વદી ચતુર્દશીને દિવસે હનુમાનની પૂજા કરવી ॥૧૨૭॥ અને અમારે આશ્રિત જે સર્વે સત્સગી તેમના ધર્મની રક્ષા કરવાને અર્થે એ સર્વેના ગુરુપણાનેવિષે અમે સ્થાપન કર્યા એવા જે તે અયોધ્યાપ્રસાદ અને રઘુવીર તેમણે મુમુક્ષુ જનને દીક્ષા આપવી

संस्थाप्या स्वे स्वे धर्मे निजाश्रिता । मान्या॰ सन्तश्च कर्तव्य॰ सच्छास्त्राभ्यास आदरात् ॥१२९॥ मया प्रतिष्ठापितानां मन्दिरेषु महत्सु च । लक्ष्मीनारायणादीनां सेवा कार्या यथाविधि ॥१३०॥ भगवन्मन्दिरं प्राप्तो योऽन्नार्थी कोऽपि मानव॰ । आदरात्स तु सम्भाव्यो दानेनान्नस्य शक्तितः ॥१३१॥ संस्थाप्य विप्रं विद्वांसं पाठशालां विधाप्य च । प्रवर्तनीया सद्विद्या भुवि यत्सुकृतं महत् ॥१३२॥ अथैत- योस्तु भार्याभ्यामाज्ञया पत्युरात्मन॰ । कृष्णमन्त्रोपदेशश्च कर्तव्यः स्त्रीभ्य एव हि ॥१३३॥ स्वासन्नसम्बन्धहीना नरा-

---

॥૧૨૮॥ અને પોતાના આશ્રિત જે સર્વે સત્સંગી તેમને અધિકાર પ્રમાણે પોતપોતાના ધર્મનેવિષે રાખવા અને સાધુને આદરથકી માનવા તથા સચ્છાસ્ત્રનો અભ્યાસ આદરથકી કરવો ॥૧૨૯॥ અને મોટા જે મંદિર તેમનેવિષે અમે સ્થાપન કર્યાં એવાં જે શ્રીલક્ષ્મી-નારાયણ આદિક શ્રીકૃષ્ણના સ્વરૂપ તેમની જે સેવા તે યથાવિધિએ કરીને કરવી ॥૧૩૦॥ અને ભગવાનના મંદિરપ્રત્યે આવ્યો જે હરકોઈ અન્નાર્થી મનુષ્ય તેની પોતાના સામર્થ્ય પ્રમાણે અન્નના દાને કરીને આદરથકી સંભાવના કરવી ॥૧૩૧॥ અને વિદ્યાર્થી ભણાવ્યાની શાળા કરાવીને પછી તેમાં એક વિદ્વાન્ બ્રાહ્મણને રાખીને પૃથ્વીને વિષે સદ્વિદ્યાની પ્રવૃત્તિ કરાવવી, કેમ જે વિદ્યાદાને કરીને મોટું પુણ્ય થાયછે ॥૧૩૨॥

અને હવે એ અયોધ્યાપ્રસાદ અને રઘુવીર એ બેની જે પત્નિયો તેમણે પોતપોતાના પતિની આજ્ઞાએ કરીને સ્રીયોનેજ શ્રીકૃષ્ણના મંત્રનો ઉપદેશ કરવો પણ પુરૂષને ન કરવો ॥૧૩૩॥ અને વળી તે બે જણની જે પત્નિયો તેમણે પોતાના સમીપ સબન્ધ વિનાના જે

स्ताभ्यां तु कर्हिचित् । न स्प्रष्टव्या न भाष्याश्च तेभ्यो दर्श्यं मुखं न च ॥१३४॥ गृहाश्रमिणो ये स्युः पुरुषा मदुपाश्रिताः । स्वासन्नसम्बन्धहीना न स्पृश्या विधवाश्च तैः ॥१३५॥ मात्रा स्वस्रा दुहित्रा वा विजने तु वयःस्थया । अनापदि न तैः स्थेयं कार्यं दानं न योषितः ॥१३६॥ प्रसङ्गो व्यवहारेण यस्याः केनापि भूपतेः । भवेत्तस्याः स्त्रियाः कार्यः प्रसङ्गो नैव सर्वथा ॥१३७॥ अन्नाद्यैः शक्तितोऽभ्यर्च्यो ह्यतिथिस्तैर्गृहागतः । दैवं पैत्र्यं यथाशक्ति कर्तव्यं च यथोचितम् ॥१३८॥ यावज्जीवं च शुश्रूषा कार्या मातुः पितुर्गुरोः । रोगार्तस्य

---

પુરુષ તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો અને તેમની સાથે બોલવુ નહિ ને તેમને પોતાનુ મુખપણ ન દેખાડવુ એવી રીતે ધર્મવશી આચાર્ય અને તેમની પત્નિયો તેમના જે વિશેષ ધર્મ તે કહ્યા ॥૧૩૪॥

હવે ગૃહસ્થાશ્રમિના જે વિશેષ ધર્મ છે તે કહીએ છીએ-અમારે આશ્રિત જે ગૃહસ્થાશ્રમી પુરૂષ તેમણે પોતાના સમીપ સબન્ધ વિનાની જે વિધવા સ્ત્રીયો તેમનો સ્પર્શ ન કરવો ॥૧૩૫॥ અને તે ગૃહસ્થાશ્રમી પુરૂષ તેમણે યુવા અવસ્થાએ યુક્ત એવી જે પોતાની મા બ્હેન અને દિકરી તે સઘાથે પણ આપત્કાળ વિના એકાંતસ્થળને વિષે ન રહેવુ અને પોતાની સ્ત્રીનુ દાન કોઇને ન કરવું ॥૧૩૬॥ અને જે સ્ત્રીને કોઈ પ્રકારના વ્યવહારે કરીને રાજાનો પ્રસગ હોય તેવી સ્ત્રીનો જે પ્રસગ તે કોઈ પ્રકારે પણ ન કરવો ॥૧૩૭॥ અને તે ગૃહસ્થાશ્રમી તેમણે પોતાને ઘેર આવ્યો એવો જે અતિથિ તેને પોતાના સામર્થ્ય પ્રમાણે અન્નાદિકે કરીને પૂજવો અને વળી હોમાદિક જે દેવકર્મ અને શ્રાદ્ધાદિક જે પિતૃકર્મ તે જેતે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાવિધિ જેમ ઘટે તેમ કરવુ ॥૧૩૮॥

मनुष्यस्य यथाशक्ति च मामकैः ॥१३९॥ यथाशक्त्युद्यमः कार्यो निजवर्णाश्रमोचितः । मुष्कच्छेदो न कर्तव्यो वृषस्य कृषिवृत्तिभिः ॥१४०॥ यथाशक्ति यथाकालं सङ्ग्रहोऽन्नधनस्य तैः । यावद्व्ययं च कर्तव्यः पशुमद्भिस्तृणस्य च ॥१४१॥ गवादीनां पशूनां च तृणतोयादिभिर्यदि । सम्भावनं भवेत्स्वेन रक्ष्यास्ते तर्हि नान्यथा ॥१४२॥ ससाक्ष्यमन्तरा लेखं पुत्रमित्रादिनाऽपि च । भूवित्तदानादानाभ्यां व्यवहार्यं न कर्हिचित् ॥१४३॥ कार्ये वैवाहिके स्वस्यान्यस्य वाप्यर्थनस्य तु ।

અને અમારા આશ્રિત જે ગૃહસ્થ તેમણે માતા પિતા અને ગુરૂ તથા રોગાતુર એવા જે કોઈ મનુષ્ય તેમની જે સેવા તે જીવતપર્યંત પોતાના સામર્થ્ય પ્રમાણે કરવી ॥૧૩૯॥ અને વળી પોતાના વર્ણાશ્રમને ઘટિત એવો જે ઉદ્યમ તે પોતાના સામર્થ્ય પ્રમાણે કરવો અને કૃષિવૃત્તિવાળા જે ગૃહસ્થ સત્સંગી તેમણે બળદિયાના વૃષણનો ઉચ્છેદ ન કરવો ॥૧૪૦॥ અને તે ગૃહસ્થ સત્સંગી તેમણે પોતાના સામર્થ્ય પ્રમાણે સમયને અનુસરીને જેટલી પોતાના ઘરમાં વરો હોય તેટલા અન્ન દ્રવ્યનો સંગ્રહ જેતે કરવો અને જેના ઘરમાં પશુ હોય એવા જે ગૃહસ્થ તેમણે પોતાના સામર્થ્ય પ્રમાણે ચાર્ય પુળાનો સંગ્રહ કરવો ॥૧૪૧॥ અને ગાય બળદ ભેંશ ઘોડા આદિક જે પશુ તેમની તૃણ જળાદિકે કરીને પોતાવતે જો સંભાવના થાય તો તે પશુને રાખવાં અને જો સંભાવના ન થાય તો ન રાખવાં ॥૧૪૨॥ અને સાક્ષિએ સહિત લખત કર્યાં વિના તો પોતાના પુત્ર અને મિત્રાદિકસાથે પણ પૃથ્વી ને ધનના લેણદેણે કરીને વ્યવહાર જેતે ક્યારેય ન કરવો ॥૧૪૩॥ અને પોતાનું અથવા બીજાનું જે વિવાહસંબન્ધી કાર્ય તેનેવિષે આપવા યોગ્ય જે ધન તેનું સાક્ષિએ સહિત લખત કર્યાં

भाषावन्धो न कर्तव्यःससाक्ष्यं लेखमन्तरा ॥१४४॥ आय-
द्रव्यानुसारेण व्ययः कार्यो हि सर्वदा । अन्यथा तु महद्दुःखं
भवेदित्यवधार्यताम् ॥१४५॥ द्रव्यस्यायो भवेद्यावान् व्ययो
वा व्यावहारिके । तौ संस्मृत्य स्वयं लेख्यौ स्वक्षरैः प्रति-
वासरम् ॥१४६॥ निजवृत्त्युद्यमप्राप्तधनधान्यादितश्च तैः ।
अर्प्यो दशांशः कृष्णाय विंशोऽशस्त्विह दुर्बलैः ॥१४७॥ एका-
दशीमुखानां च व्रतानां निजशक्तितः । उद्यापनं यथाशास्त्रं
कर्तव्यं चिन्तितार्थदम् ॥१४८॥ कर्तव्यं कारणीयं वा श्रावणे
मासि सर्वथा । बिल्वपत्रादिभिः प्रीत्या श्रीमहादेवपूजनम्
॥१४९॥ स्वाचार्यान्न ऋणं ग्राह्यं श्रीकृष्णस्य च मन्दिरात् ।

વિના કેવળ બોલીજ ન કરવી ॥૧૪૪॥ અને પોતાની ઉપજનુ જે
દ્રવ્ય તેને અનુસારે નિરંતર ખરચ કરવો પણ તે ઉપરાંત ન કરવો
અને જે ઉપજ કરતા વધારે ખરચ કરેછે તેને મોટુ દુ ખ થાયછે
એમ સર્વે ગૃહસ્થોએ મનમાં જાણવુ ॥૧૪૫॥ અને પોતાના વ્યવહાર
કાર્યનેવિષે જેટલા ધનની ઉપજ હોય તથા જેટલો ખરચ હોય તે
બેયને સમારીને નિત્યપ્રત્યે રૂડા અક્ષરે કરીને પોતે તેનુ નામુ લખવુ
॥૧૪૬॥ અને તે ગૃહસ્થાશ્રમી સત્સગી તેમણે પોતાની જે વૃત્તિ અને
ઉદ્યમ તેથકી પામ્યુ જે ધન ધાન્યાદિક તેથકી દશમો ભાગ કાઢીને
શ્રીકૃષ્ણભગવાનને અર્પણ કરવો અને જે વ્યવહારે દુર્બળ હોય તેમણે
વિશમો ભાગ અર્પણ કરવો ॥૧૪૭॥ અને એકાદશી આદિક જે વ્રત
તેમનુ જે ઉદ્યાપન તે જેતે પોતાના સામર્થ્ય પ્રમાણે યથાશાસ્ત્ર કરવુ,
તે ઉદ્યાપન કેવું છે તો મનવાંછિત ફળનુ આપનારૂ છે ॥૧૪૮॥ અને
શ્રાવણમાસને વિષે શ્રીમહાદેવનું પૂજન જેતે બિલ્વપત્રાદિકે કરીને
પ્રીતિપૂર્વક સર્વ પ્રકારે પોતે કરવુ અથવા બીજા પાસેં કરાવવુ ॥૧૪૯॥

ताभ्यां स्वव्यवहारार्थं पात्रभूषांशुकादि च ॥१५०॥ श्रीकृष्ण-गुरुसाधूनां दर्शनार्थं गतौ पथि । तत्स्थानेषु च न ग्राह्यं परान्नं निजपुण्यहृत् ॥१५१॥ प्रतिज्ञातं धनं देयं यत्स्यात्तत् कर्मकारिणे । न गोप्यमृणशुद्ध्यादि व्यवहार्यं न दुर्जनैः ॥१५२॥ दुष्कालस्य रिपूणां वा नृपस्योपद्रवेण वा । लज्जाधन-प्राणनाशः प्राप्तः स्याद्यत्र सर्वथा ॥१५३॥ मूलदेशोऽपि स

અને પોતાના જે આચાર્ય તેથકી તથા શ્રીકૃષ્ણભગવાનના જે મંદિર તેથકી કરજ ન કાઢવું અને વળી તે પોતાના આચાર્યથકી અને શ્રીકૃષ્ણનાં મંદિરથકી પોતાના વ્યવહારને અર્થે પાત્ર ઘરેણાં અને વસ્ત્રાદિક જે વસ્તુ તે માગી લાવવા નહિ ॥૧૫૦॥ અને શ્રીકૃષ્ણ-ભગવાન્ તથા પોતાના ગુરુ તથા સાધુ એમના દર્શન કરવાને અર્થે ગયેસતે માર્ગનેવિષે પારકું અન્ન ખાવું નહિ તથા શ્રીકૃષ્ણભગવાન્ તથા પોતાના ગુરુ તથા સાધુ તેમના જે સ્થાનક તેમનેવિષે પણ પારકુ અન્ન ખાવું નહિ, કેમજે તે પારકુ અન્ન તો પોતાના પુણ્યને હરિલે એવું છે માટે પોતાની ગાંઠનુ ખરચ ખાવું ॥૧૫૧॥ અને પોતાના કામકાજ કરવા તેડ્યા જે મજુર તેમને જેટલુ ધન અથવા ધાન્ય દિધાનું કહ્યુ હોય તે પ્રમાણેજ આપવું પણ તેમાથી ઓછુ ન આપવુ અને પોતાપાસે કોઈ કરજ માગતો હોય અને તે કરજ દઈ ચુક્યા હોઇએ તે વાતને છાની ન રાખવી તથા પોતાનો વંશ તથા કન્યાદાન તે પણ છાનું ન રાખવું અને દુષ્ટ એવા જે જન તેમની સાથે વ્યવ-હાર ન કરવો ॥૧૫૨॥ અને જે ઠેકાણે પોતે રહેતા હોઇએ તે ઠેકાણે કોઈક કાળ-ભુંડો કાળ અથવા શત્રુ અથવા રાજા તેમના ઉપદ્રવે કરીને સર્વપ્રકારે પોતાની લાજ જતી હોય કે ધનનો નાશ થતો હોય કે પોતાના પ્રાણનો નાશ થતો હોય ॥૧૫૩॥ અને તે જો પોતાના

स्वेषां सद्य एव विचक्षणैः । त्याज्यो मदाश्रितैः स्थेयं गत्वा देशान्तरं सुखम् ॥१५४॥ आढ्यैस्तु गृहिभिः कार्या अहिंसा वैष्णवा मखाः । तीर्थेषु पर्वसु तथा भोज्या विप्राश्च साधवः ॥१५५॥ महोत्सवा भगवतः कर्तव्या मन्दिरेषु तैः । देयानि पात्रविप्रेभ्यो दानानि विविधानि च ॥१५६॥ मदाश्रितैर्नृपै-र्धर्मशास्त्रमाश्रित्य चाखिलाः । प्रजाः स्वाः पुत्रवत्पाल्या धर्मः स्थाप्यो धरातले ॥१५७॥ राज्याङ्गोपायषड्वर्गा ज्ञेयास्तीर्थानि चाञ्जसा । व्यवहारविदः सभ्या दण्ड्यादण्ड्याश्च लक्षणैः ॥१५८॥ सभर्तृकाभिर्नारीभिः सेव्यः स्वपतिरीशवत् । अन्धो

મૂળ ગરાસનું તથા વતનનું ગામ હોય તોપણ તેનો વિવેકી એવા જે અમારા સત્સંગી ગૃહસ્થ તેમણે તત્કાળ ત્યાગ કરી દેવો અને જ્યાં ઉપદ્રવ ન હોય તેવો જે બીજો દેશ તેપ્રત્યે જઇને સુખેથી રહેવું ॥૧૫૪॥ અને ધનાઢ્ય એવા જે ગૃહસ્થ સત્સંગી તેમણે હિંસાએ રહિત એવા જે વિષ્ણુસંબન્ધી યજ્ઞ તે કરવા તથા તીર્થનેવિષે તથા દ્વાદશી આદિક પર્વનેવિષે બ્રાહ્મણ તથા સાધુ તેમને જમાડવા ॥૧૫૫॥ તે ધનાઢ્ય એવા જે ગૃહસ્થ સત્સંગી તેમણે ભગવાનના મંદિરનેવિષે મોટા ઉત્સવ કરાવવા તથા સુપાત્ર એવા જે બ્રાહ્મણ તેમને નાનાપ્રકારનાં દાન દેવાં ॥૧૫૬॥

અને અમારે આશ્રિત એવા જે સત્સંગી રાજા તેમણે ધર્મશાસ્ત્રને આશરીને પોતાના પુત્રનીપેઠે પોતાની પ્રજાનું પાલન કરવું અને પૃથ્વીનેવિષે ધર્મનું સ્થાપન કરવું ॥૧૫૭॥ અને તે રાજા તેમણે રાજ્યનાં જે સાત અંગ તથા ચાર ઉપાય તથા છ ગુણ તે જેતે લક્ષણે કરીને યથાર્થપણે જાણવાં અને તીર્થ જે ચાર મોકલ્યાનાં સ્થાનક તથા વ્યવહારના જાણનારા જે સભાસદ તથા દંડવા યોગ્ય

रोगी दरिद्रो वा पण्ढो वाच्यं न दुर्वचः ॥१५९॥ रूपयौवन-युक्तस्य गुणिनोऽन्यनरस्य तु । प्रसङ्गो नैव कर्तव्यस्ताभिः साहजिकोऽपि च ॥१६०॥ नरेक्ष्यनाभ्यूरुकुचाऽनुत्तरीया च नो भवेत् । साध्वी स्त्री न च भण्डेक्षा न निर्लज्जादिसङ्गिनी ॥१६१॥ भूषासद्‌ंशुकधृतिः परगेहोपवेशनम् । त्याज्यं हास्यादि च स्त्रीभिः पत्यौ देशान्तरं गते ॥१६२॥ विधवा-

જે માણસ તથા દડવા યોગ્ય નહિ એવા જે માણસ એ સર્વને લક્ષણે કરીને યથાર્થપણે જાણવા ॥૧૫૮॥

હવે સુવાસિની બાઇયોના વિશેષ ધર્મ કહીએ છીએ-અમારે આશ્રિત જે સુવાસિની બાઇયો તેમણે પોતાનો પતિ અંધ હોય, રોગી હોય, દરિદ્રી હોય, નપુંસક હોય તોપણ તેને ઇશ્વરનીપેઠે સેવવો અને તે પતિપ્રત્યે કટુક વચન ન બોલવું ॥૧૫૯॥ અને તે સુવાસિની સ્ત્રીયો તેમણે રૂપ ને યૌવન તેણે યુક્ત અને ગુણવાન્ એવો જે અન્ય પુરૂપ તેનો પ્રસંગ સહજ સ્વભાવે પણ ન કરવો ॥૧૬૦॥ અને પતિવ્રતા એવી જે સુવાસિની સ્ત્રીયો તેમણે પોતાની નાભિ સાથળ અને છાતી તેને બીજો પુરૂષ દેખે એમ ન વર્તવું અને ઓઢયાના વસ્ત્ર વિના ઉઘાડે શરીરે ન રહેવું અને ભાંડભવાઈ જેવા ન જવું અને નિર્લજ્જ એવી જે સ્ત્રીયો તથા સ્વૈરિણી કામિની અને પુંશ્ચલી એવી જે સ્ત્રીયો તેમનો સંગ ન કરવો ॥૧૬૧॥ અને તે સુવાસિની સ્ત્રીયો તેમણે પોતાનો પતિ પરદેશ ગયેસને આભૂષણ ન ધારવાં ને રૂડાં વસ્ત્ર ન પહેરવા ને પારકે ઘેર બેસવા ન જવું અને હાસ્ય વિનોદાદિકનો ત્યાગ કરવો ॥૧૬૨॥

હવે વિધવા સ્ત્રીયોના વિશેષધર્મ કહીએ છીએ-અમારે આશ્રિત જે વિધવા સ્ત્રીયો તેમણે તો પતિબુદ્ધિએ કરીને શ્રીકૃષ્ણભગવાનને

भिस्तु योषाभिः सेव्यः पतिधिया हरिः। आज्ञाया पितृपुत्रादेर्वृत्यं[1] स्वातन्त्र्यतो न तु ॥१६३॥ स्वासन्नसम्बन्धहीना नराः स्पृश्या न कर्हिचित्। तरुणैस्तैश्च तारुण्ये भाष्यं नावश्यकं विना ॥१६४॥ स्तनन्धयस्य नुः स्पर्शे न दोषोऽस्ति पशोरिव। आवश्यके च वृद्धस्य स्पर्शे तेन च भाषणे ॥१६५॥ विद्याऽनासन्नसम्बन्धात्ताभिः पाठ्या न काऽपि नुः। व्रतोपवासैः कर्तव्यो मुहुर्देहदमस्तथा ॥१६६॥ धनं च धर्मकार्येऽपि स्वनिर्वाहोपयोगि यत्। देयं ताभिर्न तत् क्वापि देयं चेदधिकं तदा ॥१६७॥ कार्यश्च सकृदाहारस्ताभिः स्वापस्तु भूतले। मैथुना

---

સેવવા અને પોતાના પિતા પુત્રાદિક જે સબન્ધી તેમની આજ્ઞાને વિષે વર્તવુ પણ સ્વતન્ત્રપણે ન વર્તવુ ॥૧૬૩॥ અને તે વિધવા સ્ત્રીયો તેમણે પોતાના સમીપ સબન્ધ વિનાના જે પુરૂષ તેમનો સ્પર્શ ક્યારેય ન કરવો અને પોતાની યુવાવસ્થાનેવિષે અવશ્ય કાર્ય વિના સમીપ સબન્ધ વિનાના જે યુવા પુરૂષ તેમની સાથે ક્યારેય પણ બોલવુ નહિ ॥૧૬૪॥ અને ધાવણો જે બાળક તેના સ્પર્શનેવિષે તો જેમ પશુને અડી જવાય અને દોષ નથી તેમ દોષ નથી અને કોઇ અવશ્યનુ કામકાજ પડે તેનેવિષે કોઈક વૃદ્ધ પુરૂષને અડી જવાય તથા તે વૃદ્ધ સાથે બોલાય તેનેવિષે દોષ નથી ॥૧૬૫॥ અને તે વિધવા સ્ત્રીયો તેમણે પોતાના સમીપ સબન્ધ વિનાના જે પુરૂષ તેથકી કોઈપણ વિદ્યા ન ભણવી અને વ્રત ઉપવાસે કરીને વારવાર પોતાના દેહનુ દમન કરવુ ॥૧૬૬॥ અને તે વિધવા સ્ત્રીયો તેમણે પોતાના ઘરમા પોતાના જીવતપર્યન્ત દેહનિર્વાહ થાય એટલુજ જે ધન હોય તો તે ધન જેતે ધર્મકાર્યનેવિષે પણ ન આપવું અને

---

1 'वर्त्यम्' इति पाठः ।

सक्तयोर्वीक्षा कापि कार्या न देहिनोः ॥१६८॥ वेषो न धार्यस्ताभिश्च सुवासिन्याः स्त्रियास्तथा। न्यासिन्या वीतरागाया विकृतश्च न कर्हिचित् ॥१६९॥ सङ्गो न गर्भपातिन्याः स्पर्शः कार्यश्च योषितः। शृङ्गारवार्ता न नृणां कार्याः श्रव्या न वै क्वचित् ॥१७०॥ निजसम्बन्धिभिरपि तारुण्ये तरुणैर्नरैः। साकं रहसि न स्थेयं ताभिरापदमन्तरा ॥१७१॥ न होलाखेलनं कार्यं न भूषादेश्च धारणम्। न धातुसूत्रयुक्सूक्ष्मवस्त्रादेरपि कर्हिचित् ॥१७२॥ सधवाविधवाभिश्च न स्नातव्यं

જો તેથી અધિક હોય તો આપવું ॥૧૬૭॥ અને વિધવા સ્ત્રીયો તેમણે એકવાર આહાર કરવો અને પૃથ્વીનેવિષે સુવું અને મૈથુનાસક્ત એવા જે પશુ પક્ષી આદિક જીવ પ્રાણિમાત્ર તેમને જોવા નહિ ॥૧૬૮॥ અને તે વિધવા સ્ત્રીયો તેમણે સુવાસિની સ્ત્રીના જેવો વેષ ન ધારવો તથા સંન્યાસણી તથા વૈરાગણી તેના જેવો વેષ ન ધારવો અને પોતાનો દેશ કુળ અને આચાર તેને વિરુદ્ધ એવો જે વેષ તેપણ ક્યારેય ન ધારવો ॥૧૬૯॥ અને ગર્ભની પાડનારી જે સ્ત્રી તેનો સંગ ન કરવો અને તેનો સ્પર્શપણ ન કરવો અને પુરુષના શૃંગારરસ સંબન્ધી જે વાર્તા તે ક્યારેય ન કરવી અને ન સાંભળવી ॥૧૭૦॥ અને યુવા અવસ્થાનેવિષે રહી એવી જે વિધવા સ્ત્રીયો તેમણે યુવા અવસ્થાવાળા જે પોતાના સંબન્ધી પુરુષ તેમની સંઘાથે પણ એકાંત સ્થળને વિષે આપત્કાળ પડ્યા વિના ન રહેવું ॥૧૭૧॥ અને હોળીની રમત ન કરવી ને આભૂષણાદિકનું ધારણ ન કરવું અને સુવર્ણાદિક ધાતુના તારે યુક્ત એવાં જે ઝીણાં વસ્ત્ર તેનું ધારણ પણ ક્યારેય ન કરવું ॥૧૭૨॥

અને સુવાસિની ને વિધવા એવી જે સ્ત્રીયો તેમણે વસ્ત્ર પહેર્યા

निरस्वरम् । स्वरजोदर्शनं स्त्रीभिर्गोपनीयं न सर्वथा ॥१७३॥ मनुष्यं चांशुकादीनि नारी कापि रजस्वला । दिनत्रयं स्पृशेन्नैव स्नात्वा तुर्येऽह्नि सा स्पृशेत् ॥१७४॥ नैष्ठिकव्रतवन्तो ये वर्णिनो मदुपाश्रयाः । तैः स्पृश्या न स्त्रियो भाष्या न न वीक्ष्याश्च ता धिया ॥१७५॥ तासां वार्ता न कर्तव्या न श्रव्याश्च कदाचन । तत्पादचारस्थानेषु न च स्नानादिकाः क्रियाः ॥१७६॥ देवताप्रतिमां हित्वा लेख्या काष्ठादिजापि वा। न योषित्प्रतिमा स्पृश्या न वीक्ष्या बुद्धिपूर्वकम् ॥१७७॥

વિના ન્હાવું નહિ અને પોતાનુ જે રજસ્વલાપણુ તે કોઈ પ્રકારે ગુપ્ત ન રાખવુ ॥૧૭૩॥ અને વળી રજસ્વલા એવી જે સુવાસિની અને વિધવા સ્ત્રીયો તે ત્રણ દિવસસુધી કોઈ મનુષ્યને તથા વસ્ત્રાદિકને અડે નહિ અને ચોથે દિવસે નાહિને અડવુ. ( એવી રીતે ગૃહસ્થાશ્રમી એવા જે પુરુષ અને સ્ત્રીયો તેમના જે આ વિશેષધર્મ કહ્યા તે સર્વે ધર્મવંશી આચાર્ય અને તેમની પત્નીયો તેમણે પણ પાળવા, કેમકે એ ગૃહસ્થ છે ) ॥૧૭૪॥

હવે નૈષ્ઠિક બ્રહ્મચારીના જે વિશેષ ધર્મ તે કહીએ છીએ—અમારે આશ્રિત એવા જે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે સ્ત્રીમાત્રનો સ્પર્શ ન કરવો અને સ્ત્રીયો સઘાથે બોલવુ નહિ અને જાણીને તે સ્ત્રીયો સન્મુખ જોવુ નહિ ॥૧૭૫॥ અને તે સ્ત્રીયોની વાર્તા ક્યારેય ન કરવી અને ન સાંભળવી અને જે સ્થાનકનેવિષે સ્ત્રીયોનો પગફેર હોય તે સ્થાનકનેવિષે સ્નાનાદિક ક્રિયા કરવા ન જવુ ॥૧૭૬॥ અને દેવતાની પ્રતિમા વિના બીજી જે સ્ત્રીની પ્રતિમા, ચિત્રની અથવા કાષ્ઠાદિકની હોય તેનો સ્પર્શ ન કરવો અને જાણીને તો તે પ્રતિમાને જોવી પણ નહિ ॥૧૭૭॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે સ્ત્રીની પ્રતિમા ન

न स्त्रीप्रतिकृतिः कार्या न स्पृश्यं योषितोंऽशुकम् । न वीक्ष्यं मैथुनपरं प्राणिमात्रं च तैर्धिया ॥१७८॥ न स्पृश्यो नेक्षणीयश्च नारीवेषधरः पुमान् । न कार्यं स्त्रीः समुद्दिश्य भगवद्गुणकीर्तनम् ॥१७९॥ ब्रह्मचर्यव्रतत्यागपरं वाक्यं गुरोरपि । तैर्न मान्यं सदा स्थेयं धीरैस्तुष्टैरमानिभिः ॥१८०॥ स्वातिनैकट्यमायान्ती प्रसभं वनिता तु या । निवारणीया साभाष्य तिरस्कृत्यापि वा द्रुतम् ॥१८१॥ प्राणापद्युपपन्नायां स्त्रीणां स्वेषां च वा क्वचित् । तदा स्पृष्ट्वापि तद्रक्षा कार्या सम्भाष्य ताश्च वा ॥१८२॥ तैलाभ्यङ्गो न कर्तव्यो न धार्यं चायुधं तथा ।

---

કરવી અને સ્ત્રીયે પોતાના શરીર ઉપર ધારેલું જે વસ્ત્ર તેને અડવું નહિ અને મૈથુનાસક્ત એવા જે પશુપક્ષ્યાદિક પ્રાણિમાત્ર તેમને જાણીને જોવા નહિ ॥૧૭૮॥ અને સ્ત્રીના વેષને ધરી રહ્યો એવો જે પુરુષ તેને અડવું નહિ અને તેની સામું જોવું નહિ અને તે સાથે બોલવું નહિ અને સ્ત્રીનો ઉદ્દેશ કરીને ભગવાનની કથા વાર્તા કીર્તન પણ ન કરવા ॥૧૭૯॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે પોતાના બ્રહ્મચર્યવ્રતનો ત્યાગ થાય એવું જે વચન તેતો પોતાના ગુરુનું પણ ન માનવું ને સદાકાળ ધીરજવાન્ રહેવું અને સંતોષે યુક્ત રહેવું ને માને રહિત રહેવું ॥૧૮૦॥ અને બળાત્કારે કરીને પોતાને અતિશય સમીપે આવતી એવી જે સ્ત્રી તેને બોલીને અથવા તિરસ્કાર કરીને પણ તુરત વારવી પણ સમીપે આવવા દેવી નહિ ॥૧૮૧॥ અને જો ક્યારેય સ્ત્રીયોનો અથવા પોતાનો પ્રાણ નાશ થાય એવો આપત્કાળ આવી પડે ત્યારે તો તે સ્ત્રીયોને અડીને અથવા તે સાથે બોલીને પણ તે સ્ત્રીયોની રક્ષા કરવી અને પોતાની પણ રક્ષા કરવી ॥૧૮૨॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે પોતાને શરીરે તેલ-

वेषो न विकृतो धार्यो जेतव्या रसना च तैः ॥१८३॥ परिवेषण-
कर्त्री स्यादत्र स्त्री विप्रवेश्मनि । न गम्यं तत्र भिक्षार्थं गन्त-
व्यमितरत्र तु ॥१८४॥ अभ्यासो वेदशास्त्राणां कार्यश्च गुरु-
सेवनम् । वर्ज्यः स्त्रीणामिव स्त्रैणपुंसां सङ्गश्च तैः सदा ॥१८५॥
चर्मवारि न वै पेयं जात्या[1] विप्रेण केनचित् । पलाण्डुलशु-
नाद्यं च तेन भक्ष्यं न सर्वथा ॥१८६॥ स्नानं सन्ध्यां च गायत्री-
जपं श्रीविष्णुपूजनम् । अकृत्वा वैश्वदेवं च कर्तव्यं नैव
भोजनम् ॥१८७॥ साधवो येऽथ तैः सर्वैर्नैष्ठिकब्रह्मचारिवत् ।

મર્દન ન કરવું ને આયુધ ન ધારવું ને ભયંકર એવો જે વેષ તે ન ધારવો અને રસના ઇંદ્રિયને જીતવી ॥૧૮૩॥ અને જે બ્રાહ્મણના ઘરનેવિષે સ્ત્રી પીરસનારી હોય તેને ઘેર ભિક્ષા કરવા જવું નહિ ને જ્યાં પુરુષ પીરસનારો હોય ત્યાં જવું ॥૧૮૪॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી તેમણે વેદ શાસ્ત્રનો અભ્યાસ કરવો ને ગુરુની સેવા કરવી ને સ્ત્રીયોની પેઠેજ સ્ત્રૈણ પુરુષનો સંગ જેતે સર્વકાળે વર્જવો ॥૧૮૫॥ અને જાતિએ કરીને જે બ્રાહ્મણ હોય તે કોઇએ પણ ચર્મવારિ ન પીવું ને ડુંગળી ને લસણ આદિક જે અભક્ષ્ય વસ્તુ તે બ્રાહ્મણ જાતિ હોય તેણે કોઈ પ્રકારે ન ખાવું ॥૧૮૬॥ અને જે બ્રાહ્મણ હોય તેણે સ્નાન, સંધ્યા, ગાયત્રીનો જપ, શ્રીવિષ્ણુની પૂજા અને વૈશ્વદેવ એટલાં વાનાં કર્યાં વિના ભોજન કરવુંજ નહિ. ( એવી રીતે નૈષ્ઠિક બ્રહ્મચારીના વિશેષ ધર્મ કહ્યા ) ॥૧૮૭॥

હવે સાધુના જે વિશેષધર્મ તે કહીએ છીએ–અમારે આશ્રિત જે સર્વે સાધુ તેમણે નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠે સ્ત્રીયોનાં દર્શન ભાષણાદિક પ્રસંગનો ત્યાગ કરવો તથા સ્ત્રૈણ પુરુષના પ્રસંગા-

[1] 'जातु' इति पाठः ।

न कर्तव्यो रोगाद्यापदमन्तरा । ग्राम्यवार्ता न कार्या च न श्रव्या बुद्धिपूर्वकम् ॥१९९॥ स्वप्यं न तैश्च खट्वायां विना रोगादिमापदम् । निश्छद्म वर्तितव्यं च साधूनामग्रतः सदा ॥२००॥ गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः । क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥२०१॥ दूतकर्म न कर्तव्यं पैशुनं चारकर्म च । देहेऽहन्ता च ममता न कार्या स्वजनादिषु ॥२०२॥ इति सङ्क्षेपतो धर्माः सर्वेषां लिखिता मया ।

અને રોગાદિક આપત્કાળ પડ્યા વિના દિવસે સુવુ નહિ અને ગ્રામ્યવાર્તા કરવી નહિ ને જાણીને સાંભળવી નહિ ॥૧૯૯॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ તેમણે રોગાદિક આપત્કાળ પડ્યા વિના ખાટલા ઉપર સુવુ નહિ અને સાધુની આગળતો નિરતર નિષ્કપટપણે વર્તવુ ॥૨૦૦॥ અને તે સાધુ ને બ્રહ્મચારી તેમણે કોઈક કુમતિવાળા દુષ્ટ જન હોય ને તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહનજ કરવુ પણ તેને સામી ગાળ ન દેવી ને મારવો નહિ અને તેનુ જેમ હિત થાય તેમજ મનમા ચિંતવન કરવુ પણ તેનુ ભુંડુ થાય એવો તો સકલ્પ પણ ન કરવો ॥૨૦૧॥ અને કોઈનું દૂત પણ ન કરવુ તથા ચાડીયાપણુ ન કરવુ તથા કોઈના ચારચક્ષુ ન થવુ અને દેહનેવિષે અહબુદ્ધિ ન કરવી ને સ્વજનાદિકનેવિષે મમતા ન કરવી ( એવી રીત્યે સાધુના વિશેષધર્મ કહ્યા ) ॥૨૦૨॥

અને અમારે આશ્રિત એવા જે સત્સગી બાઈ ભાઈ સર્વે તેમના જે સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ તે જેતે સક્ષેપે કરીને આવીરીતે અમે લખ્યા છે અને આ ધર્મનો જે વિસ્તાર તેતો અમારા સમ્પ્રદાયના

१ 'दूलकर्म इति पाठ । २ 'अस्वजनादिषु' इति पाठ ।

साम्प्रदायिकग्रन्थेभ्यो ज्ञेय एषां तु विस्तरः ॥२०३॥ सच्छास्त्राणां समुद्धृत्य सर्वेषां सारमात्मना । पत्रीयं लिखिता नृणामभीष्टफलदायिनी ॥२०४॥ इमामेव ततो नित्यमनुसृत्य ममाश्रितैः । यतात्मभिर्वर्तितव्यं न तु स्वैरं कदाचन ॥२०५॥ वर्तिष्यन्ते य इत्थं हि पुरुषा योषितस्तथा । ते धर्मादिचतुर्वर्गसिद्धिं प्राप्स्यन्ति निश्चितम् ॥२०६॥ नेत्थं य आचरिष्यन्ति ते त्वस्मत्सम्प्रदायतः । बहिर्भूता इति ज्ञेयं स्त्रीपुंसैः साम्प्रदायिकैः ॥२०७॥ शिक्षापत्र्याः प्रतिदिनं पाठोऽस्या मदुपाश्रितैः । कर्तव्योऽनक्षरज्ञैस्तु श्रवणं कार्यमादरात् ॥२०८॥ वक्त्रभावे तु पूजैव कार्याऽस्याः प्रतिवासरम् । मद्रूप-

જે ગ્રંથ તેથકી જાણવો ॥૨૦૩॥ અને સર્વે જે સચ્છાસ્ત્ર તેનો જે સાર તેને અમે અમારી બુદ્ધિએ કરીને ઉદ્ધારીને આ શિક્ષાપત્રી જેતે લખીછે તે કેવી છે તો સર્વે મનુષ્યમાત્રને મનવાછિત ફળની દેનારી છે ॥૨૦૪॥ એ હેતુમાટે અમારા આશ્રિત જે સર્વે સત્સંગી તેમણે સાવધાનપણે કરીને નિત્યપ્રત્યે આ શિક્ષાપત્રીને અનુસરીનેજ વર્તવુ પણ પોતાના મનને જાણે તો ક્યારેય ન વર્તવુ ॥૨૦૫॥ અને જે અમારા આશ્રિત પુરુષ ને સ્ત્રિયો તે જેતે આ શિક્ષાપત્રી પ્રમાણે વર્તશે તો તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થની સિદ્ધિને નિશ્ચય પામશે ॥૨૦૬॥ અને જે બાઈ ભાઈ આ શિક્ષાપત્રી પ્રમાણે નહિ વર્તે તેતો અમારા સંપ્રદાયથકી બાહેર છે એમ અમારા સંપ્રદાયવાળા સ્ત્રી પુરુષ તેમણે જાણવું ॥૨૦૭॥ અને અમારા જે આશ્રિત સત્સંગી તેમણે આ શિક્ષાપત્રીનો નિત્યપ્રત્યે પાઠ કરવો અને જેમને ભણતાં આવડતુ ન હોય તેમણે તો આદરથકી આ શિક્ષાપત્રીનુ શ્રવણ કરવુ ॥૨૦૮॥ અને આ શિક્ષાપત્રીને વાંચી સભળાવે એવો કોઈ ન

न कर्तव्यो रोगाद्यापदमन्तरा । ग्राम्यवार्ता न कार्या च न श्रव्या बुद्धिपूर्वकम् ॥१९९॥ स्वप्यं न तैश्च खट्वायां विना रोगादिमापदम् । निश्छद्म वर्तितव्यं च साधूनामग्रतः सदा ॥२००॥ गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः । क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥२०१॥ दूतकर्म न कर्तव्यं पैशुनं चारकर्म च । देहेऽहन्ता च ममता न कार्या स्वजनादिषु ॥२०२॥ इति सङ्क्षेपतो धर्माः सर्वेषां लिखिता मया ।

---

અને રોગાદિક આપત્કાળ પડ્યા વિના દિવસે સુવુ નહિ અને ગ્રામ્યવાર્તા કરવી નહિ ને જાણીને સાંભળવી નહિ ॥૧૯૯॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ તેમણે રોગાદિક આપત્કાળ પડ્યા વિના ખાટલા ઉપર સુવું નહિ અને સાધુની આગળતો નિરતર નિષ્કપટપણે વર્તવુ ॥૨૦૦॥ અને તે સાધુ ને બ્રહ્મચારી તેમણે કોઇક કુમતિવાળા દુષ્ટ જન હોય ને તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહનજ કરવું પણ તેને સામી ગાળ ન દેવી ને મારવો નહિ અને તેનુ જેમ હિત થાય તેમજ મનમા ચિંતવન કરવુ પણ તેનુ ભુંડુ થાય એવો તો સકલ્પ પણ ન કરવો ॥૨૦૧॥ અને કોઇના દૂત

विना ॥१९३॥ पुमानेव भवेद्यत्र पक्वान्नपरिवेषणः । ईक्षणादि भवेन्नैव यत्र स्त्रीणां च सर्वथा ॥१९४॥ तत्र गृहिगृहे भोक्तुं गन्तव्यं साधुभिर्मम । अन्यथामान्नमर्थित्वा पाकः कार्यः स्वयं च तैः ॥१९५॥ आर्पभो भरतः पूर्वं जडविप्रो यथा भुवि । प्रवर्ततात्र परमहंसैर्वृत्यं तथैव तैः ॥१९६॥ वर्णिभिः साधुभिश्चैतैर्वर्जनीयं प्रयत्नतः । ताम्बूलस्याहिफेनस्य तमालादेश्च भक्षणम् ॥१९७॥ संस्कारेषु न भोक्तव्यं गर्भाधानमुखेषु तैः । प्रेतश्राद्धेषु सर्वेषु श्राद्धे च द्वादशाहिके ॥१९८॥ दिवास्वापो

કાળ નિગમવો નહિ, નિરંતર ભક્તિ કરીનેજ કાળ નિગમવો ॥૧૯૩॥ અને જે ગૃહસ્થના ઘરનેવિષે રાધેલ અન્નનો પીરસનારો પુરુષજ હોય તથા સ્ત્રીયોનો દર્શનાદિક પ્રસગ કોઈ રીતે થાય એમ ન હોય ॥૧૯૪॥ તેવી રીતનું જે ગૃહસ્થનુ ઘર તેપ્રત્યે અમારા સાધુ તેમણે જમવા જવું અને એ કહ્યુ તેવું ન હોય તો કાચું અન્ન માગીને પોતાના હાથે રસોઈ કરવી ને ભગવાનને નૈવેદ્ય ધરીને જમવું ॥૧૯૫॥ અને પૂર્વે ઋષભદેવ ભગવાનના પુત્ર જે ભરતજી તે જેતે પૃથ્વીનેવિષે જડ બ્રાહ્મણથકા જેમ વર્તતા હવા તેમજ પરમહંસ એવા જે અમારા સાધુ તેમણે વર્તવું ॥૧૯૬॥

અને નૈષ્ઠિક બ્રહ્મચારી ને એ સાધુ તેમણે તાંબૂળ તથા અફિણ તથા તમાકુ ઇત્યાદિકનું ભક્ષણ તે જતને કરીને વર્જવું ॥૧૯૭॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ તેમણે ગર્ભાધાન આદિક જે સસ્કાર તેમનેવિષે જમવું નહિ તથા એકાદશાહપર્યંત જે પ્રેતશ્રાદ્ધ તેમનેવિષે જમવું નહિ તથા દ્વાદશાહ શ્રાદ્ધનેવિષે જમવું નહિ ॥૧૯૮॥

१ 'परमहंस' इति पाठः । २ 'ताम्रकूटस्य' इति पाठः ।

स्त्रीस्त्रैणसङ्गादि वर्ज्यं जेतव्याश्चान्तरारयः ॥१८८॥ सर्वेन्द्रियाणि जेयानि रसना तु विशेषतः । न द्रव्यसङ्ग्रहः कार्यः कारणीयो न केनचित् ॥१८९॥ न्यासो रक्ष्यो न कस्यापि धैर्यं त्याज्यं न कर्हिचित् । न प्रवेशयितव्या च स्वावासे स्त्री कदाचन ॥१९०॥ न च सङ्गं विना रात्रौ चलितव्यमनापदि । एकाकिभिर्न गन्तव्यं तथा क्वापि विनापदम् ॥१९१॥ अनर्घ्यं चित्रितं वास कुसुम्भाद्यैश्च रञ्जितम् । न धार्यं च महावस्त्रं प्राप्तमन्येच्छयापि तत् ॥१९२॥ भिक्षां सभां विना नैव गन्तव्यं गृहिणो गृहम् । व्यर्थः कालो न नेतव्यो भक्तिं भगवतो

દિકનો ત્યાગ કરવો અને અત શત્રુ જે કામ, ક્રોધ, લોભ અને માન આદિક તેમને જીતવા ॥૧૮૮॥ અને સર્વે જે ઇંદ્રિયો તે જીતવા ને રસના ઇંદ્રિયને તો વિશેષે કરીને જીતવી અને દ્રવ્યનો સંગ્રહ પોતે કરવો નહિ ને કોઈ બીજાપાસે પણ કરાવવો નહિ ॥૧૮૯॥ અને કોઈની થાપણુ ન રાખવી અને ક્યારેયપણ ધીરજતાનો ત્યાગ ન કરવો અને પોતાના ઉતારાની જાયગા બધિની હોય તો તેનેવિષે ક્યારેય પણ સ્ત્રીનો પ્રવેશ થવા દેવો નહિ ॥૧૯૦॥ અને તે સાધુ તેમણે આપત્કાળ પડ્યા વિના રાત્રિનેવિષે સંઘસોબત વિના ચાલવુ નહિ તથા આપત્કાળ પડ્યા વિના ક્યારેયપણ એકલા ચાલવુ નહિ ॥૧૯૧॥ અને જે વસ્ત્ર બહુ મૂલ્યવાળુ હોય તથા ચિત્ર વિચિત્ર ભાત્યનુ હોય તથા કસુંબાદિક જે રંગ તેણે કરીને રંગેલુ હોય તથા સાલ દુસાલા હોય ને તે જો બીજાની ઇચ્છાએ કરીને પોતાને પ્રાપ્ત થયુ હોય તોપણુ તે વસ્ત્ર પોતાને પહેરવુ ઓઢવુ નહિ ॥૧૯૨॥ અને ભિક્ષા તથા સભાપ્રસંગ એ બે કાર્ય વિના ગૃહસ્થના ઘરપ્રત્યે જવુ નહિ અને ભગવાનની જે નવ પ્રકારની ભક્તિ તે વિના વ્યર્થ

साम्प्रदायिकग्रन्थेभ्यो ज्ञेय एषां तु विस्तरः ॥२०३॥ सच्छास्त्राणां समुद्धृत्य सर्वेषां सारमात्मना । पत्रीयं लिखिता नृणामभीष्टफलदायिनी ॥२०४॥ इमामेव ततो नित्यमनुसृत्य ममाश्रितैः । यतात्मभिर्वर्तितव्यं न तु स्वैरं कदाचन ॥२०५॥ वर्तिष्यन्ते य इत्थं हि पुरुषा योषितस्तथा । ते धर्मादिचतुर्वर्गसिद्धिं प्राप्स्यन्ति निश्चितम् ॥२०६॥ नेत्थं य आचरिष्यन्ति ते त्वस्मत्सम्प्रदायतः । बहिर्भूता इति ज्ञेयं स्त्रीपुंसैः साम्प्रदायिकैः ॥२०७॥ शिक्षापत्र्याः प्रतिदिनं पाठोऽस्या मदुपाश्रितैः । कर्तव्योऽनक्षरज्ञैस्तु श्रवणं कार्यमादरात् ॥२०८॥ वक्त्रभावे तु पूजैव कार्याऽस्याः प्रतिवासरम् । मद्रूप

જે ગ્રંથ તેથકી જાણવો ॥૨૦૩॥ અને સર્વે જે સચ્છાસ્ત્ર તેનો જે સાર તેને અમે અમારી બુદ્ધિએ કરીને ઉદ્ધારીને આ શિક્ષાપત્રી જેતે લખીછે તે કેવી છે તો સર્વે મનુષ્યમાત્રને મનવાછિત ફળની દેનારી છે ॥૨૦૪॥ એ હેતુમાટે અમારા આશ્રિત જે સર્વે સત્સગી તેમણે સાવધાનપણે કરીને નિત્યપ્રત્યે આ શિક્ષાપત્રીને અનુસરીનેજ વર્તવુ પણ પોતાના મનને જાણે તો ક્યારેય ન વર્તવુ ॥૨૦૫॥ અને જે અમારા આશ્રિત પુરુષ ને સ્ત્રિયો તે જેતે આ શિક્ષાપત્રી પ્રમાણે વર્તશે તો તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થની સિદ્ધિને નિશ્ચય પામશે ॥૨૦૬॥ અને જે બાઈ ભાઈ આ શિક્ષાપત્રી પ્રમાણે નહિ વર્તે તેતો અમારા સપ્રદાયથકી બાહેર છે એમ અમારા સપ્રદાયવાળા સ્ત્રી પુરુષ તેમણે જાણવુ ॥૨૦૭॥ અને અમારા જે આશ્રિત સત્સગી તેમણે આ શિક્ષાપત્રીનો નિત્યપ્રત્યે પાઠ કરવો અને જેમને ભણતા આવડતુ ન હોય તેમણે તો આદરથકી આ શિક્ષાપત્રીનુ શ્રવણ કરવુ ॥૨૦૮॥ અને આ શિક્ષાપત્રીને વાચી સભળાવે એવો કોઈ ન

न कर्तव्यो रोगाद्यापदमन्तरा । ग्राम्यवार्ता न कार्या च न श्रव्या बुद्धिपूर्वकम् ॥१९९॥ स्वप्यं न तैश्च खट्वायां विना रोगादिमापदम् । निश्छद्म वर्तितव्यं च साधूनामग्रतः सदा ॥२००॥ गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः । क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥२०१॥ दूतकर्म न कर्तव्यं पैशुनं चारकर्म च । देहेऽहन्ता च ममता न कार्या स्वजनादिषु ॥२०२॥ इति सङ्क्षेपतो धर्माः सर्वेषां लिखिता मया ।

અને રોગાદિક આપત્કાળ પડ્યા વિના દિવસે સુવુ નહિ અને ગ્રામ્યવાર્તા કરવી નહિ ને જાણીને સાભળવી નહિ ॥૧૯૯॥ અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ તેમણે રોગાદિક આપત્કાળ પડ્યા વિના ખાટલા ઉપર સુવુ નહિ અને સાધુની આગળતો નિરતર નિષ્કપટપણે વર્તવુ ॥૨૦૦॥ અને તે સાધુ ને બ્રહ્મચારી તેમણે કોઇક કુમતિવાળા દુષ્ટ જન હોય ને તે પોતાને ગાળ દે અથવા મારે તો તે સહનજ કરવુ પણ તેને સામી ગાળ ન દેવી ને મારવો નહિ અને તેનુ જેમ હિત થાય તેમજ મનમા ચિંતવન કરવુ પણ તેનુ ભુડુ થાય એવો તો સકલ્પ પણ ન કરવો ॥૨૦૧॥ અને કોઇનુ દૂત પણુ ન કરવુ તથા ચાડીયાપણુ ન કરવુ તથા કોઈના ચારચક્ષુ ન થવુ અને દેહનેવિષે અહબુદ્ધિ ન કરવી ને સ્વજનાદિકનેવિષે મમતા ન કરવી ( એવી રીત્યે સાધુના વિશેષધર્મ કહ્યા ) ॥૨૦૨॥

અને અમારે આશ્રિત એવા જે સત્સગી બાઈ ભાઈ સર્વે તેમના જે સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ તે જેતે સક્ષેપે કરીને આવીરીતે અમે લખ્યા છે અને આ ધર્મનો જે વિસ્તાર તેતો અમારા સપ્રદાયના

१ 'दूत्यकर्म' इति पाठ । २ 'अस्वजनादिषु' इति पाठ ।

श्रीहरिर्जयति ।

( पञ्चरत्नम् )

# जनमङ्गलस्तोत्रम् ।

( गुर्जरानुवादसहितम् )



नमोनमः श्रीहरये बुद्धिदाय दयावते । भक्तिधर्माङ्गजाताय भक्तकल्पद्रुमाय च ॥१॥ सुगन्धपुष्पहाराद्यैर्विविधैरुपहारकैः । सम्पूजिताय भक्तौघैः सिताम्बरधराय च ॥२॥ नाम्नामष्टोत्तरशतं चतुर्वर्गमभीप्सताम् । सद्य. फलप्रदं नृणां तस्य वक्ष्यामि सत्पतेः ॥३॥

---

ભગવાન્ શ્રીહરિને હું (સ્તોત્રકર્તા શતાનંદમુનિ) આદરથી નમસ્કાર કરૂંછુ કેવા શ્રીહરિ તો–જે ભક્તિધર્મના પુત્ર, નવીન ગ્રંથ રચવામા ઉપયોગી બુદ્ધિકૌશળને આપનારા તેમજ 'ददामि बुद्धियोग त येन मामुपयान्ति ते' આ ગીતોક્ત પ્રકારે સ્વસ્વરૂપના યથાર્થ જ્ઞાનરૂપ બુદ્ધિયોગને આપનારા, નિરૂપધિ નિરવધિ દયાના નિધિરૂપ, ભક્તોના કલ્પવૃક્ષની પેઠે સમગ્ર મનોરથોને પરિપૂર્ણ કરનારા, નાનાદેશોથકી આવેલા ભક્તસઘોએ સુરભિ ચદન પુષ્પહાર વસ્ત્ર વિભૂષણ વિગેરે વિવિધ ઉપચારોવડે પ્રીતિપૂર્વક પૂજા કરેલા, સમસ્ત શ્વેત વસ્ત્રોના ધારણમા રૂચિવાળા છે ॥૧ ૨॥ તે સત્પતિ શ્રીહ

---

૧ શતાનંદ મહામુનિએ સત્સગિજીવન નામનુ મહાશાસ્ત્ર રચીને તેના પરિશીલનમા અશક્ત જનોને તેનુ સમસ્ત હાર્દ સક્ષિપ્ત જણાવા માટે સહસ્રનામાત્મક સર્વમંગળ નામનુ સ્તોત્ર સકળ સત્સગિઓના નિત્યપાઠમા ઉચિત કર્યું તેમા પણ અલ્પમતિઓની નિત્યપાઠમા અશક્તિ અવધારીને પોતે કરેલા સર્વમગળસ્તોત્રનો સાર સમુદ્ધરીને શ્રીહરિસ્વરૂપ–ગુણ–ચરિત્રને સક્ષેપમા બોધ કરનાર, સર્વેએ પ્રતિદિન પાઠ કરી શકાય એવુ આ અષ્ટોત્તરશતનામાત્મક જનમંગળ નામનુ સ્તોત્ર કર્યુંછે

मिति मद्वाणी मान्येयं परमादरात् ॥२०९॥ युक्ताय सम्पदा दैव्या दातव्येयं तु पत्रिका । आसुर्या सम्पदाढ्याय पुंसे देया न कर्हिचित् ॥२१०॥ विक्रमार्कशकस्याब्दे नेत्राष्टवसुभूमिते । वसन्तायदिने शिक्षापत्रीयं लिखिता शुभा ॥२११॥ निजाश्रितानां सकलार्तिहन्ता सधर्मभक्तेरवनं विधाता । दाता सुखानां मनसेप्सितानां तनोतु कृष्णोऽखिलमङ्गलं नः ॥२१२॥ इति श्रीसहजानन्दस्वामिलिखिता शिक्षापत्री समाप्ता ।

---

હોય ત્યારે તો નિત્યપ્રત્યે આ શિક્ષાપત્રીની પૂજા કરવી અને આ જે અમારી વાણી તે અમારૂં સ્વરૂપ છે એ રીતે પરમ આદરથકી માનવી ॥૨૦૯॥ અને આ જે અમારી શિક્ષાપત્રી તે જેતે દૈવીસંપદાએ કરીને યુક્ત જે જન હોય તેને આપવી અને જે જન આસુરીસંપદાએ કરીને યુક્ત હોય તેનેતો ક્યારેય ન આપવી ॥૨૧૦॥ સંવત્ ૧૮૮૨ અઢાર ક્યાસિના માહા શુદિ પંચમીને દિવસે આ શિક્ષાપત્રી અમે લખી છે તે પરમ કલ્યાણકારી છે ॥૨૧૧॥ અને પોતાના આશ્રિત જે ભક્તજન તેમની જે સમગ્ર પીડા તેના નાશ કરનારા એવા ને ધર્મે સહિત જે ભક્તિ તેની રક્ષાના કરનારા એવા ને પોતાના ભક્તજનને મનવાંછિત સુખના આપનારા એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તે જેતે અમારા સમગ્ર મંગળને વિસ્તારો ॥૨૧૨॥

ઇતિ શ્રીસહજાનંદસ્વામિશિષ્યનિત્યાનંદમુનિલિખિતા
શિક્ષાપત્રીટીકા સમાપ્તા ।



'ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ' 'विष्णो श्रीरनपायिनी' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ ઓએ પરબ્રહ્મ કૃષ્ણનુ સ્વરૂપ નિત્ય લક્ષ્મીવિશિષ્ટપણે ઉપપાદન કર્યું છે અથવા **શ્રી** રાધાલક્ષ્મીરૂપ શ્રીએ વિશિષ્ટ એવા કૃષ્ણ તે **શ્રીકૃષ્ણ** કહેવાય. ( આથી પરાત્પર મૂળસ્વરૂપ કહ્યુ ) કૃષ્ણશબ્દ સદાનદવાચી પ્રસિદ્ધ છે, ('સહજાનદ' એવો એનો અર્થ છે) તેમાં 'कृषिर्भूवाचक शब्दो णश्च निर्वृतिवाचक । कृष्णस्तद्भावयोगाच्च' એવી સ્માર્ત નિરૂક્તિ છે (૨) श्रीवासुदेव –સર્વ ભૂતોમા સ્વયં વસેછે અને સર્વ ભૂતો એમા વસેછે માટે **વાસુદેવ** નામથી કહ્યાછે 'सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यत । तत स वासुदेवेति विद्वद्भि परिपठ्यते ॥' એવી નિરૂક્તિ છે અથવા **શ્રી**–રૂક્મિણીરૂપ લક્ષ્મીએ યુક્ત એવા વાસુદેવ–વસુદેવના પુત્ર તે **શ્રીવાસુદેવ** ( લક્ષ્મીનારાયણ ) કહ્યા છે 'वसुदेवापत्यतश्च वासुदेवः प्रकीर्तित' એવુ નિરૂક્ત છે અથવા **શ્રી**–અતિકાતિએ સહિત વાસુદેવ–વસુદેવશબ્દથી કહેલા વિશુદ્ધ અત કરણમા આવિર્ભાવ પામેછે માટે **શ્રીવાસુદેવ** કહ્યા છે 'वासुदेवश्च' એવો પાઠ હોય તો ચતુર્વ્યૂહમા પ્રથમ વ્યૂહરૂપ છે માટે **વાસુદેવ** નામથી કહ્યાછે (૩) नरनारायण –ધર્મમૂર્તિથકી 'નર' 'નારાયણ' એવા દ્વિરૂપથી ધર્માશ્રમમા પૂર્વે પ્રાદુર્ભવેલા હોવાથી **નરનારાયણ** કહ્યા છે અથવા નરે સહિત એવા નારાયણ તે **નરનારાયણ** કહ્યાછે (બદરિકાશ્રમમા દુર્વાસાનો શાપ પોતાના અવતારમા હેતુપણે અગીકાર કર્યો છે માટે બદરીપતિરૂપ ) (૪) प्रभु –સ્વસકલ્પથીજ સર્વ કાર્ય કરવા સમર્થ થાય છે માટે **પ્રભુ** કહ્યા છે ( કેવળ દુર્વાસાના શાપથી મનુષ્યાકૃતિ થયા એમ નહિ, કિંતુ સ્વેચ્છાથીજ અવર્મોચ્છેદપૂર્વક એકાતિક ધર્મસસ્થાપનાર્થે નરનારાયણના ઉદ્દેશથી પોતે પ્રાદુર્ભવેલા હોવાથી અતિસમર્થ ) (૫) भक्तिधर्मात्मज –દુર્વાસાના શાપથી માનવભાવને પામેલા ભક્તિધર્મ કે જેમણે પોતાની પ્રસન્નતા મેળવવા પૂર્વે બહુ તપ કર્યું હતુ તેમના પુત્રરૂપે પ્રકટ થએલા (૬) अजन्मा–સર્વદા સ્વત સિદ્ધ દિવ્ય સ્વરૂપવાળા છે માટે **અજન્મા** કહ્યા છે, 'न जातो न जनिष्यते' 'नहि जातो न जायेऽह न

अस्य श्रीजनमङ्गलाख्यस्य श्रीहर्यष्टोत्तरशतनामस्तोत्रमन्त्रस्य शतानन्द ऋषिः । अनुष्टुप् छन्दः । धर्मनन्दनः श्रीहरिर्देवता । धार्मिक इति बीजम् । बृहद्व्रतधर इति शक्तिः । भक्तिनन्दन इति कीलकम् । चतुर्वर्गसिद्ध्यर्थे जपे विनियोगः ।

अथ ध्यानम्–

वर्णिवेषरमणीयदर्शनं मन्दहासरुचिराननाम्बुजम् । पूजितं सुरनरोत्तमैर्मुदा धर्मनन्दनमहं विचिन्तये ॥४॥ श्रीकृष्णः श्रीवासुदेवो[1] नरनारायणः प्रभुः । भक्तिधर्मात्मजोऽजन्मा

રિના સ્વરૂપાનુબન્ધિ ગુણાનુબન્ધિ અને કર્માનુબન્ધિ અષ્ટોત્તરશત ( ૧૦૮ ) નામો કે જે ધર્માદિ ચાર પુરૂષાર્થને પામવા ઇચ્છતા પુરૂષોને જલદી ઇપ્સિત ફળને આપનારા હોવાથી સર્વએ સદા પઠનીય છે તેને હું કહુંછું ॥૩॥

આ **જનમંગળ** નામના શ્રીહરિઅષ્ટોત્તરશતનામસ્તોત્રમન્ત્રના ઋષિ 'शतानन्द' છે આ સ્તોત્રમન્ત્રનો છંદ 'अनुष्टुप्' છે આની દેવતા 'धर्मनन्दन श्रीहरि' છે આનુ બીજ 'धार्मिक' એવા શ્રીહરિ છે આની શક્તિ 'बृहद्व्रतधर' એવા શ્રીહરિ છે આ સ્તોત્ર મન્ત્રનો કીલક ( આશ્રયસ્તભ ) 'भक्तिनन्दन' શ્રીહરિ છે આ સ્તોત્રમન્ત્રનો વિનિયોગ ધર્માદિ ચતુર્વર્ગની સિદ્ધિ માટેના જપમા છે

**જેનાં આ નામો છે તે ભગવાનના નામોના પાઠારંભમાં પાઠ કરનારે કરવાનું સ્વરૂપધ્યાન કહેછે**—નૈષ્ઠિક વર્ણિવરના જેવા વેષથી પણ અતિ રમણીય દર્શન જેમનુ છે, મંદહાસવડે મધુર મુખારવિંદ જેમનુ છે, સુરોત્તમો અને નરોત્તમોએ પ્રહર્ષપૂર્વક ચંદન પુષ્પાદિવડે પૂજા કરેલા એવા ધર્મનંદન શ્રીહરિનુ હું ધ્યાન કરૂ છું ( આ રીતે ધ્યાન કરીને આ સ્તોત્રનો પાઠ કરવો ) ॥૪॥

(૧) श्रीकृष्ण –શ્રી–લક્ષ્મીએ યુક્ત એવા કૃષ્ણ તે **શ્રીકૃષ્ણ** કહેવાય,

1 'वासुदेवश्च' इति पाठान्तरम् ।

भक्तिनन्दनः। वृहद्व्रतधरः शुद्धो राधाकृष्णेष्टदैवतः ॥६॥
मरुत्सुतप्रियः कालीभैरवाद्यतिभीषणः। जितेन्द्रियो जिता-

---

मे हरिश्चेष्टस्तस्माद्धरिरिति स्मृतः ॥' એવી નિરૂક્તિ છે. અથવા આશ્રિતોની અખિલ આપદાને હરેછે અને જન્મસમયે કર્કરાશિમાં ચંદ્રમા છે માટે હરિ નામથી કહ્યા છે, 'युवयोश्च स्वकीयानां हर्ताऽसावापदो द्विज!। हरिसंज्ञोऽस्त्वतः कर्कराशिस्थेन्दोश्च जन्मनि ॥' એમ સત્સંગિજીવનમાં કહ્યુ છે તથા 'हरणात्सर्वदुःखानां हरिरित्यभिधीयते' એવું નિરૂક્ત છે ॥૫॥ (૧૦) **हरिकृष्णः**-हरति-આહ્લાદદાયી હોવાથી પોતાની બાળલીલાને નિરીક્ષણ કરનાર નરનારીઓના હૃદયને પોતાવિષે આહરેછે માટે **હરિ** અને कर्षति-ભક્તદ્રોહીઓને મૂળમાથી નાશ કરેછે અથવા બાલ્ય વયમાં પણ અનાયાસથી શ્રીકૃષ્ણની પેઠે અસુરોને નાશ કરનારા છે માટે **કૃષ્ણ** આ બે નામો મળીને **હરિકૃષ્ણ** એવું સાર્થક નામ નામકરણસમયે માર્કંડેય મુનિએ જેમને આપ્યુ છે. (૧૧) **घनश्यामः**-દિવ્ય વિગ્રહનો વર્ણ નવીન ઘનસમાન શ્યામ હોવાથી **ઘનશ્યામ** નામથી નિર્દેશ કરાતા. (૧૨) **धार्मिकः**-બાલ્ય વયમાં પણ પોતાના પિતાએ પ્રતિદિન કરાતા પ્રાત સ્નાન વિષ્ણુપૂજન ધ્યાનાદિકને અનુકરણ કરતા હોવાથી **ધાર્મિક** અથવા ધર્મના અપત્ય-પુત્ર હોવાથી **ધાર્મિક** નામથી કહેવાતા. (૧૩) **भक्तिनन्दनः**-મૂર્તિના અવતારભૂત ભક્તિદેવીને નંદન-પુત્રરૂપે અતિશય આનંદ આપનારા. (૧૪) **वृहद्व्रतधरः**-બૃહદ્વ્રત જે નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત તેનો વેષ ધરનારા અને તેના આચારને આચરનારા. (૧૫) **शुद्धः**-સ્વયં સ્વરૂપથી સર્વથા શુદ્ધ-નિર્દોષ હોઇને પોતાના આશ્રયમાત્રથી મહાપાપિઓને પણ શુદ્ધ કરનારા. (૧૬) **राधाकृष्णेष्टदैवतः**-માનવ ભાવમા રાધાસહિત કૃષ્ણને ઇષ્ટદેવપણે માનનારા. અથવા 'જે આપણા ઇષ્ટદેવ શ્રીહરિ છે તે રાધાપતિ શ્રીકૃષ્ણજ છે' એમ સત્સંગિઓએ માનેલા ॥૬॥ (૧૭) **मरुत्सुतप्रियः**-વાયુપુત્ર હનુમાનજીને અતિપ્રિય અથવા તે અતિપ્રિય જેમને છે.

कृष्णो नारायणो हरिः ॥७॥ हरिकृष्णो घनश्यामो धार्मिको

जनिष्ये कदाचन' એવી શ્રુતિસ્મૃતિ છે અથવા ભક્તિધર્મના પુત્રરૂપે પ્રકટ થયા છે તથાપિ પ્રાકૃત જીવોની પેઠે કર્મપરતન્ત્રપણે જન્મ નહિ હોવાથી **અજન્મા** કહ્યા છે, 'अजायमानो बहुधा विजायते' એવી શ્રુતિ છે (૭) કૃષ્ણ –અતિસુંદર મેઘશ્યામ અપ્રાકૃત દિવ્ય વિગ્રહવાળા છે, સર્વના ચિત્તને પોતાવિષે આકર્ષણ કરેછે અને ચૈત્ર માસમાં જન્મ છે માટે કૃષ્ણ નામથી કહ્યા છે 'कृष्णो वर्णश्च मे यस्मात्तेन कृष्णोऽहमर्जुन' એમ ભારતમા કહ્યું છે 'कृष्णाख्य· कृष्णवर्णत्वात्सर्वाकर्षणाद् हृद· । मधुमासजनेश्चासौ सुतो भवति ते भुवि ॥' એમ સત્સંગિજીવનમાં કહ્યું છે (૮) नारायण.– નરોનો–ચિદચિદ્રૂપ સમસ્ત નિત્ય વસ્તુઓનો સમૂહ તે નાર કહેવાય, તે નાર અયન–આશ્રય જેમને છે ( નારનો આશ્રય કરી રહેલા ) તેમજ તે નારના આશ્રય છે માટે **નારાયણ** નામથી કહ્યા છે તેમા 'यच्च किञ्चिज्जगत्सर्वं दृश्यते श्रूयतेऽपि वा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थित ॥' એવું શ્રૌત નિરુક્ત છે અથવા 'नारायणाय विद्महे' 'नारायण परब्रह्म' 'एको ह वै नारायण आसीत्' 'अथ दिव्यो देव एको नारायण ' એ રીતે પ્રત્યેક શાખામા પરવસ્તુનુ અન્ય ભવાદિ મૂર્તિઓથકી વ્યાવૃત્તિ કરનાર અસાધારણ નામ હોવાથી **નારાયણ** શબ્દથી નિર્દેશ કરેલા અથવા શમ દમ તપાદિ ગુણોએ કરીને બદરીપતિ નારાયણઋષિને તુ'ય હોવાથી ગુરુ રામાનંદસ્વામિએ દીક્ષાદાનસમયે 'નારાયણમુનિ' એવુ જેમનુ નામ કર્યું છે એવા (૯) हरि –બ્રહ્માદિ સર્વને સ્વવશમા હરેછે માટે હરિ કહ્યા છે, 'ब्रह्माणमिन्द्र रुद्र च यम वरुणमेव च । प्रसह्य हरते यस्मात्तस्मात् हरिरितीर्यते ॥' આવી નિરુક્તિ છે અથવા જેમતેમ સ્મરણ કરવાથી પણ પાપને હરેછે અને યજ્ઞભાગને હરેછે અને હરિત્ વર્ણવાળા છે માટે સાર્થક હરિ નામથી કહ્યા છે, તેમા 'हरिर्हरति पापानि दुष्ट चित्तैरपि स्मृत ' 'हराम्यघ हि स्मर्तॄणां हविर्भाग क्रतुष्वहम् । वर्णश्च

रतिर्धैर्यवान् । ज्ञानी परमहंसश्च तीर्थकृत्तैर्थिकार्चितः ॥८॥
क्षमानिधिः सदोन्निद्रो ध्याननिष्ठस्तपःप्रियः । सिद्धेश्वरः
स्वतन्त्रश्च ब्रह्मविद्याप्रवर्तकः ॥९॥ पाषण्डोच्छेदनपटुः स्वस्व-

(૨૬) **ज्ञानी**–જીવેશ્વરાદિકનાં સ્વરૂપોને યથાર્થપણે સ્વાનુભવથી નિરૂપણ કરનારા. (૨૭) **परमहंसः**–પરમ-ઉત્કૃષ્ટ એવા હંસ–યોગી તે **પરમહંસ** કહેવાય, અર્થાત્ મહાયોગિપણે તપસ્વિઓએ જાણેલા. અથવા પરમહંસસંજ્ઞાથી પ્રસિદ્ધ એવા જે જડભરતાદિક ભાગવતો તેમની પેઠે આત્મનિષ્ઠાદિસહિત ભક્તિનિષ્ઠપણાને લીધે **પરમહંસ** નામથી પ્રસિદ્ધ અથવા સ્વાશ્રિત સાધુઓને તેવા પરમહંસ ધર્મોનોજ ઉપદેશ પ્રધાનપણે આપતા હોવાથી **પરમહંસ** સંજ્ઞાથી પ્રસિદ્ધિ પામેલા. (૨૮) **तीर्थकृत्**–ગંડકી ગંગા આદિક સ્નાનપ્રધાન તીર્થોમાં જઇને સ્નાનાદિ તીર્થવિધિને આચરનારા. (૨૯) **तैर्थिकार्चितः**–તીર્થવાસી મુનિવિગેરેએ પોતાથકી અધિક ધર્મનિષ્ઠાના દર્શનથી સવિનય આદરપૂર્વક પૂજેલા ॥૮॥ (૩૦) **क्षमानिधिः**–પરાપરાધસહનરૂપ મહાગુણ ક્ષમાના સમુદ્ર. ( જીવોના બહુ અપરાધોને સહન કરવાના સ્વભાવવાળા ) (૩૧) **सदोन्निद्रः**–નિરંતર નિદ્રાએ રહિત. ( જીતનિદ્ર હોવાથી નાસાગ્રે સ્થિર નિર્નિમેષ નેત્રવૃત્તિવાળા ) (૩૨) **ध्याननिष्ठः**–સ્વસ્વરૂપના ધ્યાનમાંજ નિરંતર સ્થિતિવાળા. (૩૩) **तपःप्रियः**–સ્વયં પ્રીતિથી કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપને આચરનારા અને પોતાના આશ્રિતોને તપશ્ચર્યાનો પ્રીતિથી ઉપદેશ કરનારા. (૩૪) **सिद्धेश्वरः**–સિદ્ધ–યોગસિદ્ધિ તપઃસિદ્ધિ અને જ્ઞાનસિદ્ધિને પામેલા જે સત્પુરૂષો તેમના પણ ઇશ્વર–તેમનાથકી પણ અધિકપણે વર્તતા હોવાથી તેમણે ઇશ્વરપણે જાણેલા. (૩૫) **स्वतन्त्रः**–અન્ય અધિપતિ નહિ હોવાથી **સ્વતંત્ર** કહ્યા છે. અથવા બ્રહ્માંડવર્તી જીવેશ્વરના પરાભવમાં સમર્થ એવાં બાહ્ય આંતર કરણોની પરતંત્રતાએ રહિત માટે **સ્વતંત્ર** કહ્યા છે. (૩૬) **ब्रह्मविद्याप्रवर्तकः**–પોતાના આશ્રિતોમાં બ્રહ્મવિદ્યાને પ્રવર્તાવનારા ॥૯॥ (૩૭) **पाषण्डो-**

**हारस्तीव्रवैराग्य आस्तिक ॥७॥ योगेश्वरो योगकलाप्रवृत्ति**

( છપૈયામાં અયોધ્યામાં અને હિમાલયની તળેટીમાં હનુમાનજીએ પરા પ્રીતિથી સેવ્યા હતા અને પોતે શ્રીહરિએ અયોધ્યામાં બાળલીલાવડે અતિ પ્રીતિથી તેમને સેવ્યા હતા માટે ) (૧૮) कालीभैरवाद्यतिभीषण – સ્વયં સૌમ્યમૂર્તિ છે પણ પોતાને હણવા ઇચ્છતા કાલી ભૈરવાદિકને તો અતિભયંકર આકૃતિપણે દેખાતા (૧૯) जितेन्द्रिय –તપસ્વિનીનામાં યોગબળથી સમસ્ત ઇન્દ્રિયોને વશ કરીને બીજાઓને પણ ઇન્દ્રિયો વશ કરી આપનારા (૨૦) जिताहार –જીતેન્દ્રિય છે પણ 'जित सर्वं जिते रसे' આવું વિશેષ વાક્ય હોવાથી આહારને સ્વાયત્ત કરનારા પણ રસનાને વશ વર્તનારા નહિ તેમજ બીજાઓના પણ આહારને વશ કરી આપનારા (૨૧) तीव्रवैराग्य –તીવ્ર વૈરાગ્યવાળા ( માટેજ કિશોર વયના આરંભમાંજ અતિસમૃદ્ધ ગૃહ બન્ધુજનાદિકનો ત્યાગ કરીને વનમાં ચાલી નીકળેલા ) (૨૨) आस्तिक – સર્વત્ર સર્વદા ભગવાન્ રક્ષક છેજ' એવા મહા વિશ્વાસવાળા ( 'किमन्तितोऽवति नोपसन्नान्' ઇત્યાદિ વાક્યમાં દૃઢ વિશ્વાસને લીધે બાલ્યમાં પણ ગૃહાદિકનો ત્યાગ કરી ધ્રુવાદિકની પેઠે વનમાં ચાલી નીકળેલાઓને શ્રીકૃષ્ણ ભગવાન્ રક્ષણ કરેજ છે એમ મુમુક્ષુઓને શિખવવા પોતે પણ તેમ વર્તતા ) ॥૭॥ (૨૩) योगेश्वर –યોગ–અષ્ટાંગ યોગ સંપન્ન યોગિઓના ઇશ્વર–તેમાંનું ધ્યેયપણે માનેલા અથવા યોગિઓના ઇશ્વર–તેમને તેમને અભીષ્ટ ફળ આપનારા (૨૪) योगकलाप्रवृत्ति – યમ નિયમાદિકના અભ્યાસ વિનાપણ કૃપાથી પોતાના ભક્તોમાં યોગની સમગ્ર કળાઓને એકદમ પ્રવર્તાવનારા (૨૫) अतिधैर्यवान्–વિકારનું કારણ ઉપસ્થિત થતાં પણ ચિત્તમાં નહિ વિકાર પામનારા 'विकार हेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः' એવી અભિયુક્તિ છે ( માટેજ મહાભયંકર એવા પણ વનમાં નિઃશંકપણે સંચરતા અને પાંચ છ દિવસપર્યંત અન્નાદિકના અલાભમાં પણ ગ્લાનિને નહિ પામતા )

साकारब्रह्मवर्णनः । स्वामिनारायणः स्वामी फालदोपनि-

પ્રમાણ વચનોવડે યાગીય હિંસાના નિષેધપૂર્વક અહિંસામય યજ્ઞને સ્થાપન કરનારા (૪૮) **साकारब्रह्मवर्णनः**–મહાસભામાં વેદાંતિઓ સાથે થતા વિવાદમાં પ્રબળ શ્રુતિસ્મૃતિનાં પ્રમાણ વચનોવડે બ્રહ્મનિરાકારપણાનો નિષેધ કરવાપૂર્વક શ્રીકૃષ્ણ પરંબ્રહ્મના દિવ્યવિગ્રહપણાને સ્થાપન કરનારા. (૪૯) **સ્વામિનારાયણ** – જડચિદાત્મક સમસ્ત જગત્ જેની અપેક્ષાએ સ્વ–શેષ ભૂત (યથેષ્ટ વિનિયોગયોગ્ય) થાય તે **સ્વામી**–પતિ કહેવાય, 'पतिं विश्वस्य' 'पतिं पत्नीनाम्' 'भुवनस्य जातः पतिरेक आसीत्' 'एष भूतपतिरेष भूतपालः' એવી શ્રુતિઓ છે 'कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्' 'तत्सर्वं वै हरेस्तनु' 'इदं सर्वं शरीरं ते' 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' 'हरेः स्वाम्यं' 'स्वामित्वं ब्रह्मणि स्थितम्' એવી સ્મૃતિઓ છે **नाराः**–સ્વરૂપ પ્રવાહથી જે નિત્ય વસ્તુઓ તેના સમૂહો તે **नार** કહેવાય, તે **अयन**–આશ્રય જેમને છે (નારનો વ્યાપકપણે આશ્રય કરી રહેવા) તેમજ તેઓના આશ્રય (અંતરાત્માપણે આધારભૂત) તે **નારાયણ** કહેવાય. 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' આવી શ્રુત્યનુસારી નિરુક્તિ છે આ સકળ ઉપનિષદોમાં પ્રસિદ્ધ, પરવસ્તુનું અન્ય મૂર્તિઓથકી વ્યાવર્તક, અસાધારણ નામનો નિર્દેશ છે તેમાં 'नारायणाय विद्महे' 'नारायणः परंब्रह्म' 'अथ पुनरेव नारायणः' 'अथ दिव्यो देव एको नारायण' ઇત્યાદિ શ્રુતિઓ છે **અથવા** **नर**–પ્રકૃતિના અધિષ્ઠાતા પુરુષથકી પ્રકૃતિદ્વારા થએલા મહદાદિ જે તત્ત્વો તે **नार** કહેવાય, તે નારશબ્દવાચ્ય તત્ત્વો સ્વતઃ જગત્સર્ગ કરવા અસમર્થ થતાં તેને **अयते**–જગત્સર્જવાનું સામર્થ્ય પોષવામાટે કારણાત્મના વ્યાપે છે તેથી **નારાયણ** નામથી કહ્યા છે તેમાં 'नराज्जातानि तत्त्वानि नाराणीति विदुर्बुधाः । तान्येव चायनं तस्य तेन नारायणः

रूपाचलस्थिति । प्रशान्तमूर्तिर्निर्दोषोऽसुरगुर्वादिमोहन ॥१०॥ अतिकारुण्यनयन उद्धवाध्वप्रवर्तक । महाव्रत साधुशील साधुविप्रप्रपूजक ॥११॥ अहिंसयज्ञप्रस्तोता

च्छेदनपटु –પાખંડ વેદવિરુદ્ધ અર્થને પ્રતિપાદન કરનારા મતવાદિઓના યથેષ્ટ દુરાચારોનુ સપ્રમાણ બનિષ્ઠ વાક્યોવડે ખંડન કરવામા અતિચતુર (૩૮) स्वस्वरूपाचलस्थिति –અક્ષરધામમા રહેલા શ્રીકૃષ્ણનામના સ્વસ્વરૂપમા અચળ-ક્ષણમાત્ર પણ પ્રચ્યુતિએ રહિત સ્થિતિ જેમની છે (અર્થાત્ સાહજીક અખંડ સમાધિવાળા) (૩૯) प्रशान्तमूर्ति – પ્રશાતા સમસ્ત ઇન્દ્રિયક્ષોભની ચચળતાએ રહિત અને પોતાના દર્શનમાત્રથી પ્રેક્ષકજનોને પણ અતિશય શાતિ આપનારી મૂર્તિ–આકૃતિ જેમની છે (૪૦) निर्दोष –અધર્મસર્ગીય દભ લોભાદિ સમગ્ર હેય દોષે રહિત (૪૧) असुरगुर्वादिमोहन –પૂર્વે અસુર હોઇને પછી ભગવાનના દ્રોહ માટે ભૂમિમા મનુષ્યોવિષે ગુરુનૃપાદિકના રૂપથી ઉત્પન્ન થયેલાઓને વિચિત્ર ચરિત્રોવડે મોહ ઉપજાવનારા ॥૧૦॥ (૪૨) अतिकारुण्यनयन –અપાર અકારણ કૃપાથી પરિપૂર્ણ નેત્રકમળ જેમના છે (કેવળ નિષ્કારણ કરુણાથીજ પતિત જનોનો ઉદ્ધાર કરનારા) (૪૩) उद्धवाध्वप्रवर्तक –શ્રીકૃષ્ણરૂપ પોતે આચાર્યપદ જેમને આપ્યુ છે એવા ઉદ્ધવજીના અવતારભૂત શ્રીરામાનદસ્વામિએ પ્રવર્તાવેલા સપ્રદાયને આચરણપ્રચારણાદિવડે વિશેષપણે પ્રવર્તાવનારા (૪૪) महाव्रत મનુષ્યોથી અસાધ્ય સનિયમ કૃચ્છ્રાદિ વ્રતોને વારે વારે કરનારા અથવા યોગશાસ્ત્રમા પ્રસિદ્ધ દેશકાળાદિકના અવચ્છેદે રહિત કાય વાણી મનથી અહિંસાદિ પાચ મહાવ્રતોને ધારી રહેલા (૪૫) साधुशील –સાધુ–લોકશાસ્ત્રથકી અવિરુદ્ધ શીલ–સ્વાભાવિક આચરણ જેમનુ છે એવા (૪૬) साधुविप्रप्रपूजक –સાધુ બ્રાહ્મણોને આદર ભાવપૂર્વક ચદન પુષ્પ વસ્ત્રાદિકવડે સ્વય પૂજનારા અને બીજાઓપાસે પૂજાવનારા ॥૧૧॥ (૪૭) अहिंसयज्ञप्रस्तोता–વિદ્વત્સભામા પ્રબળ

साकारब्रह्मवर्णनः । स्वामिनारायणः स्वामी कालदोषनि-

પ્રમાણ વચનોવડે યાગીય હિંસાના નિષેધપૂર્વક અહિંસામય યજ્ઞને સ્થાપન કરનારા. (૪૮) साकारब्रह्मवर्णनः—મહાસભામાં વેદાંતિઓ સાથે થતા વિવાદમાં પ્રબળ શ્રુતિસ્મૃતિનાં પ્રમાણ વચનોવડે માયિકાકારપણાનો નિષેધ કરવાપૂર્વક શ્રીકૃષ્ણ પરંબ્રહ્મના દિવ્યવિગ્રહપણાને સ્થાપન કરનારા. (૪૯) स्वामिनारायणः—જડચિદાત્મક સમસ્ત જગત્ જેની અપેક્ષાએ સ્વ-શેષભૂત (યથેષ્ટ વિનિયોગયોગ્ય) થાય તે **સ્વામી**–પતિ કહેવાય, 'पतिं विश्वस्य' 'पतिं पत्नीनाम्' 'भुवनस्य जातः पतिरेक आसीत्' 'एष भूतपतिरेष भूतपाल.' એવી શ્રુતિઓ છે 'कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्' 'तत्सर्वं वै हरेस्तनुः' 'इदं सर्वं शरीरं ते' 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' 'हरेः स्वाम्यं' 'स्वामित्वं ब्रह्मणि स्थितम्' એવી સ્મૃતિઓ છે **नारा**.—સ્વરૂપ પ્રવાહથી જે નિત્ય વસ્તુઓ તેના સમૂહો તે **नार** કહેવાય, તે અયન–આશ્રય જેમને છે ( નારનો વ્યાપકપણે આશ્રય કરી રહેલા ) તેમજ તેઓના આશ્રય ( અંતરાત્માપણે આધારભૂત ) તે **નારાયણ** કહેવાય. 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायण· स्थित.' આવી શ્રુત્યનુસારી નિરૂક્તિ છે આ સકળ ઉપનિષદોમાં પ્રસિદ્ધ, પરવસ્તુનું અન્ય મૂર્તિઓથકી વ્યાવર્તક, અસાધારણ નામનો નિર્દેશ છે તેમાં 'नारायणाय विद्महे' 'नारायणः परंब्रह्म' 'अथ पुनरेव नारायण.' 'अथ दिव्यो देव एको नारायण.' ઇત્યાદિ શ્રુતિઓ છે **અથવા** नर–પ્રકૃતિના અધિષ્ઠાતા પુરૂષથકી પ્રકૃતિદ્વારા થએલાં મહદાદિ જે તત્ત્વો તે **नार** કહેવાય, તે નારશબ્દવાચ્ય તત્ત્વો સ્વત· જગત્સર્ગ કરવા અસમર્થ થતાં તેને अयते–જગત્સર્જનાનું સામર્થ્ય પોષવામાટે કારણાત્મના વ્યાપે છે તેથી **નારાયણ** નામથી કહ્યા છે. તેમાં 'नराज्जातानि तत्त्वानि नाराणीति विदुर्बुधाः । तान्येव चायनं तस्य तेन नारायणः

**वारक ॥१२॥ सच्छास्त्रव्यसन सद्य समाधिस्थितिकारक ।**

स्मृत ॥' એવુ ભારતમા વચન છે અથવા नार–નરથકી થએલા જે જળો તે अयन–આશ્રય જેમને છે (જળનો આશ્રય કરી રહેલા) તે **નારાયણ** કહેવાય તેમા 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनव । अयन तस ता पूर्वं तेन नारायण स्मृत ॥' એવુ સ્માર્ત નિરૂક્ત છે **સ્વામિ** નામથી સર્વનિયામકતા કહી અને **નારાયણ** નામથી સર્વાંતર્વ્યાપિકતા કહી બન્ને નામો મળીને '**स्वामिनारायण**' એવુ એક નામ થયુ ચેતના ચેતનાત્મક સર્વ વિશ્વમા આત્માપણે વ્યાપીને સર્વને નિયમમા કરે છે તેથી '**સ્વામિનારાયણ**' એવુ સાર્થક એક નામ થયુ આ અર્થમા '**अन्त प्रविष्ट शास्ता जनाना सर्वात्मा**' એવી શ્રુતિ પ્રમાણ છે આ રીતે આ યોગરૂઢ નામ જાણવુ (૫૦) **स्वामी**–स्व–ઐશ્વર્ય એમનુ છે માટે **સ્વામી**, ઐશ્વર્યાતિશયના દર્શનથી આશ્રિત લોકોએ **સ્વામિ**નામથી નિર્દેશ કરાતા અર્થાત્ સર્વઐશ્વર્યસપન્ન અથવા **સ્વામિ**શબ્દ પતિપર્યાય લેવો પોતાના આશ્રિત સમસ્ત જનોનુ કાળ માયા યમાદિકથકી રક્ષણ કરવામા સમર્થ છે માટે **પતિ** કહ્યા છે તે શ્રીભાગવતમા કહ્યુછે–'**स वै पति स्यादकुतोभय स्वय समन्तत पाति भयातुर जनम्** ઇતિ '**रक्षते भगवान् विष्णुर्भक्तानात्म शरीरवत्**' એવી સ્મૃતિ છે (૫૧) **कालदोषनिवारक**–કળિકાળસબધી જે લોભદભાદિ દોષો તેને પોતાના સામર્થ્યવડે ભક્તના હૃદયથકી કાઢવાપૂર્વક સત્યયુગના ધર્મોને પ્રવર્તાવનારા ॥૧૨॥ (૫૨) **सच्छास्त्रव्यसन**–સ્વામિમત વેદાદિ આઠ સચ્છાસ્ત્રોના શ્રવણાદિકમા વ્યસનવત્ અનુરાગથી સદા વ્યાસક્ત (૫૩) **सद्य समाधिस्थितिकारक**–સદ્ય યમાદિ સાધનસપત્તિ વિના પણ પોતાના ઐશ્વર્યથીજ જેને તેને પણ સમાધિયોગમા સ્થિતિ કરાવનારા (આ પ્રકટ ઐશ્વર્યને જણાવનાર નામ છે) (૫૪) **कृष्णार्चास्थापनकर**–નરનારાયણ લક્ષ્મીનારાયણ આદિક સ્વરૂપપ્રતિમાઓની મહામદિરોમા પ્રતિષ્ઠા કરનારા (૫૫) **कौलद्विट्**–કૌળ મત (શાક્ત–વામમાર્ગ)ને અપ્રમાણ માન

**कृष्णार्चास्थापनकरः कौलद्विट् कलितारकः ॥१३॥ प्रकाशरूपो निर्दम्भः सर्वजीवहितावहः । भक्तिसम्पोषको वाग्मी चतुर्वर्गफलप्रदः ॥१४॥ निर्मत्सरो भक्तवर्मा बुद्धिदाताऽति-**

કરનારા (૫૬) कलितारकः—સપરિવાર કળિબળથકી નોકાવડે નાવિકજેમ એમ જનોનો ઉદ્ધાર કરવામાં મહાસમર્થ ॥૧૩॥ (૫૭) प्रकाशरूपः—પ્રકાશમય અક્ષર બ્રહ્મપુર ધામમાં સદા દિવ્ય રૂપથી વિરાજમાન 'दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योम्न्यात्मा प्रतिष्ठितः.' એવી શ્રુતિ છે અથવા નિરતિશય પ્રકાશે યુક્ત દિવ્ય રૂપ-મૂર્તિ જેમની છે. 'आदित्यवर्णं तमसः परस्तात्' એવી શ્રુતિ છે 'दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता । यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः.' એમ ગીતામાં કહ્યું છે (૫૮) निर्दम्भ.—બીજાને ઠગવા માટે સ્વધર્મ ભક્તિનો આડંબર બતાવવો તે દંભ કહેવાય, તેણે રહિત (સર્વ કાળમાં સમવૃત્તિવાળા) (૫૯) सर्वजीवहितावहः—શત્રુમિત્રાદિ ભેદબુદ્ધિ વિના સર્વકોઈ જીવોનું ઐહિક પારલૌકિક હિતનું ચિંતન કરનારા (૬૦) भक्तिसम्पोषक.—સપરિવાર શ્રવણ કીર્તનાદિરૂપા સ્વભક્તિનું રૂડી રીતે પોષણ કરનારા. (૬૧) वाग्मी—વેદલક્ષણ પ્રશસ્ત વાણીના પ્રથમ વક્તા છે તેમજ પ્રશસ્ત જયશીલ મધુર ગંભીર પ્રિય હિત વાણીને વદનારા છે માટે **વાગ્મી** કહ્યા છે. (૬૨) चतुर्वर्गफलप्रदः—ધર્મ અર્થ કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થને પોતેજ આપનારા 'एको बहूनां यो विदधाति कामान्' એવી શ્રુતિ છે. 'सकलफलप्रदो विष्णु' 'यथा कल्पद्रुमात्सर्वं प्राप्यते मनसेप्सितम् । तथा सम्प्राप्यते विष्णोरपि स्याद्दुर्लभं द्विज!॥' એવી સ્મૃતિ છે ॥૧૪॥ (૬૩) निर्मत्सरः—પરોત્કર્ષાસહનરૂપ ચિત્તદોષે રહિત. (પરોત્કર્ષને સાંભળીને કે

१ 'भक्तवर्म' इति पाठान्तरम् ।

**पावनः । अबुद्धिहृद्ब्रह्मधामदर्शकश्चापराजित. ॥१५॥ आस-मुद्रान्तसत्कीर्तिं श्रितसंसृतिमोचन । उदारः सहजानन्दः**

દેખીને તેની પ્રશંસાપરજ, પણ તેથી અનુતાપ નહિ પામનારા) (૬૪) भक्तवर्मा–ભક્તોજ વર્મ–બખ્તરની પેઠે ચોમેર આવરક જેમને છે (સર્વદા ભક્તસંઘથી વીંટાએલા) 'भक्तवर्म' એવો પાઠ હોય તો ભક્તોને વર્મ–કવચની પેઠે ચોમેરથી રક્ષણ કરનારા (૬૫) बुद्धिदाता–પોતાના ભક્તોને પોતાની પ્રાપ્તિમા ઉપયોગી બુદ્ધિને આપનારા 'तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥' એમ ગીતામા સ્વયં કહ્યુ છે (૬૬) अतिपावन –પોતાના સંબન્ધથી પાવનતાને પામેલા ગંગાદિકે કરીને જગતને અતિશય પાવન કરનારા અથવા પાપશોધક પ્રાયશ્ચિત્તોની અપેક્ષાએ પણ જેમના નામનુ શ્રવણકીર્તનાદિ અતિશયિત પાવન છે માટે **અતિપાવન** કહ્યા છે (૬૭) अबुद्धि-हृत्–અબુદ્ધિ–અજ્ઞાનને હરનારા, અનાદિ કાળથી જે સ્વવિષયક જીવને અજ્ઞાન છે તેને પોતેજ પોતાના પ્રતાપાતિશય પ્રદર્શનથી કે અનન્યભક્તો દ્વારા નાશ કરનારા (૬૮) ब्रह्मधामदर्शक –સાધનશ્રમ વિનાજ કેટલાક ભક્તોને દિવ્ય દૃષ્ટિ આપવાપૂર્વક પોતાનુ અક્ષરધામ પ્રદર્શાવનારા (૬૯) अपराजित –દિગ્વિજયમા ક્યારેય પણ કોઇથકી પણ પરાજયને નહિ પામેલા અથવા **અપર**–પોતાના જે અનન્યભક્તો તેમણે આ સર્વત જીત પ્રેમથી વશ કરી લીધેલા તે ભાગવતમા કહ્યું છે–'अजितजित सममतिभि साधुभिर्भवान्' 'अहं भक्तपराधीन ' 'प्रणयरशनया धृताङ्घ्रिपद्म 'ઇતિ॥૧૫॥ (૭૦) आसमुद्रान्तसत्कीर्ति –સમુદ્રપર્યંત પ્રસરી છે શોભન મોટી શ્રેય કારી કીર્તિ જેમની (૭૧) श्रितसंसृतिमोचन –શરણે આવેલા જનોને જન્મ મરણરૂપ સંસૃતિથકી કૃપાબળથી મુક્ત કરનારા (૭૨) उदार –દાન શૂર (તત્ક્ષણ દાતા અને બહુ દાતા) 'तदन्यो को महोदर प्रार्थित दातु

रकः। नियामकश्चोपशमस्थितिर्विनयवान् गुरुः ॥१९॥ अजातवैरी निर्लोभो महापुरुष आत्मदः । अखण्डितार्षमर्यादो

(९१) उपशमस्थितिः–સમસ્ત ઈન્દ્રિયવૃત્તિઓની ઉપરતિમાં સદા સ્થિતિવાળા. (९२) विनयवान्–સ્વભાવસિદ્ધ વિનયગુણશાળી. (९३) गुरुः–બ્રહ્માદિકને વેદનો ઉપદેશ કરનાર છે માટે પ્રથમ ગુરૂ 'यो वै वेदांश्च प्रहिणोति तस्मै' એવી શ્રુતિ છે અથવા ગુરૂ-સર્વને યથાધિકાર તત્ત્વ હિત પુરૂષાર્થને ઉપદેશ આપનારા, માટેજ સર્વના અજ્ઞાનને હરનારા. 'चराचरगुरुं हरिम्' 'ममाप्यखिललोकानां गुरुर्नारायणो गुरुः' 'त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान्' એવી સ્મૃતિ છે. અથવા મહાસભામાં પોતાના દત્તપુત્રોને સ્વાશ્રિતોના ગુરૂપદમા સ્થાપીને સ્વાશ્રિતો પાસે તેમની પૂજા કરાવીને 'તમારા આ બન્ને યથાવિભાગ ગુરૂ કર્યા છે' એમ આશ્રિતોને ઉચિત ઉપદેશ કરનારા ॥૧૯॥ (९४) अजातवैरी–જેના મનમાં કોઈ પણ શત્રુજ થયો નથી, અર્થાત્ અજાતશત્રુ (९५) निर्लोभः–અનવધિક વિત્ત વસ્ત્ર વિભૂષણ વાહનાદિકની પ્રાપ્તિમાં પણ કદાપિ કોઇ પણ પદાર્થમાં તેના સંગ્રહલોભે રહિત. (९६) महापुरुषः–નરાકૃતિ છે પણ વરાહસંહિતાદિકમાં કહેલાં બત્રીશ મહાપુરૂષના લક્ષણોએ યુક્ત હોવાથી સ્વાશ્રિતોએ તેવી રીતે જાણેલા માટેજ 'वेदाहमेतं पुरुषं महान्तं' 'तस्यैकस्य महत्त्वं हि स चैकः पुरुषः स्मृतः । महापुरुषशब्दं स बिभर्त्येकः सनातनः ॥' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિએ મહાપુરૂષપણે વર્ણન કરેલા (९७) आत्मदः–એકાંતિક ભક્તોને સ્વાત્મા પણ આપી દેનારા. 'तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' આવી શ્રુતિ છે.

पड्डूर्मिविजयक्षम ॥१८॥ निरहङ्कृतिरद्रोह ऋजु सर्वोपका

'अप्यह जीवित जह्या त्वा वा सीते ' सलक्ष्मणाम्। न तु प्रतिज्ञा सश्रित्य ब्राह्मणेभ्यो विशेषत ॥' 'द्यौ पतेत्पृथिवी शीर्यत् हिमवान् शकली भवेत्। शुष्येत्तोयनिधि कृष्णे' न मे मोघ वचो भवेत् ॥' એમ સ્વય ભગવાનેજ કહ્યુ છે (૮૨) भक्तवत्सल –भक्ता –અનન્યભાવથી પોતાના શરણને પામેલા જે જનો તેમનેવિષે वत्सल અતિપ્રીતિવાળા અથવા ભક્તોને વત્સળ–અતિપ્રિય એવા ( ત ક્ષણ પ્રસવેલા વત્સોમા ગાયો જ જેમ એમ ભક્તોવિષે અતિશય પ્રીતિવાળા) 'विदित स हि धर्मज्ञ शरणागतवत्सल ' 'रिपूणामपि वत्सल ' એવી સ્મૃતિ છે (૮૩) अरोषण –પોતાના અપકારી ઉપર પણ રોષ નહિ રાખનારા 'अरोषणो ह्यसौ देव એવી સ્મૃતિ છે (૮૪) दीर्घदर्शी–સર્વ કાર્યોમા પૂર્વાપરનુ અનુસધાન રાખનારા (૮૫) पड्डूर्मिविजयक्षम –પડૂર્મિ નામના દોષોના વિશેષપણે જયમા સમર્થ શોક મોહ ક્ષુધા તૃષા જરા મૃત્યુ આ છ ઊર્મિઓ કહી છે મનુષ્યના અનુ કરણથી તે તે સમયે પ્રાપ્ત થતા આ દોષોએ કરીને વિકારને કદાપિ નહિ પામતા ॥૧૮॥ (૮૬) निरहङ्कृति –ભક્તો આગળજ માને રહિત અથવા દેહદૈહિકમા અભિમાને રહિત તેમજ વિદ્યા કુળ ધનાદિકના અભિમાને રહિત (૮૭) अद्रोह –કોઇવિષે પણ દ્રોહવૃત્તિ નહિ રાખનારા અર્થાત્ સર્વના સુહૃત્ (૮૮) ऋजु સરળ સ્વભાવવાળા સાર-યતો આશ્રિતોવિષે મન વાણી કાય વૃત્તિઓની એકરૂપતા હોવાથી કુટિનતાએ રહિતપણુ (વિશ્વાસા સ્પદપણુ) (मनस्येक वचस्येक काय चैक महात्मनाम्) એની પેઠે જાણુ અથવા આશ્રિતછન્દે અનુસારે રહેવાપણુ. (૮૯) सर्वोप कारक –પ્રત્યુપકારની અપેક્ષા નહિ રાખીને સર્વજનો ઉપર યથાયોગ્ય ઉપકાર કરવાના સ્વભાવવાળા (૯૦) नियामक –પોતાના વશમાજ સ્વાશ્રિત જનોને સ્થાપનારા (જેની આજ્ઞા પ્રતિહત થાય નહિ)

नागुणविचेष्टितः ॥२२॥ इत्येतत्परमं स्तोत्रं जनमङ्गलसंज्ञितम् । यः पठेत्तेन पठितं भवेद्वै सर्वमङ्गलम् ॥२३॥ यः पठेच्छृणुयाद्भक्त्या त्रिकालं श्रावयेच्च वा । एतत्तस्य तु पापानि नश्येयुः किल सर्वशः ॥२४॥ एतत्संसेवमानानां पुरुषार्थचतुष्टये । दुर्लभं नास्ति किमपि हरिकृष्णप्रसादतः ॥२५॥ भूतप्रेतपिशाचानां डाकिनीब्रह्मरक्षसाम् । योगिनीनां तथा

(१०७) पुण्यश्रवणकीर्तनः–જેમની કથાવાર્તાનું શ્રવણ અને જેમના ગુણકર્મે નામોનું કીર્તન પુણ્ય–પોતાના સંબન્ધમાત્રથી પાવનકારી છે. (જેમના નામ માત્રના શ્રવણથી કે કીર્તનથીપણ પતિતપણ પુરૂષ અતકાળે તત્ક્ષણ સમસ્ત પાપમાથી વિમુક્ત થઇને, યમદૂતભયે રહિત થઈ પરમપદને પામે છે તેવા મહાપ્રતાપવાન્) 'कलौ सङ्कीर्त्य केशवं' એમ ભાગવતમા કહ્યુ છે. (૧૦૮) सर्वमङ्गलसद्रूपनानागुणविचेष्टितः–જેમની દિવ્ય મૂર્તિ, કારૂણ્ય સૌશીલ્ય વાત્સલ્યાદિ અનેક દિવ્ય ગુણો અને દિવ્ય ચરિત્રો સર્વ પ્રાણિઓનું મંગળ–કલ્યાણ કરનારાં છે અથવા સર્વમગળ નામના સહસ્રનામસ્તોત્રમાં જેમનાં દિવ્ય રૂપ–નાનાવિધ ગુણ–ચેષ્ટિતો સ્પષ્ટપણે વર્ણન કર્યા છે ॥૨૨॥ આ રીતે તે આ સર્વજનોનું મગળ–કલ્યાણ કરનાર હોવાથી સાર્થક **જનમંગળ** સજ્ઞાનુ પરમ શ્રીહરિસ્તોત્ર મેં કહ્યુ આ સ્તોત્રનો જે જન પ્રતિદિન પાઠ કરે તેણે સહસ્રનામાત્મક સર્વમગળસ્તોત્રનો પાઠ કર્યો નિશ્ચે થાયછે. ॥૨૩॥ જે જન આ જનમંગળ સ્તોત્રનો ત્રિકાળ (પ્રાત. મધ્યાન્હ સાયં) ભક્તિથી પાઠ કરે કે સાભળે કે સભળાવે તેનાં તો સમસ્ત પાપો નિ શેષ મૂળમાથી નિશ્ચે નાશ થઈ જાય છે ॥૨૪॥ આ સ્તોત્રનુ પ્રીતિથી પઠન શ્રવણાદિકે કરીને આદરપૂર્વક સેવન કરનારા જનોને ધર્માદિ ચાર પુરૂષાર્થમા એક પણ અર્થ ભગવાન્ શ્રીહરિકૃષ્ણના પ્રસાદનેલીધે દુર્લભ રહેતો નથી (સ્તોત્રપાઠાદિકથી પ્રસન્ન થએલા શ્રીહરિકૃષ્ણ ભગવાન્ યથાસ્વાભિલષિત ધર્મ અર્થ કામ અને મોક્ષને તત્કાળ આપેછે) ॥૨૫॥ ભૂત પ્રેત પિશાચ ડાકિની

व्याससिद्धान्तबोधकः ॥२०॥ मनोनिग्रहयुक्तिज्ञो यमदूतविमोचकः । पूर्णकामः सत्यवादी गुणग्राही गतस्मयः ॥२१॥ सदाचारप्रियतरः पुण्यश्रवणकीर्तनः । सर्वमङ्गलसद्रूपना-

પુરાણ-ઇતિહાસ-સૂત્રને રચનારા વ્યાસમુનિના સિદ્ધાંત-અવિરોધથી તાત્પર્યને યથાસ્થિત પ્રકાશ કરનારા ॥૨૦॥ (૧૦૦) मनोनिग्रहयुक्तिज्ञः- ચંચળ દુર્નિગ્રહ એવા પણ મનના નિગ્રહની અનેક યુક્તિઓ (અભ્યાસ વૈરાગ્યાદિક) સ્વાશ્રિતોને શીખવનારા. (૧૦૧) यमदूतविमोचकः- જે જે સ્વભક્ત દેહને ત્યાગ કરે તેના તેના અંતકાળમાં પોતેજ કે ભક્તરૂપે સન્નિધિમાં જઇને, પોતાના પ્રતાપથીજ તેને તેડી જવા આવેલા અતિભયંકર દર્શનવાળા યમદૂતોને તત્ક્ષણજ દૂર કરીને, તેને તેને સ્વધામપ્રતિજ પહોંચાડનારા. (૧૦૨) पूर्णकामः-સંપૂર્ણ છે સર્વ સંકલ્પો જેના. (સત્યસંકલ્પ) 'सत्यकामः सत्यसङ्कल्पः' એવી શ્રુતિ છે અથવા પૂર્ણ-સંપૂર્ણ કર્યા છે કામ-ભક્તમનોરથો જેમણે, ભક્તોના અતિદુર્લભ કોઈ પણ અભિલાષને અવશેષ નહિ રાખનારા. (૧૦૩) सत्यवादी-સત્યજ બોલવાના સ્વભાવવાળા અથવા સત્ય-પ્રબળ શ્રુતિસ્મૃતિ આદિકનાં પ્રમાણોએ સહિત હોવાથી વાદિઓએ ન પરિહાર થાય એવો વાદ જેમનો પ્રશસ્ત છે તે સત્યવાદી કહેવાય. (અર્થાત્ વાદિઓ સાથે સભામાં વિવાદ કરતાં સત્યજ પક્ષને ગ્રહણ કરીને તે સર્વનો પરાભવ કરનારા) (૧૦૪) गुणग्राही- કોઈ પણ પુરુષ સર્વથા નિર્દોષ છેજ નહિ, તો સર્વપણ જીવોના દોષોને નહિ ગણીનેજ તેમાં રહેલા એકપણ ગુણને પ્રધાનપણે દત્તાત્રેયની પેઠે ગ્રહણ કરનારા (૧૦૫) गतस्मयः-સર્વત્ર સ્વયં અપરાજીત હોઇને પણ તેના ગર્વે રહિત. (અમાનવ કર્મ કરીને પણ તેના વિસ્મયે રહિત) ॥૨૧॥ (૧૦૬) सदाचारप्रियतरः-સદાચાર-લોકશાસ્ત્ર શિષ્ટાચારથકી અવિરુદ્ધ એવો આચાર જેમને અતિપ્રિય છે. (પોતે અતિપ્રીતિથી સદાચારમાંજ વર્તતા અને સ્વાશ્રિત જનોને પણ તેમાજ આદરથી વર્તાવતા.

# जनमङ्गलनामावली।

१ ॐ श्रीकृष्णाय नमः
२ ॐ श्रीवासुदेवाय नमः
३ ॐ नरनारायणाय नमः
४ ॐ प्रभवे नमः
५ ॐ भक्तिधर्मात्मजाय नमः
६ अजन्मने नमः
७ कृष्णाय नमः
८ नारायणाय नमः
९ हरये नमः
१० हरिकृष्णाय नमः
११ घनश्यामाय नमः
१२ धार्मिकाय नमः
१३ भक्तिनन्दनाय नमः
१४ बृहद्व्रतधराय नमः
१५ शुद्धाय नमः
१६ राधाकृष्णेष्टदैवताय नमः
१७ मरुत्सुतप्रियाय नमः
१८ कालीभैरवाद्यतिभीषणाय नम.
१९ जितेन्द्रियाय नमः
२० जिताहाराय नमः
२१ तीव्रवैराग्याय नमः
२२ आस्तिकाय नमः
२३ योगेश्वराय नमः
२४ योगकलाप्रवृत्तये नमः
२५ अतिधैर्यवते नमः
२६ ज्ञानिने नमः
२७ परमहंसाय नमः
२८ तीर्थकृते नमः
२९ तैर्थिकार्चिताय नमः
३० क्षमानिधये नम.
३१ सदोन्निद्राय नमः
३२ ध्याननिष्ठाय नमः
३३ तप प्रियाय नमः
३४ सिद्धेश्वराय नमः
३५ स्वतन्त्राय नमः
३६ ब्रह्मविद्याप्रवर्तकाय नमः
३७ पाषण्डोच्छेदनपटवे नमः
३८ स्वस्वरूपाचलस्थितये नमः
३९ प्रशान्तमूर्तये नमः
४० निर्दोषाय नम.
४१ असुरगुर्वादिमोहनाय नम.
४२ अतिकारुण्यनयनाय नम.
४३ उद्धवाध्वप्रवर्तकाय नमः

वालग्रहादीनामुपद्रव ॥२६॥ अभिचारो रिपुकृतो रोगश्चा-न्योऽप्युपद्रव.। अयुतावर्तनादस्य नश्यत्येव न संशयः ॥२७॥ दशावृत्त्या प्रतिदिनमस्याभीष्टं सुखं भवेत् । गृहिभिस्त्यागिभिश्चापि पठनीयमिद तत. ॥२८॥ इति श्रीशतानन्दमुनिविरचित श्रीजनमङ्गलाख्य श्रीहर्यष्टोत्तरशतनामस्तोत्र सम्पूर्णम् ॥

---

યોગિની બ્રહ્મરાક્ષસ બાળગ્રહ આદિક જે સર્વે અતિનિર્દય સર્વજનોપદ્રવ કારક મલિન ક્ષુદ્રદેવયોનિઓ વર્તેછે તેમના સબન્ધી શરીરપીડા ધન નાશાદિ પીડારૂપ જે ઉપદ્રવ આવેછે તથા શત્રુએ કરેલો અભિચાર (આભિચારિકમન્ત્રોથી કરેલું મારણ ઉચ્ચાટનાદિક) છે તથા મહાજ્વરાદિ રોગ અને બીજો પણ જે કોઈ ઉપદ્રવ લોકમા આવે છે તે સર્વપણ ઉપદ્રવ આ સ્તોત્રનો યથાવિધિ દશહજાર વાર પાઠ કરવાથી નાશજ થઈ જાય છે એમા સશય નથી ॥૨૬ ૨૭॥ આ સ્તોત્રનો ભગવત્પૂજન કર્યા પછી તેમની સન્નિધિમાજ દશવાર પ્રતિદિન પાઠ કરવાથી ગૃહિત્યાગિઓને સ્વાભીષ્ટ સુખ થાયછે માટે ગૃહિઓએ અને ત્યાગિઓએ પણ આ સ્તોત્રનો પ્રતિદિન પાઠ પ્રીતિથી કરવો ॥૨૮॥ **ઇતિશ્રી શતાનંદમુનિવિરચિતં જનમંગળાખ્યં શ્રીહર્યષ્ટોત્તરશતનામસ્તોત્રં સંપૂર્ણમ્।**



९० नियामकाय नमः
९१ उपशमस्थितये नमः
९२ विनयवते नमः
९३ गुरवे नमः
९४ अजातवैरिणे नमः
९५ निर्लोभाय नमः
९६ महापुरुषाय नमः
९७ आत्मदाय नमः
९८ अखण्डितार्यमर्यादाय नमः
९९ व्यासिसिद्धान्तबोधकाय नमः
१०० मनोनिग्रहयुक्तिज्ञाय नमः
१०१ यमदूतविमोचकाय नमः
१०२ पूर्णकामाय नमः
१०३ सत्यवादिने नमः
१०४ गुणग्राहिणे नमः
१०५ गतस्मयाय नमः
१०६ सदाचारप्रियतराय नमः
१०७ पुण्यश्रवणकीर्तनाय नमः
१०८ सर्वमङ्गलसद्रूपनानागुणविचेष्टिताय नमः

इति जनमङ्गलनामावली समाप्ता ।

४४ महाव्रताय नमः
४५ साधुशीलाय नमः
४६ साधुविप्रप्रपूजकाय नमः
४७ अहिंसयज्ञप्रस्तोत्रे नमः
४८ साकारब्रह्मवर्णनाय नमः
४९ स्वामिनारायणाय नमः
५० स्वामिने नमः
५१ कालदोषनिवारकाय नमः
५२ सच्छास्त्रव्यसनाय नमः
५३ सद्य समाधिस्थितिकारकाय नमः
५४ कृष्णार्चास्थापनकराय नमः
५५ कौलद्विषे नमः
५६ कलितारकाय नमः
५७ प्रकाशरूपाय नमः
५८ निर्दम्भाय नम.
५९ सर्वजीवहितावहाय नमः
६० भक्तिसम्पोषकाय नमः
६१ वाग्मिने नमः
६२ चतुर्वर्गफलप्रदाय नमः
६३ निर्मत्सराय नमः
६४ भक्तवर्मणे नमः
६५ बुद्धिदात्रे नमः
६६ अतिपावनाय नमः
६७ अबुद्धिहृते नमः
६८ ब्रह्मधामदर्शकाय नमः
६९ अपराजिताय नमः
७० आसमुद्रान्तसत्कीर्तये नमः
७१ श्रितसंसृतिमोचनाय नमः
७२ उदाराय नमः
७३ सहजानन्दाय नमः
७४ साध्वीधर्मप्रवर्तकाय नमः
७५ कन्दर्पदर्पदलनाय नमः
७६ वैष्णवक्रतुकारकाय नमः
७७ पञ्चायतनसन्मानाय नमः
७८ नैष्ठिकव्रतपोषकाय नमः
७९ प्रगल्भाय नमः
८० निःस्पृहाय नमः
८१ सत्यप्रतिज्ञाय नमः
८२ भक्तवत्सलाय नमः
८३ अरोषणाय नमः
८४ दीर्घदर्शिने नमः
८५ षडूर्मिविजयक्षमाय नमः
८६ निरहङ्कृतये नमः
८७ अद्रोहाय नमः
८८ ऋजवे नमः
८९ सर्वोपकारकाय नमः

९० नियामकाय नमः
९१ उपशमस्थितये नमः
९२ विनयवते नमः
९३ गुरवे नमः
९४ अजातवैरिणे नमः
९५ निर्लोभाय नमः
९६ महापुरुषाय नमः
९७ आत्मदाय नमः
९८ अखण्डितार्यमर्यादाय नमः
९९ व्यासतिद्धान्तबोधकाय नमः
१०० मनोनिग्रहयुक्तिज्ञाय नमः
१०१ यमदूतविमोचकाय नमः
१०२ पूर्णकामाय नमः
१०३ सत्यवादिने नमः
१०४ गुणग्राहिणे नमः
१०५ गतस्मयाय नमः
१०६ सदाचारप्रियतराय नमः
१०७ पुण्यश्रवणकीर्तनाय नमः
१०८ सर्वमङ्गलसद्रूपनानागुण-
विचेष्टिताय नमः

इति जनमङ्गलनामावली समाप्ता ।

# श्रीहरिर्जयति ।

# सर्वमङ्गलस्तोत्रम् ।

गुर्जरानुवादसहितम् ।

स्वामिनारायणं कृष्णं भक्तिधर्मात्मजं भुवि । प्रादुर्भूतमह वन्दे पातु सद्धर्ममासुरात् ॥१॥ कलौ घोरेऽपि यद्भक्तोऽष्टाङ्गयोगश्रम विना । सद्य समाधौ तद्धाम गोलोकादि समीक्षते ॥२॥ यन्नामोच्चारणादेव मलौघा॰ कलिसम्भवा । सद्य

જે પરબ્રહ્મ પરમાત્મા સર્વેશ્વર શ્રીકૃષ્ણભગવાન્ પોતાના પરમ પદ અક્ષરમા નિત્યમુક્તો સાથે સદા વિરાજેછે, તેજ પોતે પુણ્ય ભારત ભૂમિમા આસુર–અસુરસમૂહથકી ^ અસુરકૃતપીડનથકી સતો અને ધર્મનુ રક્ષણ કરવા ભક્તિધર્મના પુત્રરૂપે સ્વામિનારાયણ' સાર્થક નામથી સમગ્ર ઐશ્વર્ય સાથે પ્રાદુર્ભવેલા શ્રીહરિને હું (શતાનંદમુનિ) સ્તોત્રારંભમા મંગળાર્થે કાયવાણીમનથી અભિવદન કરૂછુ ॥૧॥ જેના અભય સમાશ્રયને પામેલો જે કોઈ પણ પુરુષ આ ઘોર કળિમા પણ યમાદિ અષ્ટાંગ યોગના સાધનશ્રમ વિના પણ તત્ક્ષણજ સમાધિમા ગોલોકાદિ તેમના દિવ્ય ધામોને યથાસ્થિત જુવે છે ॥૨॥ વળી જેમના દિવ્ય સ્વામિનારાયણાદિ નામોના ઉચ્ચારણ માત્રથીજ કળિયુગને લીધે સમુદ્ભવતા પાપપુંજો તત્કાળજ નિઃશેષ નાશ થઈ જાય છે તે ધર્મનંદન શ્રીહરિની સહસ્રનામસ્તોત્રથી હુ સ્તુતિ કરૂં

૧ ભગવાન શ્રીહરિનાં જન્મગુણચરિત્રોને સંક્ષેપથી તેમજ વિસ્તારથી અનુક્રમ કરવા ઇચ્છતા મહર્ષિવર્ય શતાનંદ મુનિએ પ્રથમ સત્સંગિજીવન ગ્રંથ કર્યો તન્માં અખિલ અર્થ સંક્ષેપમાં લઇને તથા તેમાં નહિ કહેલાં પણ કેટલાંક શ્રીહરિનાં ગુણચરિત્રોને પોતાના બુદ્ધિમાં ધારીને તેને પ્રકરણાદિક્રમને અનુસરવ પૂર્વક શ્રીહરિનામોમાં સમારોપીને આ સહસ્રનામાત્મક સર્વમંગળસ્તોત્ર

एव विनश्यन्ति तमीडे धर्मनन्दनम् ॥३॥ नाम्नां सहस्रं तस्याहं ब्रुवे सत्सङ्गिजीवनात् । उद्धृतं यस्य पाठेन सर्वं तत्पठितं भवेत् ॥४॥

ॐ अस्य श्रीसर्वमङ्गलाख्यस्य श्रीहरिनामसहस्रस्तोत्रस्य शतानन्द ऋषिः । अनुष्टुप् छन्दः । धर्मनन्दनः श्रीहरिर्देवता । धर्मप्रिय इति बीजम् । नैष्ठिकेन्द्र इति शक्तिः । भक्तिपोषक इति कीलकम् । मम सकलमनोरथसिद्ध्यर्थे जपे विनियोगः ।

अथ करन्यासः ।

ॐ श्रीहरये नमोऽङ्गुष्ठाभ्यां नमः ।
ॐ कृष्णाय नमस्तर्जनीभ्यां नमः ।

---

આવો હરિનામકીર્તનમહિમા સ્મૃતિમાં બહુધા કહ્યો છે–'शमायालं जलं वह्नेस्तमसो भास्करो यथा । शान्तिः कलेरघौघस्य नामसङ्कीर्तनं हरेः ॥' 'अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् । सङ्कीर्तितमघं पुंसो दहेदेधो यथाऽनलः ॥' 'हरेर्नामैव नामैव नामैव मम जीवनम् । कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥' 'अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः । पुमान् विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव ॥' ઈત્યાદિ ॥૩॥ તે ,ધર્મનંદન શ્રીહરિનું નામસહસ્રાત્મક સ્તોત્ર કે જે સત્સંગિજીવન મહાગ્રંથથકી સારરૂપે સંક્ષેપમાં સમુદ્ધાર કરેલું અને જેનો પાઠ કરવાથી સમગ્ર સત્સંગિજીવનનો પાઠ કર્યો થાય છે તેને કહું છું ॥૪॥

આ સર્વમંગળ નામના શ્રીહરિનામસહસ્રસ્તોત્રના ઋષિ 'शतानन्द' છે. આનો છંદ 'अनुष्टुप्' છે. આની દેવતા 'धर्मनन्दन श्रीहरि' છે. આ સ્તોત્રનું બીજ 'धर्मप्रिय' શ્રીહરિ છે. આની શક્તિ 'नैष्ठिकेन्द्र' શ્રીહરિ છે. આનું કીલક 'भक्तिपोषक' શ્રીહરિ છે. આનો વિનિયોગ મારા સકળ મનોરથની સિદ્ધિમાટેના જપમાં છે.

श्रीहरिर्जयति ।

# सर्वमङ्गलस्तोत्रम् ।

गुर्जरानुवादसहितम् ।

---

स्वामिनारायणं कृष्णं भक्तिधर्मात्मजं भुवि । प्रादुर्भूतमहं वन्दे पातुं सद्धर्ममासुरात् ॥१॥ कलौ घोरेऽपि यद्भक्तोऽष्टाङ्गयोगश्रम विना । सद्य॰ समाधौ तद्धाम गोलोकादि समीक्षते॰॥२॥ यन्नामोच्चारणादेव मलौघा॰ कलिसम्भवाः । सद्य

---

જે પરબ્રહ્મ પરમાત્મા સર્વેશ્વર શ્રીકૃષ્ણભગવાન્ પોતાના પરમ પદ અક્ષરમા નિત્યમુક્તો સાથે સદા વિરાજેછે, તેજ પોતે પુણ્ય ભારત ભૂમિમા આસુર—અસુરસમૂહથકી કે અસુરકૃતપીડનથકી સતા અને ધર્મનુ સરક્ષણ કરવા ભક્તિધર્મના પુત્રરૂપે સ્વામિનારાયણ' સાર્થક નામથી સમગ્ર ઐશ્વર્ય સાથે પ્રાદુર્ભવેલા શ્રીહરિને હુ (શતાનદમુનિ) સ્તોત્રારભમા મગળમાટે કાયવાણીમનથી અભિવદન કરૂછુ ॥૧॥ જેના અભય સમાશ્રયને પામેલો જે કોઈ પણ પુરૂષ આ ઘોર કળિમા પણ યમાદિ અષ્ટાગ યોગના સાધનશ્રમ વિના પણ તત્ક્ષણજ સમાધિમા ગોલોકાદિ તેમના દિવ્ય ધામોને યથાસ્થિત જુવે છે ॥૨॥ વળી જેમના દિવ્ય સ્વામિનારાયણાદિ નામોના ઉચ્ચારણ માત્રથીજ કળિબળને લીધે સમુદ્ભવતા પાપપુંજો તત્કાળજ નિ શેષ નાશ થઈ જાય છે તે ધર્મનદન શ્રીહરિની સહસ્રનામસ્તોત્રથી હું સ્તુતિ કરૂછુ

---

૧ ભગવાન્ શ્રીહરિના જન્મગુણચરિત્રોને સક્ષેપથી તેમજ વિસ્તારથી અનુક્રમ કરવા ઇચ્છતા મહર્ષિવર્ય શતાનદમુનિએ પ્રથમ સત્સગિજીવન ગ્રથ કર્યો તેનોજ અખિલ અર્થ સક્ષેપમા લઇને તથા તેમા નહિ કહેલા પણ કેટલાક શ્રીહરિના ગુણચરિત્રોને પોતાના બુદ્ધિમાં ધારીને તેને પ્રકરણાર્થક્રમને અનુસરવાપૂર્વક શ્રીહરિનામોમાં સમારોપીને આ સહસ્રનામાત્મક સર્વમંગળસ્તોત્ર કર્યુ છે

एव विनश्यन्ति तमीडे धर्मनन्दनम् ॥३॥ नाम्नां सहस्रं तस्याहं ब्रुवे सत्सङ्गिजीवनात्। उद्धृतं यस्य पाठेन सर्वं तत्पठितं भवेत् ॥४॥

ॐ अस्य श्रीसर्वमङ्गलाख्यस्य श्रीहरिनामसहस्रस्तोत्रस्य शतानन्द ऋषिः। अनुष्टुप् छन्दः। धर्मनन्दनः श्रीहरिर्देवता। धर्मप्रिय इति बीजम्। नैष्ठिकेन्द्र इति शक्तिः। भक्तिपोषक इति कीलकम्। मम सकलमनोरथप्राप्त्यर्थे जपे विनियोगः।

अथ करन्यासः।

ॐ श्रीहरये नमोऽङ्गुष्ठाभ्यां नमः।
ॐ कृष्णाय नमस्तर्जनीभ्यां नमः।

---

આવો હરિનામકીર્તનમહિમા સ્મૃતિમાં બહુધા કહ્યો છે-'शमायालं जलं वह्नेस्तमसो भास्करो यथा। शान्तिः कलेरघौघस्य नामसङ्कीर्तनं हरेः ॥' 'अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत्। सङ्कीर्तितमघं पुंसो दहेदेधो यथाऽनलः ॥' 'हरेर्नामैव नामैव नामैव मम जीवनम्। कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥' 'अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः। पुमान् विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव ॥' ઈત્યાદિ ॥૩॥ તે ,ધર્મનન્દન શ્રીહરિનુ નામસહસ્રાત્મક સ્તોત્ર કે જે સત્સંગિજીવન મહાગ્રંથથકી સારરૂપે સક્ષેપમાં સમુદ્ધાર કરેલું અને જેનો પાઠ કરવાથી સમગ્ર સત્સંગિજીવનનો પાઠ કર્યો થાય છે તેને કહુ છું ॥૪॥.

આ સર્વમંગળ નામના શ્રીહરિનામસહસ્રસ્તોત્રના ઋષિ 'शतानन्द' છે. આનો છંદ 'अनुष्टुप्' છે. આની દેવતા 'धर्मनन्दन श्रीहरि' છે. આ સ્તોત્રનું બીજ 'धर्मप्रिय' શ્રીહરિ છે આની શક્તિ 'नैष्ठिकेन्द्र' શ્રીહરિ છે. આનું કીલક 'भक्तिपोषक' શ્રીહરિ છે. આનો વિનિયોગ મારા સકળ મનોરથની સિદ્ધિમાટેના જપમા છે.

ॐ हरिकृष्णाय नमो मध्यमाभ्यां नमः ।
ॐ नीलकण्ठाय नमोऽनामिकाभ्यां नमः ।
ॐ नारायणाय नमः कनिष्ठिकाभ्यां नमः ।
ॐ स्वामिनारायणाय नमः करतलकरपृष्ठाभ्यां नमः ।

अथ षडङ्गन्यासः ।

ॐ श्रीहरये नमो हृदयाय नमः ।
ॐ कृष्णाय नमः शिरसे स्वाहा ।
ॐ हरिकृष्णाय नमः शिखायै वषट् ।
ॐ नीलकण्ठाय नमः कवचाय हुम् ।
ॐ नारायणाय नमो नेत्राभ्यां वौषट् ।
ॐ स्वामिनारायणाय नमोऽस्त्राय फट् ।

अथ ध्यानम् ।

श्रीमच्छारदपूर्णचन्द्रविलसत्स्मेराननं श्रीहरिं तुङ्गे पीठवरे स्थितं परिवृतं सद्भक्तवृन्दैर्यथा । ताराभिर्विधुमर्च्यमानमु रुधा तैश्चन्दनैः कौसुमैर्हारैः शेखरपङ्क्तिभिश्च हृदये शुक्लाम्बर

---

( આ સ્થળે મૂળમાં લખ્યા પ્રમાણે મંત્ર બોલીને કરન્યાસ અને ષડંગન્યાસ કરવાના જાણી લેવા )

જેમનું નામસહસ્ર કહેવાનું છે તે શ્રીહરિના ધ્યાનના પ્રકારને કહે છે- ભગવાન્ શ્રીહરિનું હૃદયારવિંદમાં હું ધ્યાન કરું કેવા શ્રીહરિ તો- શોભન શરદ્ કાલીન પૂર્ણ ચંદ્રમાના જેવું અતિશય શોભાયમાન આહ્લાદદાયિ મંદ હાસમધુર મુખ જેમનું છે સમુન્નત સુંદર સિંહાસનમાં વિરાજમાન તારામંડળથી વીંટાએલા ચંદ્રમાજ જેમ એમ લાગી રહી ભક્તવૃંદોથી ચોમેર વીંટાએલા તે ભક્તવૃંદોએ સુગન્ધિ ચંદન પુષ્પહાર અને તોરાની

चिन्तयेत् ॥५॥ स्वामी ब्रह्म परब्रह्म श्रीकृष्णः पुरुषोत्तमः ।

પત્નિઓવડે પ્રેમપૂર્વક પૂજન કરેલા અને સર્વ શ્વેત વસ્ત્રોને ધારી રહેલા છે ( આ પ્રકારે ધ્યાન કરીને સ્તોત્રનો પાઠ કરવો ) ॥૫॥

१ स्वामी—ચેતનાચેતનાત્મક સમસ્ત જગત્ જેની અપેક્ષાએ સ્વ–શેષ (યથેષ્ટવિનિયોગયોગ્ય નિયામ્ય ) થાય તે સ્વામી (શેષી–પતિ) કહેવાય, 'यस्यात्मा शरीरं' 'यस्य पृथिवी शरीरं 'जगत् सर्वं शरीरं ते' 'तानि सर्वाणि तद्वपुः' 'तत्सर्वं वै हरेस्तनुः' 'कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्' એવી શ્રુતિ સ્મૃતિ છે 'शेषः परार्थत्वात्' એવું સૂત્ર છે ઈશ્વર પતિ ઈશિતા નાયક નેતા પ્રભુ અધિપતિ આ બધા શબ્દો સ્વામિપર્યાયમાં વપરાય છે આથી જે સર્વસ્વામી હોય તેનુંજ ઉપાસ્યપણું કહ્યું જ્યારે ઉપાસક પોતાવિષે સ્વત્વ અને ઉપાસ્ય ( ભગવાન્ ) વિષે સ્વામિત્વ સમજે ત્યારેજ ઉપાસનવિધિ પ્રવર્તે છે (સ્વામિસેવકભાવ સમજ્યા વિના ઉપાસન ઘટે નહિ ) માટેજ શ્રુતિસ્મૃતિઓ તેવા અર્થનો અવબોધ આપનારા શબ્દોવડે ઉદ્ઘોષીને પરમાત્માને નિરૂપે છે–'पतिं पतीनाम्' 'पतिं विश्वस्यात्मेश्वरं' 'एष सर्वेश्वरः' 'प्रधानक्षेत्रज्ञपतिः' 'स कारणं करणाधिपाधिपः' 'एष भूतपतिः भूतपालः' 'भूतभव्यभवन्नाथ' 'जगन्नाथस्य भूपते !' 'नान्योऽस्ति जगतः पतेः' 'एक एव हरिः स्वामि-शब्दवाच्योऽस्ति सर्वथा । अन्यस्तु तदुपास्त्यात्तगुणयोगात्तथोच्यते ॥' 'आत्मदास्यं हरेः स्वाम्यं स्वभावं च सदा स्मर' 'स्वत्वमात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणि स्थितम् । उभयोरेष सम्बन्धो न परोऽभिमतो मम ॥' 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' ઇત્યાદિ આવા સ્વામિપણાને ઉપપાદન કરનારૂં સ્વ–ઐશ્વર્યં (સર્વ જગતનું સર્જવાપણું આત્માપણું અંતર્યામિપણું ધારકપણું પોષકપણું સકળફળદાતાપણું વિગેરે ) જેમનું છે

૧ સત્સઙ્ગિજીવનમાં બાંધેલા પ્રકરણક્રમને અનુસારે તેના અર્થની જેમાં ગોઠવણ છે એવા શ્રીહરિના દિવ્ય સહસ્ર નામોને અનુક્રમે કહેછે—

તેથી પણ **સ્વામી** કહેવાય, અર્થાત્ સર્વ ઐશ્વર્ય સંપન્ન 'स्वामिनैश्वर्ये' આ સૂત્રથી **સ્વામી**શબ્દ સિદ્ધ થયો છે આ અધો અર્થ સર્વ નામોના બીજરૂપ હોવાથી પ્રથમ સ્વામી નામનો નિર્દેશ કર્યો છે આવા અનેક ઐશ્વર્યના અવબોધનથી આશ્રિતોએ પણ **સ્વામિ**શબ્દથી નિર્દેશ કર્યા છે, માટે પણ **સ્વામી** કહ્યાછે

૨ બ્રહ્મ–કલ્યાણતમ સ્વરૂપ રૂપ ગુણ વિભવોવડે वृहति–वर्धते નિત્ય નિરવધિકાતિશયપણે વર્તે છે અને પોતાવિષે અનન્ય મનવાળા ભક્તોત્તમોને वृहयति–वर्धयति સાધર્મ્ય યોગથી બૃહત્પણું (મોટાપણું) કરી આપે છે માટે વેદાંતવેદ્ય જે પરતત્ત્વ તે **બ્રહ્મ**શબ્દથી કહ્યુ છે 'वृहति वृहयति त स्मादुच्यते पर ब्रह्म' 'वृहत्वाद्बृहणत्वाच्च ब्रह्मेति परिकीर्तित' આવી શ્રુતિસ્મૃતિએ નિરુક્તિ કરી છે સ્વરૂપથી અને સ્વભાવથી જે નિરતિશય બૃહત્પણું (મોટાપણું) તે **બ્રહ્મ**શબ્દપ્રવૃત્તિનુ નિમિત્ત છે આવા ગુણ યોગથીજ શ્રુતિસ્મૃતિમા **બ્રહ્મ**શબ્દનો પ્રયોગ છે 'ब्रह्म वा इदमेवाग्र आसीत्' 'सत्य ज्ञानमनन्त ब्रह्म' 'सर्वं खल्विद ब्रह्म' 'तद्विजि ज्ञासस्व तद्ब्रह्मेति' 'नारायण परब्रह्म' 'परब्रह्म परधाम' 'श्रुत्वा कृष्ण परमब्रह्म' 'स वा अय ब्रह्म महद्भिमृग्यम्' ઇત્યાદિ આવા હેતુથીજ 'अथातो ब्रह्मजिज्ञासा' આ સૂત્રના શ્રીભાષ્યમા–'सर्वत्र वृहत्त्वगुणयोगेन हि ब्रह्म शब्द , वृहत्त्व च स्वरूपेण गुणैश्च यत्रानवधिकातिशय सोऽस्य मुख्योऽर्थ । स च सर्वेश्वर एव । अतो ब्रह्मशब्दस्तत्रैव मुख्यवृत्त । तस्मादन्यत्र तद्गुणलेशयोगादौपचारिक ।' એમ વ્યાખ્યાન કર્યુ છે આવાજ અભિપ્રાયથી ગારુડમા वेदे भूरिप्रयोगाच्च गुणयोगाच्च शार्ङ्गिणि । तस्मिन्नेव ब्रह्मशब्दो मुख्यवृत्तो महामुने ॥ यस्मिन् प्रयुज्यमाने तु गुणयोग सुपुष्कल । तत्रैव मुख्यवृत्तोऽयमन्यत्र ह्युपचारत ॥' એમ કહ્યુંછે આવું બૃહત્પણું શ્રુતિસ્મૃતિએજ બહુધા વર્ણવ્યુ છે–'महतो महीयान्' 'परात्पर यन्महतो महान्तम्' 'महा त विभुमात्मान' 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' 'न त्वत्समोस्त्यभ्यधिक कुतोऽ य' 'नास्त्यन्तो विस्तरस्य मे'

'अथैतस्यैवान्वो नास्ति यद्ब्रह्म' 'अनन्तमूर्तये' 'नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परन्तप' ઈત્યાદિ.

૩ પરંબ્રહ્મ–'तज्ज्ञानं ब्रह्मसंज्ञितम्' निर्दोषं हि समं ब्रह्म' આ વચનમાં બ્રહ્મશબ્દનો પ્રયોગ જીવાત્મામાં કર્યો છે, 'मम योनिर्महद्ब्रह्म' આ વચનમાં બ્રહ્મશબ્દનો પ્રયોગ માયામાં કર્યો છે, તો આ અર્વાચીન બન્નેના નિવારણ માટે परं વિશેષણ આપ્યુ છે. અર્થાત્ જેનેવિષે સ્વરૂપથી અને ગુણથી અનવધિ બૃહત્વ હોય તેજ **પરંબ્રહ્મ** કહેવાય. અથવા બ્રહ્મ–અક્ષરબ્રહ્મથકી પર–સ્વરૂપસ્વભાવાદિકથી ઉત્કૃષ્ટ તે **પરંબ્રહ્મ** કહેવાય 'अक्षरात्परतः परः' 'योऽक्षरे सञ्चरन्' એવી શ્રુતિ છે. 'क्षराक्षरेभ्यश्च परस्त्वं ब्रह्म परमं हरे!' !मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय' 'य केचिदाहुः परमात्मसंज्ञं केचित्परंब्रह्म परात्परं च' ઈત્યાદિ સ્મૃતિ છે

૪ શ્રીકૃષ્ણઃ–અનવધિ આનંદના નિધિ હોવાથી કૃષ્ણ કહ્યા છે, 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परब्रह्म कृष्ण इत्यभिधीयते ॥' એવી સ્મૃતિ છે વળી અતિરમણીય મેઘશ્યામ અપ્રાકૃત દિવ્યવિગ્રહવાળા હોવાથી કૃષ્ણ કહ્યા છે, 'कृष्णो वर्णश्च मे यस्मात्तस्मात्कृष्णोऽहमर्जुन' એમ ભારતમા કહ્યુ છે. 'अप्राकृतातिरुचिरमेचकः कृष्ण ईरितः' એવી નિરૂક્તિ છે દિવ્ય વપુમા નિરતિશય દીપ્તિયોગ હોવાથી **શ્રીકૃષ્ણ** કહ્યા છે. અથવા શ્રી–લક્ષ્મીએ યુક્ત એવા કૃષ્ણ તે **શ્રીકૃષ્ણ** કહ્યા છે. 'ह्रीश्च ते लक्ष्मीश्च पत्न्यौ' 'विष्णोः श्रीरनपायिनी' 'वैकुण्ठे तु परे लोके श्रिया सार्धं जगत्पतिः । आस्ते विष्णुरचिन्त्यात्मा' એવી શ્રુતિસ્મૃતિ છે

૫ પુરુષોત્તમઃ–પુરૂષ–ક્ષરાક્ષર (બદ્ધમુક્ત) પુરુષોથકી ઉત્તમ–સ્વરૂપ સ્વભાવાદિકવડે અતિશય ઉત્કૃષ્ટ હોવાથી **પુરૂષોત્તમ** નામથી કહ્યા છે. 'स उत्तमः पुरुषः' 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः' 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः' 'अंशावतारं पुरुषोत्तमस्य' એવી શ્રુતિ સ્મૃતિ છે.

ब्रह्मधामा वासुदेव ईशेशो दिव्यविग्रहः ॥६॥ सुव्रतात्मा

६ ब्रह्मधामा—પરમપદ પરમાકાશ બ્રહ્મપુર અક્ષર વૈકુંઠ ગોલોક આદિક શબ્દોથી શ્રુતિ સ્મૃતિમા વર્ણવેલા પ્રકૃતિપર અપુનરાવૃત્તિ દિવ્ય ધામમા સદાય નિત્યમુક્તો સાથે દિવ્ય વિગ્રહથી નિવાસ કરી રહેલા તેમા 'दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योम्न्यात्मा प्रतिष्ठित' 'तदक्षरे परमे व्योमन्' 'तद्विष्णो परम पदम्' 'क्षयन्तमस्य रजस पराके' 'यद्गत्वा न निवर्तन्ते तद्धाम परम मम' 'प्राप्यावध्य ब्रह्मपुर राजेव स्यामह सुखी' 'दर्शयामास लोक स्व गोपानां तमस परम्' 'क्षेम विन्दति मत्स्थान यद्ब्रह्म परम विदु' 'ब्रह्माख्य धाम ते यान्ति' 'स्वधामनि ब्रह्मणि रस्यते नम' 'लोक विकुण्ठमुपनेष्यति गोकुल स्म' 'क्रान्त्वा दशोत्तरगुणा प्राप गोलोकमद्भुतम् । धाम तेजोमय तद्धि प्राप्यमैकान्तिकैर्हरे ॥' ઈત્યાદિ શ્રુતિસ્મૃતિઓ છે

૭ वासुदेव—वासयति वसतीति वासु—સમસ્ત વિશ્વને પોતા વિષે સૂત્રમાંજ જેમ એમ વાસેછે તથા પાખોવડેજ જેમ એમ એને આચ્છાદન કરેછે અને પોતે તે સર્જેલા વિશ્વમા અનુપ્રવેશ કરીને વસેછે માટે वासु કહેવાય અને दीव्यतीति देव—સૃષ્ટિસ્થિતિ લયવડે ક્રીડાદિકને કરેછે માટે देव કહેવાય वासुश्चासौ देवश्च वासुदेव—વાસુ, દેવ બન્ને મળીને वासुदेव કહ્યા છે 'ईशा वास्यमिद सर्वं' એવી શ્રુતિ છે 'छादयामि जगत्सर्वं भूत्वा सूर्य इवांशुभि । सर्वभूताधिवासश्च वासुदेवस्तत स्मृत' 'वसनात्सर्वभूतानां वसुत्वाद्देवयोनित । वासुदेवस्ततो ज्ञेय सर्वेषामपि पठ्यते ॥' એવી મહાભારતમા નિરૂક્તિ કરી છે 'सर्वत्रासौ समस्त च वसत्यत्रेति वै यत । तत स वासुदेवेति विद्वद्भि परिपठ्यते ॥' 'सर्वाणि तत्र भूतानि वसन्ति परमात्मनि । भूतेषु च स सर्वात्मा वासुदेवस्तत स्मृत' એવી વિષ્ણુપુરાણમા નિરૂક્તિ છે અથવા વસુદેવ (વસુઓસાથે ક્રીડા કરતા હોવાથી વસુદેવ, આનકદુદુભિ

જેમનું બીજું નામ છે)ના પુત્ર હોવાથી વાસુદેવ કહ્યા છે. 'वसुदेवापत्यतश्च वासुदेवः प्रकीर्त्तितः' એવી નિરૂક્તિ છે.

૮ ईशेशः–સર્વ અવસ્થામાં બદ્ધમુક્તનિત્યાદિ સમસ્ત વસ્તુઓની વ્યવસ્થા કરવાના સ્વભાવવાળા. 'तमीश्वराणां परमं महेश्वरम्' 'सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपतिः' 'एष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतुः' 'स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा' 'न तस्य कश्चित्पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिङ्गम्। स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः' 'ईशानो भूतभव्यस्य' 'क्षरात्मानावीशते देव एकः' 'ईश्वरः सर्वभूतानाम्' 'ईशते भगवानेकः सत्यमेवद्ब्रवीमि ते' 'परमात्मा च सर्वेषामाधारः परमेश्वर.' 'समस्तशक्तिः परमेश्वराख्यः' 'यस्येदं सेश्वरं वशे' 'तस्मिंस्तुष्टे किमप्राप्यं जगतामीश्वरेश्वरे' 'गृहीतमूर्तित्रय ईश्वरेश्वरः' ઈત્યાદિ શ્રુતિસ્મૃતિઓ આ અર્થને નિરૂપણ કરેછે.

૯ दिव्यविग्रहः–દિવ્ય–પર વ્યૂહ વિભવાદિ સર્વ અવસ્થામાં પણ નિરવધિ સૌન્દર્ય લાવણ્ય યૌવન સૌકુમાર્યાદિ કલ્યાણગુણસંપન્ન નિત્ય સિદ્ધ નિર્દોષ પ્રકાશમય અપ્રાકૃત વિગ્રહ–શ્રીમૂર્તિ જેમની છે આ અર્થને સ્પષ્ટ ઉપપાદન કરનારી શ્રુતિ સ્મૃતિઓ છે–'वेदाहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसः परस्तात्' 'तत्ते रूपं कल्याणतमं पश्यामि' 'यदा पश्यः पश्यते रुक्मवर्णं' 'य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णः तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी' 'तस्य ह वा एतस्य पुरुषस्य रूपं यथा महारजनं वासः' 'भारूप....सर्वकामः सर्वगन्धः सर्वरसः' 'सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि' 'तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' 'रुक्माभं स्वप्नधीगम्यं' 'जन्मकर्म च मे दिव्यं' 'न तस्य प्राकृता मूर्तिर्मांसमेदोऽस्थिसम्भवा' 'न भूतसङ्घसंस्थानो देहोऽस्य परमात्मनः'

**जगन्नाथ इष्टद करुणानिधि । प्रतापसिंहशरणं शतानन्द**

'परमात्मा वासुदेवो भगवान् दिव्यविग्रह ' निर्दोषपूर्णगुणविग्रह . आनन्दमात्रकरपादमुखोदरादि ' ઇત્યાદિ (આ રીતે નવનામાત્મકે આ પદથી નવવિધ ભક્તિના આશ્રય, સકળ ઐશ્વર્યે સપન્ન, જે ભગવાન્ છે તેજ આ ધર્મનન્દન શ્રીહરિ સર્વથા સર્વેએ સમુપાસનીય છે, આવો ભગ વપદનો સદભાર્થ સમજ્યો છે) ॥६॥

(હવે સત્સગિજીવનના ત્રણ અધ્યાયથી કહેવા ઉપોદઘાતપ્રકરણાર્થને 'सुव्रतात्मा' ઈત્યાદિ છ નામથી કહે છે-) ૧૦ **सुव्रतात्मा**–સુ–શોભન દઢ **व्रत**–ભગવદ્વિષયક સકલ્પવાળા હોવાથી જેમનુ **'સુવ્રત'** નામ સાર્થક છે, ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમા જન્મેના, શ્રીહરિના એકાતિક ભક્તરાજ, ત્રિકાળજ્ઞ ગુરુ શતાનદજીની આજ્ઞાથી તીર્થયાત્રામા પ્રવર્તતા પુણ્ય જગન્નાથપુરીવિષે ચક્ર તીર્થમા આવી વસેના, આવા સુવ્રતમુનિના આત્મા–આત્મવત્પ્રેમાસ્પદ કે હૃદયમા સ્થિર વસી રહેલા અથવા સુવ્રત છે **આત્મા**–તદાયત્તધારણ જેમના (તેમના વિના આત્મધારણને નહિ પામતા) તે **સુવ્રતાત્મા** કહેવાય **આથી** એમનુ જ્ઞાનિભક્તપણુ કહ્યુ **'ज्ञानी त्वात्मैव मे मतम्' 'ज्ञानिनस्त्वहमेवेष्ट ' 'ज्ञानी प्रियतमोऽतो मे'** એમ ભગવાનેજ કહ્યુ છે આવા ભગવદીયમા ભગવાનના ગુણનો આવિર્ભાવ નિત્ય હોવાથી એમનામા નિષ્કારણ કારુણ્ય પરોપકારાદિ ધર્મોનુ સાહજીકપણુ સમજવુ માટેજ વૈરાગ્યવેગને લીધે સ્વય નિસ્પૃહ છતાપણ શુકાદિકની પેઠે ભગવદભક્તિમા રસિક હોવાથી તેમની તીર્થયાત્રાપરતા અને મુમુક્ષુરાજાને સત્સગિજીવનનો ઉપદેશ આદિક પરોપકારપરતા સઘટે છે ૧૧ **जगन्नाथ**–સ્વય સમસ્ત જગતના સર્વ અવસ્થામા અતર્યામિપણે નિયામક પાળક હોવાથી પુરુષો ત્તમપુરીમા જગન્નાથ અર્ચાવતારરૂપેપણ સુવ્રતાદિ સ્વભક્તોને સ્વસ્વરૂપનુ પ્રત્યક્ષ દર્શન આપતા હોવાથી **જગન્નાથ** કહ્યા છે અથવા જગન્નાથ મૂર્તિને નિહાળતા સુવ્રતાદિ સ્વભક્તોએ તેમા પણ સ્વસ્વરૂપના દર્શન કરાય છે માટે **જગન્નાથ** કહ્યા છે ૧૨ **इष्टद**–સુવ્રતમુનિ વિગેરે

**वरप्रदः ॥७॥ नारायणो नरसखो बदरीशस्तपःप्रियः । सध-**

સ્વભક્તો જે મુમુક્ષુઓનું નિઃશ્રેયસપર્યંતનું અભીષ્ટ ઇચ્છે (આનું ઇષ્ટ પૂર્ણ થાય એમ) તેમને તેનું સમ્યક્ દાન કરનારા. ૧૩ करुणानिधिः-નિરૂપધિ કરૂણાના નિધિરૂપ, આજ અનંત જીવોનાં અનંતજન્મકૃત દુરંત દુષ્કૃતના અનાદરપૂર્વક તેમને નિઃશ્રેયસ આપવામાં હેતુ છે. અર્થાત્ કરૂણાનિધિ હોવાથી કરૂણાથીજ અનિષ્ટનિવારણપૂર્વક ઇષ્ટ ફળનેઆપનારા. ૧૪ प्रतापसिंहशरणं-પ્રતાપસિંહ રાજા કે જે મુમુક્ષાવેગથી રાજ્યનો પરિત્યાગ કરી કૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શનની લાલસાથી તીર્થયાત્રામાં પ્રવર્તતાં જગન્નાથપુરીવિષે સુવ્રતમુનિના સમાગમમાં આવી રહેલા હતા તે રાજર્ષિના શરણ-સુવ્રતમુનિદ્વારા અભયદાન આપીને સંસૃતિથકી સંરક્ષણ કરનારા. ૧૫ शतानन्दवरप्रदः-શતાનંદ મહર્ષિ કે જે સોએસો ભક્તવૃંદોને ભગવદ્ગુણકીર્તનાદિવડે અત્યાનંદ આપતા હોવાથી સાર્થક સંજ્ઞાવાળા, મિથિલાનગરીમાં જન્મ પામેલા, સર્વસચ્છાસ્ત્રતત્ત્વજ્ઞ, મહાવિરક્ત, ત્રિકાળજ્ઞ, પ્રત્યક્ષ ભગવદ્દર્શનની લિપ્સાવાળા, માટેજ ગૃહનો ત્યાગ કરી તીર્થયાત્રામાં પ્રવર્તતાં બદરીકાશ્રમમાં જઇને છ માસપર્યંત તીવ્ર તપમાં પ્રવર્ત્યા હતા, તે નૈષ્ઠિક વર્ણીને વર-પોતાપાસે વાસ તથા પોતાના દિવ્યચરિત્રામૃતનો ગ્રંથકરણ વિગેરે વરદાનને સ્તુતિપ્રસન્ન શ્રીનારાયણરૂપે આપનારા ॥૭॥

૧૬ नारायणः-નરનો સમૂહ તે નાર કહેવાય, તેને अयते-પામેછે તે अयन-આશ્રય કહેવાય, શરણાગત તે નરસમૂહના અયન તે नारायण કહેવાય. અર્થાત્ શરણાગત અનેક નરોના અનુગ્રહાર્થેજ તપઃપર શ્રીનારાયણઋષિરૂપે નગરાજ હિમાલયમાં આવેલા બદરીકાશ્રમમાં વિરાજમાન. ૧૭ नरसखः-નરનામના જે પોતાના ભ્રાતા તે સખા-અપ્રેરિત હિતકારક મિત્રની પેઠે વર્તતા કે તીવ્ર તપશ્ચર્યામાં ઉપયોગી સેવામાં સહાયભૂત જેમને છે એવા. ૧૮ बदरीश-બદરીવૃક્ષ કે જે પક્ષીઓના માળાઓએ રહિત,. પોતાના અંગભૂત કાંટાએ વર્જીત, ઘાટી શીતળ છાયાવાળો, મધુર મહાફળવાળો, અતિવિશાળ છે તેનાથી ઉપલક્ષિત (ઓળખાતો) એવા આશ્રમના ઇશ-સ્વામી (તેમનુંજ તે ધામ હોવાથી ધણી)

मंस्यो मुनिध्येयो महर्षिगणपूजित. ॥८॥ अधर्मवैरी दुर्वास-

હોવાથી અદરીશ કહ્યા છે ૧૯ તપ પ્રિય –સ્વય ઋષિમૂર્તિ હોવાથી ઋષિધર્મે જે તપ તેજ અતિપ્રિય જેમને છે ૨૦ **સ્વધર્મસ્થ** –માટેજ તપ શ્રર્યારૂપ સ્વધર્મમા ભક્તશિક્ષાર્થે દઢપણે સર્વદા વર્તતા ૨૧ **મુનિધ્યેય** –આત્મમનનશીલ ઋષિઓએ ધ્યાન કરવા યોગ્ય, માટેજ નાના તીર્થોમા વિચરીને તેનુ ફળ પામવા મરીચિપ્રમુખ મુનિઓએ પ્રત્યક્ષપણે દર્શન કરવા ઈચ્છેલા ૨૨ **મહર્ષિગણપૂજિત** –દર્શનાર્થે સન્નિધિમા આવેલા મરી ચ્યાદિ મહર્ષિગણે ગગાસ્નાનપૂર્વક પોતે આણેલા નાનાવિધ પુષ્પફળાદિ ઉપચારોવડે પ્રેમથી યથાવિધિ પૂજા કરેલા ॥૮॥

૨૩ **અધર્મવૈરી**–અધર્મ–ધર્મવિરુદ્ધ આચરણના વૈરી–નિવારણ સમર્થ માટેજ મહર્ષિમડળે નિવેદન કરેલી, કળિબળને લીધે ભૂતળમા અભિવૃદ્ધિ પામતી અધર્મસર્ગની પ્રવૃત્તિને સાભળીને તેના નિવારણનો જેમણે દઢ સકલ્પ કર્યો છે અથવા અધર્મ જેમા ધર્મ નથી એવા અસુરા વતાર ગુરુ નૃપાદિકના વૈરી–શાસન કરવા વાછતા ૨૪ **દુર્વાસ શાપધર્મા** ઘનુગ્રહ –દુર્વાસા કે જે તેવા ભગવત્સકલ્પથીજ તત્ક્ષણ ત્યા આવેલા પ્રેમ પ્રકર્ષથી ભગવાનવિષેજ સુદઢ દષ્ટિ પરોવી દીધેલી હોવાથી ધર્માદિકોએ જેમનુ અતર્કિત આગમન જાણ્યુ નથી, મારો આમણે અનાદર કર્યો' એમ માની બેઠેલા, માટેજ રોષ પામેલા રુદ્રાશભૂત હતા તેમણે 'મારો સભામા આદર નહિ કરતા તમે સર્વેપણ માનમત્સરગ્રસ્ત અસુરોએ પીડા પમાડાતા મનુષ્ય થશો' એમ શાપ આપેલા જે તે સભામા બેઠેલા ધર્મ ઉદ્ધવ ઋષિગણ આદિક હતા તેમની ઉપર દુર્વાસાની અતર્વૃત્તિને પ્રેરીને તેમના મુખથીજ 'માનુષભાવમા પણ તમારી ધૃતાવતાર આ ભગવાન્ અધાર્મિકો થકી રક્ષા કરીને મારા શાપથકી મુકાવશે' આવો અનુગ્રહ કરનારા ૨૫ **ધર્માવતાર** –ધર્મને અવતારે છે માટે **ધર્માવતાર** કહ્યા છે (હે ધર્મ ! તમો ચિતા લેશ કરશો નહિ પૃથ્વીઉપર હું પણ મનુષ્યમા તમારા થકીજ પ્રકટ થઇને દુર્વાસાશાપિત તમો સર્વેની અસુરોપદ્રવથકી

**शास्तधर्माद्यनुग्रहः। धर्मावतारो धर्मात्मा भक्तिधर्मानुशासनः ॥९॥ रामानन्दो जनानन्द औद्धवाध्वप्रवर्तकः। विष्णुयाग-**

રક્ષા કરીશ' એમ આશ્વાસન આપીને તેમને મનુષ્યવિગ્રહ ગ્રહણની આજ્ઞા આપનારા.) ૨૬ **धर्मात्मा**–ધર્મ કે જે ભારતભૂમિમા વર્તતા ઉત્તરકોસળ દેશમા બાળશર્મા દ્વિજથકી પ્રકટ થઈ દેવશર્મા નામથી વિખ્યાત થયા હતા તેમના **આત્મા**–આત્મવત્ પ્રેમાસ્પદ અને હિતકારક માટેજ તેમને અનુરૂપ ગુણશીલસંપન્ન ભાર્યાને મેળવી આપનારા. ૨૭ **भक्तिधर्मानुशासनः**–ધર્મપત્ની મૂર્તિ કે જે એજ કોસળ દેશવિષે છપૈયાપુરમા કૃષ્ણશર્મા દ્વિજથકી પ્રકટ થઈ ભક્તિનામથી વિખ્યાત થયા હતા તેમની સાથે મનુષ્યા કૃતિ ધર્મનું વિવાહમંગળ પરિપૂર્ણ થતાં તે દંપતીને જાન લઈ આવેલા બાળશર્માદ્વિજરૂપે (ધર્મના પિતા) પતિવ્રતાધર્મ અને ગૃહસ્થધર્મનો ઉપદેશ કરનારા હોવાથી **ભક્તિધર્માનુશાસન** કહ્યા છે ॥૯॥

૨૮ **रामानन्दः**–રામ કે જે અયોધ્યામાં અજય વિપ્રથકી સુમતિભાર્યામાં ઉત્પન્ન થયેલા, પોતાના એકાંતિકભક્ત, રમણીય ગુણાકાર હોવાથી **રામ** આખ્યાથી વિખ્યાત થયા હતા તે ઉદ્ધવને **आनन्दयति**–પ્રથમ ગોપનાથ શિવાલયમા રહેલા આત્માનંદમુનિના ઉપદેશે કરીને ધ્યાનમા નિરાકાર બ્રહ્મતેજોમાત્રના દર્શન થવાથી વ્યાકુળિત થતા, ત્યાંથી નીકળી શ્રીરંગક્ષેત્રમા જતાં ત્યા સમાધિમા શ્રીરામાનુજાચાર્યરૂપે વૈષ્ણવીદીક્ષાદાનદ્વારા સ્વસ્વરૂપના સાક્ષાત્કારાદિવડે મહાસુખ આપનારા હોવાથી **રામાનંદ** કહ્યા છે ૨૯ **जनानन्द**–મુમુક્ષુજનોને રામાનંદસ્વામિકૃત ઉપદેશદ્વારા સ્વસ્વરૂપના સાક્ષાત્કારાદિવડે આનંદઆપતા હોવાથી **જનાનંદ** કહ્યા છે. ૩૦ **औद्धवाध्वप्रवर्तक**.–શ્રીકૃષ્ણે જેમને પોતાથકી અણુપણ ન્યૂન નહિ જાણીને આચાર્ય પદ આપ્યુ હતુ તે ઉદ્ધવજીના અવતારભૂત શ્રીરામાનંદ સ્વામિએ પ્રવર્તાવેલો જે **अध्वा**–ધર્મસહિત સ્વભક્તિમાર્ગ તેને પોતાના પ્રતાપથી તેમાં અંતરાયભૂત અસુરોનો અભિભવ કરવાપૂર્વક પૃથ્વીઉપર વિશેષત વિસ્તારનાર હોવાથી **ઔદ્ધવાધ્વપ્રવર્તક** કહ્યા છે. (**આથી**–ત્યાંથી આરંભીનેજ ભૂમિ-

**प्रियो भक्तिधर्माराधित ईश्वरः ॥१०॥ वृन्दावनेन्दुर्वरदो मुनिसङ्घहितावहः । द्रौण्यार्तिहर्ता विघ्नेशो धर्मसङ्कष्टनाशनः ॥११॥**

ઉપર ઉદ્ધવસંપ્રદાયની પ્રવૃત્તિ સૂચવી) ૩૧ **विष्णुयागप्रियः**–વિષ્ણુયાગ કે જે ચતુર્વર્ગ ફળને આપનારો, પોતાનાજ સંબન્ધવાળો યજ્ઞવિશેષ છે તે સ્વાશ્રિત જનોનું હિત કરનાર હોવાથી પ્રિય જેમને છે. માટેજ દુર્વાસાના શાપથી માનવદેહને પામેલા, અસુરપીડિત, સ્વાશ્રિત, ભક્તિ ધર્મ મુનિગણોમાં અંતર્યામિપણે અસુરોપદ્રવની શાંતિમાટે તેવા યાગના આચરણની બુદ્ધિને પ્રેરનારા. ૩૨ **भक्तिधर्माराधितः**–ભક્તિ ધર્મે (મુનિઓ સાથે) પોતાને અકારણ આવેલા અસુરોપદ્રવના પરિહારમાટે વૃંદાવનમાં જપાત્મક વિષ્ણુયાગવડે આરાધન કરેલા. ૩૩ **ईश्वरः**–ભક્તિ ધર્મે અને મુનિઓએ જોએલા તેજઃપુંજમાં સાક્ષાત્ પોતાનું દિવ્યરૂપે દર્શન આપીને, તેવાજ રૂપે હૃદયમાં વ્યાપવા માટે સમર્થ હોવાથી ઇશ્વર કહ્યા છે ॥૧૦॥

૩૪ **वृन्दावनेन्दुः**–વૃંદાવનમાં ઇન્દુ–ચંદ્રમાની પેઠે ત્યાંના સકળ જનોને આહ્લાદ આપનારા માટેજ ત્યાં આવી રહેલા સ્વોપાસનાસક્ત ધર્માદિકના પણ સંકષ્ટના નિવારણનો સંકલ્પ જેમણે કર્યો છે એવા. ૩૫ **वरदः**–ધર્માદિકને અસુરોપદ્રવ દારિદ્ર્યનાશાદિ વરદાન આપનારા ૩૬ **मुनिसङ्घहितावहः**–દ્વિજાતિ કુળમાં ઉદ્ભવેલા મરીચ્યાદિ મહર્ષિસંઘોનુ હિત (દેશકાળને અનુસારે ક્વચિત્ ક્વચિત્ પોતાના પૂર્વજન્મની સ્મૃતિ વિસ્મૃતિનું દાનરૂપ) સંપાદન કરનારા. ૩૭ **द्रौण्यार्तिहर्ता**–ધર્મભક્તિને વૃંદાવનથી ગૃહે આવતાં વનમાં મળેલા દ્રોણપુત્ર અશ્વત્થામાથકી આવેલી પીડા (પોતાના પુત્રને આપેલા શાપના શ્રવણથી ઉપજેલી)ને ગણપતિમતાચરણસંકલ્પપૂર્વક તત્કાળે સ્મૃતિમાર્ગમાં આવેલા શ્રીમારૂતિરૂપે આશ્વાસનપૂર્વક નિવારનારા. ૩૮ **विघ्नेशः**–ધર્મદેવને ભગવદ્ધર્મમાં અંતરાયભૂત અસુરાંશ નરોના ઇશ–પ્રશાસ્તા, અર્થાત્ તેમને નિર્વિઘ્ન કરીને સ્વસંપ્રદાયધર્મને સ્થાપનારા અને દેવીરૂપે અસુરાંશના ઉચ્છેદનો શાપ આપનારા. ૩૯ **धर्मसङ्कष्टनाशनः**–ધર્મદેવના દારિદ્ર્યરૂપ દુરંત દુઃખને નાશ કરનારા ॥૧૧॥

भक्तिधर्मात्मजो भूमा भक्तिधर्मतप फलम्। सावर्णिगोत्रति-
लको मध्वाद्यनवमीजनुः ॥१२॥ जनमङ्गलदिव्याङ्गो नराकृ-
तिरलौकिकः। भूतलानन्दजनको द्विजेन्द्रकुलभूषणम् ॥१३॥
रामप्रतापावरजो हनूमद्भिरक्षितः। हरिकृष्णो हरि. कृष्णो

---

४० भक्तिधर्मात्मज —ભક્તિધર્મથકી આત્મના– સર્વદા અક્ષરધામમા રહેલા નિત્યસિદ્ધ દિવ્ય રૂપથીજ પ્રાદુર્ભવેના ४१ भूमा–નિરતિશય સુખરૂપ હોવાથી **ભૂમા** કહ્યા છે આ અર્થ 'भूमा त्वेव विजिज्ञासितव्य' આ શ્રુતિમા પ્રસિદ્ધ છે અથવા નરભાવમા પણ અપારમહિમાવાળા હોવાથી **ભૂમા** નામથી કહ્યા છે 'अनन्तासिल्गुणवाननन्तैश्वर्यसेवित । अनन्तजीवेशपति कृष्णो भूमाऽखिलेष्टद ॥' એમ પચરાત્રમા કહ્યુ છે (પ્રાદુર્ભાવ પ્રકરણાર્થને સમર્થ કરનાર આ નામ છે) ४२ भक्तिधर्मतप फल–ભક્તિ ધર્મના ભગવત્પ્રાપ્ત્યર્થે કરેના તીવ્રતપનાફળ–ફળભૂત દર્શન જેમનુ છે ४३ सावर्णिगोत्रतिलक —ગોત્રપ્રવર્તક સાવર્ણિઋષિના ગોત્રના તિલક– ભાન તિનકવત્ આભૂષણભૂત ४४ मध्वाद्यनवमीजनु —ચૈત્ર માસના શુકલ પક્ષની નવમી તિથિએ જન્મ જેમનુ છે ॥૧૨॥

४५ जनमङ्गलदिव्याङ्ग —જનોનુ દર્શનાદિકવડે **મંગળ** કલ્યાણ કરનારા **દિવ્ય** પ્રાકૃતગુણરહિત **અંગ** કરચરણાદિ અવયવો જેમના છે અથવા જનોને મગળરૂપ દિવ્ય **અંગ**–શ્રીમૂર્તિ જેમનુ છે ४६ नराकृति —પ્રાદુર્ભાવ સમયે પ્રેમવતીએ તથા હરિપ્રસાદે સ્તુતિ કર્યાં પછી સ્વેચ્છાથી તત્ક્ષણજ બાળ મહાપુરૂષાકૃતિને ધારી રહેના ४७ अलौकिक —નરાકારધારણમા પણ પ્રાકૃત પુરૂષથકી વિલક્ષણ દિવ્ય આચરણવાળા હોવાથી **અલૌકિક** કહ્યા છે ४८ भूतलानन्दजनक —ભૂતળવાસી સમગ્ર પ્રાણિઓને (લોકાન્તરવાસીઓને પણ) પોતાના પ્રાદુર્ભાવથી આનદાતિશય ઉપજાવનારા ४९ द्विजेन्द्रकुल भूषण–દ્વિજેન્દ્ર હરિપ્રસાદના કુળ–વશના ભૂષણ–ભૂષણવત્ શોભાતિશયને આપનારા અથવા દ્વિજેન્દ્ર હરિપ્રસાદના કુળ–ગૃહના ભૂષણભૂત ॥૧૩॥

૫૦ रामप्रतापावरजः–ધર્મદેવના જ્યેષ્ઠપુત્ર રામપ્રતાપજીના કનિષ્ઠભ્રાતા ૫૧ हनूमदभिरक्षितः–હનુમાનજીએ સર્વત રક્ષા કરેલા અર્થાત્ પોતાની દૃષ્ટિના પાતમાત્રથી અતિશય બળતું અંગ જેનું છે, ભૂમિઉપર પોતાને મુકી દઇને દૂર રહેલી બાળગ્રહમંડળીને પામીને તેની સાથે પલાયન કરી જતી કોટરા રાક્ષસણીને મારૂતિએ ચોમેરથી પોતાના પુછવડે બાંધીને પોતાની લાતોવડે બહુ પ્રહરીને કંઠમાં પ્રાણ આવી જતા તેણીને પરહરીને, ભૂમિઉપર મુકેલા બાળહરિને લઇને પ્રેમવતીને સમર્પણ કર્યું હતું માટે સર્વત રક્ષણ કર્યા હોય તે શું? એમ અનુકરણ કરનારા. ૫૨ हरिकृष्णः–हरतीति हरि.–સ્મરણમાત્રથી સ્વભક્તોના સમસ્ત પાપોને નાશ કરે છે, કિંવા સ્વયં આનંદમય હોવાથી પોતાની બાળલીલાને નિહાળતા નરનારી જનોના હૃદયને પોતાવિષે હરણ કરેછે, માટે હરિ કહ્યા છે 'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः। अनिच्छयाऽपि संस्पृष्टो दहत्येवो यथाऽनलः॥' 'हराम्यघं हि स्मर्तृणां' એવી સ્મૃતિ છે कर्षतीति कृष्णः–સ્વભક્તદ્રોહીઓને મૂળમાંથી નાશ કરે છે માટે કૃષ્ણ કહ્યા છે બન્ને નામ મળીને એક 'હરિકૃષ્ણ' એવા નામથી કહ્યા છે. ૫૩ हरि.–આશ્રિતોની અખિલ આપત્તિને હરે છે, તેમજ જન્મસમયે કર્કરાશિમાં ચંદ્રમા વર્તે છે, માટે હરિનામથી કહ્યા છે 'युवयोश्चैव स्वकीयानां हर्तासावापदो द्विज!। हरिसंज्ञोऽस्त्वतः कर्कराशिस्थेन्दोश्च जन्मनि॥' એમ સત્સંગિજીવનમાં નિરૂક્તિ કરી છે. 'हरणात्सर्वदुःखानां हरिरित्यभिधीयते' એવી નિરૂક્તિ છે ૫૪ कृष्ण.–નિરવધિ સહજાનંદસ્વરૂપ હોવાથી કૃષ્ણ નામથી કહ્યા છે 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचक। कृष्णस्तद्भावयोगाच्च' એવું આર્ષ નિરૂક્ત છે અથવા દિવ્ય વિગ્રહનો વર્ણ નવીન મેઘસમાન શ્યામ છે અને પોતાવિષે દિવ્ય સૌન્દર્ય લાવણ્યાદિ અનંત કલ્યાણગુણોવડે સ્વભક્તોના ચિત્તને આકર્ષે છે અને ચૈત્ર માસમાં જન્મ છે માટે સાર્થક કૃષ્ણ નામથી કહ્યા છે 'कृष्णो वर्णश्च मे यस्मात्तेन कृष्णोऽहमर्जुन' એમ સ્વમુખે કહ્યું છે 'कृष्णाख्य. कृष्णवर्णत्वात्स्वस्मिंश्चाकर्षणाद् हृदः। मधुमासजनेश्चासौ

**नीलकण्ठो वृषात्मजः ॥१४॥ स्त्रीवृन्दलालितो भक्तिनन्दनः प्रियदर्शनः । हरिप्रसादहर्षाब्धिर्धर्मपत्नीस्तनन्धयः ॥१५॥ क्रीडद्बालव्रजानन्दः कालीदत्तमदापनुत् । इच्छारामाग्रजो-**

---

**सुतो भवति ते भुवि ॥'** એમ સત્સંગિજીવનમા કહ્યુ છે ૫૫ **नीलकण्ठः**–ત્યાગતપાદિ ગુણોવડે નીલકંઠ–પાર્વતીપતિને તુલ્ય હોવાથી **નીલકંઠ** નામથી કહ્યા છે **'त्यागज्ञानतपोधर्मैः पार्वतीपतिना समः । एष भावी च योगेन नीलकण्ठाभिधोऽस्त्वयं ॥'** એમ તેમાજ કહ્યું છે (આ ચાર નામો માર્કંડેય મુનિએ નામકરણસસ્કારસમયેજ ગુણાનુગુણ કર્યા છે) ૫૬ **वृषात्मजः**–વૃષ-ધર્મના આત્મજ–પુત્રપણે સર્વત્ર પ્રસિદ્ધ થએલા ॥૧૪॥

૫૭ **स्त्रीवृन्दलालित**–સ્ત્રીવૃંદોએ નિ સીમ સ્નેહથી બહુ લાડ લડાવેલા (માટેજ પ્રેમવતીને લાલનનો અવસર નહિ મળેલો જાણવો) ૫૮ **भक्तिनन्दन**.–માતા ભક્તિને પોતાની લલિત બાળલીલાના પ્રદર્શનથી અનવધિ આનદ આપનારા ૫૯ **प्रियदर्शन**–પ્રેક્ષક સર્વ કોઇને પણ દિવ્ય બાલલીનાવડે સસારદુઃખનુ વિસ્મરણ કરાવતા હોવાથી સુખરૂપ દર્શન જેમનું છે ૬૦ **हरिप्रसादहर्षाब्धि**–દિવ્ય બાલચેષ્ટાના દર્શનાદિવડે હરિપ્રસાદ પિતાને હર્ષસમુદ્રમા સર્વદા સમગ્ન કરી દેનારા ૬૧ **धर्मपत्नीस्तनन्धयः**–ધર્મપત્ની માતા ભક્તિને સ્તનપાનલીનાવડે સુખાતિશય આપનારા અથવા પોતાવિષે પ્રેમાતિશયને લીધે સ્રવતા સ્તન જેમના છે એવી શ્રદ્ધાદિ દ્વાદશ ધર્મપત્નીઓનો (પોતાની અપર માતાઓનો) મનોરથ પરિપૂર્ણ કરવા દ્વાદશ રૂપે સ્વય થઈ તેમના પૃથક્પૃથક્ સ્તનપાન કરનારા ॥૧૫॥

૬૨ **क्रीडद्बालव्रजानन्द**.–રમતા બાળકોની મડળીને સ્વયં તેના અનુકરણથી આનદ આપનારા ૬૩ **कालीदत्तमदापनुत्**–કાલીદત્ત કે જે શામ્બરસમૂહનો અધિપતિ અસુરાચાર્ય વિપ્રવિશેષ હતો તેનો મદ–પ્રથમ પોતે મોકલેલા કૃત્યાગણનો ભગવદ્દૃષ્ટિથી પરાભવ થયો સુણીને રોષવશ થતા, 'હુ પોતેજ તેમની સમીપે જઇને બાળહરિને ક્ષણમા નાશ કરીશ' એવો સકલ્પ કરી, બાળકો જ્યાં રમતા હતા તે આમ્રબાગમાં આવીને

ऽयोध्यावासो बाल्यमनोहरः ॥१६॥ सरयूनियतस्नान सीतारामेक्षणोत्सुकः । प्रदक्षिणीकृतायोध्यः करात्तजपमालिकः ॥१७॥ दर्शनीयोर्ध्वतिलक पुराणश्रवणादर । वर्णिव्रतधरो दान्तो गुरुभक्त उदारधी ॥१८॥ अधीताखिल्स

હરિને હણવા માટે માયાપ્રયોગ વિસ્તારતા તેમણે પોતાથી દષ્ટિમાત્રથી ભમાવી ભમાવી વિવિધ વૃક્ષથડમા અથડાવી અથડાવીને અતિશય વ્યથિત કરીને મરણથી તેના ગર્વને નાશ કરનારા ૬૪ इच्छारामाग्रज –પોતાના પ્રાદુર્ભાવ પછી જન્મ થએલા હોવાથી ઇચ્છારામ નામના હરિપ્રસાદપુત્રના અગ્રજ–જ્યેષ્ઠભ્રાતા ૬૫ अयोध्यावास –જન્મભૂમિ છપૈયામા અસુરોપદ્રવનું આધિક્ય અવલોકીને ચિત્તમા ઉદ્વેગ પામેલા પિતાએ અયોધ્યામા આણેલા હોવાથી ત્યા નિવાસ કરી રહેલા ૬૬ बाल्यमनोहर –દિવ્ય બાળલીલાવડે સાદર નિરીક્ષક પૌર જનોના મનને પોતાવિષે હરણ કરનારા ॥૧૬॥

૬૭ सरयूनियतस्नान –સરયૂનદીમા પ્રતિદિન સૂર્યોદય પહેલાજ સ્નાન નિયમવાળા ૬૮ सीतारामेक्षणोत्सुक –મદિરોમા અર્ચારૂપ સીતારામના નિત્ય દર્શન કરવામા ઉત્સાહવાળા ૬૯ प्रदक्षिणीकृतायोध्य –આખી અયોધ્યાને પ્રદક્ષિણા કરનારા ૭૦ करात्तजपमालिक –જમણા કરકમળમા ભગવન્નામજપાર્થે તુળસીમાળાને ધારી રહેલા ॥૧૭॥

૭૧ दर्शनीयोर्ध्वतिलक –દર્શનીય ઊર્ધ્વપુંડ્ર તિલકને લલાટાદિકમા ધારી રહેલા ૭૨ पुराणश्रवणादर –તે તે ભગવન્મદિરોમા વૈષ્ણવોએ વચાતા શ્રીમદ્ભાગવતાદિ પુરાણોના પ્રતિદિન એકાગ્ર મનથી શ્રવણમા અતિઆદરવાળા ૭૩ वर्णिव्रतधर –ઉપવીતધારણ પછી વર્ણિને કર્તવ્યપણે કહેલા ત્રિકાળસધ્યાવદન–ગુરુશુશ્રુષા ભૈક્ષાચરણાદિક વ્રત–નિયમોને ધારી રહેલા ૭૪ दान्त –તપની સિદ્ધિમાટે પોતાના ઇન્દ્રિયોને નિયમમા કરનારા ૭૫ गुरुभक्त –ગુરુ–વેદાદિકના અધ્યાપક પિતાના ભક્ત–યથાસમય યથોચિત શુશ્રૂષામા ભક્તિથી તત્પર ૭૬ उदारधी –ઉદાર–ઉહાપોહાદિ ગુણયુક્ત હોવાથી મોટી ધી–બુદ્ધિ જેમની છે ॥૧૮॥

च्छास्त्रः सामगो निरहङ्कृतिः । प्रसूपदिष्टसाङ्गात्मभक्तिरज्ञानहारकः ॥१९॥ पितृप्रत्तात्मविज्ञानः पितृदिव्यगतिप्रदः । निराशस्तीव्रवैराग्यः सन्त्यक्तगृहबान्धवः ॥२०॥ वर्णिवेषो महासत्त्वः स्वजनाज्ञातनिर्गमः । अंसलम्बितसच्छास्त्रसारो-

---

૭૭ अधीताखिलसच्छास्त्रः–સાંગ વેદાદિક સમસ્ત સચ્છાસ્ત્રોને યથાવિધિ અધ્યયન કરી ગયેલા ૭૮ सामगः–સ્વયં સામવેદી હોવાથી પ્રતિદિન સામના ગાયનમાં તત્પર. ૭૯ निरहङ्कृति –વિદ્યાગર્વે રહિત, અર્થાત્ વિદ્યાવિનયે સંપન્ન ૮૦ प्रसूपदिष्टसाङ्गात्मभक्तिः–માતા પ્રેમવતીને સાંગ આત્મભક્તિનો પચાધ્યાયી હરિગીતા નામથી ( 'स्वधर्मज्ञानवैराग्ययुजा भक्त्या स सेव्यताम् । युक्ताङ्गैस्तु स्वधर्माद्यैस्त्रिभिर्भक्तिर्महाव्रते ! । क्वापि केनापि विघ्नेन नैवेह प्रतिहन्यते ॥' 'धर्मादीनां लक्षणानि भक्त्यङ्गानामथाम्ब ! ते ।' ઈત્યાદિકથી) ઉપદેશ કરનારા (સ્વધર્મ જ્ઞાન વૈરાગ્ય, આ ત્રણ ભક્તિના અંગ કહ્યા છે) ૮૧ अज्ञानहारकः–માતાને વર્તતા સ્વદિવ્યસ્વરૂપવિષયક અજ્ઞાનને દિવ્યસ્વરૂપના પ્રત્યક્ષ દર્શનથી હરનારા ॥૧૯॥

૮૨ पितृप्रत्तात्मविज्ञानः–જેમનો મૃત્યુ સમીપમાં આવ્યો છે એવા પિતાને ગુણાતીત સ્વસ્વરૂપના પ્રત્યક્ષ જ્ઞાનને પ્રકાશ કરી આપનારા. ૮૩ पितृदिव्यगतिप्रदः–માત તાતને શાપપ્રાપ્ત માનવદેહનો સંબન્ધ ત્યાગ કરાવવાપૂર્વક સ્વેપ્સિત દિવ્ય ગતિને આપનારા ૮૪ निराशः–સ્ત્રીધનસુખાદિકની આશાએ સર્વથા રહિત ૮૫ तीव्रवैराग्यः–तीव्र–રમણીયતર વિષયોપલબ્ધિમાં પણ ક્યાંયપણ ન અપહાર થાય એવા વૈરાગ્યવાળા ૮૬ सन्त्यक्तगृहबान्धवः–રામપ્રતાપાદિસ્વબન્ધુજનોને પુછ્યા વિના પ્રાત સ્નાનના મિષથી પાછું નહિ આવવાના નિશ્ચયથીજ ગૃહથકી વનપ્રતિ ચાલી નીકળેલા ॥૨૦॥

૮૭ वर्णिवेषः–વર્ણિનો વેષ–મુંજની મેખળા–કૌપીન–યજ્ઞોપવીત–જટા–દંડાદિધારણરૂપને ધારી રહેલા. ૮૮ महासत्त्वः–महत्– પ્રાકૃત વિપ્રબાળકમાં અસંભાવિત અને વનવર્તી મહાતપસ્વિઓએ પણ બહુકાળસાધ્ય

स्त्वाराल्पपुस्तकः ॥२१॥ गणेशस्मरणस्तीर्णसरयूर्दैत्यमोहनः ।

હોવાથી ગુરૂતર સત્ત્વ–'એકાકી બાળની અરણ્યમા પણ ભગવાન્ વ્યાઘ્ર સર્પાદિકથકી રક્ષા કરે છે' એવો નિશ્ચય જેમનો છે અથવા મહત્ સત્વ ધૈર્ય જેમનું છે, એટલે 'ગહન વનમા વિચરતા બાળ એવા પણ મને તેમા રહેલા વ્યાઘ્રવ્યાળાદિ શું કરનાર છે ? એવા મહાધૈર્યવાળા માટેજ દુર્ગમ વનાદિકમા પણ નિર્ભયપણે ગમન કરનારા અથવા મોક્ષમૂળ મહાસત્ત્વગુણના પ્રવર્તક હોવાથી **મહાસત્ત્વ** કહ્યા છે 'महान् प्रभुर्वै पुरुषः सत्त्वस्यैष प्रवर्तकः' એવી શ્રુતિ છે 'सत्त्वेन मुच्यते जन्तुः सत्त्वं नारायणात्मकम्' એવી સ્મૃતિ છે ૮૯ **स्वजनाज्ञातनिर्गमः** –રામપ્રતાપાદિ સ્વગૃહવાસી એવા પણ બન્ધુ જનોએ નથી જાણ્યુ ગૃહથકી બહાર નીકળવું જેમનુ ૯૦ **अंसलम्बित सच्छास्त्रसारोद्धाराल्पपुस्तकः** –ખભા ઉપર વસ્ત્રખંડથી બાંધીને લટકતુ ધાર્યું છે સચ્છાસ્ત્રોના સારોદ્ધારનુ અલ્પ (સૂક્ષ્મ કાગળોમા સૂક્ષ્મ અક્ષરોથી લખેલુ હોવાથી લઘુ) પુસ્તક (ગોટકો) જેમણે સચ્છાસ્ત્રોતો આર્ષ આસ્તિક ગ્રંથો જાણવા તેનો સાર તો–શ્રીમદ્ભાગવતના દશમ પંચમસ્કંધ, સ્કંદ પુરાણમા રહેલું શ્રીવાસુદેવમાહાત્મ્ય, મહાભારતમા રહેલી શ્રીભગવદ્ગીતા વિદુરનીતિ અને વિષ્ણુસહસ્રનામસ્તોત્ર આ ત્રણ ગ્રંથો, ધર્મશાસ્ત્રોમા રહેલી યાજ્ઞવલ્કયસ્મૃતિ, આ સાત ગ્રંથો સમજવા તેનો ઉદ્ધારતો તે તે ગ્રંથથકી પૃથક્પૃથક્ કરીને એકત્ર લખવુ તે જાણવો ॥૨૧॥

૯૧ **गणेशस्मरणः** –સ્વગમનમા નિર્વિઘ્નતા સિધ્ધ્યર્થે 'विघ्नेश विघ्नचय खण्डननामधेय' ઇત્યાદિ આઠ શ્લોકોવડે નરનાટ્યાનુકરણથી ગણપતિની સ્તુતિ કરનારા ૯૨ **तीर्णसरयूः** –મહાનદી સરયૂને પોતાના ભુજબળથીજ સાડા ત્રણ પહોરે પાર ઉતરી ગએલા ૯૩ **दैत्यमोहनः** –દૈત્ય કે જે સ્વમારણ માટે આવેલો, પ્રથમ પોતાના પ્રતાપબળથી હણાએલા અસુરમધ્યેથી બાકી રહેલો અસુર તેને મોહન–સરયૂતરણમા કરચરણાદિકના અચાળનથી અચેતન સ્વમૂર્તિના દર્શન દેતા આ તો મરી ગયા એમ ભ્રાંત કરનારા ૯૪ **वनवासरुचिः** –વનવાસમાજ (પણ ગ્રામ્ય સુખમા નહિ) રૂચિવાળા ૯૫ **श्राद्ध** –

**वनवासरुचिः श्राद्धो विप्रेन्द्रो नैष्ठिकाग्रणीः ॥२२॥ हिमाद्रिसानुचरणो निर्भयो भीतभैरवः । निःशङ्कसंस्थो हनुमद्दत्तस्वादुफलाशनः ॥२३॥ पुलहाश्रमवासोऽर्कप्रीणनोऽर्कसमी-**

---

**શ્રદ્ધા**–પ્રૈષાચરણરૂપ ગુરૂવેદાદિવાક્યમા સત્યપણાના નિશ્ચયથી વિશ્વાસ વર્તે છે માટે **શ્રાદ્ધ** કહ્યા છે અથવા શ્રદ્ધાથીજ એક પ્રાપ્ય. માટેજ શ્રદ્ધાળુ હનુમાનજીએ અયોધ્યામાં દર્શનાર્થે શોધતા જ્યારે નહિ મળ્યા ત્યારે ધ્યાનથી વનચર જાણીને ત્યા જેમનાં દર્શન કર્યા છે એવા ૯૬ **વિપ્રેન્દ્રઃ**–વિપ્રોમાં ઇન્દ્ર–શ્રેષ્ઠ હોવાથી **વિપ્રેન્દ્ર** કહ્યા છે માટેજ આપત્કાળમા આપદ્ધર્મને અનુસારે પણ સ્વધર્મનો નહિ ત્યાગપૂર્વક તેનું સશીલન કરનારા ૯૭ **નૈષ્ઠિકાગ્રણી.**–નિષ્ઠા–દેહપાતપર્યંત સ્વબ્રહ્મચર્યવ્રતને વૈરાગ્યબળથી પાળે તે **નૈષ્ઠિક** કહેવાય, તેમા અગ્રણી–મુખ્ય માટેજ ભરતાખ્યાનના પાઠાદિકથી અસંગમતિ પ્રાપ્ત થએલી હોવાથી પુલહાશ્રમમા જઇને તપશ્ચરણમાં બહુ ઉત્સાહવાળા ॥૨૨॥

૯૮ **हिमाद्रिसानुचरणः**–શ્યામ હિમાલયના શિખરોમાં વિચરતા ૯૯ **निर्भय.**–વિકટ વનમાં વ્યાઘ્ર વ્યાળ વિગેરેનું દર્શન થાય તો પણ તેને સન્મુખ જવામાં ભયલેશે રહિત ૧૦૦ **भीतभैरव**–મહાવનવાસી ભૂતરાજ ભૈરવ જેનાથકી ભય પામી ગયો હતો ૧૦૧ **नि शङ्कसंस्थ**–ભૂત ભૈરવાદિકૃત સ્વમારણની શંકાએ રહિત સસ્થિતિ જેમની છે ૧૦૨ **हनुमद्दत्तस्वादुफलाशन.**–મહાવનમા સ્વદર્શનાર્થે આવેલા મારૂતિએ પોતાને ચાર કોરા ઉપવાસો થયા જાણી, જલદી લાવીને અતિપ્રેમથી પોતાને અર્પેલાં સ્વાદુ ફળને તેમની પ્રીતિમાટે જમનારા ॥૨૩॥

૧૦૩ **पुलहाश्रमवास.**–હિમગિરિમાં વિચરતા માર્ગની વિસ્મૃતિ થતાં આવેલી નદીમા પ્રતિપૂર જવામા શકા આવતાં મૂર્તિમાન્ હિમાચલે માર્ગ બતાવતાં શ્વેત હિમાલયના પાર્શ્વભાગમાં વર્તતા પુલહાશ્રમને પામીને તપશ્ચર્યાર્થે કેટલોક કાળ ત્યાં કર્યો છે નિવાસ જેમણે ૧૦૪ **अर्कप्रीणनः**–સૂર્યને ગાયત્રીજપોપસ્થાનવડે પ્રસન્ન કરનારા. ૧૦૫ **अर्कसमीक्षणः**–સૂર્યનારા-

क्षण । ऊर्ध्वदोरेकपादस्थो विस्मापिततपोधनः ॥२४॥ कृशो महातपाः शुद्धो भक्तिधर्मनिषेवितः । गोपालयोगिसम्प्राप्त-

ચણુનેજ એકાગ્ર દષ્ટિથી નિરીક્ષણ કરતા ૧૦૬ ऊर्ध्वदो –સૂર્યોપસ્થાન સમયે બાહુને ઊર્ધ્વ-દંડાકાર કરી રહેલા ૧૦૭ एकपादस्थ –તે સમયે એક પાદથી સ્થિર ઉભા રહેલા ૧૦૮ विस्मापिततपोधन –તીવ્ર તપશ્ચર્યાએ કરીને ત્યાંના તપસ્વી જનોને 'આ સનત્કુમાર હશે કે શું ? કે કાર્તિકસ્વામી હશે કે શું ?' એવી શંકા ઉપજાવનારા અથવા અમાનુષ તપશ્ચર્યાથી સંતુષ્ટ થઇ સાક્ષાત્ સ્વસમીપે આવેલા સૂર્યદેવે કહેલા પોતાના પરમેશ્વરપણાના શ્રવણથી અને સૂર્યે આપેલા વરના શ્રવણથી પુલહાશ્રમવાસી તપસ્વી મુનિઓને અતિશય વિસ્મય પમાડતા ॥૨૪॥

૧૦૯ कृश –તીવ્ર તપશ્ચર્યાને લીધે રૂધિર માંસ સુકાઈ ગએલું હોવાથી ઉઘાડી સ્પષ્ટ દેખાતી નાડીઓથી વ્યાપ્ત શરીરવાળા ૧૧૦ महातपा – મહત્-કળિકાળમાં દુષ્કર ચાંદ્રાયણાદિ તપને આચરનારા અથવા મહત્ તપ-જ્ઞાન જેમનું છે એવા, 'यस्य ज्ञानमयं तपः' એવી શ્રુતિ છે ૧૧૧ शुद्ध – યથાવિધિ શૌચાચરણથી અને સમસ્ત જનહિતચિંતનથી બાહ્ય આભ્યંતર શુદ્ધિએ સંપન્ન અથવા સ્વયંકૃત ઉપકારોમાં યત્કિંચિત્ પણ પ્રત્યુપકારની અપેક્ષા નહિ રાખનારા હોવાથી શુદ્ધ કહ્યા છે અથવા પ્રાકૃત સત્ત્વાદિ ગુણવિકારોએ સર્વથા રહિત હોવાથી શુદ્ધ કહ્યા છે 'शुद्धमपापविद्धम्' એવી શ્રુતિ છે 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः । स शुद्धः सर्वशुद्धेभ्यः पुमानाद्यः प्रसीदतु' 'परः पराणां सकला न यत्र क्लेशादयः सन्ति परावरेशे' એવી સ્મૃતિ છે ૧૧૨ भक्तिधर्मनिषेवित –એક પગે ઉભા રહી સૂર્યોપસ્થાનસમયે અતિકૃશશરીર તેમની ભૂપાતશંકાને લીધે દિવ્ય દેહ ભક્તિધર્મે દક્ષિણ વામ ભાગમાં સ્થિતિથી અવલંબન આપ્યું હોય એમ

૧ આ શ્રીહરિનું નામ તેમની પ્રવ્રજ્યા પછી તેમના બંધુઓએ વિલાપ કર્યા પછી અનંતર બહુ વનવિચરણ કરતાં માર્ગમાં આવેલા બુટોલપત્તનમાં મહાદત્ત નામના રાજાને અને તેની મૈયા નામની ભગિનીને સ્વસ્વરૂપનું જ્ઞાનપ્રદાનરૂપ તેમના ચરિત્રથી અનંતર ચરિત્રથી થએલું સમજવું

**साङ्ख्योगोऽतिधैर्यवान् ॥२५॥ योगक्रियापटुः कर्ता कृतज्ञो भूरितीर्थकृत् । ब्रह्मात्मसंस्थितिः शान्तः सिद्धवल्लभपूजितः**

ભાવના કરાતા. ११३ गोपालयोगिसम्प्राप्तसाङ्गयोगः–મહાવનમાં વસતા ગોપાલયોગી નામના સિદ્ધયોગી કોઈ બ્રહ્મચારીથકી સારી રીતે યમનિયમાદિ અષ્ટાંગે સહિત યોગ–સમાધિસિદ્ધિને પામેલા. ११४ अतिधैर्यवान्–દીર્ઘકાળ યોગાભ્યાસમાં પણ આકુળતાએ રહિત હોવાથી અતિ ધૈર્યશાળી ॥૨૫॥

११५ योगक्रियापटुः–ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગના અનુષ્ઠાનમાં અતિપ્રવીણ, માસસાધ્ય ક્રિયાને એક દિવસેજ સિદ્ધ કરવામાં નિપુણ. ११६ कर्ता–સ્વતંત્રપણે સર્વને કરનારા. અથવા પ્રતિદિન યોગાભ્યાસને યથોક્તસ્થાનમાં કરનારા. ११७ कृतज्ञः–પરકૃત ઉપકારને જાણનારા, ઉપકારલેશને પણ બહુ માનનારા. તે કહ્યું છે–'न स्मरत्यपकाराणां शतमप्यात्मवत्तया । कथञ्चिदुपकारेण कृतेनैकेन तुष्यति ॥' ઇતિ. પોતે ભગવાને પણ કહ્યું છે કે–'गोविन्देति यदाक्रन्दत्कृष्णा मां दूरवासिनम् । ऋणं प्रवृद्धमिव मे हृदयान्नापसर्पति ॥' ઇતિ. અથવા કદાપિ સ્વકૃત આશ્રિતપ્રાર્થનાભંગને અવસર પ્રાપ્ત થતાં તેના અપેક્ષિતના પૂરણમાટે સાનુતાપ જાણે છે માટે कृतज्ञ કહ્યા છે. તે પોતેજ કહ્યું છે કે–'शिरसा याचतस्तस्य न कृतं वचनं मया' ઇતિ. આથી પરકૃત ઉપકારનું અવિસ્મરણ સ્વભાવપણું કહ્યું. માટેજ ગુરૂ ગોપાલયોગિકૃત ગુહ્ય યોગોપદેશાદિ ઉપકારને સ્વયં જાણીને વ્યાઘ્રોના ભયને લીધે તેમના આશ્રમમાં આવેલા ગવાદિ પશુઓના પરિરક્ષણથી અને તેમને બ્રહ્મધામમાં સ્વસેવાના આનંદપ્રદાનથી પ્રત્યુપકાર કરનારા હોવાથી 'આ કર્યા કૃતને જાણનારા છે' એમ આપણઆદિકે જાણેલા. ११८ भूरितीर्थकृत्–બહુ તીર્થોની યાત્રા કરનારા. ११९ ब्रह्मात्मसंस्थितिः–બ્રહ્મરૂપ સ્વસ્વરૂપમાંજ સમ્યક્ સ્થિતિવાળા, સ્વયં પરબ્રહ્મ પરમાત્મા છે તો પણ નરનાટ્યને કરતાં બ્રહ્મભાવને પામ્યા હોય ને શું ? એમ વર્તતા १२० शान्तः–અવિકૃત મનવાળા. १२१ सिद्धवल्लभपूजितः–સિદ્ધવલ્લભ નામના, વંગદેશવર્તી શીરપુરના રાજાએ પોતાના સ્થાનમાં રાખેલા અનેક સિદ્ધોની

॥२६॥ गोपालरक्षकः सिद्धदर्पहा मान्त्रिकार्चितः । तैलङ्गवि-

શીતવર્ષાદિ નહિ સહન થવાથી પલાયનપરતા જોઇને તેમનો અનાદર કરવા-પૂર્વક 'શીતોષ્ણાદિદ્વન્દ્વસહિષ્ણુ આત્મનિષ્ઠ આ એકજ સાચા સિદ્ધ છે' એવી બુદ્ધિથી સાદર સમર્ચન કરેલા ॥૨૬॥

૧૨૨ गोपालरक्षकः—ગોપાળદાસ સાધુ કે જે પોતાનો સેવક હતો તેને મત્સરી શાક્તાદિ માંત્રિકોએ સમગ્ર માષમુષ્ટિથી વિકળચિત્ત કરી દેતાં પોતાની દૃષ્ટિમાત્રથીજ પૂર્વ અવસ્થાને પમાડવારૂપ રક્ષાને કરનારા. ૧૨૩ सिद्धदर्पहा–સિદ્ધાભિમાનિઓના 'અમારે સદૃશ કોઈ પણ નથી' આવા ગર્વને તેમના પલાયનથી નાશ કરનારા. ૧૨૪ मान्त्रिकार्चितः–ક્ષુદ્ર કાલી ભૈરવાદિ મંત્રોને જાણનારા સિદ્ધોએ પ્રતાપાતિશયના દર્શનથી સ્વાભિમાન ત્યાગ કરીને પ્રેમથી પૂજા કરેલા. ૧૨૫ तैलिङ्गविप्रदोषघ्नः–તૈલિંગદેશથકી આવેલો વેદાદિશાસ્ત્રજ્ઞ દરિદ્રવિપ્રનો દોષ જે તત્ક્ષણ તેના અંગમાં શ્યામતાના હેતુભૂત દુષ્પ્રતિગ્રહજન્ય પાપ તેને દયાથી શ્રીકૃષ્ણમંત્રોપદેશમાત્રથી તત્કાળ ગૌર રૂપના પ્રાપણથી નિવારણ કરનારા ૧૨૬ कृत्यामीषणदर्शनः–શાક્તાદિ માંત્રિકોએ પોતાના હનન માટે મોકલેલા કૃત્યા વીર વિગેરેને ત્રાસ કરનારું છે દર્શન–દૃષ્ટિપાત જેમનું ॥૨૭॥

૧૨૭ पिबैकमानहा–પુનઃ પુનઃ સુરાપાન કરનારાઓમાં મુખ્ય હોવાથી પિબૈક નામથી પ્રસિદ્ધ કોઈ બ્રહ્મબન્ધુના બહુ દેવતાવશીકરણ મંત્રા-ભિજ્ઞપણાના અભિમાનને તેણે મારવા મોકલેલા દેવતાઓના અકિંચિત્કર-તાથી નાશ કરનારા ૧૨૮ कालभैरवत्रासदेक्षणः–કાલભૈરવ કે જેને પિબૈકે મહામાંસથી સમર્ચન કરીને પોતાના મારણ માટે મોકલ્યો હતો તેને અતિશય ત્રાસ કરનારું છે દર્શન જેમનું, પોતાના દર્શનમાત્રથી એને પલાયન કરાવનારા. ૧૨૯ जगन्नाथपुरावासः–જગન્નાથપુરમાં વર્તતા ઈન્દ્ર-

૧ શ્રીહરિનું આ નામતો નવલખા નામના ગિરિવરમાં બહુકાળથી પોતાની પ્રાપ્તિ માટે તપ કરતા નવલાખ સિદ્ધોને નિજસ્વરૂપના દર્શનરૂપ તપ ફળ આપીને, ત્યાંથી વડવાકુંડને પામીને ગંગાસાગરસંગમમાં સ્નાન કરી કપિલભગવત્કૃત સ્વસેવાના સ્વીકારરૂપ તેમના ચરિત્રથકી અનંતર ચરિત્રથકી થએલું જાણવું.

**प्रदोषघ्नः कृत्यामीषणदर्शनः ॥२७॥ पिवैकमानहा कालभैर-वनासदेक्षणः । जगन्नाथपुरावास आसुरावेशाहृद्विभुः ॥२८॥ धार्मिकोऽसुरगुर्वोघोच्छेदहेतुरविक्रियः । सत्रधर्मार्चितः कान्तः स्वप्रतापक्षितासुरः ॥२९॥ नानातीर्थकृतावासः प्रावृ-**

કુંભ સરોવરના તટમાં દશ માસપર્યંત નિવાસ કરી રહેલા ૧૩૦ आसुरा-वेशाहृत्–જગન્નાથપુરમાં આવેલા હજારોહજાર અસુરસંઘોમાં જેઓ પ્રથમ દૈવી જીવો હોવા છતાં પણ અસુરસંગને લીધે અસુરભાવને પામ્યા હતા તેમનાજ તે આસુરભાવને સ્વપ્રતાપાતિશયદર્શનવડે હરનારા ૧૩૧ विभु –ઐશ્વર્યવાન્ ભાસે છે માટે વિભુ કહ્યા છે અર્થાત્ અસુરસંગને લીધે આસુર ભાવને પામેલા કેટલાએક દૈવી જીવોને 'આ પરમેશ્વર છે' એવો પોતાનો નિશ્ચય કરાવનારા અથવા દેશકાળવસ્તુપરિચ્છેદે રહિત હોવાથી **વિભુ** કહ્યા છે **'नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मम्'** એવી શ્રુતિ છે ॥૨૮॥

૧૩૨ धार्मिक –ભાગવત ધર્મને સ્વયં આચરે છે અને અન્ય સ્વાશ્રિતોને ઉપદેશે છે માટે **ધાર્મિક** કહ્યા છે અથવા ધર્મના પુત્ર હોવાથી **ધાર્મિક** કહ્યા છે અર્થાત્ 'ધર્મપુત્ર આ સાક્ષાત્ નારાયણ છે' એવું કેટલાક પુરવાસી જનોને જ્ઞાન આપનારા ૧૩૩ असुरगुर्वोघोच्छेदहेतु –અસુર-મનુષ્યાકાર પણ મદ્યમાંસભક્ષણાદિ અસુરકર્મને કરનારા જે ગુરૂઓ–લોકોને ઠગવા માટે શૈવ વૈષ્ણવલિંગના ધારણથી પરોપદેશાદિરૂપ ગુરૂધર્મને ધારી રહેલા, સ્વામિસાધુમહાપુરુષાદિ નામવાળા હતા તે પ્રચ્છન્ન પાપો શસ્ત્રધારીઓના સમૂહોના ઉચ્છેદમાં–અતિ ક્રોધ મત્સરવડે પરસ્પર મહાયુદ્ધથી વિનાશનમાં હેતુભૂત ૧૩૪ अविक्रिय –અસુરકૃત અનેક અસહ્ય ઉપદ્રવથી પણ આત્મ નિષ્ઠાબળને લીધે નિર્વિકારપણે રહેલા ૧૩૫ सत्रधर्मार्चित–માનસપુર વાસી સત્રધર્મે રાજાએ મહાપુરુષબુદ્ધિથી સ્વસ્થાનમાં નિવાસનપૂર્વક પ્રીતિથી પૂજેલા ૧૩૬ कान्त –સ્વયં સૌન્દર્ય સૌકુમાર્ય લાવણ્યાદિ ગુણોવડે પ્રેક્ષક પૌર જનોના મનને અત્યંત હરનારા હોવાથી **કાંત** કહ્યા છે ૧૩૭ स्वप्रताप-क्षितासुर –પોતાના પ્રતાપબળથી નૃપદ્વારા અસુરો કે જે રાત્રિએ પોતા

ऽभ्रावकाशकृत् । ग्रीष्मसाधितपञ्चाग्नि शिशिराम्बुस्थिति· शुचि ॥३०॥ निर्मानो निर्ममोऽस्नेहो निष्कामो निर्जितेन्द्रिय. ।

ઉપર વારંવાર પથ્થર ફેંકનારા, પોતાના હનન માટે શસ્ત્રોને ઉગામી રહેલા, વૈષ્ણવ વેષધારી મનુષ્યાકાર હતા તેનો ક્ષય પમાડનારા ॥૨૯॥

૧૩૮ नानातीर्थकृतावास –નાનાવિધ તીર્થો પોતાની તપશ્ચર્યાને ઉચિત, દક્ષિણદેશપ્રસિદ્ધ, વેંકટાદ્રિ શિવકાંચી વિષ્ણુકાંચી શ્રીરંગ સેતુબંધ સુંદર રાજ આદિક પુણ્યક્ષેત્રોમા વિજન વૃક્ષતળાદિકમા કર્યો છે નિવાસ જેમણે અર્થાત્ પુણ્યક્ષેત્રોમા બહુધા અસુરજનના પ્રસારથી અધર્મપ્રવૃત્તિ દેખાતી હોવાથી તેના વિનાશ માટેજ તપશ્ચર્યામિષથી ત્યા ત્યા કયાક બે ત્રણ દિવસો તો કયાક પાચ છ દિવસો તો કયાક પક્ષ તો કયાક માસ તો કયાક બે માસ નિવાસ કરી રહેના ૧૩૯ प्रावृडभ्रावकाशकृत्–પ્રકૃષ્ટ વર્ષાકાળમા અભ્રાવકાશવ્રત કે જે વનમા વૃક્ષનો પણ આશ્રય છોડી દઇને અહર્નિશ વૃષ્ટિધારાના સહનરૂપ છે તેને કરનારા ૧૪૦ ग्रीष्मसाधितपञ्चाग्नि– ગ્રીષ્મકાળમા સૂર્યસમયને આરભીને અપરાહ્નસુધી, ઉપર સૂર્ય પાચમા જેમા છે એવા ચાર દિશામા ચાર અગ્નિને સેવનારા ૧૪૧ शिशिराम्बुस्थिति –શીત કાળમા કંઠપર્યંત જળમા વસનારા ૧૪૨ शुचि –સ્વત સિદ્ધ મહાદીપ્તિમાન્ હોવાથી શુચિ કહ્યા છે અથવા કાય વાણી મનથી અવિહિત ક્રિયાએ રહિત શુદ્ધ હોવાથી શુચિ કહ્યા છે અથવા પ્રેક્ષક જનમાત્રને શુચિ-પાવન કરનારા હોવાથી શુચિ કહ્યા છે ॥૩૦॥

૧૪૩ निर्मान –દેહાભિમાને રહિત ભક્તોવિષે માને વર્જીત અથવા પર કૃત સ્વસન્માનેચ્છાએ રહિત ૧૪૪ निर्मम –દેહ દૈહિક મમતાએ વર્જીત ૧૪૫ अस्नेह –ભગવાન્ ભાગવતથકી ઇતર વસ્તુઓમા સ્નેહે વર્જીત. ૧૪૬ निष्काम –ભગવત્પ્રસન્નતા થકી અન્ય અભિલાષાએ રહિત ૧૪૭ निर्जितेन्द्रिय –ચક્ષુરાદિ ઇન્દ્રિયોને સર્વથા જીતી રહેલા માટે / ઇન્દ્રિયપારવશ્યને લીધે યથેચ્છાચરણે વર્જીત ૧૪૮ जितनिद्र –નિદ્રા નામની તમોવૃત્તિને જીતી રહેલા, માટેજ ધ્યાનજપાદિ કાળમા નિદ્રાપારવશ્યે વર્જીત ૧૪૯ जित

जितनिद्रो जितक्रोधो निर्मदो निःस्पृहोऽचलः ॥३१॥ कृच्छ्रव्रती सत्यवादी क्षमी धमनिसन्ततः । जितत्र्यवस्थो मेधावी दम्भहीनस्तपोधनः ॥३२॥ उपवीती वल्कवासास्तरुमूलनिकेतनः । अहिंस्रवृत्तिस्तेजस्वी निर्निमेषविलोचनः ॥३३॥ धनुर्मु-

ક્રોધ –ક્રોધ કે જે પરકૃત સ્વેચ્છાઘાતથી ઉપજતી, આક્રોશતાડનાદિકમા હેતુભૂત મનસ્તાપરૂપા તમોવૃત્તિ છે તેને જીતી રહેલા ૧૫૦ निर्मद –વિદ્યા ધનાભિજનાદિકના મદે રહિત ૧૫૧ निःस्पृह –અવાપ્તસમસ્તકામ હોવાથી ભોગ્યવસ્તુઓના આદરે રહિત ૧૫૨ अचल –આપત્કાળમા પણ સ્વધર્માદિકથકી નહિ ચલાયમાન થનારા હોવાથી અથવા અસુરોએ અભેદ્ય હોવાથી **અચળ** કહ્યા છે ॥૩૧॥

૧૫૩ कृच्छ्रव्रती–કૃચ્છ્રસંજ્ઞિત ચાન્દ્રાયણ પારાકાદિ વ્રતોને આચરનારા ૧૫૪ सत्यवादी–સ્વપરદ્રોહવર્જીત સત્યવચનવદનશીલ ૧૫૫ क्षमी–પરાપરાધસહનરૂપ ક્ષમાશીલ ૧૫૬ धमनिसन्तत –અતિકૃશતાને લીધે ઉઘાડી દેખાતી નાડીઓથી વ્યાપ્ત વપુવાળા ૧૫૭ जितत्र्यवस्थ –જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ નામની ત્રણ અવસ્થાઓને જીતીને સર્વદા તુરીય પદસંજ્ઞિત સ્વાત્મામાજ સ્થિતિવાળા ૧૫૮ मेधावी–નિઃસીમ નિત્ય સહજ સાર્વજ્ઞલક્ષણ બુદ્ધિશાળી ૧૫૯ दम्भहीन –દમ્ભે રહિત, અર્થાત્ નિષ્કપટ વર્તનવાળા ૧૬૦ तपोधन –તપજ ધન–ધનવત્ સર્વદા પ્રયત્નથી રક્ષણીય વસ્તુ જેમને છે ॥૩૨॥

૧૬૧ उपवीती–બ્રહ્મચારી હોવાથી એક ઉપવીતને ધારી રહેલા ૧૬૨ वल्कवासा –વલ્કળ વસ્ત્રને ધારી રહેલા ૧૬૩ तरुमूलनिकेतन –જે કોઇ વૃક્ષના મૂળનેજ નિવાસસ્થાનપણે સ્વીકારનારા ૧૬૪ अहिंस्रवृत्ति –કોઇપણ પ્રાણિની જેમા અલ્પ હિંસા-પીડા નથી એવી વૃત્તિ-વર્તન કે આહારને રાખનારા ૧૬૫ तेजस्वी–પ્રભાવાતિશયશાળી અથવા અધર્મોચ્છેદપરાક્રમશાળી અથવા તામસોના પણ અનાદિ અવિદ્યા નામના તમને નાશ કરનાર અતિશય તેજ જેમનું છે એવા ૧૬૬ निर्निमेषविलोचन –મેષોન્મેષે વર્જીત વિલોચનવાળા હોવાથી સર્વદા સ્થિર દૃષ્ટિવાળા ॥૩૩॥

क्षेपुगमनो ब्रह्मदर्शी महामतिः । अयाचिताहृताहारो निर्द्वन्द्वो निष्परिग्रहः ॥३४॥ वाय्वाहारो जलाहारो मिताहारोऽक्षताङ्गकः । ज्ञानी ध्यानी जितस्वादः प्रत्याहारहठोऽस्मयः ॥३५॥ पावनस्तैर्थिकगुरुर्वर्णिराजो दयाकरः । जटी कौपीनवसनः

---

૧૬૭ धनुर्मुक्तेषुगमन –ધનુષ્યથી બળવાને ફેંકેલા બાણની ગતિ જેવી ઉતાવળી યથેચ્છ ગતિ જેમની છે ૧૬૮ ब्रह्मदर्शी–બ્રહ્મ–સ્વાત્મસ્વરૂપનેજ જોવાના શીલવાળા, એટલે નિર્વિકલ્પ સમાધિ સિદ્ધિને પામ્યા હોય એમ વર્તતા ૧૬૯ महामति –મહતી–સર્વોપરિ વર્તતી સકળાર્થપ્રવીણ પ્રજ્ઞા જેમની છે અથવા મહા મતિ–જ્ઞાનસ્વરૂપ જેમનું છે ૧૭૦ अयाचिताहृताहार –યાચના વિના મળેલા કે ભિક્ષાથી મળેલા આહારને કરનારા એટલે ક્યારેક અયાચિતાહારી તો ક્યારેક વર્ણિધર્મપાલનાર્થે ભૈક્ષાહારી અથવા યાચના વિનાજ કોઇએ આણીને અન્નાદિ આપ્યુ હોય તો તેનેજ જમનારા, અન્યથા તો ઉપવાસ કરનારા ૧૭૧ निर्द्वन्द्व –આત્મનિષ્ઠ હોવાથી રાગદ્વેષાદિ દ્વન્દ્વધર્મથી કદાપિ નહિ પરાભવ પામેલા ૧૭૨ निष्परिग्रह –ભોગ્ય પદાર્થના પરિગ્રહે પરિવર્જીત ॥૩૪॥

૧૭૩ वाय्वाहार –ક્યારેક વાયુમાત્રના આહારથી વર્તતા ૧૭૪ जलाहार –ક્યારેક જળમાત્રના આહારથી વર્તતા ૧૭૫ मिताहार –ક્યારેક અલ્પ આહારથી વર્તતા ૧૭૬ अक्षताङ्गक –જેમના અંગોને શસ્ત્રાદિકથી ક્ષતિ થઈ નથી એવા ૧૭૭ ज्ञानी–સર્વાત્મના સ્વસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન જેમને નિત્ય છે માટેજ દેશકાળ સંગાદિકની વિષમતામા પણ જેમની આત્મસ્થિતિ દબાતી નથી ૧૭૮ ध्यानी–ધ્યાનનિષ્ઠ મહાયોગિની પેઠે સ્વય વર્તતા ૧૭૯ जितस्वाद –મધુરાદિ રસાસક્તિને જીતી રહેલા માટેજ દેહરક્ષણાર્થે ઓષધવત્ યથાલબ્ધ અન્નફલાદિકનો ઉપયોગ કરનારા ૧૮૦ प्रत्याहारहठ –ઇન્દ્રિયોના પ્રત્યાહારમા હઠ દઢ આગ્રહ જેમનો છે ૧૮૧ अस्मय –જીતેન્દ્રિય પણ આદિક અસાધારણ ધર્મસંપત્તિને લીધે ઉપજતા ગર્વે રહિત ॥૩૫॥

**शालग्रामतृपाहरः ॥३६॥ शिवाप्तसक्तुरक्षोभ्यो निःसङ्गोऽ-**

૧૮૨ **पावनः**–પોતાના દર્શનાદિ સંબન્ધમાત્રથીજ વનવાસી મૃગ પક્ષી ચોર જનોને પણ પવિત્ર કરનાર હોવાથી **પાવન** કહ્યા છે, **'पवित्राणां पवित्रं यो मङ्गलानां च मङ्गलम्'** એવી સ્મૃતિ છે ૧૮૩ **तैर्थिकगुरुः**–તીર્થવિધિ પાલનપૂર્વક નાનાતીર્થયાત્રાને કરનારા ધાર્મિક પુરૂષોના પણ ગુરૂ–તેમણે પણ સ્વત શિક્ષણીય સદાચારને પાળનારા અથવા તૈર્થિક–ભગવદ્ભક્તિએ રહિત કેવળ તીર્થયાત્રાને કરતા શુષ્કધર્મસ્થ પુરૂષોના ગુરૂ–ભક્તિસહિત ધર્મના ઉપદેષ્ટા. ૧૮૪ **वर्णिराजः**–અરણ્યમા પણ નૈષ્ઠિક બ્રહ્મચારિઓના ધર્મોના પાલનમા સમર્થ હોવાથી **વર્ણિરાજ** કહ્યા છે ૧૮૫ **दयाकरः**–અરણ્યવાસી તપસ્વિઓના શત્રુભૂત ક્રોધનો ત્યાગપૂર્વક પ્રાકૃત જનોમા અનુકંપાના આકર–ખાણરૂપ ૧૮૬ **जटी**–અલ્પ જટાને ધારી રહેલા ૧૮૭ **कौपीनवसनः**–કેવળ કૌપીનવસ્ત્રને ધારી રહેલા (એ રીતે સ્વયં આચરણથી અરણ્યવાસી તપસ્વિજનોને સમુચિત સદ્ધર્મનિષ્ઠાના શિક્ષણાર્થે અને અધર્મ નાશપૂર્વક સદ્ધર્મસ્થાપનાર્થે પૃથ્વીઉપર પુળહાશ્રમાદિ તીર્થયાત્રાના મિષથી પર્યટતા ધર્મનંદન શ્રીહરિનાં **'नानातीर्थकृतावास'** આને આરભીને **'कौपीनवसन.'** આ પર્યંત પચાસ નામો જાણવા, ફરી પણ તેવા **'अक्षोभ्यः'** ઈત્યાદિ **'योगीन्द्रदुश्चराचारः'** ઈત્યત છત્રીશ નામો કહેશે એવા થકા.સુંદરરાજ ક્ષેત્રથકી ભૂતપુરીપ્રતિ પધારતા શ્રીહરિના તન્મધ્યવર્તિ ચરિત્રવિશેષને કહેવા માટે બે નામોને કહે છે–) ૧૮૮ **शालग्रामतृपाहार.**–પોતાને પ્રતિદિન પૂજ્ય શાળગ્રામની સેતુબધથકી ભૂતપુરી જવાના માર્ગમા આવેલા મહાવનમાં પાંચ દિવસના ઉપવાસથી ઉપજેલી અતિ તૃષાને સ્વય કુવાથકી કાઢી આણેલા ચાર કમંડળાપરિમિત જળવડે ટાળનારા ॥૩૬॥

૧૮૯ **शिवाप्तसक्तु**–શાળગ્રામ ચાર કમંડળુ પરિમિત જળપાન કરી

(૧ આ તો તેમના દર્શનાર્થે મહાઅરણ્યમાં આવેલા યોગિવેષધારી ઉમામહેશ્વરને આશ્ચર્ય ઉપજાવવા માટે કરેલા ચરિત્રને સગ્રહ કરનારૂં નામ છે)

ध्यात्मवित्तम । सदासमाधिरानन्दी निर्दोषो दोषनाशन ॥३७॥ कान्तारगतिरेकाकी सर्वसाधुगुणालय । तैर्थिकस्ती-

ગયા તેના દર્શનથી વિસ્મય પામેલા શિવરશિવાએ પૂજાસમયે ભુખ્યા શાળ ગ્રામને શુ નિવેદન કરશુ એમ મનમા સકલ્પ કરતા પોતાને આપેલા સાથ વામાથી યાવત્પ્રયોજન ગ્રહણ કરી વિષ્ણુને નૈવેદ્ય ધરી તેમનો પ્રસાદજ સ્વય જમનારા ૧૯૦ अक्षोभ्य –કોઇએ પણ કયારેય પણ સ્વધર્મથકી ચલિત કરી શકાય નહિ એવા અથવા ગભીરાશય હોવાથી કદાપિ ક્ષોભ-વિકાર નહિ પામનારા ૧૯૧ नि सङ्ग –સર્વમા સ્વરૂપત વ્યાપી રહેલા છતા તદ્ગત દોષસગે રહિત અથવા કોઇનો પણ સગ-સાહચર્ય જેમને નથી (ગ્રામ્યવાર્તાના શ્રવણભયથી અસગપણે વર્તતા) અથવા સ્વસેવાર્થે ભાઈને પણ પોતાની પાસે નહિ રાખનારા ૧૯૨ अध्यात्मवित्तम –આત્મા પરમાત્માને અધિકાર કરીને પ્રવર્તેલા સમસ્ત વેદાતશાસ્ત્રને પૂર્વાપરસબન્ધ મેળવવાપૂર્વક યથાસ્થિતપણે જાણીને તેના તત્ત્વાર્થનો નિર્ણય કરનારા ૧૯૩ सदासमाधि –સર્વદા સમાધિ અદરબહાર સ્વસ્વરૂપમા સ્થિતિવાળા ૧૯૪ आनन्दी–સ્વય આનદવલ્લીમા મીમાસા કરેલા મન વાણીને અગોચર મહા આનદવાળા હોઇને તેવો આનદ મુક્તિદશામા મુક્તોને પમાડતા હોવાથી આનંદી કહ્યા છે અથવા અત્રાપિ સ્વાશ્રિતોને આનદમય સ્વસ્વરૂપનો અવબોધ આપીને આનદિત કરનારા 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्द ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन' 'एतस्यैवा नन्दस्य अन्यानि भूतानि मात्रामुपजीवन्ति' 'एष ह्येव आनन्दयाति' 'रस ह्येवाय लब्ध्वा आनन्दीभवति' ઈત્યાદિ શ્રુતિઓએ આ અર્થ અનુ વર્ણવ્યો છે ૧૯૫ निर्दोष –સત્ત્વાદિ પ્રાકૃત સમસ્ત દોષોએ રહિત હોવાથી નિર્દોષ કહ્યા છે, 'अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽपिपासोऽवि निघत्स' 'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः' એવી શ્રુતિ સ્મૃતિ છે ૧૯૬ दोषनाशन –સ્વય સર્વદા નિર્દોષ હોઇને અન્ય સ્વશરણા ગત જનોના સમસ્ત દોષોને જ્ઞાનોપદેશથી નાશ કરનારા ॥૩૭॥

र्थधर्मज्ञस्तीर्थस्थाधर्मनाशन ॥३८॥ अनादृतवपु सौख्य. प्राणायामपरो व्रती । ऋषिवृत्तिर्मुनिर्मौनी निर्विकल्पोऽल्पभापण ॥३९॥ वस्त्रपूतोदकपिवो यावदर्थाङ्गचेष्टित । ब्रह्मज्ञस्वे-

---

૧૯૭ कान्तारगति –દુર્ગમ વનમા સ્વચ્છદ ગતિવાળા ૧૯૮ एकाकी– સિંહ વ્યાઘ્ર વ્યાળાદિ મહાભયમા પણ સહાયની અપેક્ષાએ રહિત ૧૯૯ सर्वसाधुगुणालय –સમગ્ર 'कृपालुरकृतद्रोह' ઈત્યાદિકથી કહેલા સાધુ ગુણોના આશ્રયભૂત ૨૦૦ तैर्थिक –પ્રત્યેક તીર્થમા સ્નાનાદિ વિધિને આચરતા ૨૦૧ तीर्थधर्मज्ञ –તીર્થોમા યાત્રાળુઓએ પાળવાના અહિંસાદિધર્મોને જાણીને તેને યથાસ્થિત પાળનારા ૨૦૨ तीर्थस्थाधर्मनाशन –તીર્થમા રહેલા જનોમા જે અધર્મ તીર્થમાહાત્મ્યના અવલબનથી પાપની અકિંચિત્કરતાબુદ્ધિને લીધે દુરાચાર પ્રવર્ત્યો હતો તેને 'પુણ્યક્ષેત્રમા કરેલુ પાપ વજ્રલેપ થશે ઈત્યાદિ તીર્થવિધિવચનોપદેશવડે ત્યાગ કરાવતા ॥૩૮॥

૨૦૩ अनादृतवपु सौख्य શીતસમયાદિકમા શરીરસુખના હેતુભૂત કથાધારણાદિકને પણ આદરથી નહિ સ્વીકારનારા ૨૦૪ प्राणायामपर – સ્વય સિદ્ધયોગી છે છતા પણ પ્રતિદિન પૂરક કુભક–રેચકભેદથી ત્રણ પ્રકારના પ્રાણાયામમા તત્પર ૨૦૫ व्रती પ્રથમ બે ત્રણ ઉપવાસો થયા હોય તોપણ વ્રતદિને અન્નાદિકના લાભમા પણ એકાદશ્યાદિ વ્રતનિયમને નહિ ત્યાગ કરનારા ૨૦૬ ऋषिवृत्ति –ઋષિઓની ખેડ્યા વિના પાકેલા અન્ન ફળાદિકના આહારરૂપ વૃત્તિને અનુસરેલા ૨૦૭ मुनि –વેદશાસ્ત્રપુરાણાર્થના મનનશીલ ૨૦૮ मौनी–ગ્રામ્યવાર્તાદિકમા મૌન ધારણ કરનારા ૨૦૯ निर्विकल्प –વિકલ્પ–જાતિગુણ વૃત્તાદિકની વિપમતાવાળાઓના પણ શરણ્ય થવામા વિશેષાલોચને રહિત 'सर्वस्य शरण सुहृत्' 'सर्वलोक शरण्याय' 'सुहृद सर्वभूताना' 'समोऽह सर्वभूतेषु' એવી સ્મૃતિ છે ૨૧૦ अल्पभापण –અલ્પ–પરિમિત ભાષણશીલ ॥૩૯॥

૨૧૧ वस्त्रपूतोदकपिव –ગાળ્યા વિનાનુ જળ માસતુલ્ય કહેલુ હોવાથી

**रवर्तित्वबोधिग्रन्थविवर्जनः ॥४०॥ निरुपानदपृष्टाध्वा घोरारण्यचरोऽभ्रम । स्त्र्यङ्गगन्धासहोऽसक्तो जडाङ्गिरसवर्तनः ॥४१॥ ऊर्ध्वरेता ब्रह्मचारी योगी योगज्ञसत्तमः । योगीन्द्रवु-**

તેને ત્યાગ કરીને વસ્ત્રવડે ગાળેલા જળનુંજ પાન કરનારા **૨૧૨ યાવદર્થાઙ્ગચેષ્ટિત** –કરચરણાદિકના ચાલનને યાવત્પ્રયોજનજ કરનારા **૨૧૩ બ્રહ્મજ્ઞસ્વૈરવર્તિત્વબોધિગ્રન્થવિવર્જન** – બ્રહ્મજ્ઞાનિઓને યથેષ્ટ વર્તનમા દોષ નથી' એમ બોધ કરનારા ગ્રંથોનો વિશેષપણે ત્યાગ કરનારા મુક્તપ્રાયોપણ યથેષ્ટાચરણથી બહુધા ભ્રષ્ટ થયેલા દેખાય છે માટે તેને ત્યાગ કરાવનારા ॥૪૦॥

**૨૧૪ નિરુપાનત્**–કાટા કાકરામય માર્ગમા પણ પગરખા પહેર્યા વિનાજ ચાલનારા **૨૧૫ અપૃષ્ટાધ્વા**–માર્ગનો ધસારો ન દેખાય કે એ માર્ગમા કોઇને પણ પોતાને જવાનો માર્ગ નહિ પુછનારા **૨૧૬ ઘોરારણ્યચર** – ઘોર સિંહ વ્યાઘ્ર વ્યાળ મહાવૃક્ષાદિકવડે ભયકર એવા પણ અરણ્યમા એકાકીજ વિચરનારા **૨૧૭ અભ્રમ** –દિગભ્રમે રહિત **૨૧૮ સ્ત્ર્યઙ્ગગન્ધાસહ** – સ્ત્રિયોના અગસગિ ગધના ગ્રહણમા પણ નાસિકાછિદ્રને બધ કરી દેવાપૂર્વક તત્ક્ષણ દૂર ચાલી જનારા (આથી નૈષ્ઠિકપણાનુ નિરવધિપણુ કહ્યુ) **૨૧૯ અસક્ત** –રમ્ય પદાર્થની પ્રાપ્તિ થાય તોપણ તેથકી નેત્રાદિવૃત્તિને પાછી વાળી લેનારા **૨૨૦ જડાઙ્ગિરસવર્તન** –લોકદૃષ્ટિથી જડ જણાતા, વિપ્રવર યોગૈશ્વર્યસપન્ન બ્રહ્મભૂત ભરતજીના જેવુ નિર્માનત્વ નિ સગત્વ આત્મનિષ્ઠત્વાદિ વર્તન જેમનુ છે ॥૪૧॥

**૨૨૧ ઊર્ધ્વરેતા** –વીર્યને ઊર્ધ્વ–બ્રહ્મરધ્રમાજ રાખનારા અર્થાત્ ઊર્ધ્વરેતાપણામા હેતુભૂત યોગકળાઓમા અતિપ્રવીણ **૨૨૨ બ્રહ્મચારી**–બ્રહ્મશબ્દવાચ્ય જે વેદોક્ત સમસ્ત ધર્મ અને અનન્યસાધ્ય તપ તેણે સપન્ન હોવાથી **બ્રહ્મચારી** કહ્યા છે અથવા લોકમા **બ્રહ્મચારી** નામથી વિદિત થએલા **૨૨૩ યોગી**–મુક્તિમા સાક્ષાત્ ઉપાય હોવાથી **યોગી** કહ્યા છે '**अह त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच** ' એમ ગીતામા સ્વય કહ્યુ છે અથવા **યોગી**નામથી પણ પ્રખ્યાતિને પામેલા **૨૨૪ યોગજ્ઞસત્તમ** –

**श्चराचार सौराष्ट्रजनपावन ॥४२॥ लोजलोकमहानन्द साधु, साधुप्रपूजित । अनुच्चारितदुर्वाक्यो मधुराक्षरभाषण ॥४३॥**

યોગિપુરૂષોએ સ્વાભિમાનત્યાગપૂર્વક નમસ્કાર કરેલા **२२५ योगीन्द्र-दुश्चराचार** –યોગીન્દ્રોએ પણ ન આચરણ કરી શકાય એવા આચારવાળા **२२६ सौराष्ट्रजनपावन** –સૌરાષ્ટ્ર દેશના જનોને પોતાના નિવાસથી અને દર્શનાદિકવડે પવિત્ર કરનારા ॥૪૨॥

**२२७ लोजलोकमहानन्द** –લોજપુરવાસી લોકોને સ્વકૃતનિવાસ દર્શનાદિકવડે મહા આનંદ આપનારા **२२८ साधु** –'उपकारिषु य साधु साधुत्वे तस्य को गुण । अपकारिषु य साधु स साधु सद्भिरुच्यते ॥' 'यथालब्धेऽपि सन्तुष्ट समचित्तो जितेन्द्रिय । हरिपादाश्रयो लोके द्विज साधुरनिन्दक ॥ लोभमोहमदक्रोधकामादिरहित सुखी । कृष्णाङ्घ्रिशरण साधु सहिष्णु समदर्शन ॥' આમા કહેલા લક્ષણવાળા હોવાથી ત્યા સાધુસંજ્ઞાથી પ્રખ્યાત થએના અથવા બીજાપણ સાધુઓને યોગક્રિયાઓ સધાવનાર હોવાથી **સાધુ** કહ્યા છે **२२९ साधुप्रपूजित** – શ્રીરામાનંદસ્વામિના શિષ્ય મુક્તાનંદાદિ સાધુલક્ષણસંપન્ન સાધુઓએ પોતાની અપેક્ષાએ સાધુગુણોનુ આધિક્ય દેખીને અતિપ્રીતિથી સન્માનપૂર્વક સ્વસ્થાનમા નિવાસ કરાવેલા **२३० अनुच्चारितदुर्वाक्य** –કુત્રાપિ કોઇના પ્રતિપણ પરિહાસમા પણ અપશબ્દોને નહિ ઉચ્ચારણ કરનારા **२३१ मधुराक्षरभाषण** મધુર મનોહર અક્ષરોવાળુ ઉચિત વચન બોલવાના સ્વભાવવાળા ॥૪૩॥

૧ શ્રીહરિનુ આ નામ તો ભૂતપુરીમા અર્ચારૂપ રામાનુજાચાર્યના દર્શન કરી કુમારીમેત્ર પદ્મનાભક્ષેત્ર જનાર્દનક્ષેત્રને પામીને આદિકેશવક્ષેત્રમાં સ્વભક્ત ત્યાના રાજાપાસે બે હજાર અસુરોને નાશ કરાવી મલયાદ્રિમા સક્ષિગોપાળના દર્શન કરી પંઢરપુરમા પ્રતિમારૂપ શ્રીવિઠ્ઠલને ભેટીને દંડકારણ્યની પ્રદક્ષિણા કરી નાસિકપુરમા ત્ર્યમ્બકેશ્વરને નમસ્કાર કરી તાપી નર્મદા મહી સાભ્રમતી નદીને ઉતરીને ભાલ દેશમા ભીમનાથ મહાદેવના દર્શન કરી ગોપનાથક્ષેત્રને પામી પંચતીર્થીમા આવેલા માંગરોળપુરને પામ્યા ત્યાસુધીમા થએલુ શ્રીહરિચરિત્ર કહ્યાપછી અનંતર ચરિત્રસંબન્ધિ જાણવુ

**त्यागिमान्यो महायोगी सदाश्चर्यक्रिय स्थिर । ध्याता ध्यातृमनोदर्शी मनस्वी मानदो मृदु ॥४४॥ प्रश्नोत्तरपटुर्वेदत-**

૨૩૨ **त्यागिमान्य** –મુક્તાનંદાદિ ત્યાગિઓએ તેમનો અલૌકિક મહિમા દેખીને તેમનાથકી હિતોપદેશની પ્રાપ્તિમાટે સર્વદા સન્માનપૂર્વક આશ્રય કરવા યોગ્ય ૨૩૩ **महायोगी**–જેમનો અઘટિતાર્થઘટનારૂપ મહાપ્રભાવ અતિશયપણે નિત્ય વર્તે છે માટે **મહાયોગી** નામથી કહ્યા છે 'पश्य मे योगमैश्वरम्' 'योगेश्वर कृष्ण' 'योग योगेश्वरात्कृष्णात्' 'महायोगेश्वरो हरि' એમ ગીતામા કહ્યુ છે અથવા યોગાભ્યાસપર મુક્તાનંદાદિ સાધુઓએ પોતાથકી પણ અતિશયિત યોગકળાકૌશલ્ય દેખીને કોઇપણ આ મહાયોગી છે એમ નિશ્ચયથી જાણેલા ૨૩૪ **सदाश्चर्यक्रिय** –મહાયોગી હોવાથીજ સર્વકાળમા પણ સર્વને અતિશય આશ્ચર્ય કરનારી દિવ્ય સર્વ ક્રિયાઓ જેમની છે ૨૩૫ **स्थिर** –સર્વદા સરળ રીતથી બેસનારા અથવા ગીત વાદિત્ર નૃપસૈન્ય આદિકને આવતુ સાભળીને પણ તેને જોવાની ઇચ્છાદિકે રહિત હોવાથી **સ્થિર** કહ્યા છે ૨૩૬ **ध्याता**–સર્વદા ભગવાન્ શ્રીકૃષ્ણને લક્ષ કરીને નાસાગ્રભાગમા નિર્નિમેષ દૃષ્ટિને રાખનારા ૨૩૭ **ध्यातृमनोदर्शी**–ધ્યાનસ્થિત મુક્તાનંદાદિ સાધુઓની ધ્યેય ભગવ સ્વરૂપનો ત્યાગ કરી અહીં તહીં ભમતી મનોવૃત્તિને યોગબળથી તેમના અંતર્હૃદયમા પ્રવેશ કરી સાક્ષાત્ જોઇને તેમને તેમ કહેવાના સ્વભાવવાળા ૨૩૮ **मनस्वी**–પ્રશસ્તમનવાળા કાર્પણ્યવૃત્તિએ રહિત મનવાળા ૨૩૯ **मानद** –અ પ ગુણોને પણ માન આપનારા ૨૪૦ **मृदु** –કોમળ હૃદયવાળા જે કોઈ પણ દુ ખીને દેખીને ત ક્ષણ દ્રવતા મનવાળા માટેજ સાપરાધીએ પણ સહસા આશ્રય કરી શકાય એવા અને આશ્રિતોનો વિશ્લેષ ન સહન કરી શકે એવા ॥૪૪॥

૨૪૧ **प्रश्नोत्तरपटु** –સાધુએ જે પુછેલા વિવિધ પ્રશ્નોના ઉત્તર આપવામા અને સ્વય પ્રશ્ન પુછવામા અતિપ્રવીણ ૨૪૨ **वेदतत्त्वज्ञ** –વેદતત્ત્વ ને અસશય અવિપર્યાસ જાણનારા અથવા 'वासुदेवपरा वेदा' ઈત્યાદિ

त्वज्ञो बुद्धिमान्बुधः । उद्धवेक्षोत्सुकोऽनन्त. पत्रीलेखपटुः प्रभु. ॥४५॥ पत्र्युत्तरज्ञातनिजैश्वर्यसाध्वतिमानितः । रामानन्दस्वामिवीक्षानन्दः साधुप्रियः प्रियः ॥४६॥ बोधन्यासम-

---

વચનોવડે વેદનું પરમ તાત્પર્ય શ્રીકૃષ્ણ પરબ્રહ્મ વાસુદેવમાજ વર્તે છે એવા તત્વને જાણનારા માટેજ દુર્બોધ વેદાર્થજળમાં ધુચાએલાઓને તેના તત્વાર્થનો બોધ કરીને સંશયને હરનારા 'वेदविदेव चाहं' એમ ગીતામાં સ્વયં કહ્યું છે ૨૪૩ बुद्धिमान् સમસ્ત શાસ્ત્રાર્થતત્વનો નિશ્ચય કરવારૂપ બુદ્ધિવાળા હોવાથી **બુદ્ધિમાન્** કહ્યા છે ૨૪૪ बुध –પૃથક્ હાઈને જલ્દી જાણનારા હોવાથી **બુધ** કહ્યા છે ૨૪૫ उद्धवेक्षोत्सुक –ભુજનગરમાં રહેલા ઉદ્ધવાવતારભૂત રામાનંદસ્વામીના સાક્ષાત્ દર્શન કરવામાં મહાઉત્સાહવાળા ૨૪૬ अनन्त –સ્વરૂપ રૂપ ગુણાદિકનો અંત–પાર નહિ હોવાથી 'सत्य ज्ञानमनन्त ब्रह्म' 'अनन्तमूर्तये' 'नास्त्यन्तो विस्तरस्य मे' 'अनन्तशक्ति' 'परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' 'गन्धर्वाप्सरस सिद्धा किन्नरोरगचारणा । नान्त गुणाना गच्छन्ति तेनानन्तोऽयमुच्यते' 'अवतारा ह्यसख्येया' ઈત્યાદિ શ્રુતિસ્મૃતિએ **અનંત** નામથી કહ્યા છે ૨૪૭ पत्रीलेखपटु રામાનંદસ્વામિપ્રતિ સ્વવૃત્તાતને જણાવનારી પત્રિકાના લેખનમાં ચતુર ૨૪૮ प्रभु –પોતે લખેલી પત્રિકાના વાચવાના ક્ષણમાજ સ્વામિના હૃદયમાં પ્રભુપણે સ્ફૂર્તિમાં આવેલા ॥૪૫॥

૨૪૯ पत्र्युत्तरज्ञातनिजैश्वर्यसाध्वतिमानित –પોતાની પત્રિકાના રામાનંદસ્વામિએ લખી મોકલેલા ઉત્તરથી જાણ્યું છે દિવ્ય નિજૈશ્વર્ય જેમણે એવા મુક્તાનંદાદિ સાધુઓએ મહાનુભાવબુદ્ધિથી અતિશય સન્માન કરેલા ૨૫૦ रामानन्दस्वामिवीक्षानन्द –રામાનંદ સ્વામિના પિપળાણામાં પ્રત્યક્ષ દર્શન થવાથી બહુકાલીન વિરહતાપની ઉપશાંતિરૂપ આનંદને પામેલા અથવા રામાનંદસ્વામિને પોતાના સાક્ષાત્ દર્શન આપવાવડે આનંદિત કરનારા ૨૫૧ साधुप्रिय –રામાનંદસ્વામિની અતિશય પ્રીતિ જોઈને સમસ્ત સાધુ

**हादीक्षो गुरुसेवापरो यमी । भक्तो नारायणमुनिः सहजानन्द आत्मदृक् ॥४७॥ गुरुमान्यो गुरुप्रेष्ठो गुर्वन्तिककृताञ्जलिः ।**

એને પણ પ્રિય-પ્રેમાસ્પદભૂત ૨૫૨ પ્રિય –પ્રેક્ષક જનોને અતિશય સુખી કરેછે માટે પ્રિય કહ્યા છે અર્થાત્ સર્વએ પ્રીતિથી દર્શનીય ॥૪૬॥

૨૫૩ બોધન્યાસમહાદીક્ષ –પ્રબોધની એકાદશીએ ગુરૂપણે આશરેના રામાનંદસ્વામિથકી મહાદીક્ષાને યથાવિધિ પામેલા માટેજ તે સ્વામીના શિષ્યપણે પ્રખ્યાત ૨૫૪ ગુરુસેવાપર –તેજ ગુરૂવરની સેવામા તત્પર તેથીજ શિષ્યધર્મને પ્રદર્શાવનારા ૨૫૫ યમી–યદ્યપિ અહિંસા બ્રહ્મચર્યાદિ યમ નિયમો સ્વત સિદ્ધજ અનુવર્તે છે તથાપિ મહાદીક્ષાસમયે ગુરૂએ ઉપદેશેલા તેને 'ઓમ્' એમ સ્વીકારનારા ૨૫૬ ભક્ત –મહાદીક્ષાદિનને આરંભીને ઉદ્ધવસંપ્રદાયાનુસારી ભક્તિમાર્ગને આશરીને વર્તનારા હોવાથી ભક્ત નામથી કહેલા ૨૫૭ નારાયણમુનિ –સ્વામીએ ચાતુર્માસ્યપરિચયથી તેમની નારાયણઋષિની પેઠે નૈષ્ઠિકવ્રત અને કૃપાલુત્વાદિ ધર્મોમા દૃઢ સ્થિતિ જોઇને મહાદીક્ષાદાનાવસરે 'નારાયણમુનિ' એવી જેમની સાર્થક સંજ્ઞા કરીછે ૨૫૮ સહજાનન્દ–સર્વદૈવ સાહજીક નિરતિશય આનંદરૂપ જેમને જોઇને શ્રીસ્વામીએ 'સહજાનંદ' એવુ બીજુ ગુણાનુગુણ નામ જેમનુ કર્યુ છે ૨૫૯ આત્મદૃક્–આત્મા–સ્વસ્વરૂપમાજ સર્વદા દૃષ્ટિ જેમની છે અથવા આત્મશબ્દવાચ્ય જીવોમા અંદર બહાર તેમણે તેમણે કરેલા શુભાશુભ કર્મનુ જ્ઞાન જેમને છે 'यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वत' 'यः सर्वज्ञः सर्ववित्' એવી શ્રુતિ છે ॥૪૭॥

૨૬૦ ગુરુમાન્ય –ગુરૂનાપણ ગુણાતિશયદર્શનથી સન્માનને યોગ્ય ૨૬૧ ગુરુપ્રેષ્ઠ –'ઉજ્જ્વલોકમહાનંદ' આને આરંભીને સર્વદા મિત્રભાવપ્રદર્શનપૂર્વક ગુરૂને સદાનંદમય સ્વસ્વરૂપનુ દર્શન આપતા હોવાથી તેમને અતિપ્રિય

૧ 'સહજાન૦' આ નામસુધીનાં બત્રીશ નામો મુક્તાનંદાદિમુનિઓએ નિહાળેલાં શ્રીહરિનાં ગુણચરિત્રોથકી થએલાં જાણવાં

**गुर्वाज्ञाकृततत्पार्श्वोपवेशगमनक्रियः ॥४८॥ नारायणानन्यमतिरेकान्तिकमुनिप्रियः । वर्णीन्द्रो नैष्ठिकप्रेष्ठ एकान्तिकसदर्चकः ॥४९॥ यशस्वी भूरितेजस्वी वैदिको ब्रह्मवर्चसी । स-**

---

અથવા ગુરૂ છે પ્રિય જેમને એવા. ૨૬૨ गुर्वन्तिककृताञ्जलिः—ગુરૂની સમીપમાં સર્વદા બે હાથ જોડીનેજ રહેતા ૨૬૩ गुर्वाज्ञाकृततत्पार्श्वोपवेशगमनक्रियः ગુરૂની આજ્ઞાથીજ તેમની પાસે બેસવા જવા આવવાની ક્રિયાને કરનારા. અર્થાત્ ગુરૂની અનુવૃત્તિરૂપ શિષ્યધર્મને પ્રવર્તાવનારા ॥૪૮॥

૨૬૪ नारायणानन्यमतिः—ગુરૂએ ઉપદેશેલા શ્રીકૃષ્ણાખ્ય સ્વેષ્ટદેવ નારાયણમા અનન્યા—એકાંતિકી મતિ જેમની છે ૨૬૫ एकान्तिकमुनिप्रिय.—એક ભગવાનમાજ અંત-સમાપ્તિ જેની છે તે એકાંત—અનન્યભાવ કહેવાય, તે જેમને વર્તે છે તે એકાંતિક—ભગવદ્ધર્મનિષ્ઠ કહેવાય, આવા એકાંતિક મુનિસઞ્જિત સાધુઓ પ્રિય જેમને છે અથવા તેમને પ્રિય એવા માટેજ 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रिय ' એમ ગીતામાં સ્વયં કહ્યું છે તથા 'न तस्मान्यः प्रियतर. प्रतिबुद्धैर्महात्मभिः । विद्यते त्रिषु लोकेषु ततोऽस्म्येकान्तितां गतः ॥ नारदैतद्धि ते सत्यं वचनं समुदाहृतम् । नास्य भक्तैः प्रियतरो लोके कश्चन विद्यते ॥' એમ અન્યત્ર કહ્યું છે ૨૬૬ वर्णीन्द्रः—ગુરૂસમીપે વર્તતા વર્ણિઓમ'યે ઇન્દ્ર—દેવોમા ઇન્દ્રજ જેમ એમ મુખ્યપણે વર્તતા ૨૬૭ नैष्ठिकप्रेष्ठ.—નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતવાળા જનોજ જેમને અતિશય પ્રિય છે ૨૬૮ एकान्तिकसदर्चन.—એકાંતિક સંતોને મતોત્સવતિથિએ ચંદનપુષ્પાદિવડે પૂજનારા ॥૪૯॥

૨૬૯ **यशस्वी**—ત્યાં ત્યા નરનારીઓએ સદાચરણજન્ય સત્કીર્તિનું ગાન કરાતુ હોવાથી **યશસ્વી** કહ્યા છે ૨૭૦ **भूरितेजस्वी**—ભૂરિ-સમસ્તપણ ગુરૂશિષ્યોથકી અધિક તેજ—પ્રતાપ (પરપ્રભાવાભિભવરૂપ) જેમનો છે, તેમજ કાર્ય કરવામાં સહકારીની અનપેક્ષતારૂપ મહત્ તેજ જેમનુ છે, તેમજ તામસોના પણ અનાદિ અવિદ્યારૂપ તમને હરનાર મહત્ તેજ જેમનું

स्न्यायवर्ती निर्द्वेषो भक्तिहर्षविवर्धन ॥५०॥ गृहीतहितवाक् सर्वभूततत्त्वविदूहवान् । सत्यप्रिय. सत्यपरो निष्कामनरवल्लभ ॥५१॥ अद्रोहक सदोद्योगी षडूर्मिविजयक्षम. । धर्म-

છે, તેમજ સૂર્યાદિકને તિરસ્કાર કરનારૂ મહત્ મૂર્તિતેજ જેમનુ છે, માટે ભૂરિતેજસ્થી કહ્યા છે ૨૭૧ वैदिक –અગ્નિબળથી વેદોક્ત ધર્મોને નહિ ત્યાગ કરનારા ૨૭૨ ब्रह्मवर्चसी–બ્રહ્મશબ્દવાચ્ય વેદ કે તપની સપત્તિ જેમને વર્તે છે તેથી બ્રહ્મવર્ચસી કહ્યા છે ૨૭૩ सन्न्यायवर्ती–શોભન ન્યાયમાજ વર્તવાના સ્વભાવવાળા ૨૭૪ निर्द्वेष –કોઈની પણ ઉપર દ્વેષ ભાવે રહિત ૨૭૫ भक्तिहर्षविवर्धन –ભક્તિને તત્પ્રવૃત્તિમા અતરાયના નિવારણથી હર્ષને વધારનારા ॥૫૦॥

૨૭૬ गृहीतहितवाक्–હિતકારિણી વાણીને સર્વત આદરથી ગ્રહણ કરનારા 'बालादपि सुभाषित ग्राह्य' એવો ન્યાય છે ૨૭૭ सर्वभूततत्त्ववित्–સર્વ પ્રાણિઓનુ તત્ત્વ–યથાર્થ દૈવાસુરસ્વરૂપત્વને જાણનારા અથવા સર્વ ભૂતોમા અન્તર્યામિપણે રહેલા પરમાત્મતત્વને યથાર્થ જાણીને જોનારા ૨૭૮ ऊहवान्–સર્વત્ર પદાર્થ સ્વીકારમા અને કાર્યાકાર્યમા તજ્જન્ય સ્વહિતાહિતના વિચારને કરનારા ૨૭૯ सत्यप्रिय –સત્ય–યથાર્થ વચનજ જેમને પ્રિય છે ૨૮૦ सत्यपर –સત્ય ભાષણ્માજ તત્પર માટેજ આશ્રિતોને સત્ય ભાષણમાજ પ્રવર્તાવનારા ૨૮૧ निष्कामनरवल्लभ –નિષ્કામ નરોજ જેમને અતિવહાલા છે નિષ્કામ નરો સાથેજ મૈત્રાદિકને કરતા ॥૫૧॥

૨૮૨ अद्रोहक –કોઇનો પણ કાય વાણી મનથી દ્રોહ નહિ કરનારા ૨૮૩ सदोद्योगी–સત્કર્માચરણમા સદાય ઉદ્યોગી રહેનારા ( આળસે રહિત ) ૨૮૪ षडूर्मिविजयक्षम –અશનાયા–પિપાસા શોક–મોહ–જરા મૃત્યુરૂપ છ ઊર્મિઓના વિજયમા સમર્થ ૨૮૫ धर्मकार्यक्षिप्रकारी ધર્મની ત્વરિત ગતિ હોવાથી ધર્મસબન્ધિ કાર્યને જલદી સકલ્પક્ષણમાજ કરનારા પણ તેમા દીર્ઘસૂત્રી નહિ થનારા ૨૮૬ दीर्घदर्शी–સર્વત્ર કાર્યારભમા તેના પરિણામ

कार्यक्षिप्रकारी दीर्घदर्शी विचारवान् ॥५२॥ देशकालाद्यविहतस्वस्वरूपाचलस्थितिः । सत्तमो दमधृद्दक्षो विनीतः स्मृतिमानृजुः ॥५३॥ सच्छास्त्रव्यसनोऽव्यग्रोऽभिमानिपुरुषारुचिः । अतिसर्वमतिर्वाग्मी सत्सङ्गिजनवल्लभः ॥५४॥ अप्र-

ફળને યથાસ્થિત જાણતા હોવાથી **દીર્ઘદર્શી** કહ્યાછે. ૨૮૭ **विचारवान्**–સારાસારના વિવેકવાળા માટેજ સર્વતઃ સારમાત્રને સ્વીકારનારા ॥૫૨॥

૨૮૮ **देशकालाद्यविहतस्वस्वरूपाचलस्थिति** –અતિપકવસમાધિવાળા હોવાથી દેશકાળક્રિયાસગાદિ વિઘ્નોએ કરીને પણ નથી હણાતી સ્વસ્વરૂપમાં અચળપણે વર્તતી સ્થિતિ જેમની ૨૮૯ **सत्तमः**–અતિશયિત સત્–સાધુ હોવાથી **સત્તમ** કહ્યા અર્થાત્ સાધુધર્મોને કદાપિ નહિ ત્યાગ કરનારા ૨૯૦ **दमधृत्**–દમ–ક્ષમા ધૈર્યાદિ ગુણોના ઉદયમા મૂળભૂત ઇન્દ્રિયનિગ્રહને ધરનારા ૨૯૧ **दक्ष**.–ગુરૂકૃપા સપાદનમા અતિનિપુણ ૨૯૨ **विनीतः**–તપોવિદ્યાદિ સદ્‌ગુણવાળાઓ વિષે વિનયવાળા ૨૯૩ **स्मृतिमान्**–એકવાર અનુભવેલાને બહુકાળ વીતિ જતા પણ સ્મૃતિમાં રાખનારા ૨૯૪ **ऋजु**'–સરલસ્વભાવશાળી આશ્રિતોવિષે મન વાણી કાયની એકરૂપતા હોવાથી કુટિલતાએ રહિત ॥૫૩॥

૨૯૫ **सच्छास्त्रव्यसनः**–સચ્છાસ્ત્રોના વ્યસનવત્ શ્રવણાદિવ્યાસંગવાળા ૨૯૬ **अव्यग्र**.–ગુર્વાજ્ઞાપાલન શિષ્યબોધનાદિકમા વ્યાકુળતાએ રહિત ૨૯૭ **अभिमानिपुरुषारुचिः**–અભિમાની સ્તબ્ધ પુરૂષોવિષે જેમને રૂચિ–પ્રીતિ નથી ૨૯૮ **अतिसर्वमतिः**–ગુરૂકૃત સમ્યપ્રશ્નમા તત્ક્ષણ તેનો અભિપ્રાય જાણવાપૂર્વક યથાર્થ ઉત્તર આપે છે માટે 'આ સર્વથકી અધિક બુદ્ધિવાળા છે' એમ ગુર્વાદિકે જાણેલા ૨૯૯ **वाग्मी**–પ્રશસ્ત વેદલક્ષણ વાણીને પ્રથમ વદનારા છે અને પ્રશસ્ત મધુર ગભીર પ્રિય હિતવાણીને વદનારા છે માટે **વાગ્મી** કહ્યા છે ૩૦૦ **सत्सङ्गिजनवल्लभः**–સમસ્ત સત્સગિ જનોને અતિપ્રિય ॥૫૪॥

मत्तोऽतिप्रगल्भोऽनलसोऽन्यगुणग्रहः । सदाचारप्रियः शुष्कज्ञानिवादतमोरविः ॥५५॥ कृष्णार्पितान्नगन्धादिदेवतापितृयाजकः । सद्यःप्रश्नसमाधानविस्मापितसभाजनः ॥५६॥ अजातशत्रुः समदृक् धर्मनिष्ठमहादरः । अनसूयोऽचलप्रज्ञः

૩૦૧ अप्रमत्त –ધર્મરક્ષણાદિ સર્વ ક્રિયાઓમા સર્વદા અત્યત સાવધાનપણે વર્તનારા ૩૦૨ अतिप्रगल्भ –પ્રતિભાએ યુક્ત તે પ્રગલ્ભ કહેવાય, અતિશય પ્રગલ્ભ તે અતિપ્રગલ્ભ કહેવાય, નવનવ ઉન્મેષશાળિની બુદ્ધિને પ્રતિભા કહે છે, એવી બહુ બુદ્ધિવાળા ૩૦૩ अनलस –આળસતાએ રહિત માટેજ ગુરૂએ આજ્ઞા કરેલા કાર્યને જલદી કરનારા ૩૦૪ अन्यगुणग्रह –અન્યજનોના ગુણોને ગ્રહણ કરનારા, પણ તેમા રહેલા દોષોને નહિ ૩૦૫ सदाचारप्रिय –હિંસાદિદોષરહિત હોવાથી શોભન શ્રુતિસ્મૃતિ વિહિત આચાર જેમને પ્રિય છે ૩૦૬ शुष्कज्ञानिवादतमोरवि –શુ૰ જ્ઞાની–ભક્તિરહિત આત્મજ્ઞાનના અભિમાનવાળાઓનો વાદ–'નિરાકાર બ્રહ્મજ સત્ય છે, ઇશ્વરવિગ્રહતો માયિક છે' આવા દુરાગ્રહજલ્પરૂપ અંધકારને સૂર્યજ જેમ એમ તત્કાળ ટાળનારા ॥૫૫॥

૩૦૭ कृष्णार्पितान्नगन्धादिदेवतापितृयाजक –કૃષ્ણને પ્રથમ અર્પેલાજ અન્નચંદનપુષ્પાદિકવડે અન્ય દેવપિત્રિઓનુ પૂજન કરનારા ૩૦૮ सद्य प्रश्नसमाधानविस्मापितसभाजन –સભામા શાસ્ત્રજ્ઞાદિકે કરેલા પ્રશ્નનો તત્ક્ષણ પ્રત્યુત્તર આપવાવડે સમસ્તજનોને અતિશય વિસ્મય પમાડનારા ॥૫૬॥

૩૦૯ अजातशत्रु –પોતાનો અપકાર કરનારાઓવિષે પણ શત્રુભાવે રહિત ૩૧૦ समदृक्–સર્વત્ર અતર્યામિપણે રહેલા ભગવાનને ભાળનારા હોવાથી સમદૃક્ કહ્યા છે માટેજ સર્વત્ર ભગવદ્ભાવથી યથોચિત સર્વનુ સન્માન કરનારા ૩૧૧ धर्मनिष्ठमहादर –ધર્મપાળનમા દૃઢ સ્થિતિવાળા જનોવિષે મહાન્ આદરવાળા ૩૧૨ अनसूय –પરગુણોમા દોષારોપણરૂપ અસુયાવૃત્તિએ રહિત ૩૧૩ अचलप्रज्ञ –અચળ–સ્થિર નિશ્ચયા

कामशास्त्रविवर्जनः ॥५७॥ दीनाल्पवित्तृवत्येक्षाजाततीव्रव्यथाकुलः । स्वधर्मादिगुणोपेतहर्यभक्तजनारुचिः ॥५८॥ सन्मण्डलावासरुचिः सन्मण्डलपरायणम् । सच्छास्त्रनिन्दितत्यागी प्रशस्तार्थनिषेवकः ॥५९॥ सम्पदापत्समो मोक्षधि-

---

त्मिका એકજ પ્રજ્ઞા-બુદ્ધિ જેમની છે 'व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन' એવું ભગવદ્વચન છે ૨૧૪ कामशास्त्रविवर्जन.-મન ક્ષોભમા હેતુ હોવાથી અને બન્ધહેતુ હોવાથી કામશાસ્ત્રો રતિરહસ્ય અનંગરંગાદિકનો વિશેષપણે ત્યાગ કરાવનારા ॥૫૭॥

૨૧૫ दीनाल्पवित्तृवत्येक्षाजाततीव्रव्यथाकुलः-દીન-દુર્બળ રંક અનાથ પ્રાણિનું અલ્પપણું દીનપણું દેખવાથી તત્ક્ષણ ઉપજતી તીવ્ર વ્યથાએ કરીને વ્યાકુળ વર્તનારા કોઇનુ પણ દૈન્યદર્શન થાય તો તેના પરિહારમાટે અન્નવસ્ત્રાદિ અપાવા બહુ વ્યાકુળ થનારા (આ દયાતિશયને જણાવનારૂ એક નામ છે) ૨૧૬ स्वधर्मादिगुणोपेतहर्यभक्तजनारुचिः-સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યાદિ ગુણોએ યુક્ત છે પણ જો ભગવદ્ભક્તિએ રહિત છે તો તેવા જનવિષે જેમને લેશ રૂચિ નથી સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યવાળા પુરૂષમાં ભગવદ્ભક્તિને જોઇને તો અતિપ્રસન્નપણે વર્તતા માટેજ 'गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं फलम्। कृष्णे भक्तिश्च सत्सङ्गोऽन्यथा यान्ति विदोऽप्यधः ॥' એમ ઉપદેશનારા ॥૫૮॥

૨૧૭ सन्मण्डलावासरुचिः-તીવ્ર વૈરાગ્યબળથી એકત્ર સ્થિતિમાં સ્વયં ઉદાસીન છે તથાપિ સત્સંગમા અતિરૂચિ હોવાથી સાધુમંડળોમાજ રહેવાની રૂચિવાળા ૨૧૮ सन्मण्डलपरायणः-સાધુઓએ પણ પોતાવિષે વર્તતા અલ્પ સાધુગુણોની વૃદ્ધિ માટે અને પોતાવિષે નહિ વર્તતા સાધુગુણોની પ્રાપ્તિ માટે પરમાદરથી આશ્રય કરેવા હોવાથી **સન્મંડલપરાયણ** કહ્યા છે ૨૧૯ सच्छास्त्रनिन्दितत्यागी-સચ્છાસ્ત્રનિંદિત પદાર્થોને ત્યાગ કરવાના સ્વભાવવાળા ૨૨૦ प्रशस्तार्थनिषेवकः-સચ્છાસ્ત્રે પ્રશસ્તપણે કહેલા પદાર્થોનેજ સેવન કરનારા ॥૫૯॥

पणः प्रतिभानवान्। सुचिरश्रुतसच्छास्त्रो नापमानितसज्जनः ॥६०॥ वाक्यार्थक्षिप्रवित्शत्रुमित्रदत्तसमोत्तरः। अग्राह्यवस्त्वनाकाङ्क्षी नष्टवस्तुशुचोज्झितः ॥६१॥ यथोचितसमारम्भः सफलारब्धसत्क्रियः। सच्छास्त्रानुगतप्रश्नो दैवपित्र्य-

---

૩૨૧ सम्पदापत्सम –સંપત્તિ આપત્તિમા પણ તેને પમાડનાર પ્રારબ્ધ કર્મદૃષ્ટિથી હર્ષશોકે રહિત હોવાથી તુલ્ય વૃત્તિવાળા ૩૨૨ मोक्षधिषण – જેણે કરીને જીવોની સંસૃતિથકી મુક્તિ થાય એવી બુદ્ધિને પ્રવર્તાવનારા 'ददामि बुद्धियोग त येन मामुपयान्ति ते' એમ ગીતામા કહ્યુ છે ૩૨૩ प्रतिभानवान्–પ્રતિભાન જે ઉત્તરપ્રત્યુત્તરમા તત્ક્ષણજ સ્ફુરિત થતુ નવીન યુક્તિચાતુર્ય તે જેમનુ છે ૩૨૪ सुचिरश्रुतसच्छास्त्र –બહુકાળ સચ્છાસ્ત્રીય ભગવત્કથાવાર્તાના શ્રવણમા આદરવાળા ૩૨૫ नापमानितसज्जन–સર્વદા સાધુજનોને સન્માન કરનારા પણ કદાપિ તેઓનુ અપમાન નહિ કરનારા ॥૬૦॥

૩૨૬ वाक्यार्थक्षिप्रवित्–વાક્યાર્થ શાસ્ત્રમા રહેલા દૂરાન્વયિ સદર્થને પણ તેના દર્શનક્ષણમા જાણનારા અર્થાત્ વાક્યાર્થનો નિશ્ચય કરી પ્રકરણાર્થની સાથે તેનો સબન્ધ પ્રદર્શાવનારા ૩૨૭ शत्रुमित्रदत्तसमोत्तर – ગૂઢાર્થ પ્રશ્ન કરનાર શત્રુ કે મિત્રને તુલ્યપણેજ તેનો ઉત્તર આપનારા અર્થાત્ જેમ મિત્રને યથાર્થ ઉત્તર આપે તેમજ શત્રુને પણ આપે પણ વિષમતાથી નહિ, કેમકે પોતે અજાતશત્રુ છે ૩૨૮ अग्राह्यवस्त्वनाकाङ्क्षी–પોતે વર્ણિવેષ હોવાથી અગ્રાહ્ય મહાવસ્ત્રાદિ સુવર્ણાભરણાદિકની કદાપિ આકાક્ષા નહિ રાખનારા ૩૨૯ नष्टवस्तुशुचोज्झित –પોતાનુ કે સુહૃદનુ પ્રિય વસ્ત્રપાત્રાદિ વસ્તુ કોઈ કારણથી નષ્ટ થાય તો પણ તેના શોકે રહિત 'नाप्राप्यमभिवाञ्छन्ति नष्ट नेच्छन्ति शोचितुम्। आपत्सु च न मुह्यन्ति नरा पण्डितबुद्धय ॥' એમ વિદુરે કહ્યુ છે ॥૬૧॥

૩૩૦ यथोचितसमारम्भ –સ્વાધિકાર સ્વશક્તિને અનુરૂપજ ક્રિયા

स्वकर्मकृत् ॥६२॥ अपैशुन्यकृदद्यूतः पापिसंसर्ग्यनादरः । ब्रह्मनिन्दाश्रवःखेदः स्त्रीप्रसङ्गमृशारुचिः ॥६३॥ अकार्याचरणह्रीतः समयोचितभाषणः । निर्लज्जानतसद्विप्रगुरुदेवपदाम्बुजः ॥६४॥ मुक्तानन्दानुगस्तुष्टो गुणाब्धिः सन्मनोहरः ।

---

ઓનો આરંભ કરનારા, અન્યથા નહિ ૨૩૧ सफलारब्धसत्क्रियः–સફળ સત્ક્રિયાઓનેજ આરંભ કરનારા, પણ નિષ્ફળ અધર્મહેતુ ક્રિયાઓને નહિ કરનારા ૨૩૨ सच्छास्त्रानुगतप्रज्ञ –સચ્છાસ્ત્રનેજ અનુસરનારી પણ તેથી વિરુદ્ધ નહિ એવી પ્રજ્ઞા જેમની છે ૨૩૩ दैवपित्र्यस्वकर्मकृत्–દેવસંબન્ધિ અને પિતૃસબન્ધિ સ્વકર્મને યથાકાળ યથાવિધિ કરનારા ॥૬૨॥

૨૩૪ अपैशुन्यकृत्–પરછિદ્રસૂચનરૂપ પિશુનકર્મ (ચાડીયાપણુ) નહિ કરનારા ૨૩૫ अद्यूत·–પાસાની રમત નહિ રમનારા ૨૩૬ पापिसंसर्ग्यनादरः–પાપિઓનો સસર્ગ કરનારા પુરૂષોવિષે અનાદર જેમને વર્તે છે અથવા પાપિઓ અને તેના સંસર્ગિઓ તે બન્નેવિષે પણ અનાદર જેમને વર્તે છે ૨૩૭ ब्रह्मनिन्दाश्रव खेद –બ્રહ્મશબ્દવાચ્ય વેદ બ્રાહ્મણ ભગવાનની કોઇએ પણ કરાતી નિંદાના સાહજીક પણ શ્રવણથી અતરમા બહુ ખેદ પામનારા જ્યારે વેદાદિનિંદાના શ્રવણમાત્રથી ખેદ પામે છે તો તેના આચરણની તો વાતજ શી કરવી ? ૨૩૮ स्त्रीप्रसङ्गमृशारुचि –સ્ત્રિઓના નિરીક્ષણાદિ પ્રસગમા અત્યત અરૂચિવાળા ॥૬૩॥

૨૩૯ अकार्याचरणह्रीत –અકાર્યે–શાસ્ત્રનિષિદ્ધના આચરણમા લજ્જા શીલ ૨૪૦ समयोचितभाषण –જે સમયમા જેવુ ઉચિત હોય તેવુજ ભાષણ કરનારા 'अवसरपठिता वाणी गुणगणरहितापि शोभते पुंसाम्' એવી અભિયુક્તિ છે ૨૪૧ निर्लज्जानतसद्विप्रगुरुदेवपदाम्बुज.–સાધુવિપ્રગુરૂ દેવના ચરણકમળને લોકલાજનો ત્યાગ કરી સાષ્ટાગ નમસ્કાર કરનારા ॥૬૪॥

૨૪૨ मुक्तानन्दानुग –રામાનદસ્વામિની આજ્ઞાથી મુક્તાનદમુનિની આજ્ઞામા અનુવર્તતા ૨૪૩ तुष्ट –યથાલાભથી સતુષ્ટ રહેનારા ૨૪૪ गुणाब्धि –ધર્મસર્ગીય જ્ઞાન વૈરાગ્યાદિ ગુણોના સમુદ્રરૂપ 'समस्तकल्याणगुणा-

गुरुदत्तजनस्वाम्यः सुरम्यविषयारुचिः ॥६५॥ गुरुयाचितभक्तान्तदु खस्वप्राप्तिसद्वरः । अतिमानुषसत्कर्मा सुखसेव्योऽखिलेष्टद. ॥६६॥ प्रपन्नाभयद. श्रीमानुत्तमोत्तम आत्मवान् ।

मृतोदधि ' 'समस्तकल्याणगुणात्मकोऽसौ' એની સ્મૃતિ છે ३४५ सन्मनोहर —સાધુજનોના મનને તેમની સેવાનિપુણતાથી સ્વવશમા કરનારા ३४६ गुरुदत्तजनस्वाम्य —ગુરૂ રામાનદસ્વામિએ આગ્રહથી સમર્પણ કર્યું છે સ્વાશ્રિત સમસ્ત નરનારીજનોનુ સ્વામિપણુ જેમને ગુરૂએ સમગ્ર સ્વશિષ્યોથી તેમનેવિષે ગુણાતિશય જાણીને સ્વપદમા સ્થાપન કરેલા. ३४७ सुरम्यविषयारुचि —સ્વામી થવાથી આઢ્ય જનોએ પોતાને અર્પણ કરેલા અતિ રમણીય પદાર્થોમા રુચિલેશે રહિત ॥૬૫॥

३४८ गुरुयाचितभक्तान्तदु खस्वप्राप्तिसद्वर —'ભક્તોને અતકાળે પ્રારબ્ધવશાત્ અવશ્ય ભોગવવાનુ જે કોટિ વીંછીદશસદૃશ અસહ્ય દુ ખ આવી પડે છે તે મનેજ પ્રાપ્ત થાય અને તેઓ નિર્દુ ખી થાય' ઇત્યાદિ ઉત્તમ વરદાન ગુરૂ રામાનદથકી દયાવશાત્ યાચનારા ३४९ अतिमानुषसत्कर्मा—મનુષ્યોથી ન કરી શકાય એવું સર્વશ્લાઘનીય ગુરૂના ઔર્ધ્વદૈહિકાદિ ધર્મકર્મને કરનારા ३५० सुखसेव्य —પૂજ્ય ગુરૂપદમા સ્થિતિ છે તથાપિ ક્રોધાદિ ગુણો નહિ હોવાથી સર્વેએ પણ સુખેથી સેવા કરી શકાય એવા ३५१ अखिलेष्टदः—સમસ્ત સ્વાશ્રિતોને વાછિતાર્થ આપનારા (આ રીતે ૩૫૧ પ્રથમ પ્રકરણાર્થના નામો છે ) ॥૬૬॥

३५२ प्रपन्नाभयद —પોતાના શરણુને પામેલા જનોને અભય-ભવભયના અભાવને આપનારા 'प्रपन्नाना भयापहम्' 'सकृदेव प्रपन्नो यस्तवा-

१ એ રીતે પૃથ્વીમાં ભગવદ્ભક્ત સાધુબ્રહ્મચારિઓને પોતાના આચરણથીજ સદ્ધર્મમા ૯૯ સ્થિતિરીતિને શીખવતા અને નૈષ્ઠિકવ્રતનિષ્ઠત્વનાશ્યને ભજવતા ભગવાન શ્રીહરિવિષે રામાનદસ્વામિએ ભાળેલા અસાધારણ સદ્ધર્મસ્થિત્યાદિ તેમના ગુણચરિત્રોને બોધ કરનારા 'आत्मदृक्' આને આરભીને 'सन्मनोहर ' ઉત્યત ૮૭ નામો જાણવાં.

**तापत्रितयहृद्वार्तः सदसद्व्यक्तिवित्तमः ॥६७॥ सत्पतिः सर्व-हितकृज्ज्ञानदो भवमोचकः । भूरिप्रतापो निर्मोहो महाराजो**

स्मीति च यो वदेत् । अभय सर्वभूतेभ्यो ददाम्येतद्व्रत हरे ' એવી સ્મૃતિ છે ૩૫૩ श्रीमान्-શ્રી-જે ગુરૂપદસ્થના સામર્થ્યાતિશયથી શોભાવિશેષ તે જેમને વર્તે છે તે **શ્રીમાન્** કહ્યા છે ૩૫૪ उत्तमोत्तम -એ ત્રણ ગુણોથી શ્રેષ્ઠપણે ખ્યાત થએલા પૂર્વદૃષ્ટશ્રુત ગુરૂઓથકી પણ ઉત્તમ સકળસદ્ગુણ સપન્ન હોવાથી 'ગુરૂતો આજ મુમુક્ષુઓએ કરવા' એમ ઉત્તમોત્તમપણે સર્વેએ જાણેલા ૩૫૫ आत्मवान्-આત્મા જે પરમાત્મા શ્રીકૃષ્ણ તે આરાધ્યપણે જેમને છે તેથી **આત્મવાન્** કહ્યા છે, સ્વાશ્રિતોએ પોતાની ભગવત્તાના અનુભવથી આ 'પરમાત્મા છે' એમ દૃઢ નિશ્ચિત કર્યા છે તથાપિ સ્વય માનુષભાવના અનુકરણથી પરમાત્માનુ આરાધન કરનારા અથવા પ્રશસ્ત-સર્વજનશ્લાઘનીય આત્મા-સ્વભાવ જેમનો છે માટે આત્મવાન્ કહ્યા છે ૩૫૬ तापत्रितयहृद्वार्त -જેમની સયુક્તિ સદૃષ્ટાન્તસપ્રમાણ સદ્વાર્તા સસારિઓના હૃદયને દાઢ કરનારા આધ્યાત્મિકાદિ ત્રણ તાપોને તત્ક્ષણ ટાળનારી છે એવા ૩૫૭ सदसद्व्यक्तिवित्तम -સત્ અસતની વ્યક્તિ-સ્પષ્ટપણે પ્રકાશનને વિશેષત જાણનારા આશ્રિતોને અવબોધ આપવાના અવસરે જે જે જેવો પદાર્થ હોય તેને તેને તેવાપણેજ પ્રમરા કરનારા ॥૬૭॥

૩૫૮ सत्पति -સંતોના પતિ-સર્વત સર્વથા રક્ષક હોવાથી **સત્પતિ** કહ્યા છે ૩૫૯ सर्वहितकृत् શત્રુ મિત્ર સર્વ કોઈનુ પણ હિત કરનારા ૩૬૦ ज्ञानद -પોતાને અભિમુખ થએલા જનોને અજ્ઞાનના વિનાશનમા સમર્થ એવુ આત્મપરમાત્મસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન આપનારા, 'ददामि बुद्धि-योग त येन मामुपयान्ति ते । तेषामेवानुकम्पार्थमहमज्ञानज तम । नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता' એમ ગીતામા કહ્યુ છે ૩૬૧ भवमोचक -આશ્રિતોને જ્ઞાનોપદેશની દૃઢતા કરાવાવડે ભવથકી મુકાવનારા ૩૬૨ भूरिप्रताप -સ્વસબન્ધમાત્રથી પતિતપાવનત્વાદિરૂપ મહાન્ પ્રતાપ જેમનો છે ૩૬૩ निर्मोह -કોઈ પણ પદાર્થમા વિપર્યયબુદ્ધિએ

नृपार्चितः ॥६८॥ अधृष्योऽविकृतोऽजय्यः शरण्यो भक्तव-

રહિત ૩૬૪ મહારાજ —પ્રતાપપ્રકર્ષથી જે શોભે છે તે રાજા કહેવાય, મોટા એવા રાજા તે મહારાજ (રાજાધિરાજ) કહેવાય પ્રાકૃત રાજા સ્વદેશમાંજ સન્માનાદિવડે શોભેછે પણ અન્યત્ર નહિ આ તો સર્વત્રપણુ શોભેછે માટે એમનું સર્વાધિક મહત્વ છે અથવા પોતાથકી ઇતર સમસ્ત ચેતનાચેતનાત્મક વસ્તુઓના નિરૂપાધિક સ્વામિભૂત હોવાથી મહારાજા નામથી કહ્યા છે ૩૬૫ નૃપાર્ચિત —સ્વામિના ઔર્ધ્વદૈહિક કર્મમા આવેલા તદાશ્રિત અનેક રાજાઓએ સ્વસ્વદેશમા પધારવાની પ્રાર્થના કરવાપૂર્વક પૂજેલા ॥૬૮॥

૩૬૬ અધૃષ્ય —કોઇએ પણ અભિભવ કરી શકાય નહિ એવા ૩૬૭ અવિકૃત —વિકૃત-બીભત્સદર્શન નથી માટે અવિકૃત (સૌમ્યદર્શન) કહ્યા છે ૩૬૮ અજય્ય —બ્રહ્મવિદ્યાના સિદ્ધાંતનિર્ણયમા કોઇપણ વિદ્વાને વાદથી જીતી શકાય નહિ એવા હોવાથી અજય્ય કહ્યા છે ૩૬૯ શરણ્ય —શરણાગતજનોના સંરક્ષણમા તત્પર હોવાથી શરણ્ય કહ્યા છે 'सर्वलोकशरण्याय' 'शरण्य शरण च त्वामाहुर्दिव्या महर्षय' 'मामेक शरण व्रज' ઇત્યાદિ સ્મૃતિઓ છે (આથી સર્વકોઈ મુમુક્ષુઓએ આજ સર્વથા સમાશ્રયણીય છે એમ કહ્યુ છે) ૩૭૦ ભક્તવત્સલ —શરણાગત ભક્તોવિષે તત્ક્ષણ પ્રસવેલા વત્સોમા ધેનુ જેમ એમ નિરવધિ વત્સલ સ્નેહાતિશયવાળા 'विदित स हि धर्मज्ञ शरणागतवत्सल' 'रिपूणामपि वत्सल' 'नारायणेति यस्यास्ते वर्तते नाम मङ्गलम्। नारायणस्तमन्वास्ते वत्सं गौरिव वत्सला' ઇત્યાદિકમા ભક્તવાત્સલ્ય પ્રસિદ્ધ છે ૩૭૧ અતર્ક્ય —કેવળ તર્કથી નિશ્ચય કરી શકાય નહિ એવા દિવ્ય માનુષ ચરિત્રનું સદ્દર્શન હોવાથી કેવળ સ્વબુદ્ધિથી નિશ્ચય કરવા અશક્ય 'नैषा तर्केण मतिरापनेया' એવી શ્રુતિ છે, 'तर्काप्रतिष्ठानात्' એવું વ્યાસસૂત્ર છે ૩૭૨ અનુપમ —જેને ઉપમા નહિ હોવાથી અનુપમ કહ્યા છે, 'न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यश' એવી શ્રુતિ છે 'तस्मादिदमनुपमं स्मृतम्' એવી સ્મૃતિ છે ૩૭૩ અપાર —જેના વિદ્યા દયા જ્ઞાનાદિ ગુણોનો પાર નહિ હોવાથી અપાર કહ્યા છે એ પણ

रसलः । अतर्क्योऽनुपमोऽपारोऽप्रमादोऽव्यय उज्ज्वलः ॥६९॥
धर्मशंसी धर्महेतुर्वेदगूढार्थबोधकः । कालमायाभयत्राता

દિવ્ય ગુણનો અંત કોઇએ પમાતો નથી એવા ૨૭૪ **अप्रमाद**.-ધર્મકાર્યમાં પ્રમાદે રહિત ૨૭૫ **अव्यय**-આપત્કાળમાં પણ ઉપક્ષીણ નહિ થનારા માટે **અવ્યય** કહ્યા છે દુર્ભિક્ષાદિકમાં પણ અન્નસત્રપ્રવૃત્ત્યાદિકના સંકોચે રહિત અથવા સ્વરૂપ સ્વભાવાદિકનો વ્યય-વિનાશ કે વિકાર નહિ હોવાથી **અવ્યય** કહ્યા છે 'अजरोऽमरोऽव्यय.' એવી શ્રુતિ છે અથવા પોતાના પરમ પદને પામેલાની પુનરાવૃત્તિ નહિ કરનારા માટે **અવ્યય** કહ્યા છે, 'न च पुनरावर्तते' એવી શ્રુતિ છે, 'मामुपेत्य तु कौन्तेय ! पुनर्जन्म न विद्यते' એવી ગીતા છે ૨૭૬ **उज्ज्वल**-નિરતિશય ઔજ્જ્વલ્યમૂર્તિ હોવાથી ઉજ્જવળ કહ્યા છે ભાસ્વરતાને ઔજ્જ્વલ્ય કહેછે અથવા જ્ઞાનતપાદિ ગુણશ્રીથી અતિશય પ્રકાશે છે માટે ઉજ્જવળ કહ્યા છે અથવા ઉજ્જવળ સત્કર્માચરણને લીધે **ઉજ્જવળ** કહ્યા છે ॥૬૯॥

૨૭૭ **धर्मशंसी**-સર્વને યથાધિકાર સ્વસ્વધર્મપાળનને સભામાં બહુધા આશંસનારા ૨૭૮ **धर्महेतु**-આચરણ આચારણવડે ધર્મની પ્રવૃત્તિમાં પ્રથમ કારણ અથવા ધર્મમાં હેતુભૂત શ્રદ્ધા નિયમ દેશાદિકનો ઉદ્બોધ આપનારા હોવાથી **धर्महेतु** કહ્યા છે ૨૭૯ **वेदगूढार्थबोधक**-વેદનો જે સાકારબ્રહ્મસ્થાપનરૂપ ગૂઢાર્થ છે તેનો સભામાં સપ્રમાણ બોધ કરનારા ૨૮૦ **कालमायाभयत्राता**-કાળ માયાથકી આવતો જે ભારે ભય વારેવારે જન્મમરણાદિરૂપ તેથકી આશ્રિતોની જ્ઞાનદાનાદિવડે સર્વથા રક્ષા કરનારા

૧ આ રીતે સ્વાશ્રિતશિક્ષાર્થે સભામાં વિરાજમાન, સ્વાશ્રિતોએ પ્રપન્નાભયદત્વાદિ ગુણોએ મુખ્યપણે નિહાળેલા, ગુરૂપદમાં રહેલા હોવાથી સુરૂપ સ્ત્રીસહસ્ર-સ્વાભીષ્ટ સમધિક ધન-નાનાવિધ રસાસ્વાદ-રાજસન્માન આદિક મહારાજ વિભૂતિ સ્વાધીન વર્તે છે તથાપિ તેમાં અવિકૃત ચિત્તવાળા, સકલસદ્ગુરૂલક્ષણ સંપન્ન હોવાથી જેમનું ગુરૂપણું સાર્થક છે એવા શ્રીહરિના 'प्रपन्नाभयद' આને આરંભીને 'उज्ज्वल' આ પર્યંત વીશ નામો જાણવા

भक्तवर्म सुमङ्गल ॥७०॥ उपासनारीतिवक्ता ब्रह्मधामप्रद-

અથવા કાળમાયાના ભયે વર્જીત એવા પોતાના અક્ષરપદપ્રતિ ભક્તોને પહોચાડતા હોવાથી તેવા કહ્યા છે ૩૮૧ भक्तवर्म–ભક્તોના વર્મ–શસ્ત્રો થકી કવચજ જેમ એમ દુર્જનાદિકથકી રક્ષા કરનારા 'रक्षति भगवान् विष्णु भक्तानात्मशरीरवत्' એવી સ્મૃતિ છે ૩૮૨ सुमङ्गल–સમસ્ત હેયગુણ રહિત અને કલ્યાણગુણૈકાશ્રય સ્વરૂપ હોવાથી **સુમંગળ** કહ્યા છે અથવા શોભન મંગળો ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ આદિક જેમના થકી મળે છે તે **સુમંગળ** કહ્યા છે આ અર્થે 'मङ्गल परम्' 'मङ्गलानां च मङ्गलम्' 'मङ्गल भगवान् विष्णु' 'मङ्गलायतनो हरि' આમા અનુવર્ણવ્યો છે ॥૭૦॥

૩૮૩ उपासनारीतिवक्ता–ભગવદુપાસનાની ધર્માદિઅંગસહિતાનુ ધ્યાનરૂપ રૂડી રીતિને સભામા સપ્રમાણ નિરૂપણ કરનારા ૩૮૪ ब्रह्मधाम प्रदर्शक–'दिव्ये ब्रह्मपुरे ह्येष' 'तदक्षरे परमे व्योमन्' 'ब्रह्माख्य धाम ते यान्ति' 'स्वधामनि ब्रह्मणि रस्यते नम' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓમા બ્રહ્મપુરાદિ શબ્દથી પ્રખ્યાત જે દિવ્ય સ્થાન તેને સાધન વિના અનાયાસથીજ પ્રાકૃત જનોને પણ કૃપાથી તત્ક્ષણ પ્રદર્શાવનારા ૩૮૫ ब्रह्मभूतपरब्रह्मोपासनास्थापक બ્રહ્મભૂત–'બ્રહ્માત્મસાક્ષાત્કારવાળાઓએ પણ પરબ્રહ્મ પરમાત્મા શ્રીનારાયણની ઉપાસના અવશ્ય કરવી એમ સપ્રમાણ પ્રતિપાદન કરનારા 'परया विद्यया येच उपास्यो ब्रह्मभि प्रभु' 'आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे । कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थभूतगुणो हरि' 'निष्किञ्चना ये मुनय आत्मारामा यमुपासतेऽपवर्गाय' 'परिनिष्ठितोऽपि नैर्गुण्ये.. आख्यान यदधीतवान्' ઇત્યાદિ પ્રમાણો છે અથવા બ્રહ્મભૂત–'निजात्मान ब्रह्मरूप' આમા કહ્યા પ્રમાણે બ્રહ્માત્મભાવલોકનપર થઇનેજ પરબ્રહ્મની ઉપાસના–ભક્તિ કરવી એમ સપ્રમાણ પ્રતિપાદન કરનારા 'ब्रह्मभूतः प्रसन्नात्मा मद्भक्तिं लभते पराम्' એમ ભગવદ્ગીતામા કહ્યુ છે ૩૮૬ अक्षर–સ્વરૂપ સ્વભાવમા વિકારે રહિત હોવાથી **અક્ષર** કહ્યા છે અથવા દેશકાળાદિકની વિષમતામા પણ સ્વરૂપસ્થિતિથકી પ્રચ્યુતિને પામતા

शंकः । ब्रह्मभूतपरब्रह्मोपासनास्थापकोऽक्षरः ॥७१॥ कन्दर्पदर्पदलनो नैष्ठिकव्रतपोषकः । अदीनदिव्यचरितो मनोनिग्रहयुक्तिदः ॥७२॥ वरणीयोऽन्यदुःखज्ञः संसारार्णवनाविकः ।

---

નથી માટે **અક્ષર** નામથી કહ્યા છે. 'यस्यानुभूतिः कालेन लयोत्पत्त्यादिनाऽस्य वै । स्वतोऽन्यस्माच्च गुणतो न कुतश्चन रिष्यति ॥' એમ ભાગવતમાં કહ્યું છે પરમપદમાં મુક્તો સદાય અનુભવેછે તો પણ નિરવધિ ગુણગૌરવથકી ક્ષરણ નહિ પામતાં ઉત્તરોત્તર ભોગ્યપણે ઉપચયજ પામતા જાયછે માટે અક્ષર કહ્યા છે આવા હેતુથીજ 'एतस्य वा अक्षर प्रशासने गार्गि ! सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः' 'अथ परा यया तदक्षरमधिगम्यते' 'येनाक्षरं पुरुषं वेद' ઇત્યાદિ શ્રુતિઓ **અક્ષરશબ્દથી** કહેછે ॥૭૧॥

૩૮૭ **कन्दर्पदर्पदलनः**–કામના ત્રૈલોક્યવશીકરણજન્ય જે ગર્વ તેને નાશ કરનારા. એટલે પોતાવિષે અને ભક્તોવિષે તેની પ્રવૃત્તિનો અવકાશ નહિ આપનારા. (આથી સામર્થ્યાતિશય પ્રદર્શાવ્યો) ૩૮૮ **नैष्ठिकव्रतपोषकः**–નૈષ્ઠિક બ્રહ્મચર્ય કે જે બ્રહ્મપ્રાપ્તિના મુખ્ય સાધનપણે બહુધા પ્રશંસા કરેલું છે તેને ધરણધારણવડે પરિપોષણ કરનારા ૩૮૯ **अदीनदिव्यचरितः**–મહત્ દિવ્ય–અપ્રાકૃત સર્વપણ ચરિત્ર જેમનુ છે. 'जन्मकर्म च मे दिव्यं' એવુ ભગવદ્વચન છે ૩૯૦ **मनोनिग्रहयुक्तिज्ञः**–આશ્રિત જનોના દુર્નિગ્રહ ચંચળ એવા પણ મનનો નિગ્રહ જે અહીંતહી ભ્રમણત્યાગપૂર્વક સ્વમૂર્તિમાંજ નિશ્ચળપણે સ્થાપન તેમા વૈરાગ્ય જ્ઞાનાભ્યાસ ધ્યાનમુદ્રાદિ ઉપાયોનો ભક્તોને યથોચિત ઉપદેશ આપનારા ॥૭૨॥

૩૯૧ **वरणीय**–નિરૂપાધિક સ્વામિપણે સમાશ્રય કરવા યોગ્ય. જેમ કન્યાને વરવરણ આવશ્યક છે તેમ મુમુક્ષુઓને મહાસમર્થ ભગવાનનું વરણ પણ મુખ્ય આવશ્યક છે ૩૯૨ **अन्यदुःखज्ञः**–પરદુઃખને જાણનારા, માટેજ દયાવશથી તેના પરિહાર માટે પ્રવર્તતા ૩૯૩ **संसारार्णवनाविकः**–જન્મમરણના પ્રવાહરૂપ જે સંસાર તેરૂપ અપાર સમુદ્રના નાવિકજ એમ પાર

**स्वामिनारायणो वाक्यसुधातर्पितसत्सभः ॥७३॥ विधवास्पर्शदोषातिप्रख्यातोपशमस्थितिः । प्रतिबिम्बांशवादादिमततूलदवानलः ॥७४॥ सभक्तिधर्मधर्माढ्यभक्तियोगप्रवर्तकः ।**

ઉતારનારા 'संसारार्णवमग्नानां विषयासक्तचेतसाम् । विष्णुपोतं विना नान्यत्किञ्चिदस्ति परायणम् ॥' એવી સ્મૃતિ છે ૩૯૪ स्वामिनारायण – સકળઐશ્વર્યસંપન્ન હોવાથી **સ્વામી** અને સર્વના અંતર્યામી હોવાથી **નારાયણ** મળીને **સ્વામિનારાયણ** કહ્યા છે 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा' એવી સ્મૃતિ છે 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायण स्थित' એવી શ્રુતિ છે ૩૯૫ वाक्यसुधातर्पितसत्सभ – સ્વવચનામૃતવડે સતસભાને તૃપ્ત કરનારા ॥૭૩॥

૩૯૬ विधवास्पर्शदोषातिप्रख्याता–'વિધવા વનિતાના સ્પર્શમાં મહા દોષ છે' એમ 'अमङ्गलानां सर्वेषां विधवा ह्यत्यमङ्गलम् । अतस्तां न स्पृशेद्धीमान् स्वसम्बन्धिस्त्रियं विना ॥' ઇત્યાદિ બહુ પ્રમાણોવડે બહુધા પ્રતિપાદન કરનારા ૩૯૭ उपशमस्थिति –સર્વઇન્દ્રિયવૃત્તિના ઉપરમરૂપ ઉપશમમા સદા સ્થિતિ જેમની છે ૩૯૮ प्रतिबिंबांशवादादिमततूलदवानल – 'જીવ તો બ્રહ્મનુ પ્રતિબિંબ છે માટે તે થકી ભિન્ન નથી, જીવ બ્રહ્મનોજ અંશ (પરિણામ) છે માટે તેથકી ભિન્ન નથી' ઇત્યાદિ વિમત વાદોને રૂનેને દવાનલજ જેમ એમ અનાયાસથી ખંડન કરવાપૂર્વક જીવાત્મા પરમાત્માનો સર્વ અવસ્થામાં ભેદપ્રતિપાદક વિશિષ્ટાદ્વૈત મતને સ્થાપન કરનારા ॥૭૪॥

૩૯૯ सभक्तिधर्मधर्माढ्यभक्तियोगप्रवर्तक –ભક્તિએ સહિત ધર્મ અને ધર્મે સહિત ભક્તિયોગને આચરણપ્રચારણવડે સર્વત્ર પ્રવર્તાવનારા ભક્તિધર્મનું પત્નીપતિભાવથી નિત્ય સાહચર્ય હોવાથી તેણીએ વર્જીત તેનું અને તેણે વર્જીત તેણીનુ વિફળપણુ હોવાથી તેણીએ યુક્ત તેનુ અને તેણે યુક્ત તેણીનું સ્વાચરણ પરાચારણવડે પ્રવર્તન કરનારા 'को वार्थ आप्तोऽभजतां स्वधर्मतः' 'वर्णाश्रमवतां धर्म एव आचारलक्षण । स एव

૧ આ નામનો વિસ્તૃત અર્થ જનમંગળમાં વર્ણવ્યો છે

प्रोक्तासद्देशकालादिदोषो निष्कपटप्रियः ॥७५॥ सद्देशकालादिगुणज्ञापकः सत्प्रशंसकः । स्वधर्मशिथिलाप्रीतिर्भक्त-

---

मद्भक्तियुतो निःश्रेयसकरः परः' 'भक्तिः सिध्यति धर्मेण' 'धर्मो मद्भक्तिकृत्प्रोक्तः' 'यद्भक्तियोगोऽभयदः स्वधर्ममनुतिष्ठताम्' ઇત્યાદિકથી ભક્તિસહિત ધર્મની અને ધર્મસહિત ભક્તિની સફળતા કહી છે ૪૦૦ प्रोक्तासद्देशकालादिदोषः—અશુભ દેશ કાળાદિ આઠનું ભક્તિધર્મના હ્રાસમા હેતુપણું હોવાથી તેના દોષાતિશયને પ્રતિપાદન કરનારા (આ રીતે નામોનું ચોથું શતક વિવરણ કર્યું) ૪૦૧ निष्कपटप्रियः—નિષ્કપટ જનો જેમને પ્રિય છે નિર્દંભ આશ્રિતો વિષેજ માયાતરણમાં હેતુભૂત એવી ભગવત્કૃપાનો ઉદય થાયછે 'येषां स एव भगवान् दययेदनन्तः सर्वात्मना श्रितपदो यदि निर्व्यलीकम् । ते दुस्तरामतितरन्ति च देवमायां' 'पुंसाममायिनां सम्यग्भजतां भाववर्धनः । श्रेयो दिशत्यभिमतं यद्धर्मादिषु देहिनाम्' એવું ભાગવતવાક્ય છે ॥૭૫॥

૪૦૨ सद्देशकालादिगुणज्ञापकः—શુભ દેશકાળાદિ આઠનો જે ગુણ ભક્તિધર્મની વિવૃદ્ધિમા હેતુપણારૂપ તેનો રૂડી રીતે અવબોધ આપનારા. ૪૦૩ सत्प्रशंसकः—સાધુજનોની સપ્રમાણ પ્રશસા કરનારા. 'नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना' 'साधवो हृदयं मह्यं' 'सन्त आत्माहमेव च' 'ज्ञानी त्वात्मैव मे मतम्' 'न ह्यम्मयानि तीर्थानि...दर्शनादेव साधवः' 'दृष्टाः स्पृष्टा नता वा कृतपरिचरणाः' ઇત્યાદિ પ્રમાણો છે ૪૦૪ स्वधर्मशिथिलाप्रीतिः—સ્વય ધર્મપ્રિય હોવાથી અને સ્વધર્મમાં શિથિલ વર્તનારાઓને ધર્મની સિદ્ધિ થતી નહિ હોવાથી તેવા જનોવિષે જેમને લેશ પ્રીતિ નથી ૪૦૫ भक्तकल्पमहीरुह.—ભક્તોના કલ્પવૃક્ષની પેઠે સમગ્ર મનોરથોને પરિપૂર્ણ કરનારા 'भक्तप्रियो यदसि कल्पतरुस्वभावः' એવુ ધર્મરાજનુ વચન છે 'यथा कल्पद्रुमात्सर्वं प्राप्यते मनसेप्सितम् । तथा सम्प्राप्यते विष्णोरपि स्याद्दुर्लभं द्विज ॥' 'तदन्यः को महोदारः प्रार्थितं दातुमीश्वरः' 'सकलफलप्रदो हि विष्णुः' એવી સ્મૃતિ છે ॥૭૬॥

कल्पमहीरुहः ॥७६॥ धर्महीनज्ञानभक्तिदोषभूयस्त्वबोधकः ।

૪૦૬ धर्महीनज्ञानभक्तिदोषभूयस्त्वबोधकः–ધર્મની જ્ઞાનભક્તિમાં અંગતા શાસ્ત્રમાં નિરૂપણ કરેલી હોવાથી અંગની અસિદ્ધિમા અંગિની સિદ્ધિ નથી, તો ધર્મ–કર્મયોગે રહિત એવા જ્ઞાનયોગ ભક્તિયોગમાં અસિદ્ધિરૂપ અધિક દોષને સપ્રમાણ પ્રતિપાદન કરનારા કર્મયોગની જ્ઞાનયોગ ભક્તિયોગમાં અંગતા શ્રુતિસ્મૃતિમાં નિરૂપણ કરી છે–'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन' 'क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः' 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः' 'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादय.' 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' 'यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् । कर्तव्यानीति मे पार्थ! निश्चितं मतमुत्तमम् ॥' 'कर्माणि न त्यजेत्प्राज्ञ.' 'कषाये कर्मभिः पक्के ततो ज्ञानं प्रवर्तते' 'भक्तिः सिध्यति धर्मेण' 'धर्मो मद्भक्तिप्रोक्तः' 'यद्भक्तियोगोऽभयदः स्वधर्ममनुतिष्ठताम्' 'अस्मिन् लोके वर्तमानः स्वधर्मस्थोऽनघ. शुचि. । ज्ञानं विशुद्धमाप्नोति मद्भक्तिं वा यदृच्छया' ઇત્યાદિ માટેજ શિક્ષાપત્રીમા સ્વયં ભગવાને 'धर्मेण रहिता कृष्णभक्तिः कार्या न सर्वथा' 'धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रह' એમ સ્પષ્ટ કહ્યુ છે વળી સમસ્ત જીવહિતકારી ધર્મના સસ્થાપન માટે પોતાનો અવતાર હોવાથી ધર્મસહિતજ જ્ઞાનભક્તિને પ્રતિપાદન કરનારા છે. ૪૦૭ स्वधर्महीनपुरुषत्यागी–જ્ઞાનભક્તિના અંગભૂત સ્વધર્મનો સ્વભાવ-દોષથી કે જ્ઞાનભક્તિના બળથી ત્યાગ કરનારા પુરૂષને સ્વસંપ્રદાયથકી બહિષ્કૃત કરનારા તેવા પુરૂષના પ્રસગથી ધર્મનિષ્ઠ બીજાની પણ ધર્મબુદ્ધિનો ભ્રંશ અવશ્ય થાય છે માટે તેવાનો તત્કાળ ત્યાગ કરનારા ૪૦૮ सत्यप्रतिज्ञः–સત્ય છે પ્રતિજ્ઞા જેમની ભક્તોવિષે કરેલી પ્રતિજ્ઞાને મિથ્યા કદાપિ નહિ કરનારા 'अप्यहं जीवितं जह्यां त्वां वा सीते! सलक्ष्मणाम् । न तु प्रतिज्ञां संश्रुत्य ब्राह्मणेषु विशेषतः ॥' 'द्यौः पतेत्पृथ्वी शीर्येत हिमवान्

सधर्महीनपुरुषत्यागी सत्यप्रतिश्रुतः ॥७७॥ बह्वन्नसत्रो विष्ण्वादिपञ्चायतनमाननः । विप्रापराधसहनः सत्यसङ्कल्प आशुदः ॥७८॥ सान्वयाधर्ममूलघ्नो यज्ञकृद्ब्राह्मणप्रियः । वि-

शकलीभवेत् । शुष्येत्तोयनिधिः कृष्णे ! न मे मोघं वचो भवेत् ॥' એમ ભગવાને પોતેજ પોતાની પરા પ્રકૃતિ કહી છે ॥૭૭॥

૪૦૯ बह्वन्नसत्रः–કળિમાં સર્વ દાનોથકી અન્નદાનનો વિશેષ વર્ણવેલો હોવાથી અન્નાર્થિઓ માટે જ્યાં ત્યાં બહુવિધ બહુ અન્નસત્રોને પ્રવર્તાવનારા. ૪૧૦ विष्ण्वादिपञ्चायतनमाननः–વિષ્ણુપ્રધાન પંચાયતનસંજ્ઞિત દેવોને પૂજ્યપણે સ્થાપન કરનારા. માટેજ 'विष्णुः शिवो गणपतिः पार्वती च दिवाकरः। एताः पूज्यतया मान्या देवताः पञ्च मामकैः' એમ આશ્રિતોને ઉપદેશ આપનારા ૪૧૧ विप्रापराधसहनः–વિપ્રોના અપરાધમાત્રને સહન કરનારા, પણ તેમની ઉપર કદાપિ કોપ નહિ કરનારા. માટેજ 'विप्रं कृतागासमपि नैव द्रुह्यत मामकाः। घ्नन्तं बहु शपन्तं वा नमस्कुरुत नित्यशः' એમ પોતાની પ્રજાઓને ઉપદેશ આપનારા ૪૧૨ सत्यसङ्कल्पः–સત્ય છે સંકલ્પ જેમનો. 'सत्यकामः सत्यसङ्कल्पः' એવી શ્રુતિ છે ૪૧૩ आशुदः–પોતે સંકલ્પેલું વસ્તુ વિપ્રાદિકને જલદીજ આપનારા, પણ વિલંબથી નહિ ॥૭૮॥

૪૧૪ सान्वयाधर्ममूलघ्नः–દંભ લોભાદિરૂપ વંશે સહિત અધર્મના સમૂળ સમુચ્છેદક. ૪૧૫ यज्ञकृत्–જગતના હિતમાટે યજ્ઞને પ્રથમ કરનારા હોવાથી यज्ञकृत् કહ્યા છે. 'सहयज्ञाः प्रजाः सृष्ट्वा' 'अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव' એમ ગીતામાં કહ્યું છે માટેજ માગરોળમાં વાપિકાના ઉત્સર્ગકર્મમાં હવિષવડે ઇન્દ્રાદિ દેવતાઓના સંતર્પણરૂપ યજ્ઞને કરનારા. અથવા यज्ञो वै विष्णुः એવી શ્રુતિ છે તો યજ્ઞશબ્દવાચ્ય વિષ્ણુની પૂજાને

૧ એ રીતે ગુરૂપદમાં વિરાજ્યા પછી પોતાના અવતારનું પ્રયોજન વિચારીને પોતામાં રહેલા, સ્વાશ્રિતો વિષે પોતે પ્રવર્તાવવા મનમાં વિચારેલા ગુણવૃંદને જણાવનારા 'वेदगूढार्थबोधक' ઇત્યાદિ 'सान्वयाधर्ममूलघ्न' ઇત્યંત શ્રીહરિનાં ૩૬ નામો જાણવાં

ष्णुस्वरूपाविष्कारो निर्माय. सर्वदर्शन. ॥७९॥ जनसाहस्र-युगपत्समाधिस्थितिकारक । स्वेच्छायातनरस्त्र्योघान्योन्यासम्मर्दसद्यशाः ॥८०॥ विप्रभोजनसंहृष्टो विप्रात्मा विप्रपू-

કરનારા ૪૧૬ બ્રાહ્મણપ્રિય –બ્રાહ્મણો અતિપ્રિય જેમને છે માટેજ 'ब्रह्मण्यदेवं यदन्त यो ब्राह्मण न प्रणमेद्यथार्हं' 'यद्ब्राह्मणस्य मुखतश्चरतोऽनुघास' 'विप्रप्रसादादसुरान् जयामि' 'किं पुनर्ब्राह्मणा पुण्या' 'न ब्राह्मणान्मे दयित रूपमेतच्चतुर्भुजम्। सर्ववेदमयो विप्र सर्वदेवमयो ह्यहम्' એમ પોતેજ પ્રીતિપ્રકર્ષને પ્રદર્શાવનારા અથવા બ્રાહ્મણોને પ્રિય માટેજ મયારામાદિ બ્રાહ્મણોએ વિદ્યા કુળ ધનાદિકનો મદ ત્યાગ કરવાપૂર્વક નિષ્કપટ ભાવથી પ્રેમપૂર્વક સન્માન કરેલા ૪૧૭ विष्णुस्वरूपाविष्कार – વિષ્ણુસ્વરૂપ કે જે વામદક્ષિણભાગમા ધર્મભક્તિએ સેવેલુ ચતુર્ભુજ દિવ્ય રૂપ છે તેને મયારામાદિ યાજક વિપ્રોને પ્રત્યક્ષ પ્રદર્શાવનારા ૪૧૮ निर्माय – માયાના પરિણામાદિ વિકારોએ રહિત હોવાથી નિર્માય કહ્યા છે 'निरवद्य निरञ्जनम्' 'निरञ्जन निर्गुणमद्वय' એવી શ્રુતિસ્મૃતિ છે અથવા બ્રાહ્મણો થકી ટાળી નાખી છે માયા કપટ માનુષત્વરૂપ જેમણે માટેજ તેમને પોતાના દિવ્ય પરાત્પર સ્વરૂપનુ દર્શન દીધુ ૪૧૯ सर्वदर्शन–અનન્ય ભક્તોને સર્વ સ્વમહિમાને દર્શાવનારા 'तमक्रतु पश्यति वीतशोको धातु प्रसादा न्महिमानमीशम्' 'तस्यैष आत्मा विवृणुते तनू स्वाम्' એવી શ્રુતિ છે અથવા સર્વેનો ભાવ યથાસ્થિત જાણનારા માટેજ તે સમયે સમીપમા રહેલા પણ કેટલાક અનધિકારિઓને સ્વદિવ્યરૂપનુ દર્શન ન દીધુ ॥૭૯॥

૪૨૦ जनसाहस्रयुगपत्समाधिस्थितिकारक –પોતાના દર્શનજ કરનારા હજારોહજાર લોકોને એક સાથેજ પોતાના દિવ્ય સ્વરૂપમા મનોનિરોધરૂપ સમાધિસ્થિતિને કરાવનારા ૪૨૧ स्वेच्छायातनरस्त्र्योघान्योन्यासम्मर्दसद्यशा –પોતાના દર્શન કરવા અહીં તહીંથી આવેલા નરસંઘો અને નારીસંઘોનો પરસ્પર અસ્પર્શરૂપ (એક બીજાને સ્પર્શ ન થાય તે) જે અસમ્મર્દ તજ્જન્ય શોભન યશ જેમનુ છે (કેમકે તે અન્યત્ર અદૃષ્ટપૂર્વ અશ્રુતપૂર્વ હતુ) ॥૮૦॥

जित । वेदैकवेद्यो दिव्याङ्गो मेघजिद्दर्पमञ्जनः ॥८१॥ सर्व-
योगफलोद्धासी स्वतन्त्र सर्वविद्वशी । तृष्णात्माऽऽदृष्टहृदयो

४२२ विप्रभोजनसहृष्ट –તે પૂર્તકર્મમાં ગામાંતરથી બોલાવેલા અને સ્વત આવેલા ત્યાંના બ્રાહ્મણોને જમાડવાથી અતિ હર્ષ પામેલા ४२३ वि प्रात्मा–વેદવેદી સ્વધર્મનિષ્ઠ સ્વજન્મ બ્રાહ્મણો આત્મભૂત જેમને છે 'ब्राह्मणा मामकी तनु' એવું વચન છે વિષ્ણુસ્વરૂપે બ્રાહ્મણપૂજનને પ્રવર્તાવનારા અથવા વિપ્રો આત્મવત્ અતિપ્રિય જેમને છે 'न ब्राह्मणान्मे दयित रूप मेतच्चतुर्भुजम्' એમ ભાગવતમાં પોતેજ કહ્યું છે ४२४ विप्रपूजित –દિવ્યરૂપના પ્રદર્શનથી દૃઢ નિશ્ચયવાળા વિપ્રોએ વેદમન્ત્રોચ્ચારપૂર્વક ષોડશોપચારવડે પૂજન કરેલા ४२५ वेदैकवेद्य –વેદોવડે એકજ વેદ્ય તે વેદૈકવેદ્ય કહેવાય અર્થાત્ વિવિધ દેવતાને પ્રતિપાદન કરનારા પણ વેદોએ તેના તેના અંતર્યામિરૂપે આ હરિજ એક પ્રતિપાદન કરાય છે એમ વિપ્રોએ જાણેલા 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'सर्वे वेदा यत्रैक भवन्ति' 'नता स्म सभ्यवचसा प्रतिष्ठा यत्र शाश्वती' 'वेदैश्च सर्वैरहमेव वेद्य' 'नारायणपरा वेदा' 'वासुदेव परा वेदा' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓ છે ४२६ दिव्याङ्ग –દિવ્ય–અપ્રાકૃત અંગ જેમનું છે 'परात्पर पुरुषमुपैति दिव्य' 'दिव्यो ह्यमूर्त पुरुष' 'न तस्य प्राकृता मूर्ति' 'भगवान् दिव्यविग्रह' 'जन्म कर्म च मे दिव्य' એવી શ્રુતિસ્મૃતિ છે ४२७ मेघनिद्दर्पभञ्जन –મેઘજીત્ કે જે સ્વતંત્રસમાધિવાળો ગમાનન્દમુનિનો શિષ્ય વણિક્ હતો તેનો જ સર્વગુરુએ સ્વપ્ન સર્વાધિક હું એવા ગર્વને સ્વેચ્છાથી પ્રાણી કર્મપ્રસમયે પ્રાણાપાનગતિને રોકીને હૃદયમાંજ સ્થાપનરૂપ પોતાના પારમૈશ્વર્યના આવિષ્કારવડે હરનારા ॥८१॥

४२८ सर्वयोगफलोद्भासी–યોગની એક એક અંગમાં પૃથક્ પૃથક્ સમગ્ર પ્રાણવાનું ધારણ વિગેરે સમગ્રયુક્તિઓનો પોતાના સમાશ્રિતોમાં પ્રકાશ કરનારા ४२९ स्वतन्त्र –સ્વ પોતેજ તન્ત્ર પ્રધાન હોવાથી સ્વતંત્ર કહ્યા છે અથાત્ અન્યને અધીન નહિ હેય स्वतन्त्र इवोऽसौ એમ પોતેજ કહ્યું

देशिको दिव्यदर्शनः ॥८२॥ गोलोकरमणो ब्रह्मक्रीडो वैकु-

છે માટેજ તેવી યોગકળાના પ્રકાશનાદિકમા સહાયાતર સાધનાતરની અપેક્ષાએ રહિત ૪૩૦ सर्ववित्–સર્વને સર્વાત્મના સર્વદા સ્વત જાણનારા 'यः सर्वज्ञः सर्ववित्' 'यो वेत्ति युगपत्सर्वं प्रत्यक्षेण सदा स्वत' એવી શ્રુતિ છે અથવા ભક્તોનુ શક્ય અશક્ય સાધ્ય અસાધ્ય આદિક સર્વને અનુસધાન કરનારા અથવા સ્વાત્માને સર્વાત્મના કેવળ પોતેજ જાણનારા ( અન્ય નહિ ) 'स्वमेव स्वां वेत्थ योऽसि सोऽसि' એવી શ્રુતિ છે 'स्वयमेवात्मनाऽऽत्मान वेत्थ त्व पुरुषोत्तम !' એમ ગીતામા કહ્યુ છે ૪૩૧ वशी–સર્વ પણ જેમને સદા વશ વર્તેછે ( અર્થાત્ પ્રભુ ) 'सर्वस्य वशी सर्वस्येशान.' 'जगद्वशे वर्ततेद कृष्णस्य सचराचर' ઇત્યા કમા પરમ પ્રભુત્વ પ્રસિદ્ધ છે, માટેજ શૈવ–વૈષ્ણવ–શાક્ત–ગાણપત્ય–સૌર–શ્રાવક–યવન વિગેરેને તેમના તેમના ઇષ્ટદેવના દર્શન કરાવનારા ૪૩૨ कृष्णात्मा–કૃષ્ણ આત્મા–સ્વરૂપ જેમનું છે માટેજ જન્માષ્ટમી ઉત્સવના જાગરણમા શ્રીકૃષ્ણસ્વરૂપનો આવિષ્કાર કરનારા ૪૩૩ आकृष्ट-हृदय –માટેજ દિવ્ય આનદમય સ્વસ્વરૂપમા પ્રેક્ષક જનોના હૃદયોને આકર્ષણ કરનારા ૪૩૪ देशिक –સર્વના નિરૂપાધિક દેશિક–ગુરૂ માટેજ આશ્રિતોને નારાયણગીતા નામથી સામાન્ય વિશેષ ધર્માદિકનો ઉપદેશ કરનારા ૪૩૫ दिव्यदर्शन –અનન્યભક્તોને દિવ્ય–અપ્રાકૃત સમગ્ર સ્વવૈભવ દર્શાવનારા અથવા અલૌકિક દર્શન જેમનુ છે પ્રાકૃતોને મનુષ્યાકારથી ભાસેછે તથાપિ દિવ્યાકારપણેજ અનન્યપ્રેક્ષકોને દૃષ્ટિગોચર થતા ॥૮૨॥

૪૩૬ गोलोकरमण –કાળવાણી ગામમા કેટલાક ભક્તોને ઇપ્સિત પરમ દિવ્ય ગોલોક ધામમા રહેલી અખડ રાસલીલાને પ્રદર્શાવનારા ૪૩૭ ब्रह्म क्रीड –કેટલાક ભક્તોને દિવ્ય અક્ષરબ્રહ્મ ધામમા રહેલી શ્રીમૂર્તિને પ્રદર્શાવનારા ૪૩૮ वैकुण्ठनायक –કેટલાક ભક્તોને પ્રકૃતિપર વૈકુંઠલોકમા રહેલા સ્વસ્વરૂપને પ્રદર્શાવનારા ૪૩૯ अनेकमूर्ति –અનેક–હજારોહજાર અસાધારણ દિવ્ય મૂર્તિઓ જેમની છે, એકજ સ્થાનમા સ્વમૂર્તિનુ બાહુલ્ય બતા

**पठनायकः। अनेकमूर्तिरण्डस्थो बहिःस्थो योगशिक्षकः ॥८३॥ पुरःसरो मनोवेगः स्वनेता दर्शितामरः। विष्णुयागसमारम्भः षण्मासाशितवाडवः ॥८४॥ नानादेशगतिर्नानायज्ञकृद्भूरिद-**

વનારા અથવા લોકાનુગ્રહાર્થે ગ્રહણ કરેલી દિવ્ય મત્સ્યાદિ મૂર્તિઓ અનેક છે માટે **અનેકમૂર્તિ** કહ્યા છે. 'बहूनि मे व्यतीतानि जन्मानि' 'अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः' એવી સ્મૃતિ છે. ૪૪૦ **अण्डस्थः**-અંડ-બ્રહ્માંડની અંદર વર્તતાં સકળ સ્વસ્વરૂપને દર્શાવનારા. ૪૪૧ **बहिस्थः**-બ્રહ્માંડથકી બહાર વર્તતાં ભૂમાદિ સ્વસ્વરૂપને દર્શાવનારા. ૪૪૨ **योगशिक्षकः**-યોગ-અગિસમાધિને સ્વભક્તોદ્વારાપણ બહુધા કરાવનારા. સહજસમાધિના પ્રવર્તક ॥૮૩॥

૪૪૩ **पुर.सरः**-સર્વની આગળ ઉતાવળા ચાલનારા અથવા સમાધિને પામેલા ભક્તોને ધામમાર્ગપ્રદર્શનાર્થે આગળ ગતિ કરનારા ૪૪૪ **मनोवेगः**-મનના જેવો વેગ જેમનો છે અર્થાત્ ક્વચિત્ ધનુષમાથી છુટેલા બાણુની પેઠે વેગથી ચાલનારા અથવા **अमनोवेगः**-એવો પાઠ લેવો મનનો વેગ જે સંકલ્પપ્રવાહ તેણે રહિત-સ્થિર મનવાળા, એવો અર્થ કરવો. ૪૪૫ **स्वनेता**-સ્વકીયજનોના નેતા-નાયક અથવા અનન્યભક્તોને શોભન અર્ચિરાદિમાર્ગવડે ઇપ્સિત ધામપ્રતિ પહોચાડનારા અથવા ભક્તોએ નિયોજેલુ કર્મ કરનારા હોવાથી પણ **સ્વનેતા** કહ્યા છે. ૪૪૬ **दर्शितामरः**-કેટલાક ભક્તોને સમાધિમા ઇન્દ્રાદિ અમરોનો સાક્ષાત્કાર કરાવનારા ૪૪૭ **विष्णुयागसमारम्भः**-પિપલાણા આખા ગામનામધ્યે ઓઝત નદીના તટમા મહાસભારથી વિષ્ણુયાગમહોત્સવ કરાવનારા. ૪૪૮ **षण्मासाशितवाडवः**-બ્રાહ્મણપ્રિય હોવાથી ત્યાં ૭ માસપર્યંત બ્રાહ્મણોને યથેષ્ટ રૂડીરીતે જમાડનારા ॥૮૪॥

૪૪૯ **नानादेशगतिः**-તે તે દેશમા રહેલા ભક્તોના મનોરથપરિપૂરણ કરવા અને ધર્મસ્થાપન માટે કર્યો છે અનેક દેશમાં વિચરણનો સંકલ્પ જેમણે. ૪૫૦ **नानायज्ञकृत्**-અનેકવિધ અનેક યજ્ઞોને ત્યાં ત્યા સ્વભક્તો-

१ 'अमनोवेगः' इति पाठान्तरम् ।

**क्षिण.। सद्य समाधि. सर्वात्मा निरीशमतखण्डन ॥८५॥ मकारपञ्चकोच्छेत्ता धर्मसर्गप्रपोषक । पापिकृतान्तः परम.**

પાસે કરાવનારા ૪૫૧ भूरिदक्षिण –તે સમસ્ત યજ્ઞોમા મુખ્ય પક્ષથીજ બહુ દક્ષિણા દેનારા ૪૫૨ सद्य समाधि –યમનિયમાદિ સાધનશ્રમ વિના પણ જેમના દર્શનમાત્રથી પ્રાકૃત જનોને પણ સમાધિ થાયછે એવા ૪૫૩ 'सर्वात्मा–સર્વના આત્મા ધારક નિયતા શેષી 'अन्त प्रविष्ट शास्ता जनाना सर्वात्मा' 'एष सर्वभूतान्तरात्मा' 'आत्मात्मा चाक्षरात्मा च' એવી શ્રુતિસ્મૃતિ છે અથવા સર્વ ભક્તોને આત્મવત્ પરમ પ્રિય છે માટે સર્વાત્મા કહ્યા છે ૪૫૪ निरीशमतखण्डन –સર્વકર્તા સર્વફળ દાતા પરમેશ્વર જેમા નથી એવા મતોનુ સપ્રમાણ સયુક્તિ ખડન કરીને સેશ્વર વાદને સ્થાપન કરનારા ॥૮૫॥

૪૫૫ मकारपञ्चकोच्छेत्ता–કૌલાગમમા મદ્ય માસ મત્સ્ય–મુદ્રા મૈથુન, આ પાચ મકારશબ્દવાચ્ય પ્રસિદ્ધ પાપોને પ્રમાણવચનોવડે દોષદર્શનપૂર્વક નિવારણ કરીને સન્માર્ગને પ્રવર્તાવનારા ૪૫૬ धर्मसर्गप्रपोषक –ધર્મે સર્ગ શુભ પ્રસાદ અભયાદિકને તેના પ્રતિપક્ષની નિવૃત્તિ પૂર્વક સર્વથા પોષણ કરનારા ૪૫૭ पापिकृतान्त –પ્રાણિપીડનાદિ પાપકર્મમા પ્રવર્તેલા જનોને કાળ જેવા ભયકર દેખાતા ૪૫૮ परम –જેનાથી પર ઉત્કૃષ્ટ કોઈ પણ નથી માટે **પરમ** કહ્યા છે 'तस्माद्धान्य न पर किञ्चनास' 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' यस्मा पर नापरमस्ति किञ्चित्' 'न पर पुण्डरीकाक्षा दृश्यते भरतर्षभ'' 'पर हि पुण्डरीकाक्षान्न भूत न भविष्यति' न दैव कश्चात्परम्' 'मत्त परतर नान्यत्' 'पर पराणा परम परमात्मा' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓ છે અથવા પરા સર્વો કૃષ્ટા મા વિજયલક્ષ્મી જેમની છે માટે **પરમ** નામથી કહ્યા છે ૪૫૯ पुण्यकीर्ति –**પુણ્ય** પાપિઓના સમગ્ર પાપને પ્રણાશ કરનારી છે **કીર્તિ**–નામાદિકનુ કીર્તન જેમનુ તે **પુણ્યકીર્તિ** કહ્યા છે 'नामसङ्कीर्तन भक्त्या विलापनमनुत्तमम् । मैत्रेयाशेष पापाना धातूनामिव पावक ॥' 'अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्व

पुण्यकीर्तिः पृथुश्रवाः ॥८६॥ कृशोद्भवाध्वसम्पोष्टा साध्वीधर्मप्रवर्तकः । दैत्यांशगुरुखद्योतभास्करो धर्मधारकः ॥८७॥

पातकैः । पुमान् विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव ॥' 'कलौ सङ्कीर्त्य केशवं' ઇત્યાદિ વચનો છે. અથવા પુણ્ય-અનંત જન્મમાં સંપાદન કરેલા સુકૃતવાળા જનોમાંજ કીર્તિ-સર્વદા સંકીર્તન જેમનું છે તે પુણ્યકીર્તિ કહ્યા છે, 'चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन' એમ ગીતામાં કહ્યું છે. અથવા પુણ્યા-શ્રવણમાત્રથી પાપિઓને પણ પવિત્ર કરનારી છે કીર્તિ-યશ જેમનું એવા. ૪૬૦ પૃથુશ્રવાઃ-પૃથુ-મોટું સર્વવ્યાપિ શ્રવ-યશ જેમનું છે. અર્થાત્ મહાકીર્તિ 'स्थाने हृषीकेश ! तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च' એમ ગીતામાં કહ્યું છે ॥૮૬॥

૪૬૧ કૃશોદ્ભવાધ્વસમ્પોષ્ટા-કૃશ-કલિકાળ અધર્મબળથી ઉદ્ધત બનેલા અસુરાંશ નૃપાદિકના અનાચારથી સંકોચ પામેલા ઉદ્ધવપ્રવર્તિત મુક્તિ માર્ગ સંપ્રદાયના આચરણપ્રચારણવડે રૂડીરીતે સંપ્રવર્તક ૪૬૨ સાધ્વીધર્મપ્રવર્તકઃ-સાધ્વી-પતિવ્રતા નારીઓનો ધર્મ જે પતિપરિચર્યારૂપ તેને સ્વાશ્રિત સ્ત્રિયોવિષે પ્રવર્તાવનારા અથવા સાધ્વીઓનો ધર્મ ભર્તાની અનન્ય ભક્તિરૂપ જેમ છે તેમ ભગવાનવિષે એકાંતિક ભક્તિરૂપ ધર્મને ભક્તોવિષે પ્રવર્તાવનારા ૪૬૩ દૈત્યાંશગુરુખદ્યોતભાસ્કરઃ-મદ્યમાંસાદિ ભક્ષણચિહ્નથી જણાતા આસુરલક્ષણ ગુરૂઓ જે રૂદ્રાક્ષ-તુળસીમાળા-ત્રિપુંડ્ર-ઊર્ધ્વપુંડ્ર ધારણાદિકના આડંબરથી અને બાહ્યતઃ શૈવ-વૈષ્ણવપણે ઉચ્ચાસનમાં બેસવાવડે ગુરૂપણે પ્રસિદ્ધ થએલા પુરૂષો છે તેરૂપ ખદ્યોતોના ક્ષુદ્ર પ્રકાશની પ્રવૃત્તિના અપહરણમાં સૂર્યરૂપ ૪૬૪ ધર્મધારકઃ-માણાવદરમાં જન્મા ષ્ટમીએ વ્રતધર્મોને ધરનારા અને ભક્તોને ધરાવનારા અથવા ધર્મભંગનાં છિદ્રોને ગોતનારા ॥૮૭॥

૧ આ રીતે મેઘપુરને પામીને સ્વચ્છ દ્વિજના ઋણદુઃખના નિવારણપૂર્વક ત્યાં બે માસપર્યંત નિવાસ કરી રહેલા શ્રીહરિના નાનાચરિત્રસમ્બન્ધી 'नानादेशगतिः' ઇત્યાદિ 'दैत्यांशगुरुखद्योतभास्करः' ઇત્યંત ૧૫ નામો જાણવાં

लोभादिदोषगदिता तामसव्रतवर्जनः । सुव्रतः सिद्धिदः सिद्धः सिद्धेशः सिद्धिपोऽच्युतः ॥८८॥ कौलाध्वशापदः प्रोक्ता-

૪૬૫ लोभादिदोषगदिता–તેજ પુરમા મયારામભટ્ટપ્રતિ ધર્માધર્મ સર્ગકથન પછી લોભ–કામ–રસાસ્વાદ–સ્નેહ–માન, આ પાચમા રહેલા દોષો જે વસિષ્ઠ–બ્રહ્મા–ઋષ્યશૃંગ–ભરત–દક્ષ આદિક મોટાઓની પણ દુર્દશા સપાદનારા અવગુણો તેને તેમના તેમના ઇતિહાસોવડે પૃથક્ પૃથક નિરૂપણ કરનારા ૪૬૬ तामसव्रतवर्जन –તમોગુણપ્રધાન, મદ્યમાસાદિપ્રિય, કાળભૈરવાદિ ક્ષુદ્રદેવોના વ્રતોને ભાડેર પુરમા વ્યાઘ્રજીત રાજા આદિક પાસે ત્યાગ કરાવનારા, ૪૬૭ सुव्रत –'न मे पार्थास्ति कर्तव्य' આ ન્યાયથી સ્વાર્થકર્તવ્યના અભાવથી કેવળ પરાર્થપ્રવૃત્તિપણુ છે માટે સુ–શોભન વ્રત–નિયમ જેમનો છે તે સુવ્રત કહ્યા છે અથવા જે કોઇ પ્રકારે પ્રવિષ્ટ થએલા ઓનુ સર્વથા પરિપાળન કરવાના દૃઢ શોભન વ્રતવાળા હોવાથી સુવ્રત કહ્યા છે 'सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते । अभयं सर्वभूतेभ्यो ददाम्येतद्व्रतं मम' એમ પોતેજ કહ્યુ છે અથવા ભક્તશિક્ષાર્થે સુ–શોભન અહિંસાદિ નિયમવાળા વ્રતોને ધારી રહેલા ૪૬૮ सिद्धिदः–સાધકોને અણિમા ગરિમાદિ અષ્ટ સિદ્ધિઓને આપનારા અથવા પોતાના કહ્યાપ્રમાણે આચરેલા વ્રતધર્માદિકના ફળને આપનારા ૪૬૯ सिद्ध –શરણાગતોને સ્વરૂપથીજ સિદ્ધ પણ ઉપાયોવડે સાધ્ય નહિ માટે સિદ્ધ કહ્યા છે 'न्यास इत्याहुर्मनीषिणो ब्रह्माणम्' એવી શ્રુતિ છે શરણાગતિમા સિદ્ધ ઉપાય ભગવાન છે, તેતો સ્વત સિદ્ધજ છે અથવા પોતે કહેલા વ્રતધર્માદિકનુ ફળ એમનાથકી નિષ્પન્ન થાયછે માટે સિદ્ધ કહ્યા છે અથવા સિદ્ધિ–સકળ ઐશ્વર્યો સ્વત સિદ્ધપણે વર્તે છે જેમને તે સિદ્ધ કહ્યા છે ૪૭૦ सिद्धेश –પોતે કહેલી રીતિને અનુસારે આચરેલા વ્રતધર્માદિકની ફળ સિદ્ધિને પામેલાઓના ઇશ–નિયંતા માટે સિદ્ધેશ કહ્યા છે ૪૭૧ सिद्धिप –સિદ્ધિ–સમગ્ર ઐશ્વર્યોને ભક્તવાછિતાર્થના પ્રમાણે રક્ષણ કરનારા ૪૭૨ अच्युत –શરણાગતો થકી પૂર્વે કદાપિ ચ્યુત નહિ થએલા

**सुरलक्ष्माऽसुरातिगः । भुजङ्गनगरानन्दो निजभक्तस्तुतो**

(તેમના યોગક્ષેમપરાયણ હોઇને સતત તેમની સન્નિધિમાં રહેનારા) તેમજ સ્વયં આશ્રિતરક્ષણવ્રતધારી હોવાથી આશ્રિતોની ચ્યુતિ જેમને પામીને પછી કદાપિ નથી માટે **અચ્યુત** નામથી કહ્યા છે. તેવું વચન છે. 'यस्मान्न च्युतपूर्वोऽहमच्युतस्तेनकर्मणा' 'तस्याहं न प्रणश्यामि' 'न त्यजेयं कथञ्चन' इति 'भक्तेभ्योऽच्युतपूर्वत्वादच्युतः परिकीर्तितः' 'आश्रितानां च्युतिर्यस्मान्नास्ति सोऽच्युत ईरितः' એવી નિરૂક્તિ છે. અથવા સ્વરૂપ સ્વભાવ વિભૂતિ વિગેરેથી થકી કદાપિ લેશતઃ પ્રચ્યુતિ નહિ પામનારા હોવાથી **અચ્યુત** કહ્યા છે. 'शाश्वतं शिवमच्युतं' 'न कर्मणा वर्धते नो कनीयान्' 'न स साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयान्' એવી શ્રુતિ છે. અથવા બ્રહ્મેન્દ્રાદિકના તે તે લોકોમાં તેને તેને સજાતીય દિવ્યાકારયોગથી તેમનાજ હિતમાટે આવિર્ભાવ પામતાથકા પણ સ્વાધારણ સમસ્ત ઐશ્વર્યથકી 'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्' આ ગીતાવચનમાં કહ્યા પ્રમાણે લેશપણ પ્રચ્યુતિ પામતા નહિ હોવાથી **અચ્યુત** કહ્યા છે. તેવું નિરૂક્ત છે 'च्यवनोत्पत्तियुक्तेषु ब्रह्मेन्द्रवरुणादिषु । यस्मान्न च्यवते स्थानात्तस्मात्सङ्कीर्त्यतेऽच्युतः ॥' 'साधर्म्येणावतारेऽपि ब्रह्मेन्द्रवरुणादिभिः । न स्वैश्वर्यात्प्रच्युतो यः सोच्युतः परिकीर्तितः ॥' इति. અથવા જન્માદિ પડ્ભાવવિકારે રહિત હોવાથી **અચ્યુત** કહ્યા છે ॥૮૮॥

૪૭૩ कौलाध्वशापदः–કૌલ કે જે મકારપંચકાદિ કુળધર્મનિષ્ઠો છે તેમનો જે માર્ગ (વામમાર્ગ) તેમાં રહેલા જનોને વંશછેદાદિરૂપ શાપ આપનારા. ૪૭૪ प्रोक्तासुरलक्ष्मा–ભાદ્રાનામના ગામમાં સભાવિષે આસુર પુરૂષોનાં યથાસ્થિત લક્ષણોને કહેનારા. ૪૭૫ असुरातिगः–અસુરોને પોતાના પ્રતાપથી અતિક્રમ કરી રહેલા, અર્થાત્ તેમનાથી ન પરાભવ થાય એવા. અથવા અસુરોને સર્વથા અગોચર ૪૭૬ भुजङ्गनगरानन्दः–ભુજનગરના સમગ્ર જનોને પોતાનાં દર્શન સ્પર્શન સંલાપ સદુપદેશાદિવડે સમધિક આનંદ આપનારા. ૪૭૭ निजभक्तस्तुतः–ત્યાંના સુંદરજી ગંગારામપ્રમુખ

**पर्मर्यादः परगुह्याप्रकाशकः । पात्रार्पितबहुद्रव्यो यथायुक्तोपदेशकः ॥९३॥ अविग्रहप्रियो वाणीदण्डपारुष्यवर्जितः।**

૪૯૧ **परगुह्याप्रकाशक** –પરના ગુહ્ય-રહસ્યને કોઇની પણ આગળ પ્રકાશ નહિ કરનારા ૪૯૨ **पात्रार्पितबहुद्रव्य** –પાત્ર વિપ્રોને યથાવિધિ બહુ દ્રવ્ય આપનારા ૪૯૩ **यथायुक्तोपदेशक** –યથાયુક્ત–યથાધિકાર તેમના તેમના ધર્માદિકનો ઉપદેશ કરનારા ॥૯૩॥

૪૯૪ **अविग्रहप्रियः**–વિગ્રહ-કલહ જેમને લેશ પ્રિય નથી દેહદેહિ કમા અહમમતાએ રહિત હોવાથી કોઇની સાથે કજીયાને નહિ કરનારા ૪૯૫ **वाणीदण्डपारुष्यवर्जित** –વાણીદંડ અને વાણીપારૂષ્યે રહિત તેમા 'આને તાડન કરો, આને કાઢી મુકો' ઇત્યાદિ વાણીનું ઉચ્ચારણ તે વાણીદંડ કહેવાય છે ગાળો દેવી, મર્મભેદક વચન બોલવુ, અપશબ્દ બોલવા વિગેરે વાણી પારૂષ્ય કહેવાયછે ૪૯૬ **ब्रह्मण्यदेव** –બ્રહ્મશબ્દવાચ્ય વેદ, વેદવેદ્ય ધર્મ અને વેદધર્મનિષ્ઠ બ્રાહ્મણોનુ હિત તે તે સમયે અવતરીને કરે છે માટે બ્રહ્મણ્ય એવા દેવ તે **બ્રહ્મણ્યદેવ** કહેવાય અથવા જેઓ બ્રહ્મણ્યો,-વેદ અને વૈદિક ધર્મના પ્રવર્તનથી બ્રહ્મનુ હિત કરનારાઓ છે, તેવા સતોએ સ્તુતિ કરવા યોગ્ય દેવ તે **બ્રહ્મણ્યદેવ** કહેવાય અથવા બ્રહ્મશબ્દવાચ્ય પ્રધાન જીવ અક્ષર, એ સર્વેનુ તેના તેના અતર્યામિપણે સન્નિધિ આપીને તેની તેની સત્તાના ધારક થઇને હિત કરનારા તે બ્રહ્મણ્ય કહેવાય, બ્રહ્મણ્ય એવા દેવ તે **બ્રહ્મણ્યદેવ** કહ્યા છે અથવા બ્રાહ્મણોવિષે હિત કરનારાઓ તે **બ્રહ્મણ્યો** કહેવાય, તેમના દેવ-તેમા મુખ્ય તે **બ્રહ્મણ્યદેવ** કહેવાય અથવા બ્રહ્મશબ્દવાચ્ય બ્રાહ્મણોનો સમૂહ તે બ્રહ્મણ્ય કહેવાય, તે દેવની પેઠે માન્ય પૂજ્ય જેમને છે તે **બ્રહ્મણ્યદેવ** કહેવાય ૪૯૭ **देवेज्य** –બ્રહ્માદિ સમસ્ત દેવોને પૂજ્ય હોવાથી **દેવેજ્ય** કહ્યા છે, **'तं देवतानां परमं च दैवतं'** એવી શ્રુતિ છે અથવા જનોને અદશ્યરૂપવાળા કે જનોની અદર પ્રવેશેલા દેવોએ ઇજ્ય-પૂજ્ય અથવા જનોએ સ્વસમાધિમા 'દેવોએ પૂજા કરાતા' એમ જોએલા ૪૯૮ **दशरूपप्रदर्शक** –દશસખ્યાપરિમિત પુરૂષોત્તમ-રાધાકૃષ્ણ

ब्रह्मण्यदेवो देवेज्यो दशरूपप्रदर्शकः ॥९४॥ अकुण्ठितवचा देशाचारज्ञोऽनादृतोद्धत । शिक्षार्थक्षणरुड्नित्यमैत्र सच्छास्त्रसङ्ग्रही ॥९५॥ धर्मिपक्ष साधुसेवी पुण्यश्रवणकीर्तन ।

---

ભૂમાપુરૂષ વિષ્ણુ-હિરણ્મયપુરૂષ-યજ્ઞપુરૂષ-મહાપુરૂષ-યોગેશ્વર-નર-નારાયણ નામના તે તે અક્ષરાદિ સ્થાનમા રહેલા દિવ્ય રૂપોને તેમની તેમની શક્તિઐશ્વર્યે સહિતપણે તે તે ગામ નગરોમા સ્વભક્તોને સ્વપ્રતાપથી સહજ સમાધિમા પ્રદર્શાવનારા ॥૯૪॥

૪૯૯ अकुण्ठितवचा -સભાવિષે ભાષણમા અસ્ખલિત ભાષણ જેમનું છે ૫૦૦ देशाचारज्ञ -ધર્મોપદેશસમયે તે તે દેશોના આચારોએ સહિતજ ધર્મશાસ્ત્રોક્ત આચારોને ઉપદેશ કરનારા (આ રીતે નામોનુ પાચમુ શતક વિવરણ કર્યું ) ૫૦૧ अनादृतोद्धत -ઉદ્ધત શાસ્ત્રવિરૂદ્ધ વર્તનવાળા જનોનો આદર નહિ કરનારા ૫૦૨ शिक्षार्थक्षणरुट्-શિક્ષાર્થે-સદ્ધર્મવર્તન પ્રયોજનેજ અલ્પ કાળ રોષ જેમને રહેછે ઉપદેશસમયે જો કોઈ પોતે ઉપદેશેલા ધર્મવર્તનમા શિથિલ બોલે તો ક્ષણમાત્ર તેની ઉપર રોષ બતાવે પછી તે રોષના દર્શનથી તે જન ભય પામીને સ્વોક્ત ધર્મોમા બહુ આદરવાળો થાય માટે જળમા રેખાની પેઠે કિંચિત્ ક્રોધ કરનારા 'जले रेखेव महतां क्रोध किञ्चन जायते । अश्मरेखेव नीचानां क्रोधो भवति दुस्त्यज ' એવી સ્મૃતિ છે ૫૦૩ नित्यमैत्र -નિત્ય મૈત્ર જેમનુ છે તે નિત્યમૈત્ર કહ્યા છે સર્વનુ પણ સર્વદા અપ્રેરિત હિત કરનારા 'करावित्र शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी । अप्रेरित हित कुर्यात्तद्धि मित्र प्रचक्षते ॥' એવુ મિત્રનુ લક્ષણ છે આવુ નિરૂપાધિ મૈત્ર ગુહરાજા શબરી-અર્જુન-ગોપાળાદિમા સ્પષ્ટ છે 'अहो ! भाग्यमहो ! भाग्य नन्दगोपव्रजौकसाम् । यन्मित्र परमानन्द पूर्णं ब्रह्म सनातनम् એમ ભાગવતમા કહ્યુ છે ૫૦૪ सच्छास्त्रसङ्ग्रही-પઠન પાઠનને કરનારા જનોનુ હિત કરનારા વેદાદિ પુસ્તકોનો સગ્રહ કરનારા ॥૯૫॥

૫૦૫ धर्मिपक्ष -ભગવદ્ધર્મવાળા પુરૂષોનોજ પક્ષપાત જેમને છે

महान् ॥८९॥ अहिंसास्थापको भूरिनिजैश्वर्यप्रदर्शकः । दूर-देशस्थात्मभक्तदत्तसाक्षात्स्वदर्शनः ॥९०॥ सच्छास्त्रोदितसत्कीर्तिरात्यन्तिकगतिप्रदः । परात्पकोपकारात्तिस्मरणः सर्व-

---

નિજભક્તોએ મહાપૂજા કરીને પોતપોતાના અભિપ્રાયને અનુસારે સ્તુતિ કરેલા. ૪૭૮ महान्–મહ્યતે–પરમપ્રકૃષ્ટપણે પૂજાયછે માટે મહાન્ કહ્યા છે. પૌર જનોએ સંપૂજેલા ॥૮૯॥

૪૭૯ अहिंसास्थापक.–'યજ્ઞમાં પણ પ્રત્યક્ષપશુહિંસા ન કરવી' આવા સનાતન શુદ્ધ સાત્વિક ધર્મનું રાજસભામાં પ્રમાણવાક્યોવડે પ્રતિપાદન કરનારા. ૪૮૦ भूरिनिजैश्वर्यप्रदर्शकः–પોતાના વાક્યનો અનાદર કરનારા શાક્ત યાજ્ઞિકાદિકનો રાજાએ કરેલા આકસ્મિક ઉચ્છેદથી પ્રત્યક્ષપણે નિરતિશય નિજૈશ્વર્યને પ્રદર્શાવનારા. ૪૮૧ दूरदेशस्थात्मभक्तदत्तसाक्षात्स्वदर्शनः–દૂર દેશમાં રહેલાપણ આત્મીય ભક્તોને સાક્ષાત્ પોતાનું દર્શન આપનારા ॥૯૦॥

૪૮૨ सच्छास्त्रोदितसत्कीर्तिः–સ્વયં ભગવાન હોવાથી સર્વ સચ્છાસ્ત્રોએ સાક્ષાત્ કે પરંપરાએ વર્ણન કરી છે શોભન પાવન મહાકીર્તિ જેમની ૪૮૩ आत्यन्तिकगतिप्रदः–ભક્તોને અવિદ્યા–કર્માદિ સમગ્ર બંધનોથકી એકાંતત અને અત્યંતત વિમુક્તિ થવાપૂર્વક અપુનરાવૃત્તિ પરમપદમાં સ્વાત્મ-પરમાત્માનુભવાનંદપ્રાપ્તિરૂપ આત્યંતિકી ગતિને આપનારા. આ અર્થે અર્થ 'तत्सुकृतदुष्कृते विधूनुते' 'तदा विद्वान् पुण्यपापाद्विमुक्त' 'ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः' 'अश्व इव रोमाणि विधूय पापं' 'नामरूपे विहाय' 'भिद्यते हृदयग्रन्थिः' 'मायामेतां तरन्ति ते' 'दिव्येन चक्षुषा मनसैतान् पश्यन् रमते' 'निरञ्जनः परमं साम्यमुपैति' 'मम साधर्म्यमागताः' 'परामृतात्परिमुच्यन्ति सर्वे' 'मामुपयान्ति ते' 'परंज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते' 'सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' 'सा काष्ठा सा परा गतिः' 'विधात्मानं परायणम्' 'मामेवानुत्तमां

भाववित् ॥९१॥ परापकारसाहस्रविस्मृतिः कोमलान्तरः । पाषण्डरक्षितात्मीयो दैत्यमोहनचेष्टितः ॥९२॥ अखण्डिता-

गतिं' 'आप्नोति स्वाराज्य' 'स स्वराट् भवति' 'आत्मलाभान्न पर विद्यते' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓએ નિરૂપણ કર્યો છે ૪૮૪ परात्पकोपकारात्ति-स्मरण –પરકૃત અલ્પ ઉપકારનેપણ બહુ માનતાથકા તેને કદાપિ વિસ્મરણ નહિ કરનારા. 'न स्मरत्यपकाराणां शतमप्यात्मवत्तया । कथञ्चिदुपकारेण कृतेनैकेन तुष्यति' એવી સ્મૃતિ છે પોતેપણ કહ્યુ છે કે–'गोविन्देति यदाक्रन्दत्कृष्णा मा दूरवासिनम् । ऋण प्रवृद्धमिव मे हृदयान्नापसर्पति' 'अपि चेत्सुदुराचारो सम्यग्व्यवसितो हि स ' ઇતિ માટેજ ક્ષુદ્ર પત્રપુષ્પાદિકથી પ્રસન્ન થનારા ૪૮૫ सर्वभाववित्–સ્વકીય પરકીય સર્વેના ભાવ-અભિપ્રાયને જાણનારા અથવા ચેતનાચેતન સમગ્ર ભાવોને તત્ત્વથી જાણનારા ॥૯૧॥

૪૮૬ परापकारसाहस्रविस्मृति –પરકૃત અનત અપરાધોને નિરવધિ દયા ક્ષમાને લીધે સ્મૃતિમા નહિ લાવનારા માટેજ પ્રતિભવ નિરતર અનત અપરાધોને કરનારા શિશુપાળાદિકની મુક્તિ સભવે છે, નિરતિશય ક્ષમાશીલ દયાશીલ સમર્થની દૃષ્ટિમા અપરાધનુ અનુસ્મરણજ નથી 'न स्मरत्यपकाराणा शत-मप्यात्मवत्तया' એવી સ્મૃતિ છે ૪૮૭ (પરાપરાધસહસ્રના વિસ્મરણમા હેતુપણે નામાતર કહે છે ) कोमलान्तर –દયાતિશયે કરીને માખણ જેવુ મૃદુ અત કરણ જેમનુ છે માટેજ સાપરાધોએ પણ આશ્રય કરી શકાય એવા ૪૮૮ पाषण्डरक्षितात्मीय –પાખડ નિરીશ્વર નાસ્તિક માર્ગ થકી સન્માર્ગના ઉપદેશવડે આત્મીય જનોને પાછા વાળનારા ૪૮૯ दैत्यमोहनचेष्टित – દૈત્યોની પેઠે સ્વદ્રોહ સ્વનિંદાપર જનોને 'આ ઇશ્વર નથી આવી બુદ્ધિ ઉપજે એવુ મનુષ્યનાટ્ય જેમનુ છે 'अज्ञस्व पारवश्यत्व विधिभेदादिक तथा । तथा प्राकृतदेहत्व देहत्यागादिक तथा । असुराणा विमोहाय दोषा विष्णोर्न हि क्वचित् એમ બ્રહ્મપુરાણમા કહ્યુ છે ॥' ૨॥

૪૯૦ अखण्डितार्षमर्याद –ઋષિપ્રણીત સર્વ ધર્મમર્યાદાને કિંચિત્ પણ ખડિત નહિ થવા દેનારા અર્થાત્ સ્મૃત્યુક્ત ધર્મસેતુના પાળનમા તત્પર

र्पमर्याद. परगुह्यामकाशकः । पात्रार्पितबहुद्रव्यो यथायु
क्तोपदेशक. ॥९३॥ अविग्रहप्रियो वाणीदण्डपारुष्यवर्जितः।

---

૪૯૧ परगुह्यामकाशक –પરના ગુહ્ય-રહસ્યને કોઇની પણ આગળ પ્રકાશ નહિ કરનારા ૪૯૨ पात्रार्पितबहुद्रव्य –પાત્ર વિપ્રોને યથાવિધિ બહુ દ્રવ્ય આપનારા ૪૯૩ यथायुक्तोपदेशक –યથાયુક્ત-યથાધિકાર તેમના તેમના ધર્માદિકનો ઉપદેશ કરનારા ॥૯૩॥

૪૯૪ अविग्रहप्रियः–વિગ્રહ-કલહ જેમને લેશ પ્રિય નથી દેહદૈહિકમા અહ્રમમતાએ રહિત હોવાથી કોઇની સાથે કજીયાને નહિ કરનારા ૪૯૫ वाणीदण्डपारुष्यवर्जित –વાણીદંડ અને વાણીપારુષ્યે રહિત તેમા 'આને તાડન કરો, આને કાઢી મુકો' ઇત્યાદિ વાણીનુ ઉચ્ચારણ તે વાણીદંડ કહેવાય છે ગાળો દેવી, મર્મભેદક વચન બોલવુ, અપશબ્દ બોલવા વિગેરે વાણી પારુષ્ય કહેવાયછે ૪૯૬ ब्रह्मण्यदेव –બ્રહ્મશબ્દવાચ્ય વેદ વેદવેદ્ય ધર્મ અને વેદધર્મનિષ્ઠ બ્રાહ્મણોનુ હિત તે તે સમયે અવતરીને કરે છે માટે બ્રહ્મણ્ય એવા દેવ તે બ્રહ્મણ્યદેવ કહેવાય અથવા જેઓ બ્રહ્મણ્યો-વેદ અને વૈદિક ધર્મના પ્રવર્તનથી બ્રહ્મનુ હિત કરનારાઓ છે, તેવા સંતોએ સ્તુતિ કરવા યોગ્ય દેવ તે બ્રહ્મણ્યદેવ કહેવાય અથવા બ્રહ્મશબ્દવાચ્ય પ્રધાન જીવ અક્ષર, એ સર્વેનું તેના તેના અંતર્યામિપણે સન્નિધિ આપીને તેની તેની સત્તાના ધારક થઇને હિત કરનારા તે બ્રહ્મણ્ય કહેવાય, બ્રહ્મણ્ય એવા દેવ તે બ્રહ્મણ્યદેવ કહ્યા છે અથવા બ્રાહ્મણોવિષે હિત કરનારાઓ તે બ્રહ્મણ્યો કહેવાય, તેમના દેવ-તેમા મુખ્ય તે બ્રહ્મણ્યદેવ કહેવાય અથવા બ્રહ્મશબ્દવાચ્ય બ્રાહ્મણોનો સમૂહ તે બ્રહ્મણ્ય કહેવાય, તે દેવની પેઠે માન્ય પૂજ્ય જેમને છે તે બ્રહ્મણ્યદેવ કહેવાય ૪૯૭ देवेज्य –બ્રહ્માદિ સમસ્ત દેવોને પૂજ્ય હોવાથી દેવેજ્ય કહ્યા છે, 'स दैवताना परम च दैवत' એ શ્રુતિ છે અથવા જનોને અદૃશ્યરૂપવાળા કે જનોની અંદર પ્રવેશેલા દેવોએ ઇજ્ય-પૂજ્ય અથવા જનોએ સ્વસમાધિમા 'દેવોએ પૂજા કરાતા' એમ જોએલા. ૪૯૮ दशरूपमदर्पक –દશસંખ્યાપરિમિત પુરુષોત્તમ-રાધાકૃષ્ણ

ब्रह्मण्यदेवो देवेज्यो दशरूपप्रदर्शकः ॥९४॥ अकुण्ठितवचा देशाचारज्ञोऽनादृतोद्धतः । शिक्षार्थक्षणरुड्नित्यमैत्रः सच्छास्त्रसङ्ग्रही ॥९५॥ धर्मिपक्षः साधुसेवी पुण्यश्रवणकीर्तनः ।

---

ભૂમાપુરૂષ વિષ્ણુ–હિરણ્મયપુરૂષ–યજ્ઞપુરૂષ–મહાપુરૂષ–યોગેશ્વર–નર–નારાયણ, નામના તે તે અક્ષરાદિ સ્થાનમા રહેલા દિવ્ય રૂપોને તેમની તેમની શક્તિઐશ્વર્ય સહિતપણે તે તે ગામ નગરોમા સ્વભક્તોને સ્વપ્રતાપથી સહજ સમાધિમા પ્રદર્શાવનારા ॥૯૪॥

૪૯૯ अकुण्ठितवचा –સભાવિષે ભાષણમા અસ્ખલિત ભાષણ જેમનુ છે ૫૦૦ देशाचारज्ञ –ધર્મોપદેશસમયે તે તે દેશોના આચારોએ સહિતજ ધર્મશાસ્રોક્ત આચારોને ઉપદેશ કરનારા (આ રીતે નામોનુ પાચમુ શતક વિવરણ કર્યું ) ૫૦૧ अनादृतोद्धत –ઉદ્ધત શાસ્રવિરૂદ્ધ વર્તનવાળા જનોનો આદર નહિ કરનારા ૫૦૨ शिक्षार्थक्षणरुट्–શિક્ષાર્થે–સદ્ધર્મવર્તન પ્રયોજનેજ અ ૫ કાળ રોષ જેમને રહેછે, ઉપદેશસમયે જો કોઈ પોતે ઉપદેશેલા ધર્મવર્તનમા શિથિલ જોને તો ક્ષણમાત્ર તેની ઉપર રોષ બતાવે, પછી તે રોષના દર્શનથી તે જન ભય પામીને સ્વોક્ત ધર્મોમા બહુ આદરવાળો થાય, માટે જળમા રેખાની પેડે કિંચિત્ ક્રોધ કરનારા 'जले रेखेव महतां क्रोध किञ्चन जायते । अश्मरेखेव नीचाना क्रोधो भवति दुस्त्यज ' એવી સ્મૃતિ છે ૫૦૩ नित्यमैत्र –નિત્ય મૈત્ર જેમનુ છે તે નિત્યમૈત્ર કહ્યા છે સર્વનુ પણ સર્વદા અપ્રેરિત હિત કરનારા 'कराविव शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी । अप्रेरित हित कुर्यात्तद्धि मित्र प्रचक्षते ॥' એવુ મિત્રનુ લક્ષણ છે આવુ નિરૂપાધિ મૈત્ર ગુહરાજ શબરી–અર્જુન–ગોપાળાદિમા સ્પષ્ટ છે 'अहो ! भाग्यमहो ! भाग्य नन्दगोपव्रजौकसाम् । यन्मित्र परमानन्द पूर्णं ब्रह्म सनातनम् એમ ભાગવતમા કહ્યુ છે ૫૦૪ सच्छास्त्रसङ्ग्रही–પઠન પાઠનને કરનારા જનોનુ હિત કરનારા વેદાદિ પુસ્તકોનો સગ્રહ કરનારા ॥૯૫॥

૫૦૫ धर्मिपक्ष –ભગવદ્ધર્મવાળા પુરૂષોનોજ પક્ષપાત જેમને છે

**प्रणतार्तिहर पूज्यो विषयासक्तनिन्दक ॥९६॥ भक्तदेहान्त समयदत्तदिव्यस्वदर्शन । यमदूतावितस्वीयो नरकार्तिनिवा**

५०६ साधुसेवी–साधुलक्षणसंपन्न निष्कपट भगवद्भक्तोनी दासवत् शुश्रूषा करनारा होवाथी साधुसेवी कह्या छे ५०७ पुण्यश्रवणकीर्तन – जेमना गुण कर्म नामोनु श्रवण कीर्तन तत्क्षण स्वसंबन्धमात्रथी पातकी ओने पण पावनकारी छे 'नामसङ्कीर्तनं भक्त्या विलायनमनुत्तमम् । मैत्रेयाशेषपापानां धातूनामिव पावक ॥' 'अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकै । पुमान् विमुच्यते सद्य सिंहत्रस्तैर्मृगैरिव ॥' 'कीर्तनादेव कृष्णस्य मुक्तबन्ध परं व्रजेत्' 'एतावतालमघनिर्हरणाय पुंसां सङ्कीर्तनं भगवतो गुणकर्मनाम्नाम्' 'शृण्वतां स्वकथां कृष्ण पुण्यश्रवणकीर्तन । हृद्यन्तस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम्' 'नामोच्चारणमाहात्म्यं हरे पश्यत पुत्रका । अजामिलोऽपि येनैव मृत्युपाशादमुच्यत' 'अशेषसङ्क्लेशशमं विधत्ते गुणानुवादश्रवणं मुरारे ' 'यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम् । लोकस्य सद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमो नम ' 'यत्र सङ्कीर्तनेनैव सर्वं स्वार्थोऽभिलभ्यते ।' इत्यादि अनेक वचनोथी आ अर्थ अत्यादरथी अनुवर्ण्यो छे ५०८ प्रणतार्तिहर –प्रणतजनोनी सघम पीडाने हरनारा 'प्रपन्नानां भयापह' प्रणतक्लेशनाशाय' आपन्नलोकवृजिनोपशमोदयाद्य' 'भूयो नम सद्वृजिनच्छिदे' 'देव प्रणतार्तिहर 'भृत्यार्तिहृत् प्रणतपाल-भवाब्धिपोत' इत्यादि स्मृतिओए आ अर्थ वर्ण्यो छे ५०९ पूज्य – सर्वेश्वर होवाथी सर्वेने पूजनीय 'पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान्' जेम गीतामां कह्यु छे ५१० विषयासक्तनिन्दक – भगवान्‌मा भगवतमा प्रीतिनो त्याग करी जेओ ग्राम्य विषयोमा आसक्त छे तेमनी तेनु तुच्छ स्वरूप बतावीने गर्हणा करनारा ॥' ६॥

५११ भक्तदेहान्तसमयदत्तदिव्यस्वदर्शन – पोताना एकांतिक भक्तोने

रकः ॥९७॥ सन्मार्गवर्तिताशेषस्वाश्रितः शीघ्रसिद्धिदः ।
अनाथरोगिवृद्धार्भभिक्षुपोषणकारकः ॥९८॥ गूढाशयो गूढ-
मन्त्रः सर्वजीवाप्रतारकः । भक्तासद्वासनोच्छेत्ताऽसदाग्रह-
विवर्जनः ॥९९॥ पोष्यवर्गानुविहिततत्समानसिताशनः ।

દેહાંતસમયે સપરિકર દિવ્ય સ્વસ્વરૂપનાં દર્શન દેનારા. ૫૧૨ यमदूतावित्रस्तीयः–યમદૂતો કે જેઓ મરનારાને યમપુરમાં લઈ જવા અધિકૃત કરેલા અતિ વિકરાળ દાઢ મુખવાળા છે તેથકી પોતાના ભક્તોની રક્ષા કરીને તેમને સ્વધામ પહોંચાડનારા. ૫૧૩ नरकार्तिनिवारकः–તામિસ્ર અંધતામિસ્ર આદિક અનેક નરકોની અનવધિ પીડાને નિવારનારા ॥૯૭॥

૫૧૪ सन्मार्गवर्तिताशेषस्वाश्रितः–નારદ સનકાદિક અને ધ્રુવ પ્રહ્‌લાદ અંબરીષાદિકોએ પરિશીલન કરેલા શુભ ભક્તિમાર્ગમાં પોતાના સમસ્ત આશ્રિતોને પ્રવર્તાવનારા. ૫૧૫ शीघ्रसिद्धिदः–જલદીજ સિદ્ધિ–ભક્તાભિલષિત ફળને આપનારા ૫૧૬ अनाथरोगिवृद्धार्भभिक्षुपोषणकारकः–જેનો કોઈ નાથ–રક્ષક નથી એવા દીનો, રોગિઓ, વૃદ્ધો, બાળકો અને વર્ણિ વિગેરે ભિક્ષુઓ, આ સર્વેનું સ્વયં પોષણ કરનારા અને સ્વાશ્રિતો પાસે કરાવનારા ॥૯૮॥

૫૧૭ गूढाशयः–ગૂઢ–બીજા બુદ્ધિમાનોએ ન જાણી શકાય એવા ગંભીર અભિપ્રાયવાળા ૫૧૮ गूढमन्त्रः–'षट्कर्णो भिद्यते मन्त्रः' એવી નીતિ છે, તો પ્રિયતમ જન સાથે મંત્ર–કરેલો જે કર્તવ્યાર્થવિચાર તેને ગૂઢ–બીજો જન ન જાણે એમ રાખનારા. ૫૧૯ सर्वजीवाप्रतारकः–સર્વ જીવો (શત્રુઓ)નું પણ પ્રતારણ–(છેતરપીંડી) કદાપિ નહિ કરનારા ૫૨૦ भक्तासद्वासनोच्छेत्ता–ભક્તોની અસદ્વાસનાઓ જે પ્રાચીન દુષ્કર્મ સંસ્કારજન્ય અસત્ક્રિયાપ્રવૃત્તિઓ તેને મૂળમાંથી ઉચ્છેદન કરનારા અથવા ભક્તોની અસદ્વાસનાઓ જે અનાદિકાળાભ્યસ્ત માયિકવિષયભોગેષણારૂપ સંસ્કારો તેને પોતાના માહાત્મ્યજ્ઞાનના ઉપદેશવડે સમૂળ નાશ કરનારા ૫૨૧ असदाग्रहविवर्जनः–દેહદૈહિકમાં અહંમમતારૂપ જે અસદાગ્રહ અનુવર્તે છે તેનો વિશેષપણે ત્યાગ

**आपत्कालात्यक्तनिजः पञ्चकालार्चिताच्युतः ॥१००॥ योगेश्वरो मुनिपतिर्नित्यमुक्तो महामुनिः । बौद्धादिनास्तिकमत-**

કરાવનારા અથવા સ્ત્રી ધન ધરા ધામાદિક માયિક પદાર્થના ભોગ સબન્ધિ જે અસત્ આગ્રહ-હઠ વર્તે છે તેનો તત્ત્વોપદેશથી ત્યાગ કરાવનારા ॥૯૯॥

૫૨૨ **पोष्यवर्गानुविहितस्वसमानमिताशन**-પોષ્ય વર્ગને જમાડ્યા પછીજ પ્રમુખને ભોજનનુ વિધાન હોવાથી તેમજ પઙ્ક્તિભેદમા દોષ કહેલો હોવાથી તેમજ મિતાહારનું વિધાન હોવાથી સ્વય આશ્રિતશિક્ષણાર્થે પોષ્યવર્ગને જમાડીનેજ તેમને તુલ્યજ મિતજ (દેહધારણમાત્રમા ઉપયોગી) ભોજનને કરનારા ૫૨૩ **आपत्कालात्यक्तनिज** -સ્વસ્થ કાળમાજ જેમ એમ દુર્ભિક્ષાદિ આપત્કાળમા પણ સ્વાશ્રિત જનોનો ત્યાગ નહિ કરનારા-યથાયોગ્ય પોષણ કરનારા ૫૨૪ **पञ्चकालार्चिताच्युत** -પચકાળમા પૂજનનુ મુખ્ય પક્ષપણું હોવાથી પાચેય કાળમા (પ્રાત -સગવ-મધ્યાહ્ન-અપરાહ્ન-સાયાહ્ન) દેશકાળાનુસારે યથોચિત વિષ્ણુ (પ્રતિમાસ્વરૂપ કે શાળગ્રામસ્વરૂપ)નુ યથાવિધિ અર્ચન આચરનારા ॥૧૦૦॥

૫૨૫ **योगेश्वर** -યોગ જે અઘટિત અર્થની ઘટનારૂપ મહાપ્રભાવ તે અતિશયપણે અને નિત્યપણે વર્તતો હોવાથી **યોગેશ્વર** કહ્યા છે 'पश्य मे योगमैश्वर' 'योगेश्वर कृष्ण' 'योग योगेश्वरात्कृष्णात्' 'महायोगेश्वरो हरि' ઇત્યાદિ ગીતામા કહ્યુ છે અથવા સહજ સમાધિવાળા સનકાદિક યોગિઓના પણ **ઇશ્વર**-ધુરધર હોવાથી સ્વામી કહ્યા છે અથવા સાષ્ટાગ યોગના પ્રવર્તકપણે નિયતા હોવાથી **યોગેશ્વર** કહ્યા છે અથવા યોગસાધકોના **ઇશ્વર**-તે તે અનેક સરલ યોગકળાઓના ઉપદેષ્ટા ૫૨૬ **मुनिपति** -આત્મસ્વરૂપના મનનશીલ મુનિઓના પણ **પતિ**-ધ્યેય હોવાથી સ્વામી અથવા સ્વમૂર્તિના દર્શનદાનથી પરિપાલક હોવાથી **મુનિપતિ** કહ્યા છે ૫૨૭ **नित्यमुक्त** -નિરૂપાધિક નિત્યમુક્ત તો એક સર્વેશ્વરજ હોવાથી **નિત્યમુક્ત** નામથી કહ્યા છે અથવા અવતરણકાળમા નિત્ય-સર્વ કાળમા પણ રમણીય વિષયોથી આકર્ષિતચિત્ત નહિ હોવાથી ક્યાઈ પણ બધાએલા

खण्डन, पण्डितार्चित. ॥१०१॥ अहिंसयज्ञप्रस्तोता वैष्णवक्रतुकारकः । मद्यमांससुरागन्धाघ्राणशुद्धिविधापकः ॥१०२॥ मत्तोन्मत्तखलावादी पुरस्कृतगुणाधिक. । नानाभक्तजना-

નહિ માટે **નિત્યમુક્ત** કહ્યા છે (હુ તો અનાદિ મુક્ત છુ કોઈના ઉપદેશે કરીને મુક્ત થયો નથી એમ પોતેજ કહ્યુ છે) ૫૨૮ **महामुनि** –સમસ્ત મુનિઓની અપેક્ષાએ ગુણોવડે અધિક હોવાથી **મહામુનિ** કહ્યા છે ૫૨૯ **बौद्धादिनास्तिकमतखण्डन** –બૌદ્ધ જૈનાદિ નાસ્તિક મતોનુ સયુક્તિ પ્રમાણવચનોવડે ખડન કરનારા ૫૩૦ **पण्डितार्चित** –પડા–વ્યવસાયાત્મિકા બુદ્ધિ જેમની છે એવા જ્ઞાનિઓએ પરમેશ્વરબુદ્ધિથી પ્રીતિપૂર્વક પૂજા કરેલા અથવા જેમણે પડિતોનુ પૂજન કર્યુ છે એવા ॥૧૦૧॥

૫૩૧ **अहिंसयज्ञप्रस्तोता**–અહિસા ધર્મનુ મહત્ત્વ હોવાથી હિસાવર્જીત યાગોનીજ અતિશય પ્રશસા કરનારા ૫૩૨ **वैष्णवक्रतुकारक** –દેવોમા વિષ્ણુ ભગવાનનુ ઉપાસ્યપણે પ્રાધાન્ય હોવાથી તે જેમા પ્રધાન દેવ છે એવા યાગોને સ્વય કરનારા અને આશ્રિતો પાસે કરાવનારા ૫૩૩ **मद्यमाससुरागन्धाघ्राणशुद्धिविधापक** –અગીયાર પ્રકારનુ મદ્ય માસ અને ત્રણ પ્રકારની સુરાના સુઘવામા પણ દોષ કહેલો હોવાથી તેની પણ શુદ્ધિ પ્રાયશ્ચિત્ત તત્ક્ષણજ આશ્રિતોપાસે કરાવનારા ॥૧૦૨॥

૫૩૪ **मत्तोन्मत्तखलावादी**–મત્ત ઉન્મત્ત અને ખળજનો સાથે વિવાદનો પ્રતિષેધ હોવાથી તેવાઓની સાથે વિવાદ નહિ કરવાના સ્વભાવવાળા (તેમા મદ્યપાનાદિકવડે ગાડો બની ગએલો તે મત્ત જાણવો વાતરોગાદિકવડે વિક્ષિપ્ત ચિત્તવાળો તે ઉન્મત્ત જાણવો શઠ નીચ ક્રૂરને ખળ જાણવો) ૫૩૫ **पुरस्कृतगुणाधिक** –ગુણાધિક પુરૂષોનેજ સર્વ કાર્યોમા મુખ્ય આગળ રાખનારા (પણ ગુણશૂન્યોને નહિ) અર્થાત્ ગુણાગુણપરીક્ષણમા પ્રવીણ હોવાથી ગુણવાન્ જનોનુ સર્વત્ર સર્વથા સન્માન કરનારા (ગુણકૃત ગૌરવનેજ મુખ્ય માનનારા) ૫૩૬ **नानाभक्तजनानन्द** –નાનાવિધ સ્વભાવવાળા હોઇને સ્વસ્વભાવને અનુસારે પોતાનુ ભજન કરનારા સર્વ પણ

नन्द सदसद्व्यक्तिदर्शक ॥१०३॥ भृगुनन्दीशशापार्तजनर-

જનોને તેના તેના અભીષ્ટદાનથી આનંદ આપનારા 'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्' એમ ગીતામા પોતે કહ્યુ છે અથવા નાનાવિધ પુર ગ્રામવાસી ભક્તજનોને દર્શનદાનાદિકવડે આહ્લાદ આપનારા ૫૩૭ सदसद्व्यक्तिदर्शक –સદ્વ્યક્તિ મોક્ષબુદ્ધિ અને અસદ્વ્યક્તિ વ્યાવહારિક બુદ્ધિના સ્વરૂપને યથાસ્થિત પ્રકાશનારા અથવા સચ્છબ્દવાચ્ય સાધુઓ અને અસચ્છબ્દવાચ્ય અસાધુઓની વ્યક્તિ-સ્પષ્ટ સ્વરૂપને પ્રદર્શાવનારા ॥૧૦૩॥

૫૩૮ भृगुनन्दीशशापार्तजनरक्षक –ભૃગુઋષિએ 'પાખંડી થાવ શૌચાચારરહિત મૂઢબુદ્ધિ થાવ ઇત્યાદિ આપેલા શાપથી પીડા પામતા શૈવ જનો અને નંદિકેશે 'વેદવાણીમા મોહ પામો, સર્વભક્ષ થાવ, યાચક થઈ સર્વત્ર રખડો' ઇત્યાદિ આપેલા શાપથી પીડા પામતા વૈષ્ણવ જનોનુ રક્ષણ તે શાપના પરિહારપૂર્વક સન્માર્ગમા સ્થાપનરૂપ રક્ષણમા મહાસમર્થ અથવા ભૃગુઋષિ અને નંદિકેશે આપેલા શાપથી પીડા પામતા જે દુરાચાર શૈવવૈષ્ણવજનો તેથકી સ્વાશ્રિત જનોનુ રક્ષણ કરનારા ૫૩૯ उत्तम – ક્ષરાક્ષરાદિ પુરુષોથકી સ્વરૂપસ્વભાવાદિવડે અત્યુત્કૃષ્ટ હોવાથી **ઉત્તમ** નામથી કહ્યા છે, 'स उत्तम पुरुष' 'उत्तम पुरुषस्त्वन्य' એવી શ્રુતિ સ્મૃતિ છે અથવા સ્વયમ્ ઉત્–ગયુ છે તમ–તમોગુણ અને તત્કાર્ય અજ્ઞાનાદિ જેથકી એવા હોઇને આશ્રિતોના તમ જીવગત અનાદિ અજ્ઞાનને ઉત્ નિવૃત્ત કરે છે માટે **ઉત્તમ** કહ્યા છે ૫૪૦ वेदवित्–મુખ્ય વેદ અને વેદાર્થને સંશયવિપર્યાસે રહિત યથાસ્થિત જાણનારા હોવાથી **વેદવિત્** નામથી કહ્યા છે 'वेदान्तकृद् वेदविदेव चाहम्' એમ ભગવાને કહ્યુ છે અથવા 'वेदैः वेद्यते ज्ञाप्यते इति वेद' આવી વ્યુત્પત્તિથી વેદબોધિત જે ધર્મ તે **વેદ** કહેવાય, તેને विन्दति–પોતાના આરાધનપણે પામે છે અથવા તેના પ્રકાશક પ્રવર્તકપણે પામે છે માટે વેદવિત્ કહ્યા છે જે વેદધર્મો છે તે સર્વેનુ ભગવાનના આરાધનરૂપ છે તેને પ્રકાશ કરનારા તેમજ પ્રવર્તાવનારા અને રક્ષણ કરનારા ભગવાનજ છે 'वेदैर्वेद्यतया वेदस्तदर्थो धर्म उच्यते । तदनुष्ठा

**क्षक उत्तमः। वेदविच्छास्त्रविद्वादिदुर्जेयो हृतसंशयः ॥१०४॥**
**खट्वाङ्गात्मा हृदम्भोजध्येयो ध्यातृमनोहरः। ज्योतिःसंस्थो-**

पनाच्चित्यं भगवान् वेदवित् स्मृतः' એવી નિરૂક્તિ છે. ૫૪૧ **शास्त्रवित्**–મીમાંસાદિ શાસ્ત્રોને વેદાર્થના અવિરોધપણે તાત્પર્યથી તત્ત્વતઃ જાણનારા. ૫૪૨ **वादिदुर्जेयः**–તે તે શાસ્ત્રોના વાદમાં પ્રવીણ વિદ્વાનોએ વાદમાં જીતી શકાય નહિ એવા, ઉલટા તેઓનો પરાભવ કરવા મહાસમર્થ. ૫૪૩ **हृतसंशयः**–'संशयात्मा विनश्यति' એમ અનર્થ કહેલો હોવાથી આશ્રિતોના સમસ્ત સ્વસ્વરૂપવિષયાદિ સંશયોને સર્વથા સંહરનારા. માટેજ શરધારપુરમાં તુંગજીત્ રાજાના હૃદયમાં રહેલો 'કામાદિશત્રુઓમાં પ્રબળતર કોણ છે' આવા સંશયને લોભનું બળવત્તરપણુ બતાવાપણે નિવારનારા ॥૧૦૪॥

૫૪૪ **खट्वाङ्गात्मा**–ખટ્વાંગ રાજા કે જે કારીયાણીના નિવાસી એકાંતિકભક્તરાજ હતા તેમના આત્મા–તે દ્વારા દુર્ગપત્તનના નિવાસી અભયરાજા આદિક મુમુક્ષુવૃંદના પોતાના સમસ્ત દિવ્ય ગુણચરિત્રપ્રતાપના પ્રકાશનવડે અજ્ઞાન-અંધકારને અપહરનારા. ૫૪૫ **हृदम्भोजध्येयः**–શાસ્ત્રમાં હૃદયકમળને ધ્યાનાસ્પદપણે કહેલું હોવાથી તેમાં મુમુક્ષુઓએ સદા ધ્યાન કરવા યોગ્ય. **'श्रीकृष्णं हृदि चिन्तये'** એવું પોતાનુંજ વચન છે. ૫૪૬ **ध्यातृमनोहरः**–સ્વયં અમૃતમય દિવ્યમૂર્તિ હોવાથી પોતાનું ધ્યાન કરનારા જનોની મનોવૃત્તિને અનવધિ લાવણ્યામૃતથી પોતાવિષે આકર્ષણ કરનારા. ૫૪૭ **ज्योतिःसंस्थः**–હૃદયારવિંદમાં સ્ફુરણાયમાન થતા અક્ષરબ્રહ્મપ્રકાશમાં સમ્યક્ સ્થિતિ જેમની છે. ૫૪૮ **अतिरम्याङ्गः**–દર્શનમાત્રથી મુમુક્ષુઓના મનને હરનારા દિવ્ય સુંદર

૧ આ રીતે ભુજનગરથકી નીકળી શરધારપુર પધારવા પહેલાં ધમડકા ભચાઉ કંથકોટ પીપળાયું રાજકોટપુરમા ભક્તરંજનાર્થે યથાયોગ્ય નિવાસ કરી રહેલા, અનેકવિધ અદ્ભુત ઐશ્વર્ય આદિકના પ્રદર્શનપૂર્વક સ્વાશ્રિતોને પરમ પ્રસન્ન કરતા શ્રીહરિનાં સ્થાના તે ભક્તોએ જોએલા ગુણો અને ચરિત્રોના સંબન્ધવાળાં 'दूरदेशस्थात्मभक्तदत्तसाक्षात्स्वदर्शनः' આને આરંભીને 'वादिदुर्जेयः' આ પર્યંતનાં ૬૨ નામો જાણવા.

ऽतिरम्याङ्गः सुरेखारुणपत्तल. ॥१०५॥ चार्वङ्गुलिर्नखेन्द्वालि-प्रभापहृतहृत्तमा । पद्मकोशातिमृदुलचरणस्तुङ्गगुल्फकः ॥१०६॥ ह्रस्वजङ्घो वृत्तजानु समोरुः सत्सिताशुकः । गम्भीरनाभिराजानुभुजस्ततभुजान्तरः ॥१०७॥ कण्ठलम्बितहारालि. कम्बुकण्ठोऽरुणाधरः । प्रफुल्लपद्मवदन. कुन्ददन्तो

---

करचरणादि અવયવો જેમના છે ५४९ सुरेखारुणपत्तल –શોભન ધ્વજ કમળ યવ અંકુશ ઊર્ધ્વરેખાઆદિક અસાધારણ રેખાકાર સોળ ચિહ્નોથી સમલંકૃત પલ્લવકોમળ રક્તકાંતિ દિવ્ય ચરણતળ જેમના છે ॥૧૦૫॥

५५० चार्वङ्गुलि –સુંદર–અનુક્રમે એક એક થકી નાની સુંદર કોમળ ચરણાંગુળિઓ જેમની છે ५५१ नरेन्द्वालिप्रभापहृतहृत्तम –પાદાંગુળિઓના નખરૂપ ચંદ્રમાઓની આહ્લાદકારિ શીતળ દિવ્ય કાંતિથી ધ્યાતા જનોના હૃદયમાં રહેલા અજ્ઞાનઅંધકારને નાશ કરનારા ५५२ पद्मकोशातिमृदुलचरण –કમળના ડોડા જેવા અત્યંત કોમળ ચરણ જેમના છે ५५३ तुङ्गगुल्फक –ઉન્નત ( ચપટી નહિ ) રમણીય ઘુંટી જેમની છે ॥૧૦૬॥

५५४ ह्रस्वजङ्घ –પલ્લવ જેવી કોમળ, અનુક્રમે વિપુળ ગોળ હ્રસ્વ ( અતિ દીર્ઘ નહિ ) સુંદર જંઘા જેમની છે ५५५ वृत्तजानु –ગોળાકાર જાનુ ( ઢીંચણ ) જેમના છે ५५६ समोरु –હસ્તિની સુંઢ જેવા સમાન પુષ્ટ સાથળવડે સમલંકૃત ५५७ सत्सिताशुक –શોભાયમાન શ્વેત વસ્ત્રોવડે વિરાજીત ५५८ गम्भीरनाभि –ગંભીર ગોળ ઉંડી નાભિ જેમની છે ५५९ आजानुभुज –જાનુપર્યંત લાંબા ભુજ જેમના છે ५६० ततभुजान्तर –વિશાળ વક્ષ સ્થળવડે વિરાજમાન ॥૧૦૭॥

५६१ कण्ठलम्बितहारालि –કંઠમાં અનુક્રમે રહેલી લાંબી વિવિધ સુગન્ધિ પુષ્પહારોની પંક્તિઓવડે સુશોભિત ५६२ कम्बुकण्ठ –શંખસદૃશ ત્રણ રેખાથી અંકિત કંઠ જેમનો છે ५६३ अरुणाधर –પાકા ઘીનોડા જેવા રક્ત વર્ણવાળો અધર–હોઠ જેમનો છે ५६४ प्रफुल्लपद्मवदन –પ્રફુલ્લિત કમળ જેવું

मितस्मितः ॥१०८॥ तिलपुष्पाभनासान्तश्यामबिन्दुः समश्रवाः। वामश्रवोऽन्तरश्यामबिन्दुः पद्मदलेक्षणः ॥१०९॥ विशालभालतिलकः सूक्ष्मवक्रशिरोरुहः। शिरःपटलसत्पुष्पापीडराजिः स्वभक्तदृक् ॥११०॥ अवतारी भयत्राताऽभयराज-

---

સુશોભન મુખ જેમનું છે. ૫૬૫ कुन्ददन्तः–મોગરાની કળી જેવા સુંદર દંતોની પંક્તિવડે વિરાજીત ૫૬૬ मितस्मितः–મંદ મંદ હસવું જેમનું છે ॥૧૦૮॥

૫૬૭ तिलपुष्पाभनासान्तश्यामबिन्दुः–તિલપુષ્પની શોભાને હરનારી સુંદર નાસિકાના દક્ષિણ પ્રાંતભાગમાં શ્યામ ( જીંડાના જેવા વર્ણવાળો ) બિંદુ ( તિલાકારચિહ્ન ) જેમને છે. ૫૬૮ समश्रवाः–સમાનાકાર સુંદર કર્ણ જેમના છે. ૫૬૯ वामश्रवोऽन्तरश्यामबिन्दुः–વામકર્ણના અંતર્ભાગમાં શ્યામ બિન્દુ જેમને છે. ૫૭૦ पद्मदलेक्षणः–કમળદળ જેવાં વિશાળ લલિત લોચન જેમનાં છે 'तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी' એવી શ્રુતિ છે ॥૧૦૯॥

૫૭૧ विशालभालतिलकः–વિશાળ ભાલમાં કુંકુમચંદ્રકે સહિત ઊર્ધ્વપુંડ્રને ધારી રહેલા. ૫૭૨ सूक्ष्मवक्रशिरोरुहः–સૂક્ષ્મ વક્ર સુંદર મસ્તકકેશ જેમના છે. ૫૭૩ शिरःपटलसत्पुष्पापीडराजिः–પાઘમાં શોભાયમાન વિવિધ સુગંધિ પુષ્પનિર્મિત તોરાઓની પંક્તિઓને ધારી રહેલા. ૫૭૪ स्वभक्तदृक्–પોતાના ભક્તોને કરુણાભરપુર મધુરદૃષ્ટિથી જોનારા ॥૧૧૦॥

૫૭૫ अवतारी–મત્સ્યકૂર્માદિ અવતારો (રૂપો) જેમના છે, સકળ અવતારોને ધરનારા. ખટ્વાંગ રાજાએ દશાવતારધારિપણે સંકટહરસ્તોત્રમાં અને સકળ અવતારધારિપણે શ્રીહરિસ્તુતિમાં સંસ્તુતિ કરેલા ૫૭૬ भयत्राता–પોતાનાં પ્રત્યક્ષ દર્શન કરવામાં તીવ્રત્વરાવાળા દુર્ગપુરવાસી અભયાદિ ભક્તોની પ્રબળ વૈરિઓથકી આવેલા ભયથકી રક્ષા કરનારા. ૫૭૭ अभय-

---

૧ શ્રીહરિનું આ નામ તો કારીયાણી ગ્રામમાં તલાવ ખોદાવી તેનો ઉત્સર્ગ-વિષ્ણુયાગવિધાન રંતિદેવનૃપાખ્યાન કથાથકી અનંતર કરેલા ચરિત્રનું જાણવું.

वरप्रद । कृतदुर्गपुरावास क्रोधयन्ताऽद्भुतक्रियः ॥१११॥
नानादेशप्रेषितस्वभक्तनाशितदुष्क्रिय । असुरक्लिष्टसत्सङ्ग-
सान्त्वन साधुवल्लभ ॥११२॥ सद्द्रोहिगुरुभूपालशिक्षकक्ष्मे-

राजवरप्रद –અભયરાજા કે જે દુર્ગપુરના અધીશ અને પોતાના દર્શનથી પરમાનંદને પામ્યા હતા તેમને 'ભક્તસંતોષ માટે પુરાતર ગ્રામાંતર જઇ આવીને પણ ફરી ફરી આવીને દુર્ગપુરમાજ નિયત નિવાસાદિ કરીશ' એવા વરદાનને આપનારા ૫૭૮ **कृतदुर्गपुरावास** –માટેજ પંચાળદેશમા વર્તતા દુર્ગપુરમાજ ત્યાના ભક્તોનો પ્રીત્યતિશય જોઇને બહુધા નિવાસ કરી રહેલા ૫૭૯ **क्रोधयन्ता**–ત્યાજ મહાસભામા 'ક્રોધ અવશ્ય જીતવો' એવા પ્રતિપાદનથી આશ્રિતોપાસે તેનો ત્યાગ કરાવનારા ૫૮૦ **अद्भुतक्रिय** –સર્વદા સર્વથા સર્વના અનુભવમા આવવા છતા પણ અપૂર્વવત્ સર્વ કોઇને અતિ વિસ્મય કરનારી છે સર્વે ક્રિયાઓ (સમાધિ કરાવવી, મહોત્સવો કરવા, સાધુવિપ્રસંઘોનુ સતર્પણ મહાદાનાદિ) જેમની એવા ॥૧૧૧॥

૫૮૧ *नानादेशप्रेषितस्वभक्तनाशितदुष्क्रिय* –સ્વય દુર્ગપુરમા રહીનેજ અનેક દેશોમા મોકલેલા સાધુજનોદ્વારાજ સદ્ધર્મોપદેશવડે તે તે ગ્રામનગરના જનોની મદ્યમાસભક્ષણાદિ દુષ્ક્રિયાઓને નાશ કરનારા ૫૮૨ **असुरक्लिष्टसत्सङ्गसान्त्वन** –હિતોપદેશાર્થે નાનાદેશોમા મોકલેલા મુનિમંડળોને ત્યા ત્યા આસુરાશ ગુરુ નૃપાદિકે વસ્ત્રાહરણ–તાડન તિરસ્કાર આદિક અસહ્ય પ્રકારોવડે બહુ બહુ ક્લેશ પમા તા પોતાપાસે આવેલા તેમને 'પરાપકાર સહન કરવો અને ક્ષમાવ્રત ધારણ એજ સાધુઓનો ધર્મ છે' ઇત્યાદિ સાધુ ધર્મોપદેશથી અને 'તમારે હવે વૈરિભીતિ ન રાખવી, તમારી રક્ષા કરનાર રાજા આવ્યો છે' ઇત્યાદિ ભયનિવર્તક વચનોથી તેમની સાંત્વના કરનારા ૫૮૩ **साधुवल्लभ** –સાધુઓજ અતિવહાલા જેમને છે 'साधवो हृदयं मह्यं' 'नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना' 'सन्त आत्माहमेव च' 'ज्ञानी त्वात्मैव मे मतम्' એમ પોતેજ કહે છે માટેજ તેમના સંરક્ષણમા સદાય તત્પર ॥૧૧૨॥

शराज्यदः। गवेन्द्रार्चितपादाब्जो गवेन्द्रवरदोऽनघः ॥११३॥ भक्तत्रातोद्धवस्वामिसम्प्रदायप्रकाशकः। विप्रप्रशंसनस्तीर्थविधिबोधक आर्तिहृत् ॥११४॥ विप्रसन्तर्पणो नानाव्रतवक्ता

૫૮૪ सद्द्रोहिगुरुभूपालशिक्षकक्ष्मेशराज्यदः–સાધુઓનો પરિદ્રોહ કરવાનાજ સ્વભાવવાળા આસુરાંશ ગુરૂભૂપાળોને શિક્ષા કરવામાં સમર્થ એવા રાજા (અંગ્રેજ ગવર્નર) ને સકળદેશાધિપત્યને સ્વસંકલ્પથી આપનારા. ૫૮૫ गवेन्द्रार्चितपादाब्जः–ગવર્નરે રાજકોટપુરમાં બહુ સન્માનપૂર્વક બોલાવીને રાજોપચારોવડે પ્રીતિથી પૂજન કર્યું છે ચરણકમળ જેમનું એવા ૫૮૬ गवेन्द्रवरदः–પોતાવિષે પરમ ભક્તિમાન્ ગવર્નર નૃપને તેમણે પ્રાર્થના કરેલા સ્વપાપમોચનાદિક વરને આપનારા ૫૮૭ अनघः–કર્મવશ્ય નહિ હોવાથી તેમાં નિમગ્ન જીવોથકી વિલક્ષણ છે માટે **અનઘ** નામથી કહ્યા છે 'जीवेभ्यः कर्मवश्येभ्यो व्यावृत्तश्चानघः स्मृतः–એવી નિરૂક્તિ છે. અથવા સંસારમધ્યે જન્મ ધારણ કરીને પણ પાપપ્રતિસ્પર્ધી છે માટે **અનઘ** કહ્યા છે ॥૧૧૩॥

૫૮૮ भक्तत्राता–ભક્તોનું સર્વ પ્રકારે રક્ષણ કરવાના સ્વભાવવાળા માટેજ સ્વતંત્ર પોતાને પુરાતર ગમનમાં 'ફરી નહિ પાછા આવે' એવી શંકાથી ઉદ્વિગ્ન મનવાળા દુર્ગપુરીય નૃપાદિ ભક્તોને ફરી પાછું આવવાના વરદાનથી પાળન કરનારા ૫૮૯ उद्धवस्वामिसम्प्रदायप्रकाशकः–ઉદ્ધવસ્વામી કે જે પોતાની આજ્ઞાથી ભૂમિઉપર સન્માર્ગના પ્રવર્તન માટે રામાનંદસ્વામિનામથી પ્રકટેલા સ્વગુરૂ હતા તેમનો સંપ્રદાય જે ભક્તિમાર્ગપ્રવર્તક ગુરૂપરંપરા તેનો સભામા સૌવીરદેશના રાજા સુરસિંહે મોકલેલા શિવરામ વિપ્રની આગળ યથાસ્થિતપણે મૂળથી આરંભીને સર્વને નિઃસંશય કરવા પ્રકાશ કરનારા. ૫૯૦ विप्रप्रशंसनः–મત્સ્યાવપુરમાં સુરસિંહ રાજા આદિકની આગળ સભામા વિપ્રોની બહુધા પ્રશંસા કરનારા ૫૯૧ तीर्थविधिबोधकः–સિદ્ધપુરમાં સભાવિષે તીર્થોમાં કરવાનો વિધિ ઉપવાસ–શ્રાદ્ધ–બ્રહ્મભોજ–મુંડનાદિકનો પ્રમાણવચનોવડે યાત્રાળુઓને બોધ કરનારા ૫૯૨ आर्तिहृत्–

**महायशाः । कौलोच्छिद्विजयो वर्ण्यविष्णुयागमहोत्सवः ॥११५॥ भक्तिगम्यो भक्तवशः कृतदिग्विजयोऽक्षयः । भक्ति-**

ભક્તજનોની વિરહાપદાને પોતાના દર્શનદાનાદિકવડે નાશ કરનારા. 'निजाश्रितानां सकलार्तिहन्ता' એમ શિક્ષાપત્રીમાં શ્રીમુખે કહ્યું છે ॥૧૧૪॥

૫૯૩ **विप्रसन्तर्पणः**–સ્વયં બ્રાહ્મણપ્રિય હોવાથી વિશનગર વડનગરમાં અર્દ્ધમાસ સુધી બ્રાહ્મણોને ઇષ્ટ મિષ્ટ શ્રેષ્ઠ ભોજનો અને દક્ષિણાદાનાદિકવડે સંતુષ્ટ કરનારા. ૫૯૪ **नानाव्रतवक्ता**–વિશનગરમાં સભાવિષે ચાતુર્માસ્યાદિકમાં કરવાનાં ઉપવાસાદિ નાનાવિધ વ્રતોના વિધિનો યથાધિકાર યથોચિત ઉપદેશ કરનારા. ૫૯૫ **महायशाः**–સમુદ્રપર્યંત વ્યાપતું છે ધર્મપ્રવૃત્તિજન્ય મહાયશ જેમનું એવા. અથવા શ્રીનગરમાં મહાસભાવિષેજ જનોને સ્વેચ્છાથી કરાવેલી બહુવિધ સમાધિઓમાં પોતાનાં પુરૂષોત્તમાદિ દિવ્ય દશ સ્વરૂપોનો આવિષ્કાર આદિક અદ્દ્ભુત ચરિત્રોના દર્શનથી પૌરજન વિગેરેએ ઉદ્દ્ગાન કરેલું છે મહત્ યશ જેમનું માટે **મહાયશ** કહ્યા છે. ૫૯૬ **कौलोच्छित्**–જેતલપુરમાં સભાવિષે કીચક નામના મહાશાક્તે સ્થાપવા માંડેલા કુલાર્ણવોક્ત અસન્માર્ગને પ્રબળ પ્રમાણવચનોવડે મૂળમાંથી ખંડન કરનારા. ૫૯૭ **विजयः**–નાનામતવાદિઓને પરાભવ કરેછે માટે **વિજય** નામથી કહ્યા છે. ૫૯૮ **वर्ण्यविष्णुयागमहोत्सवः**–ડભાણમાં મહાસામગ્રીવડે મહારાજાઓએ પણ સાશ્ચર્ય વર્ણન કરવા યોગ્ય વિષ્ણુયાગ નામના યજ્ઞમહોત્સવને કરનારા ॥૧૧૫॥

૫૯૯ **भक्तिगम्यः**–સુરતમાં ભાલચંદ્ર ભક્તોત્તમને ઉદ્દેશીને ભક્ત ભક્તિનું સ્વરૂપ કહેવાપૂર્વક 'હું ભક્તિથીજ એક ગમ્ય–પ્રાપ્ય છું' એમ પ્રતિપાદન કરનારા. 'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' 'भक्त्याहमेकया ग्राह्यः' 'भक्त्येकलभ्यः पुरुषोत्तमोऽसौ' 'भक्त्या लभ्यस्त्वनन्यया' 'नाहं वेदैर्न तपसा...भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन' 'भवान् भक्तिमता लभ्यो दुर्लभः सर्वदेहिनाम्' ઇત્યાદિ વચનો છે. ૬૦૦ **भक्तवशः**–સ્વયં સ્વતંત્ર છે પણ પ્રેમથી ભજતા જનને

धर्मकृतानन्दः सर्वमङ्गलदर्शनः ॥११६॥ उत्तमात्मा जयाप्रेष्ठो
ललितेष्टवरप्रदः । मुकुन्दसेवासन्तुष्टो जयानीतपयःपिबः

વશ વર્તનારા. 'अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव स्मृतः' એમ પોતેજ કહ્યું છે. માટેજ ધર્મપુરમાં કુશળકુંવર રાણીએ અતિભક્તિથી વશ કરી દીધેલા હોવાથી ત્યાં પધારીને તેણીને સ્વદર્શનાદિ સુખને આપનારા. (આ રીતે નામોનું છઠ્ઠું શતક વિવરણ કર્યું) ૬૦૧ कृतदिग्विजयः-તે તે દિશામાં પધારીને તે તે દિશાવાસી દુરાચાર પુરૂષોનો પરાભવ કરનારા ૬૦૨ अक्षयः-કોઈ દેશમાં કે કાળમાં અપક્ષય વિનાશ પરિણામાદિવડે હણાતા નથી માટે **अक्षय** નામથી કહ્યા છે 'अपक्षयविनाशाभ्यां परिणामर्धिजन्मभिः । वर्जितं शक्यते वक्तुं यः सदाऽस्तीति केवलम् ॥' એવી સ્મૃતિ છે. અથવા મુક્તોએ સદાય યથેષ્ટ અનુભવવા છતાં પણ કદાચિત્ પણ નિરવધિ ગુણગૌરવથકી ખુટી જતા નથી માટે **અક્ષય** કહ્યા છે. અથવા નથી ક્ષય-નિયત નિવાસસ્થાન જેમને તેથી **અક્ષય** કહ્યા છે. ૬૦૩ भक्तिधर्मकृतानन्दः-ભક્તિધર્મ કે જે દિવ્ય રૂપથી સદાય પોતાપાસે રહ્યાં છે તેમને નિર્વિઘ્ન અતિ આનંદ આપનારા ૬૦૪ सर्वमङ्गलदर्शनः-સ્વયં મંગળમૂર્તિ હોવાથી જોનારા સર્વે જનોના મંગળને કરનારૂ છે દર્શન જેમનું એવા (આ પ્રકારે ૨૫૩ દ્વિતીયપ્રકરણાર્થનાં નામો જાણવાં) ॥૧૧૬॥

૬૦૫ उत्तमात्मा-અભયરાજાના પુત્ર ઉત્તમ રાજાના આત્મા-આત્મવત્પ્રેમાસ્પદભૂત હોવાથી **ઉત્તમાત્મા** કહ્યા છે. ૬૦૬ जयाप्रेष्ठः-ઉત્તમ રાજાનાં મોટાં બ્હેન જયાને અતિપ્રેમથી ભજનીય. ૬૦૭ ललितेष्टवरप्रदः-જયાથી નાનાં લલિતાને વાછિત વર (પ્રતિમાપૂજનસમયે નિવેદન કરેલા અન્નનું ભોજન હું પ્રત્યક્ષપણે પ્રતિદિન કરીશ એવો) આપનારા. ૬૦૮ मुकुन्दसेवासन्तुष्टः-મુકુન્દાનંદનામના વર્ણિરાજની નિષ્કપટ નિષ્કામ સેવાથી તેમની ઉપર સદા સંતુષ્ટ રહેનારા. ૬૦૯ जयानीतपयःपिबः-જયાએ ઉન્મત્તગંગાથકી આણેલા જળનું પાન કરનારા ॥૧૧૭॥

॥११७॥ नारायणधृतामत्रो वासुदेवात्तचन्दनः । गोपालमक्षितामत्रोऽखण्डाप्तार्चनसाधनः ॥११८॥ उमानाथाप्तपुष्पादिर्जयप्रक्षालिताम्बरः । ललितासंस्कृतान्नादिः पञ्चाल्यालिप्तपाकभूः ॥११९॥ अवरामार्जितावासः शिवोपानीतपादुकः । दयगोविन्दाप्तवन्यो मयरामाविताम्बरः ॥१२०॥ प्रयागोक्त-

---

૬૧૦ नारायणधृतामत्रः—નારાયણાનંદ નામના વર્ણિએ પોતાપાસે રાખ્યું છે ઉપપાત્રે સહિત પાનીયપાનપાત્ર જેમનું એવા. ૬૧૧ वासुदेवात्तचन्दनः—વાસુદેવાનંદ નામના વર્ણિપાસે ચંદનપાત્ર અને ચંદન ઘસવાનું સાધન રખાવનારા. ૬૧૨ गोपालमक्षितामत्रः—ગોપાળાનંદ વર્ણિપાસે શ્રીકૃષ્ણપૂજનમાં ઉપયોગી પાત્રોને મંજાવનારા. ૬૧૩ अखण्डाप्तार्चनसाधनः—અખંડાનંદ વર્ણિપાસે પૂજોપયોગી બધાં સાધનો સંપાદીને રાખી મુકાવનારા ॥૧૧૮॥

૬૧૪ उमानाथाप्तपुष्पादिः—ઉમાભય અને નાથજીવ નામના ક્ષત્રિય વૈશ્ય ભક્તો પાસેથી પૂજાસમયે પુષ્પ પત્ર ફળાદિકને પામનારા. ૬૧૫ जयप्रक्षालिताम्बरः—જયાનંદ વર્ણિપાસે પોતાનાં વસ્ત્રોને ધોવાડનારા. ૬૧૬ ललितासंस्कृतान्नादिः—જયાથી નાનાં લલિતાએ રસોઇસમયે શુદ્ધ કરીને આપેલા અન્ન ઘૃત દુગ્ધ શાકાદિકને સ્વીકારનારા. ૬૧૭ पञ्चाल्यालिप्तपाकभूः—લલિતાથી નાનાં પાંચાળીએ લીંપી શુદ્ધ કરેલી પાકશાળામાં પાક કરનારા ॥૧૧૯॥

૬૧૮ अवरामार्जितावासः—પાંચાળીથી નાનાં નાની નામનાં બ્હેને વાળીને શુદ્ધ કરેલા નિવાસસ્થાનમાં વસનારા. ૬૧૯ शिवोपानीतपादुकः—શીમાળી ગામના શિવરામવિપ્રે ચાલવાસમયે સમીપે આણેલી પાદુકાને પહેરનારા. ૬૨૦ दयगोविन्दाप्तवन्यः—દયાનંદ અને ગોવિંદાનંદ વર્ણિએ આપેલા સમિધ દર્ભાદિકને ગ્રહણ કરનારા. ૬૨૧ मयरामाविताम्बरः—મયારામવિપ્ર-પાસે રાખી મુકાવેલાં યથાકાળ તેમણે આપેલાં વસ્ત્રોને ગ્રહણ કરનારા ॥૧૨૦॥

૬૨૨ प्रयागोक्तपुराणादिः—પ્રયાગજીત નામના પુરાણીએ યથાકાળ

पुराणादिर्निशानित्यकथादरः । मुक्तब्रह्मस्तुतयशाः प्रेमगीतगुणश्रुतिः ॥१२१॥ महानुभावमुदितः शुकरक्षितपुस्तकः । आनन्दकल्पितावासः सोमसूरादिपार्षदः ॥१२२॥ यथार्हकारितात्मीयसेवनो भक्तकामधुक् । निबद्धोत्सवपर्यायो विज-

વાંચેલા પુરાણાદિકને સાંભળનારા ६२३ निशानित्यकथादरः–પ્રતિરાત્ર નિત્યાનંદમુનિએ કરેલી ગીતાભાષ્યાદિ કથાને આદરથી સાંભળનારા ६२४ मुक्तब्रह्मस्तुतयशाः–મુનિવર મુક્તાનંદ તથા બ્રહ્માનંદે પ્રાકૃત ભાષાથી ગુથ્યુ છે દિવ્ય યશ ચરિત્ર જેમનું ६२५ प्रेमगीतगुणश्रुति –પ્રેમાનંદમુનિએ ગાયનોચિત પદ્યોવડે ગાન કરી છે દિવ્ય ગુણકીર્તિ જેમની એવા ॥१२१॥

६२६ महानुभावमुदितः–મહાનુભાવાનંદ મુનિએ સ્વદર્શનાર્થે આવેલા સાધુ ભક્તજનોનુ આતિથ્ય કરવાવડે બહુ હર્ષ પમાડેલા ६२७ शुकरक्षितपुस्तकः–શુકાનંદમુનિપાસે વેદ સ્મૃતિ પુરાણાદિ પુસ્તકોનુ શોધવું લખવું વિગેરેવડે સુરક્ષણ કરાવનારા ६२८ आनन्दकल्पितावासः–શિલ્પશાસ્ત્રને જાણનારા આનંદાનંદમુનિદ્વારા સ્વનિવાસોચિત મંદિરોને કરાવનારા ६२९ सोमसूरादिपार्षद –સોમવર્માપ્રમુખ સમીપવર્તી શસ્ત્રધારી પ્રવર પાર્ષદોથી સદા વિંટાએલા ॥१२२॥

६३० यथार्हकारितात्मीयसेवनः–જે જે ભક્તજન જેવા ગુણવાળો હોય તેની તેની પાગે તેને અનુરૂપજ પોતાની સેવાને કરાવનારા ६३१ भक्तकामधुक्–ભક્તોના કામધેનુની પેડે સમગ્ર મનોરથોને સ્વસેવાપ્રદાનથી પરિપૂર્ણ કરનારા, 'एको बहूनां यो विदधाति कामान्' એવી શ્રુતિ છે 'दाता सुखानां मनसेप्सितानां' એમ પોતેજ કહ્યુ છે ६३२ निबद्धोत्सवपर्याय'–'શુકલપક્ષમા આવતા ઉત્સવોમાં જયાએજ શ્રીકૃષ્ણમહાપૂજા સાધુસંતર્પણાદિ કરવુ અને કૃષ્ણપક્ષમાં આવતા ઉત્સવોમા લલિતાએજ તે કરવુ' એમ વારાથી ઉત્સવોની વ્યવસ્થા કરી આપનારા ६३३ विजयोत्सवतोषितः–વિજયદશમીના ઉત્સવમાં બહુ સામગ્રીથી કરેલા સાધુસંતર્પણાદિવડે જયાએ અતિ સંતોષ પમાડેલા ॥१२३॥

योत्सवतोषितः ॥१२३॥ अन्नकूटकृतानुज्ञो महासम्भारहारकः । पत्रदूताहूतभक्तः पाकशालावलोकनः ॥१२४॥ प्रत्युद्गतमुनिव्रातो मानिताखिलवैष्णवः । सत्प्रीणनः क्षणस्वापो दीपालीमङ्गलाप्लवः ॥१२५॥ ब्राह्मक्षणाप्तुविहितनैत्यकोऽखि-

६३४ अन्नकूटकृतानुज्ञ –અન્નકૂટનો ઉત્સવ કરવાની ઉત્તમનૃપદ્વારા લલિતાને અનુજ્ઞા આપનારા ६३५ महासम्भारहारक –અન્નકૂટોત્સવમા ઉપયોગી સમગ્ર સામગ્રીને ઉત્તમનૃપદ્વારા ગ્રામાંતર દેશાંતરથકી મગાવનારા ६३६ पत्रदूताहूतभक्त –પત્રો લખીને અને દૂતો મોકલીને નાના દેશવાસી ત્યાગિગૃહી ભક્તોને બોલાવનારા ६३७ पाकशालावलोकन –સ્ત્રીપુરુષોની પૃથક્ પૃથક્ પ્ર ટપેલી પાકશાળામા રહેલા પકવાનરાશિઓને આદરથી તેને કરનારાની પ્રશંસાપૂર્વક જોનારા ॥૧૨૪॥

६३८ प्रत्युद्गतमुनिव्रात –પોતાના ઓધાવથી દેશાંતરથકી આવેલા મુનિમંડળોને સન્મુખ જઇને યથોચિત સન્માન કરનારા ६३९ मानिताखिलवैष्णव –આવેલા ત્યાગી ગૃહી સર્વ ભક્તોનું યથોચિત હસ્તસ્પર્શ–સંભાષણ–હાસ્ય–દર્શનાદિકવડે અને ઉતારો આપવો વિગેરેવડે સન્માન કરનારા ६४० सत्प्रीणन –સાધુજનોને દર્શનદાન–સંભાષણ–ભોજન આદિકવડે પ્રસન્ન કરનારા ६४१ क्षणस्वाप –અલ્પકાળ સ્વાપ–શયન કરનારા ६४२ दीपालीमङ्गलाप्लव –દીપાવલિ દિવસે અરુણોદયસમયે તેલાભ્યંગપૂર્વક મંગળ સ્નાનને કરનારા ॥૧૨૫॥

६४३ ब्राह्मक्षणाप्तुविहितनैत्यक –બ્રાહ્મમુહૂર્તમા જાગી નિત્યકર્મ કરવાનું વિધાન હોવાથી સ્વયં લોકશિક્ષાર્થે બ્રાહ્મમુહૂર્તમા જલદી સ્નાન સંધ્યાવંદનાદિ નિત્યકર્મને કરનારા ६४४ अखिलधर्मवित्–સ્વયં ધર્મસ્વરૂપ હોવાથી સ્વાસ્થ્યમા અસ્વાસ્થ્યમા આપત્તિમા અને પ્રવાસમા પાળવાના ધર્મશાસ્ત્રોક્ત સર્વ ધર્મતત્ત્વને જાણનારા ६४५ चारुचक्रपीठस्थ –ચક્ર જેવા ગોળ રમણીય રૂપેરી આસન (ચાકળો)મા વિરાજમાન થએલા ६४६

लधर्मवित् । चारुचञ्चकपीठस्थ उत्तमक्ष्मेशपूजित· ॥१२६॥ भक्तस्वेक्षाप्रदानोत्को मयरामेक्षणस्मितः । भक्तसम्प्रीणनधृतनूतनांशुकभूषणः ॥१२७॥ अनर्घ्यपीतकौशेयपरिधानविचक्षण । मुकुटाकृतिसम्बद्धशोणशीर्षपटद्युतिः ॥१२८॥ सस्वर्णबिन्दुकौसुम्भसत्कञ्चुकधृतिप्रभः । स्कन्धोल्लसद्धैमपटः कटिबद्धारुणांशुक· ॥१२९॥ हैमाङ्गदलसद्बाहुः कर्णशोभित-

---

उत्तमक्ष्मेशपूजित –તે સમયે ઉત્તમરાજાએ નવીન વસ્ત્રો અલંકારો ચંદન પુષ્પહારાદિવડે પ્રીતિથી પૂજા કરેલા ॥૧૨૬॥

૬૪૭ भक्तस्वेक्षाप्रदानोत्क –અન્નકૂટોત્સવ ઉપર આવેલા સર્વ ભક્તોને પોતાનું દર્શન દેવામાં ઉત્સાહવાળા (માટેજ પ્રાત જ આહ્નિકને સમાપ્ત કરી રહેલા) ૬૪૮ मयरामेक्षणस्मित –મયારામવિપ્રને નવીન વસ્ત્રની પોટલી હાથમાં ધારીને પોતાપાસે આવતા જોઇને મંદ મંદ હાસ્યરસને પ્રકાશ કર નારા ૬૪૯ भक्तसम्प्रीणनधृतनूतनांशुकभूषण –સમસ્ત નરનારી ભક્તોની પ્રસન્નતા માટેજ નૂતન વસ્ત્ર વિભૂષણોને ધારી રહેલા ॥૧૨૭॥

૬૫૦ अनर्घ्यपीतकौशेयपरिधानविचक्षण –નિપુણતાથી બહુમૂલ્યવાળુ પીતાંબર પહેરી રહેલા ૬૫૧ मुकुटाकृतिसम्बद्धशोणशीर्षपटद्युति –મસ્તકે મુકુટને આકારે બાંધેલી રક્ત વર્ણની પાઘની કાંતિથી શોભાયમાન ॥૧૨૮॥

૬૫૨ सस्वर्णबिन्दुकौसुम्भसत्कञ्चुकधृतिप्रभ –સુવર્ણમય બુટ્ટાએ સહિત કસુંબી શોભન કંચુક (રંગની અંગરખુ)ના ધારણથી બહુ શોભતા ૬૫૩ स्कन्धोल्लसद्धैमपट –ખભા ખભા ઉપર ઉજ્જ્વળ સુવર્ણસૂત્રમય વસ્ત્ર (ખેસ)ને ધારી રહેલા ૬૫૪ कटिबद्धारुणांशुक –કટિભાગમાં રક્તવર્ણના પટકાને ધારી રહેલા ॥૧૨૯॥

૬૫૫ हैमाङ्गदलसद्बाहु –ધારેલા સુવર્ણમય બાજુબંધથી સુશોભિત બે બાહુ જેમના છે ૬૫૬ कर्णशोभितकुण्डल –કર્ણમાં મકરાકાર સુશોભન કુંડળને ધારી રહેલા ૬૫૭ कण्ठलम्बितसस्वर्णमुक्ताहारादिशोभन –

कुण्डलः । कण्ठलम्बितसत्स्वर्णमुक्ताहारालिशोभनः ॥१३०॥ चञ्चत्सुवर्णकटकशङ्खलाभकरद्वयः । सद्रत्नखचितस्वर्णमुद्रिकाशोभिताङ्गुलिः ॥१३१॥ सत्केसरोर्ध्वतिलकः सरक्ताक्षतचन्द्रकः । अवतंसोल्लसत्कर्णश्चलत्कौसुमशेखरः ॥१३२॥ सुगन्धिपुष्पहारालिदर्शनीयो मनोहरः । गजेन्द्रगमनोऽर्कांशुचञ्चद्वासाः स्मिताननः ॥१३३॥ उच्चरम्यासनासीनो मुनिम-

---

કંઠમા લાબા ધારેલા, સુવર્ણસૂત્રના ગુથેના મુક્તાહારોની પંક્તિવડે બહુ શોભાયમાન ॥૧૩૦॥

६५८ चञ्चत्सुवर्णकटकशङ्खलाभकरद्वय –ચળકતા કનકમય કડા સાંકળાવડે શોભાયમાન બે કરકમળ જેમના છે ६५९ *सद्रत्नखचितस्वर्णमुद्रिकाशोभिताङ्गुलि* –અમૂલ્ય રત્નોથી જડેલી સુવર્ણમય વીંટીઓવડે શોભાયમાન આંગળીયો જેમની છે ॥૧૩૧॥

६६० सत्केशरोर्ध्वतिलक –સુગન્ધિ કેશરમિશ્રિત ચંદનથી કરેલા ઊર્ધ્વ પુંડ્ તિલકથી શોભાયમાન લલાટ જેમનુ છે ६६१ सरक्ताक्षतचन्द्रक –તિલકના મધ્યમા કુંકુમરંજીત અક્ષતોએ સહિત કુંકુમચંદ્રકને ધારી રહેલા ६६२ अवतंसोल्लसत्कर्ण –પુષ્પનિર્મિત ગુચ્છાવડે શોભાયમાન કર્ણ જેમના છે ६६३ चलत्कौसुमशेखर –સુંદર પાઘમા ધારેલા હાલતા સુગન્ધિ પુષ્પમય તોરાઓવડે વિરાજમાન ॥૧૩૨॥

६६४ सुगन्धिपुष्पहारालिदर्शनीय –કંઠમાં ધારેલા સુરભિ પુષ્પોના હારોની પંક્તિવડે દર્શનીય ६६५ मनोहर –સ્વાભાવિક સૌશીલ્ય સૌહાર્દાદિ સ્વરૂપગુણો તથા સૌન્દર્ય સૌકુમાર્યાદિ રૂપગુણો તથા વસ્ત્રઅલંકારપુષ્પમાળાઓની શોભાવડે ભક્તજનોના મનને પોતાવિષે હરનારા ६६६ गजेन्द्रगमन –ગજરાજના જેવી ગંભીર ગતિ જેમની છે ६६७ अर्कांशुचञ्चद्वासा –પ્રાતઃકાલીન સૂર્યના કિરણસ્પર્શવડે ચકચકતા વસ્ત્રો જેમના છે ६६८ स्मितानन –મંદહાસવડે મધુર મેરાન મુખકમળ જેમનું છે ॥૧૩૩॥

ण्डलमध्यगः। सोमवर्मोद्धृतच्छत्रो मुकुन्दधृतनक्तकः॥१३४॥ अलयभृगुजिद्रत्नदण्डचामरवीजितः । सूरनाजात्तव्यजनो जपमालालसत्करः ॥१३५॥ उशीरचारुव्यजनकरोत्तमकृतादरः । स्वेक्षणानन्दितस्वीयः श्रुतकीर्तिर्निजार्चितः ॥१३६॥ विप्रसात्कृतवित्तौघो दानशूरो निरेपणः । उन्मत्तगङ्गाप्लवनो

૬૬૯ उच्चरम्यासनासीनः–ઉન્નત રમણીય સિંહાસનમાં વિરાજમાન થએલા. ૬૭૦ मुनिमण्डलमध्यगः–તારામંડળથી ચંદ્રમાજ જેમ એમ મુનિ-ઓનાં મંડળોથી વિંટાએલા. ૬૭૧ सोमवर्मोद्धृतच्छत्रः–સોમવર્મા ભક્તે ઉચું ધાર્યું છે સુંદર છત્ર જેમની ઉપર એવા. ૬૭૨ मुकुन्दधृतनक्तकः–મુકુંદાનંદવર્ણિએ ધાર્યો છે રૂમાલ જેમને એવા ॥૧૩૪॥

૬૭૩ अलयभृगुजिद्रत्नदण्डचामरवीजितः–ક્ષત્રજાતીય ભક્ત અલયો અને ભૃગુજીએ રત્નજડિત સુવર્ણમય દાંડાવાળાં ચામરોવડે સેવા કરાતા. ૬૭૪ सूरनाजात्तव्यजनः–સૂરવર્મા નાંજવર્મા ભક્તોએ પવન નાંખવામાટે ગ્રહણ કરેલા વીંજણાથી સેવા કરાતા. ૬૭૫ जपमालालसत्करः–જપાર્થે ધારેલી તુળસીમાળાવડે શોભતો જમણો હસ્ત જેમનો છે ॥૧૩૫॥

૬૭૬ उशीरचारुव्यजनकरोत्तमकृतादरः–વીરણનાં મૂળીયાંથી બના-વેલા રમણીય વીંઝણાને જમણા હાથમા ધારીને ઉત્તમરાજાએ અતિશય આદર-સત્કાર કરેલા. ૬૭૭ स्वेक्षणानन्दितस्वीयः પોતાપાસે આવેલા આત્મીય જનોને પોતાના દર્શનદાનથી અતિશય આનંદ આપનારા. ૬૭૮ श्रुतकीर्तिः–સર્વત્ર વિખ્યાત થઇ છે કીર્તિ (લાખો ભક્તજનોને યથા-યોગ્ય ધર્મમાં સ્થાપનરૂપ) જેમની એવા. અથવા દેશદેશથકી આવેલા અનેક ભક્તોના મુખથકી સાંભળી છે કીર્તિ (સ્વાશ્રિત જનોને બીજાએ દુષ્કર એવા સદ્ધર્મમાં દઢપણે સંસ્થાપનરૂપ યશ) જેમણે એવા. ૬૭૯ निजार्चितः–દેશદેશથકી આવેલા નિજભક્તોએ પોતપોતાના દેશથકી આણેલા વિવિધ રમણીય મહોપચારોવડે પ્રીતિથી પૂજા કરેલા ॥૧૩૬॥

૬૮૦ विप्रसात्कृतवित्तौघः–નાનાદેશથકી આવેલા ધનાઢ્ય ભક્તોએ

दीपावलिमहोत्सव. ॥१३७॥ नित्यकर्मादरो नूत्नवसनो दीन-

પૂજામા સમર્પેલો દ્રવ્યસમૂહ તત્ક્ષણ બ્રાહ્મણોને દાન કરી દેનારા ૬૮૧ दानशूर –પોતે પહેરેલા અમૂલ્ય વસ્ત્ર અલંકારોનુ તત્કાળજ દાન કરી દીધુ છે માટે અન્વર્થ દાનશૂર નામથી પ્રખ્યાત થએલા ૬૮૨ निरेपण –સ્વય સ્વરૂપથી પૂર્ણકામ હોવાથી કોઇપણ ભોગ્ય પદાર્થની એષણાએ રહિત ૬૮૩ उन्मत्तगङ्गाप्लवन –દુર્ગપુરના પ્રાતભાગમા વહેતી ઉન્મત્તગગા નદીમા અમાવાસ્યા પર્વનિમિત્તે ભક્તસઘસાથે જળક્રીડાસહિત મધ્યાહ્નસ્નાનને યથાવિધિ કરનારા ૬૮૪ दीपावलिमहोत्सव –રાત્રિએ ભક્તજનોએ કરેલી હજારો દીપપક્તિઓમા મહોત્સવ (વીણા તાલ મૃદગાદિ વાજીંત્રો વજાડવા પૂર્વક શ્રીકૃષ્ણકીર્તનગાયનરૂપ) કરાવનારા ॥૧૩૭॥

૬૮૫ नित्यकर्मादर –નિત્ય કર્મ કરવામા આદર (આપત્કાળમા પણ આગ્રહરૂપ) જેમને છે (અન્નકૂટોત્સવમા સૂર્યોદયથી અનતર ભક્તજનોની ભારે ભીડ થઇ જતા સારી રીતે તેની નિષ્પત્તિ ન થતા અપરરાત્રિએજ સ્વસ્થપણે તેનુ અનુષ્ઠાન કરેલુ હોવાથી નિત્યકર્માદર એવુ નામ છે) ૬૮૬ नूत्नवसन –પ્રાત પૂજનસમયે ઉત્તમ ભૂરે અર્પેલા નવીન વસ્ત્રોને સ્વીકારનારા ૬૮૭ दीनवत्सल –પોતાની દૃષ્ટિના માર્ગમા આવેલા પશુ પક્ષ્યાદિ દીન જીવોવિષેપણ અતિશય પ્રીતિવાળા (દર્શનમાત્રથી તેમને સસૃતિથકી મુકાવનારા) અથવા કરુણાષ્ટક નામના સ્તોત્રથી પૂર્વ દિવસે પોતાની સ્તુતિ કરનારા દીનાનાથ નામના વિપ્રને પોતે પહેરેલા અમૂલ્ય મહા વસ્ત્રોનુ દાન અતિ પ્રીતિથી કરી દીધુ હતુ માટે દીનવત્સળ નામથી કહાય છે ૬૮૮ सदर्चित –મુક્તાનન્દાદિ સહચરો તથા દેશાતરથી આવેલા સાધુઓએ ચદન પુષ્પ ફળાદિકવડે અને યથાશય સ્તુતિઓવડે પૂજન કરેલા ૬૮૯ अन्न कूटेक्ष –ભક્તોએ રચેલા અન્નકૂટની રચનાને ત્યા આવીને આરતીસમયે નિરીક્ષણ કરનારા ૬૯૦ रमारञ्जनभोजन –રમા જયા આદિ એકાતિક ભક્ત સ્ત્રિયોના રજનમાટે પોતાની પ્રતિમામા લલિતાએ ધ્યાન કરેલા પોતાના પ્રત્યક્ષ સ્વરૂપનુ દર્શન આપવાપૂર્વક પ્રત્યક્ષ ભોજનલીલાને કરનારા ॥૧૩૮॥

वत्सलः । सदर्चितोऽन्नकूटेशो रमारञ्जनभोजनः ॥१३८॥ सदाशनो बद्धकटिः स्वभक्तपरिवेषणः । भक्तभुक्तीक्षणानन्दः सदानन्दो महाशयः ॥१३९॥ सत्सङ्गदीपको भक्तशिक्षादक्ष

६९१ सदाशन –સર્વે સાધુઓને પ્રીતિથી સારી રીતે જમાડનારા ६९२ बद्धकटि –સાધુઓને પીરસવા માટે વસ્ત્રવડે દૃઢ કટિને બાંધી રહેલા ६९३ स्वभक्तपरिवेषण –સ્વભક્ત સાધુ પાર્ષદાદિકને સ્વયં પીરસનારા ६९४ भक्तभुक्तीक्षणानन्द –જમતા સર્વ ભક્તોને ગળાપર્યંત જમીને તૃપ્ત થએલા જોઇને બહુ આનંદ પામનારા ६९५ सदानन्द –સર્વ કાળમાં પ્રસન્ન રહેનારા કદાપિ કોઇની પણ ઉપર કોપ નહિ કરનારા અથવા પોતે પીરસેલા પક્વાન્નાદિકને જમનારા સંતોને તૃપ્તિપ્રશ્નાદિકવડે અતિ આનંદ આપનારા ६९६ महाशय –મહા ઉદાર આશય જેમનો છે, માટેજ પોતાના ભક્ત ઉત્તમરાજા આદિકની પ્રસન્નતામાટે સાધુપ્રમુખ નિજાશ્રિતોને રાખવા પૂર્વક ધીમેધીમે મહાસામગ્રીને તૈયાર કરાવનારા ॥૧૩૯॥

६९७ सत्सङ्गदीपक –સત્સંગનું ભક્તિવૃદ્ધિમાં હેતુપણું હોવાથી સત્ શબ્દથી કહેલા પરબ્રહ્મ ભગવાન્, તેમના એકાંતિક સંતો, તે બન્નેએ કહેલો સદ્ધર્મ અને આ ત્રણના આશ્રયવાળું સચ્છાસ્ત્ર આ ચારના સંગનું સ્વરૂપ દીપની પેઠે મહાસભામાં પ્રકાશ કરનારા હોવાથી સત્સંગદીપક કહ્યા છે ६९८ भक्तशिक्षादक्ष –સમસ્ત સમાશ્રિતોને શિક્ષા–યથાધિકાર યથાશક્તિ યથાવિધિ સ્વધર્માચરણનો ઉપદેશ આપવામાં અતિચતુર ६९९ उरुक्रम –મહાન્ ક્રમ–ચાલવાના સમયે પાદવિક્ષેપ જેમનો છે, જનતાની ભીડમાં પણ ગમન આગમનમાં અતર્ક્ય ગતિવાળા ७०० धर्मरक्षाकर –અન્નકૂટનો ઉત્સવ પરિપૂર્ણ થયા પછી ભક્તિદેવીના જન્મોત્સવપર્યંત ઉત્તમનૃપે રાખેલા સમસ્ત સાધુ ભક્તજનોની સભામાં હેમંતસિંહ રાજા પ્રત્યે ધર્મની રક્ષાના સાધનોનો (અસત્ દેશ કાળાદિકના ત્યાગથી અને સત્ દેશ કાળાદિકના આશ્રયથી) ઉપદેશ કરનારા (આ રીતે નામોનું સાતમું શતક વિવરણ પૂર્ણ) ७०१ स्पर्शविवेक –સભામાં સમસ્ત સ્વાશ્રિતોપ્રત્યે સ્પર્શનો વિવેક (મર્યા

उरुक्रमः । धर्मरक्षाकरः स्पर्शविवेको धर्मसिद्धिदः ॥१४०॥
निष्कामसिद्धिदस्त्यागिसेव्योऽद्वैतो जपप्रियः । एकादशीव्रत-
विधिप्रवक्तैकादशीश्वरः ॥१४१॥ प्रबोधनीव्रताचारो महादा-

અકાર્યનું વિવેચનથી જ્ઞાન) તેને ઉપદેશ કરનારા ૭૦૨ **धर्मसिद्धिदः**—સભામા શુકાનંદમુનિને ઉદ્દેશીને ધર્મસિદ્ધિના હેતુઓનો ઉપદેશ કરનારા ॥૧૪૦॥

૭૦૩ **निष्कामसिद्धिदः**—સભામાં બ્રહ્માનંદમુનિને ઉદ્દેશીને ત્યાગિઓએ પાળવાના નિષ્કામવ્રતની શુદ્ધિનો ઉપદેશ આપનારા. ૭૦૪ **त्यागिसेव्यः**—સાધુઓએ પ્રતિદિન યથાધિકાર માનસપૂજાદિ સાધનોવડે સેવનીય. અર્થાત્ પોતાની આજ્ઞાથી સમગ્ર સાધુઓને ધર્મમાં વર્તાવવામાટે અધિકાર આપેલા ગોપાળાનંદમુનિવર્યને ઉદ્દેશીને સાધુઓના આહ્નિકનો ઉપદેશ આપનારા ૭૦૫ **अद्वैतः**—સભામાં મુક્તાનદમહામુનિપ્રત્યે સ્વરૂપાદ્વૈત (દિવ્યાકાર અને મનુષ્યાકાર સ્વરૂપમા વાસ્તવિક ભેદ નથી, તે બન્ને એકજ છે) ને। ઉપદેશ કરનારા. તેમાં '**कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम्**' '**श्रुत्वा कृष्णं परंब्रह्म पार्थः परमविस्मित.**' '**गूढं परंब्रह्म मनुष्यलिङ्गं**' ઇત્યાદિ અનેક વચનો છે અને સમાધિનિષ્ઠોને માનુષ સ્વરૂપનુંજ દિવ્યપણે દર્શન થાય છે માટે તે બન્નેનુ એકપણુ હોવાથી **અદ્વૈત** નામથી કહ્યા છે. ૭૦૬ **जपप्रियः**—વાસુદેવાનંદવર્ણિને ઉદ્દેશીને પોતાના ભક્તોએ પ્રતિદિત કરવાના મંત્રજપનો જે વિધિ તેનો ઉપદેશ આપનારા ૭૦૭ **एकादशीव्रतविधिप्रवक्ता**—એકાદશીવ્રતના વિધિનો પ્રકર્ષથી ઉપદેશ કરનારા. (પ્રકર્ષ તો એકાદશી-ઉત્પત્તિ કથા, એકાદશીના પૃથક્ પૃથક્ નામો, તેમાં તેમાં પૂજ્ય દેવ દેવીનાં નામો, તેમાં તેમા પૂજોપચારવિશેષો, દશમી એકાદશી દ્વાદશીએ પાળવાના નિયમો, પૂજાના મંત્રો, વ્રતોદ્યાપન, ઇત્યાદિકનો અવબોધ આપવારૂપ જાણવો) ૭૦૮ **एकादशीश्वरः**—મોક્ષદા આદિક એકાદશીઓના કેશવાદિક ચોવીશ રૂપે સ્વામિપણે રહેલા ॥૧૪૧॥

૭૦૯ **प्रबोधनीव्रताचारः**—સકળ ત્યાગિ ગૃહસ્થ ભક્તો સાથે પ્રબોધની એકાદશીનું વ્રત યથાવિધિ મહોત્સવથી સ્વયં કરનારા. ૭૧૦ **महादानप्रतो-**

**नम्रतोषितः ।मुनिप्रतोषो विदुरनीतिशास्त्रप्रशंसनः ॥१४२॥ अक्षरस्थो मुनिव्रातस्तुतो योषिद्गणेडितः । भक्त्येकतोष्यो भक्त्यात्मा भक्तग्राममहोत्सवः ॥१४३॥ वृत्तालयपुरावासो**

षितः–એકાદશીએ જયાપાસે કરાવેલા ગુડધેનુ આદિક દશવિધ ધેનુઓ તથા ધાન્યપર્વતાદિ દશવિધ પર્વતોના યથાવિધિ મુખ્યપક્ષથીજ દાનોવડે અતિસંતોષને પામેલા ૭૧૧ **मुनिप्रतोषः**–જમવા માટે પંક્તિબધ બેઠેલા મુનિઓને સ્વયં પીરસીને અત્યંત તૃપ્ત કરનારા ૭૧૨ **विदुरनीतिशास्त्रप्रशंसन**–સભામાં પુજીત આદિક રાજાઓપ્રતિ કાર્યાકાર્યજ્ઞાનાદિકમાં મુખ્યપણે વિદુરનીતિ નામના શાસ્ત્રની બહુ પ્રશંસા કરનારા ॥૧૪૨॥

૭૧૩ **अक्षरस्थ.**–સમગ્ર ભક્તોપ્રતિ અક્ષરબ્રહ્મ નામનું ધામ અને તેમાં સર્વદા વિરાજમાન સ્વસ્વરૂપનું નિરૂપણ કરનારા ૭૧૪ **मुनिव्रातस्तुत.**–મુનિમંડળે પોતાની આજ્ઞાથી દેશાંતર જવાના સમયે **'स्वामिंस्त्वं परमेश्वर.'** ઇત્યાદિ ૧૯ શ્લોકાત્મક મહાસ્તોત્રથી સ્તુતિ કરેલા ૭૧૫ **योषिद्गणेडितः**–જયા રમા આદિક ભક્તસ્ત્રીયોના વૃંદોએ ચંદનપુષ્પહારાદિવડે પૂજા કરીને પોતપોતાના અભિપ્રાયને અનુસારે સ્તુતિ કરેલા ૭૧૬ **भक्त्येकतोष्यः**–ભક્તિવડેજ મુખ્યપણે પ્રસન્ન કરવા યોગ્ય પણ અન્ય સાધનોવડે નહિ, માટે ભક્ત્યેકતોષ્ય કહ્યા છે તે ભગવાનેજ કહ્યુ છે–**'भक्त्याऽहमेकया ग्राह्य. श्रद्धयात्मा प्रिय. सताम्' 'प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्' 'भक्त्या लभ्यस्त्वनन्यया' 'भक्त्या त्वनन्यया शक्य.'** ઇત્યાદિ માટેજ પોતાની ભક્તસ્ત્રિયોપ્રતિ પોતાની અતિપ્રસન્નતાના હેતુભૂત ભક્તિરૂપ ગુણનો મુખ્યપણે ઉપદેશ આપનારા ૭૧૭ **भक्त्यात्मा**–ભક્તિદેવીને આત્મવત્ અતિશય પ્રિય દિવ્યરૂપ ભક્તિએ જયા રમાદિ સ્ત્રિયોની આગળ અતિપ્રીતિથી ગાન કર્યા છે ગુણગણ જેમના એવા ૭૧૮ **भक्तग्राममहोत्सव**–ભક્તોએ બહુધા પ્રાર્થના કરતા તેમના તેમના પુરગ્રામપ્રતિ પધારીને યથાપ્રાપ્ત પુષ્પદોળ અન્નકૂટાદિ મહોત્સવોને કરનારા ॥૧૪૩॥

૭૧૯ **वृत्तालयपुरावास.**–પુષ્પદોલોત્સવ ઉપર વૃત્તાલયપુરના નિવાસી

भक्तसङ्घसुखप्रदः । प्राप्तस्वबन्धुसन्मानो भूरितर्पितपार्षदः ॥१४४॥ गङ्गार्पितफलाहारो भक्तसङ्घसमर्चितः । नानादेशीयभक्तौघार्पितवित्तौघदानकृत् ॥१४५॥ भक्तभ्रातृद्वयावासपर्यायकृतभोजनः । दोलोत्सवविधानज्ञो नरनारायणार्चकः ॥१४६॥ रङ्गक्रीडनकृन्मुक्तकामचारनिषेधकः । स्त्रीपुंप्रसङ्ग-

---

કુબેરાદિ ભક્તોએ પ્રાર્થના કરીને દુર્ગપુરથકી ત્યાં પરિજનો સાથે પધરાવીને કેટલોક કાળ વૃત્તાલયપુરમાં નિવાસ કરાવેલા. ૭૨૦ भक्तसङ्घसुखप्रदः–નાનાદેશોથકી વૃત્તાલયમાં આવેલા ભક્તસઘોને પોતાના દર્શન સ્પર્શન ભાષણાદિકવડે બહુ સુખને આપનારા ૭૨૧ प्राप्तस्वबन्धुसन्मानः–કોસળ દેશથકી પોતાના દર્શનાર્થે આવેલા રામપ્રતાપાદિ બંધુજનોએ પરમેશ્વરપણે નિશ્ચય કરીને કર્યું છે બહુ સન્માન જેમનુ એવા. ૭૨૨ भूरितर्पितपार्षदः–પોતાના પાર્ષદોને મોતીયાલાડુ આદિક નાનાવિધ ભક્ષ્યભોજ્યવડે અત્યંત તૃપ્ત કરનારા ॥૧૪૪॥

૭૨૩ गङ्गार्पितफलाहार.–ગંગા નામની ભક્ત બ્રાહ્મણીએ અતિયત્નથી પુરથકી લાવીને ભોજન માટે અર્પેલી ફલાહારસામગ્રીને પ્રીતિથી સ્વીકારનારા. ૭૨૪ भक्तसङ्घसमर्चितः–અનેક દેશોથકી આવેલા ભક્તસંઘોએ નવીન વસ્ત્ર આભૂષણ ચદન પુષ્પ દ્રવ્ય આદિકવડે અત્યાદરથી પૂજા કરેલા. ૭૨૫ नानादेशीयभक्तौघार्पितवित्तौघदानकृत्–નાનાદેશીય ભક્તોના સંઘોએ સમર્પેલા દ્રવ્યસમૂહોનું તત્ક્ષણ બ્રાહ્મણાદિકને દાન કરનારા ॥૧૪૫॥

૭૨૬ भक्तभ्रातृद्वयावासपर्यायकृतभोजन.–પોતાવિષે પરમ પ્રીતિવાળા રામપ્રતાપ ઇચ્છારામ નામના બન્ને ભ્રાતાઓના નિવાસસ્થાનમા અનુક્રમથી (વારાથી) પ્રતિદિન ભોજન કરનારા ૭૨૭ दोलोत्सवविधानज्ञः–સભામાં દોલોત્સવ તિથિનો નિર્ણય કહેવાપૂર્વક તેના વિધાનને વૈષ્ણવસંપ્રદાયને અનુસારે નિરૂપણ કરનારા. ૭૨૮ नरनारायणार्चकः–દોલોત્સવમાં નરનારાયણનું યથાવિધિ મહાપૂજન કરનારા ॥૧૪૬॥

૭૨૯ रङ्गक्रीडनकृत्–કેસરીયા રંગવડે પોતાના ભક્તોસાથે ક્રીડા કર-

**भूर्यापद्दर्शको धर्मदेशिकः ॥१४७॥ साष्टाङ्गब्रह्मचर्यैकस्थापको धर्मवित्तमः । गृहीतरनरव्यङ्गस्पर्शदोषप्रकाशकः ॥१४८॥ स्त्रीपुंसान्योन्यसंस्पर्शव्यवस्थाकृद्विदांवरः । आहारशुद्धि-**

નારા ૭૩૦ मुक्तकामचारनिषेधक –આરૂઢ યોગવાળા પણ સૌભરી આદિક વિષયાસક્તિને લીધે ભ્રષ્ટ થએના દેખાય છે, તો નારદપર્વતના દૃષ્ટાંતથી પોતાના બ્રહ્મભૂત મુક્તપ્રાય ભક્તોને યથેષ્ટાચરણનો નિષેધ કરનારા ૭૩૧ स्त्रीपुंप्रसङ्गभूर्यापद्दर्शक –બ્રહ્મચર્યવ્રતવાળી પતિવ્રતા સ્ત્રીયોને પણ પુરૂષના દર્શન સ્પર્શન સભાષણાદિ પ્રસગનેલીધે ઘણી આપત્તિ આવે છે એમ દેવયાની આદિના દૃષ્ટાતથી બોધ આપનારા ૭૩૨ धर्मदेशिक –સભામા અહિંસાદિ ધર્મોનો યથાધિકાર આશ્રિતોને ઉપદેશ આપનારા ॥૧૪૭॥

૭૩૩ साष्टाङ्गब्रह्मचर्यैकस्थापक –અષ્ટ અગોએ સહિત બ્રહ્મચર્યના મુખ્ય સ્થાપક, (એમ તો આવો કોઇ પણ આચાર્ય બ્રહ્મચર્યનો સ્થાપક થયો નથી) ૭૩૪ धर्मवित्तम –સવના પણ યથાધિકાર શાસ્ત્રવિહિત ધર્મોને સર્વાધિક- પણે જાણનારા ૭૩૫ गृहीतरनरव्यङ्गस्पर्शदोषप्रकाशक ગૃહસ્થોથકી ઇતર જે બ્રહ્મચારી વાનપ્રસ્થ સન્યાસી ત્યાગીઓ છે તેમને સ્ત્રીયોના અગનો સ્પર્શ કરવામા બહુ દોષ છે એમ સપ્રમાણ પ્રતિપાદન કરનારા 'स्त्रीणां निरीक्षणस्पर्शसंलापक्ष्वेलनादिकम् । प्राणिनो मिथुनीभूतानगृहस्थोऽग्रतस्त्यजेत्' ઇત્યાદિ સ્મૃતિ છે ॥૧૪૮॥

૭૩૬ स्त्रीपुंसान्योन्यसंस्पर्शव्यवस्थाकृत्–સ્ત્રીયોને પુરૂષનો સ્પર્શ અને પુરૂષોને સ્ત્રીયોના સ્પર્શની વ્યવસ્થા (સમીપ સબન્ધવાળાઓનો કરવો અને સમીપ સબન્ધે રહિત હોય તેનો ન કરવો એવી મર્યાદા) ને કરનારા ૭૩૭ विद्वांवर –વિદ્વજ્જનોને મધ્યે વર સકળ શાસ્ત્રાર્થના અભિજ્ઞ હોવાથી શ્રેષ્ઠપણે પ્રખ્યાતિ પામેલા ૭૩૮ आहारशुद्धिकृत्–અત કરણની શુદ્ધિમા આહાર શુદ્ધિની હેતુતા હોવાથી આહારની શુદ્ધિ (જેણે રાધેલુ અન્ન અપતુ હોય એવા પુરૂષે પક્વ કરેલુ ભગવન્નિવેદિતજ અન્ન જમવુ ઇત્યાદિ) નો ઉપદેશ કરનારા ૭૩૯ सद्य पापनिष्कृतिकारक –જાણે અજાણે કરેલા ગુરૂ લઘુ

कृत् सद्यःपापनिष्कृतिकारकः ॥१४९॥ वेदान्ततत्त्वप्रथनः साङ्ख्ययोगार्थदर्शकः । अदाम्भिकप्रियोऽतृष्णो गुणग्राही गुणप्रियः ॥१५०॥ पुराणश्रवणोत्सुक्यः पुराणविधिबोधकः । श्रीमद्भागवतश्रोता श्रीमद्भागवतार्चकः ॥१५१॥ श्रीमद्भाग-

પાપનું દેશકાળાદિકને અનુસારે પ્રાયશ્ચિત્ત જલદીજ કરવું એમ આશ્રિતોને ઉપદેશ આપનારા ॥૧૪૯॥

૭૪૦ वेदान्ततत्त्वप्रथनः—શારીરકસૂત્રાદિ વેદાંતગ્રંથોનો સિદ્ધાંત વાસુદેવ ભગવાનપર છે એમ 'वासुदेवपरा वेदाः' 'नारायणपरा वेदाः' ઇત્યાદિ વચનોવડે સભામાં પ્રખ્યાત કરનારા ૭૪૧ साङ्ख्ययोगार्थदर्शकः—સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્રનો ભગવત્પરપણારૂપ અર્થને ચોવીશ પચીશ તત્વભેદ સ્વરૂપના નિરૂપણપૂર્વક સ્પષ્ટપણે બોધ આપનારા. ૭૪૨ अदाम्भिकप्रियः—લોકને મોહ કરનાર કપટધર્મને આચરે તે દાંભિક કહેવાય. તેથકી ભિન્ન અદાંભિક જનોજ જેમને અતિપ્રિય છે એવા ૭૪૩ अतृष्णः—સ્વયં પરિપૂર્ણકામ હોવાથી વિષયસુખની તૃષ્ણાએ રહિત. ૭૪૪ गुणग्राही—ભક્તોમાં રહેલા પ્રીત્યાદિ ગુણોનેજ ગ્રહણ કરવાના સ્વભાવવાળા, પણ કોઇનો પણ દોષ ગ્રહણ કરનારા નહિ એવા. ૭૪૫ गुणप्रियः—દયા ક્ષમા આદિક ગુણોજ જેમની પ્રસન્નતાના હેતુઓ છે એવા માટેજ દુર્ગપુરના ભક્તોના ગુણોવડેજ આકર્ષાઇને વારેવારે ત્યાં આવીને નિવાસ કરનારા (એ રીતે ૧૪૧ તૃતીયપ્રકરણાર્થનાં નામો જાણવાં) ॥૧૫૦॥

૭૪૬ पुराणश्रवणौत्सुक्यः—શ્રીમદ્ભાગવતાદિ મહાપુરાણોના બહુ કાળ શ્રવણમાં બહુ ઉત્સાહવાળા. ૭૪૭ पुराणविधिबोधकः—મુખ્યપણે શ્રીમદ્ભાગવત પુરાણના શ્રવણ–વાચન–દાન–પુરશ્ચરણાદિક વિધિનો ઉત્તમરૂપ તિને ઉદ્દેશીને ઉપદેશ કરનારા. ૭૪૮ श्रीमद्भागवतश्रोता—સ્વવિભૂતિભૂત માર્ગશીર્ષમાસમાં શ્રીમદ્ભાગવતનું નિયમપૂર્વક યથાવિધિ શ્રવણ કરનારા ૭૪૯ श्रीमद्भागवतार्चकः—શ્રીમદ્ભાગવતનું પ્રતિદિન શ્રવણારંભમાં સમ્યક્ પૂજન કરનારા ॥૧૫૧॥

वताभिज्ञ• श्रीमद्भागवतार्पकः। श्रीमद्भागवतोत्कृष्टपुरश्चरण-
कारक• ॥१५२॥ जन्माष्टम्युत्सवापूर्णजीववर्ममनोरथ• । का
र्यायननरानन्दो वास्तुवेश्मनिकेतन• ॥१५३॥ सूरसम्भावन•
शाकसंस्कारानन्दितस्वकः । नागटङ्कजनप्रीतः शुकप्रश्नकृ-

૭૫૦ श्रीमद्भागवताभिज्ञ –નિગમરૂપ કલ્પતરૂના ફળરૂપ શ્રીમદ્ભાગવતના નિગૂઢ સમગ્ર અર્થને સ્વય જાણતા હોવાથી શ્રવણસમયે પૌરાણિકને પણ તે તે પ્રકરણાર્થને સ્પષ્ટ કરીને બોધ કરનારા ૭૫૧ श्रीमद्भागवतार्पक – શ્રીમદ્ભાગવતના નવીન પુસ્તકનુ પાત્ર વિપ્રને યથાવિધિ મહાપૂજનપૂર્વક પ્રદાન કરનારા ૭૫૨ श्रीमद्भागवतोत्कृष्टपुरश्चरणकारक –શ્રીમદ્ભાગવતના ઉત્કૃષ્ટ અષ્ટોત્તરશતપારાયણરૂપ પુરશ્ચરણોને વિપ્રોદ્વારા યથાવિધિ કરાવનારા ॥૧૫૨॥

૭૫૩ जन्माष्टम्युत्सवापूर्णजीववर्ममनोरथ –જન્માષ્ટમી મહોત્સવને બીજે દિવસે સુરસ પાવન પકવાન્નાદિકથી હરિભક્તસઘનુ સતર્પણ વિગેરે કરીને સારગપુરપતિ જીવવર્માના મનોરથને સર્વથા સપૂર્ણ કરનારા ૭૫૪ कार्यायननरानन्द –સારગપુરથકી કારીયાણી પધારીને ત્યા પ્રબોધિની મહોત્સવપર્યંત સ્થિતિ કરીને પ્રતિદિન સપરિવાર પોતાના દર્શનાદિકવડે ત્યાના ભક્તોને ભારે આનદ આપનારા ૭૫૫ वास्तुवेश्मकृतावास –કારીયાણીના ક્ષત્રવીર વસ્તાખાચરના દરબારમા નિવાસ કરી રહેલા ॥૧૫૩॥

૭૫૬ सूरसम्भावन –નાગડકા પુરના અધિપતિ સૂરવર્મા નામના ભક્તને તેમના પુરપ્રતિ પધારવાની પ્રતિજ્ઞાવડે સભાવના કરનારા ૭૫૭ शाकसस्कारानन्दितस्वक –સૂરવર્માના લોયાગામમા સ્વહસ્તે બહુ ઘૃતાદિ સસ્કારપૂર્વક પકવ કરેલા અમૃતમધુર કોમળ વૃતાકશાકના જમાડવાવડે પોતાના સાધુપાર્ષદાદિ ભક્તોને આનદ આપનારા ૭૫૮ नागटङ्कजनप्रीत – નાગડકા પધારીને ત્યાના ભક્તોઉપર પોતાના દર્શનદાન પૂજાસ્વીકારાદિવડે પ્રસન્નતાને પ્રદર્શાવનારા ૭૫૯ शुकप्रश्नकृतोत्तर –શુકાનદ નામના તપ પ્રિય સ્વસહચર સાધુએ પૂછેલા માઘસ્નાન ચાદ્રાયણવ્રતવિધિ વિષયવાળા પ્રશ્નનો પ્રમાણવચનોવડે ઉત્તર આપનારા ॥૧૫૪॥

तोत्तर ॥१५४॥ चान्द्रायणव्रताराध्य पञ्चालजनपावन । शिवरात्रिव्रताचार कृतदोलामहोत्सव ॥१५५॥ द्वैताद्वैतार्थनिगमहार्दबोधी महोदय । दिव्याङ्गभक्तिधर्मादिरूपप्रेक्षयिताऽमृत ॥१५६॥ हेमन्तार्चास्तुतिप्रीतो जीर्णदुर्गजनार्चि

---

७६० चान्द्रायणव्रताराध्य –પ્રાયશ્ચિત્તાર્થે સ્વપ્રીત્યર્થે અનુષ્ઠાન કરેલા સ્વભક્તિસહિત ચાન્દ્રાયણવ્રતથી આરાધન કરતા આરાધકોને અભીષ્ટ ફળ આપનારા ૭૬૧ પઞ્ચાલજનપાવન –નાગડકાથી પંચાળાપુરપ્રતિ પધારીને ત્યાંના હેમંતસિંહાદિ ભક્તજનોને પોતાના દર્શનદાનાદિવડે પાવન કરનારા ૭૬૨ શિવરાત્રિવ્રતાચાર –તેજ ગામમાં સમસ્તભક્તજનો સાથે શિવરાત્રિનું ઉપવાસાદિરૂપ વ્રતને નિયમપાલનપૂર્વક આચરનારા ૭૬૩ કૃતદોલામહોત્સવ –તેજ ગામમાં પુષ્પદોલામહોત્સવને કરનારા ॥૧૫૫॥

૭૬૪ દ્વૈતાદ્વૈતાર્થનિગમહાર્દબોધી–તેજ ગામમાં ભક્તસભાવિષે પુછતા અખંડાનંદવર્ણિને ઉદ્દેશીને દ્વૈત (જ્ઞાનિમુક્તની દૃષ્ટિએ જીવેશ્વરાદિનો વાસ્તવિક ભેદ) અને અદ્વૈત (મહામુક્તોની દૃષ્ટિએ દ્વૈતાભાવ) અર્થને પ્રતિપાદન કરનારી 'एकमेवाद्वितीय' 'नित्यो नित्यानां' ઇત્યાદિ શ્રુતિઓના હાર્દને સ્પષ્ટપણે સદ્દષ્ટાન્ત ઉપદેશ કરનારા ૭૬૫ મહોદય –મહાન્ ઉદય-પ્રતાપ વિસ્તાર જેમનો છે એવા ૭૬૬ દિવ્યાઙ્ગભક્તિધર્માદિરૂપપ્રેક્ષયિતા–પંચાળા ગામથકી પશ્ચિમદિશામાં ખાખરાના વનમાં પાપમોચની એકાદશીના જાગરણસમયે મુનિપ્રમુખ સર્વ ભક્તોને કૃપાથી દિવ્યરૂપ ભક્તિધર્માદિક દેવતા પોતાના દિવ્ય રૂપનું પ્રત્યક્ષ દર્શન આપનારા ૭૬૭ અમૃત –હેમંતસિંહાદિક દેહોના પ્રલયપર્યંત અમૃતધામમાં રહેલા હોવાથી અમૃત નામથી કહ્યા છે અથવા ભક્તોને માટે નિરતિશય મધુર છે તેમના જરામરણને નિવારણ કરે છે અને સાંસારિક વિષયો તૃપ્તિકર નથી માટે સ્વયં અમૃત કહ્યા છે જેની પ્રાપ્તિ થતાં મૃત્યુ મૃત્યુભય નથી માટે અમૃત જાણવા 'अतदन्यदमृत' 'अमृतस्यैष सेतु' 'अमृतो हिरण्मय' 'अजरोऽमरोऽमृत' ઇત્યાદિ શ્રુતિઓ છે 'अमृतस्येव नातृप्यन् प्रेक्षमाणा जनार्दनम्' એવી સ્મૃતિ છે

त॰ । कृततीर्थविधिर्विप्रभोजनो भूरिदोऽभव ॥१५७॥ दुर्गभक्तातिसुखद॰ कृतकृत्यो जगत्पति । रह स्यो गूढसङ्कल्पो हरिमन्दिरकारक ॥१५८॥ महारम्भ सदास्वस्थ॰ कलिदोपह-

'जराममृत्योर्वारणेन ह्यतृसेर्वापि सेवनात् । अमृत स्वान्निरतिशयमाधुर्येण च सर्वदा' એવી નિરૂક્તિ છે ॥૧૫૬॥

૭૬૮ हेमन्ताचार्यस्तुतिप्रीत –હેમતસિંહ રાજાએ કરેલી પોતાની મહા પૂજા અને સ્તુતિવડે તેમની ઉપર ભાવાતિશયદર્શનથી બહુ પ્રસન્ન થએના ૭૬૯ जीर्णदुर्गजनार्चित –પચાળાથી જુનાગઢ પધારતા ત્યાના ભક્તજનોએ પ્રીતિથી પૂજા કરેલા ૭૭૦ कृततीर्थविधि –ફા-ગુની અમાવાસ્યાએ રૈવતગિરીમા રહેના નાનાવિધ તીર્થોમા કરવાના વિધિને કરનારા ૭૭૧ विप्रभोजन –જુનાગઢમા ચૈત્રદ્વાદશીએ અને પૌર્ણમાસીએ વિપ્રોને મિષ્ટાનવડે તૃપ્ત કરનારા ૭૭૨ भूरिद બ્રાહ્મણોને બહુ દ્રવ્યનુ દાન કરનારા ૭૭૩ अभव –સાધનશૂન્ય એવા પણ પોર જનોને પોતાના દર્શનદાનાદિકવડેજ ભવ સસાર થકી નિવૃત્ત કરનારા હોવાથી અભવ નામથી કહ્યા છે ॥૧૫૭॥

૭૭૪ दुर्गभक्तातिसुखद –જીર્ણદુર્ગથકી દુર્ગપુર પાછા પધારવાવડે ત્યાના ભક્તાને અતિશય આનદ આપનારા ૭૭૫ कृतकृत्य –પોતાના પ્રાદુર્ભાવનુ ધર્મસસ્થાપનાદિરૂપ કાર્યને રૂડી રીતે સપાદન કરનારા ૭૭૬ जगत्पति –જગતના પતિ સ્વામી માટેજ આત્મીય સર્વકોઇ જનોનુ હિત કરવાનાજ એક પ્રયોજનવાળા ૭૭૭ रहस्य –પોતાના અતર્ધાન પછી ભાવિ મનુષ્યોના હિતના હેતુનો વિચાર કરવા એકાત સ્થળમા બેઠેલા ૭૭૮ गूढसङ्कल्प –ગૂઢ બીજા ન જાણે એવો સ્વતિરોધાનાદિ સકલ્પ જેમનો છે ૭૭૯ हरिमन्दिरकारक –પ્રતિમારૂપ પોતાનીજ બહુકાળ સ્થિતિમા ઉચિત ભગવન્મદિરોને આનદાનદાદિ સાધુઓદ્વારા કરાવનારા ॥૧૫૮॥

૭૮૦ महारम्भ –નૃપાદિકોથી પણ ન બની શકે એવા મોટા છે મદિરાદિ પૂર્તકર્મના પ્રારભો જેમના એવા ૭૮૧ सदास्वस्थ –સર્વકાળમા સ્વસ્થ-

रोद्यमः । कृतश्रीनगरावासो महासम्भारसाधकः ॥१५९॥
श्रीपुरेशार्हितः सभ्यः पूर्तकर्मप्रशंसकः । नरनारायणार्चा-
संस्थापकः पौरमानितः ॥१६०॥ क्षेत्रमाहात्म्यगदिता महो-
त्सवविधापकः । एकाहभोजिताशेषपौरविप्रो बहुप्रद ॥१६१॥
पूजोत्सवव्यवस्थाकृद्दाङ्केयप्रार्थितो मनु । भुजङ्गपुरभक्तार्ति-

અવ્યગ્રપણે વર્તતા. માટેજ મહાકાર્યના આરંભમા પણ સર્વદા અવ્યગ્ર મનથી રામાયણાદિકના શ્રવણમા તત્પર ૭૮૨ कलिदोषहरोद्यम –વર્તમાન કળિ યુગના જે વૃથાકલહ અસત્યભાષણાદિ દોષો તેને હરવાનો ઉદ્યમ ( સંસ્કૃત પ્રાકૃત સદ્‌ગ્રંથ પ્રવર્તનદ્વારા ) કરનારા ૭૮૩ कृतश्रीनगरावास –ગુર્જર દેશમા પ્રસિદ્ધ શ્રીનગરમા પોતે કરાવેલા મંદિરમા શ્રીનરનારાયણની પ્રતિષ્ઠા કરવા નિવાસ કરી રહેલા ૭૮૪ महासम्भारकारक –દેવપ્રતિષ્ઠામા ઉચિત મહાસામગ્રીને અર્હીંતહીંથી સંપાદન કરનારા ॥૧૫૯॥

૭૮૫ श्रीपुरेशार्हित –શ્રીપુરના અધિપતિ, ગવર્નરે સ્થાપેલા રાજાએ ( કલેક્ટરે ) બહુમાનપૂર્વક પૂજન કરેલા ૭૮૬ सभ्य –મહાસભાવિષે સમુન્નત આસનમા મુખ્યપણે બેઠેલા હોવાથી સભ્ય કહ્યા છે ૭૮૭ पूर्तकर्मप्रशंसक –દેવાલયાદિ પૂર્તકર્મોની સભામા પ્રમાણવચનોવડે બહુ પ્રશંસા કરનારા ૭૮૮ नरनारायणार्चासंस्थापक –નરનારાયણની પ્રતિમાને યથાવિધિ પ્રતિષ્ઠાપન કરનારા ૭૮૯ पौरमानित –પુરવાસી સ્વભક્તોએ યથાશક્તિ વસ્ત્ર વિભૂષણાદિવડે સત્કાર કરેલા ॥૧૬૦॥

૭૯૦ क्षेत्रमाहात्म्यगदिता–શ્રીપુરક્ષેત્રનુ માહાત્મ્ય સર્વેને કહી સંભળાવનારા ૭૯૧ महोत्सवविधापक –ગીત વાદિત્ર મહાનીરાજન આદિકવડે શ્રીનરનારાયણની પૂજાનો મહોત્સવ કરાવનારા ૭૯૨ एकाहभोजिताशेषपौरविप्र –સંકલ્પ થતા એકજ દિવસે ચોરાશી જ્ઞાતિના સમગ્ર પુરવાસી વિપ્રોને યથેષ્ટ ઘૃતશર્કરાસહિત ભક્ષ્ય ભોજ્યવડે અત્યંત તૃપ્ત કરનારા ૭૯૩ बहुप्रद –દેવપ્રતિષ્ઠાને અંતે સુવર્ણાદિ બહુ દ્રવ્યનું વિપ્રોને દાન કરનારા ॥૧૬૧॥

प्रीत पौरप्रपूजितः ॥१६२॥ नरनारायणप्रतिष्ठापको विप्रपूजकः । निबद्धोत्सवमर्यादो भक्ताभीष्टफलप्रदः ॥१६३॥ वृत्तालयाक्षिपद्मार्कः शिल्पिसन्मानकारकः । लक्ष्मीनारायणाद्य-

૭૯૪ પૂજાસ્સવવ્યવસ્થાકૃત્–પ્રતિદિન તથા ઉત્સવ દિનોમા ભગવાનને અર્પણ કરવા યોગ્ય પૂજોપહારો અને ઉત્સવોની જે વ્યવસ્થા (આ દિને આવા ઉપચારોવડે પૂજા કરવી, આ તિથિએ આ ઉત્સવ આવા ઉપહારોવડે કરવો, એવી મર્યાદા) તેને કરનારા ૭૯૫ गाङ्गेयप्रार्थित –શ્રીનગરથકી દુર્ગપુરમા પાછા આવ્યા પછી ભુજનગરથકી દુર્ગપુરમા આવેલા ગગારામ મલ્લભક્તે પોતાના પુરમા મદિર કરાવાની પ્રાર્થના કરેલા ૭૯૬ मनु – મનનશીલ હોવાથી મનુ કહ્યા છે માટેજ કચ્છદેશીય લોકોનુ હિત વિચારીને ત્યા મદિર કરાવાનુ અનુમોદન આપનારા અથવા સકલ્પલવમાત્ર મનનથીજ સર્વ કાર્યને કરનારા છે માટે મનુ નામથી કહ્યા છે ૭૯૭ भुजङ्गपुरभक्तातिप्रीत –ભુજનગરના ભક્તોઉપર તેમના ભક્તિવિશેષના દર્શનથી અતિશય પ્રસન્ન થએલા ૭૯૮ पौरप्रपूजित –ભુજગપુરવાસી સુદરજી આદિક ભક્તોએ નરનારાયણની પ્રતિષ્ઠાર્થે ત્યા આવવાના સમયે મહોપચારો વડે બહુ સત્કાર કરેલા ॥૧૬૨॥

૭૯૯ नरनारायणप्रतिष्ठापक –ત્યા નવીન મદિરમા પ્રતિમારૂપ નરનારાયણની યથાવિધિ પ્રતિષ્ઠા કરનારા ૮૦૦ विप्रपूजक –પ્રતિષ્ઠાના અગપણે ત્યાના અને દેશાતરથી આવેલા બહુ બ્રાહ્મણોને અભીષ્ટ ભોજન દક્ષિણા દાનાદિકવડે પૂજનારા (આરીતે નામોનુ આઠમુ શતક વિવરણ કર્યું) ૮૦૧ निबद्धोत्सवमर्याद –વાર્ષિક સમગ્ર ઉત્સવોની વ્યવસ્થાને બાધનારા ૮૦૨ भक्ताभीष्टफलप्रद –ભક્તાભીષ્ટ ફળને પ્રકર્ષથી આપનારા માટેજ ભુજનગરના તથા દુર્ગપુરના અને વૃત્તાલયથકી નવીન મદિરનિર્માણની આજ્ઞા લેવામાટે દુર્ગપુરમા આવેલા ભક્તોના પૃથક્ પૃથક્ મનોરથને પૂર્ણ કરનારા ॥૧૬૩॥

૮૦૩ वृत्तालयाक्षिपद्मार्क –વૃત્તાલયમા પોતાની અનુજ્ઞાથી બનાવેલા નવીન મદિરમા શ્રીલક્ષ્મીનારાયણાદિકની પ્રતિષ્ઠા કરવા સપરિવાર પધારીને

**र्चास्थापकोऽर्चितभूसुरः ॥१६४॥ मुक्तादिष्टोत्पथच्छेदश्चित्रा-र्चार्चाप्रवर्तकः। द्वारिकाप्रेषितसुहृत्तीर्थवात्स्यप्रदर्शकः॥१६५॥ सञ्जाता द्वारिकेशात्मा भक्ताप्रदर्शनाक्षमः। सच्चिदानन्दव-**

ત્યાના ભક્તો અને દેશાંતરથકી આવેલા ભક્તોના નેત્રરૂપ કમળોને સૂર્યજેમ એમ પોતાના દર્શનદાનથી પ્રફુલ્લિત કરનારા અને આનંદ આપનારા. ૮૦૪ शिल्पिसन्मानकारकः–ત્યાં મંદિરનિર્માણ કરનારા શિલ્પિઓ (કારીગરો)નું મહાવસ્ત્રદાનાદિકવડે સન્માન કરનારા ૮૦૫ लक्ष्मीनारायणाद्यर्चास्थापकः–લક્ષ્મીસહિત નારાયણની અર્ચા, ભક્તિધર્માર્ચાસહિત પોતાની વાસુદેવ નામની અર્ચા અને રાધાકૃષ્ણાર્ચાસહિત પોતાની હરિકૃષ્ણ નામની અર્ચા, એરીતે અર્ચાઓનુ યથાવિધિ પ્રતિષ્ઠાપન કરનારા. ૮૦૬ अर्चितभूसुर–દેવપ્રતિષ્ઠાના અંગપણે વૃત્તાવ્રયના અને આગંતુક બ્રાહ્મણોને ભોજન દક્ષિણાદાનાદિકવડે પૂજનારા ॥૧૬૪॥

૮૦૭ मुक्तादिष्टोत्पथच्छेद –મુક્તાનંદ મહામુનિને વટપત્તનમા પ્રવર્તેલા કુમાર્ગનુ ઉચ્છેદન કરવાની આજ્ઞા કરનારા ૮૦૮ चित्रार्चार्चाप्रवर्तकः–દુર્ગનગરમાં નારાયણજી નામના સુતારપાસે બનાવેલી છાપોથી છાપેલી ચિત્રમય પોતાની પ્રતિમાઓનુ પ્રતિદિન પૂજન સર્વત્ર પ્રવર્તાવનારા ૮૦૯ द्वारिकाप्रेषितसुहृत्–દ્વારિકાતીર્થનુ માહાત્મ્ય અને તેનો વિધિ કહેવા પૂર્વક તે તીર્થની યાત્રા માટે જ્યેષ્ઠ કનિષ્ઠ સ્વભ્રાતૃપુત્રાદિ સમ્બન્ધિજનોને મોકલનારા ૮૧૦ तीर्थवात्स्यप्रदर्शक –તીર્થભૂમિમા આવી વસેલા અતિલુબ્ધ ગુગળી બ્રાહ્મણોનુ અધ જે પોતે મોકલેલા સાધુગુણસંપન્ન સચ્ચિદાનંદ સાધુવરને પણ શ્રીકૃષ્ણદર્શનનો પ્રતિબન્ધ તાડન તિરસ્કારાદિ અપરાધ તેને ત્યા આવેલા સજ્જનોને જણાવનારા ॥૧૬૫॥

૮૧૧ सञ्जाता–સચ્ચિદાનંદ સાધુનુ ત્યાના વાસી દુર્જનોથકી અને ક્ષુધા તૃષાદિ દોષોથકી રક્ષણ કરનારા ૮૧૨ द्वारिकेशात्मा–દ્વારિકાપતિ શ્રીકૃષ્ણ છે આત્મા–સ્વરૂપ જેમનુ એવા અર્થાત્ દ્વારિકેશ શ્રીકૃષ્ણરૂપે સમાધિમાં પ્રતિદિન સચ્ચિદાનંદમુનિને દર્શન દેનારા. ૮૧૩ भक्ताप्रदर्शनाक्षम –

रदो लक्ष्मीनारायणात्मकः ॥१६६॥ वर्धितक्षेत्रमाहात्म्यस्तप्तमुद्राङ्कितस्वकः । मुक्तात्मा त्रियुगो वादिजेताऽनुयुगसम्भवः ॥१६७॥ असुराविदितेशत्वः प्रकटेश्वरलक्षणः । अन्तःसंश-

સ્વયં કૃપાનિધિ હોવાથી તે સાધુભક્તને દુર્જનોએ કરેલા ઉપદ્રવના દર્શનમાં અસમર્થ, માટેજ પાંચમા દિવસની અપર રાત્રિએ પ્રત્યક્ષપણે તેમની સમીપે આવીને પોતાના હસ્તતળથી દશ દિવસના ઉપવાસથી કરમાઇ ગએલાં તેમનાં અંગોનું પરિમાર્જન કરનારા ૮૧૪ सच्चिदानन्दवरदः-અતિપ્રેમથી પોતાની સ્તુતિ કરતા સચ્ચિદાનંદ મુનિને વર (નિર્ધનોને પણ પોતાના દર્શનદાન માટે પોતાનું વૃત્તાલયપુરમા નિવાસરૂપ તેમનું અભીષ્ટ) આપનારા. ૮૧૫ लक्ष्मीनारायणात्मकः-લક્ષ્મીસહિત નારાયણ છે આત્મા-સ્વરૂપ જેમનું એવા. અર્થાત્ દ્વારિકાથકી વૃત્તાલયમા આવીને તેરૂપે સ્થિતિ કરી રહેલા ॥૧૬૬॥

૮૧૬ वर्धितक्षेत्रमाहात्म्यः-દ્વારિકેશરૂપ પોતાની સ્થિતિથી વૃત્તાલયક્ષેત્રનુ વિશેષપણે સ્વમુખે માહાત્મ્યને વધારનારા ૮૧૭ तप्तमुद्राङ्कितस्वकः-તપ્તમુદ્રાઓ (છાપો) વડે પોતાના સમસ્ત ભક્તોને બાહુ આદિક અંગમાં અંકિત કરનારા ૮૧૮ मुक्तात्मा-મુક્તાનંદમુનિરૂપે વટપત્તનમાં વાદિપરાજય માટે રહેલા હોવાથી મુક્તાત્મા કહ્યા છે ૮૧૯ त्रियुगः-'उत्पत्तिं प्रलयं चैव भूतानामागतिं गतिम्। वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति ॥' 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥' આ સ્મૃતિએ કહેલાં ઉત્પત્યાદિક કે જ્ઞાનાદિક ત્રણ યુગ-યુગ્મો જેને વિષે વર્તે છે માટે ત્રિયુગ નામથી કહ્યા છે (પણ સત્યાદિ ત્રણ યુગમાંજ પ્રાદુર્ભવેછે તેથી ત્રિયુગ નહિ) અર્થાત્ પોતાનો વાચક જે ત્રિયુગશબ્દ તેના અર્થનો સપ્રમાણ પ્રકાશ કરનારા ૮૨૦ वादिजेता-પ્રમાણવાક્યોવડે નાના મતને સ્થાપન કરનારા વટપત્તનવાસી વાદિવિદ્વાનોને મુક્તાનંદમુનિરૂપે જીતનારા ૮૨૧ अनुयुगसम्भवः-યુગયુગમા ધર્મસ્થાપન માટે આવિર્ભાવ જેમનો છે 'धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे' ઇત્યાદિ વચનથી ચારેય યુગમા પોતાના પ્રાદુર્ભાવને સ્થાપન કરનારા ॥૧૬૭॥

यद्वार्तो दुराचारविमोचनः ॥१६८॥ अशस्त्रो धिषणाशस्त्र आसुरावेशकर्षण. । लड्डुकादीष्टगणपः सिन्दूरादीष्टमारुतिः ॥१६९॥ वृत्तालयप्रियो धर्मजन्माद्यार्चितसद्द्विजः । महास-

८२२ असुराविदितेशत्व –આસુરી સંપત્તિવાળા દુષ્કૃતિઓએ નથી જાણ્યો ઐશ્વર ભાવ જેમનો એવા 'નરાકૃતિ સાક્ષાત્ આ પરમેશ્વર છે' એમ આસુર જનોએ નહિ માનેલા, 'अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धय । परंभावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृत । मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानन्तो मम भूतमहेश्वरम्' ઈત્યાદિ ગીતામાં પોતેજ કહ્યું છે ८२३ प्रकटेश्वरलक्षण – દૈવી સંપત્તિવાળા સુકૃતિઓએ સાક્ષાત્ અનુભવ્યાં છે સર્વેશ્વરપણાને સૂચવનારા તત્ક્ષણ સમાધિ કરાવવી વિગેરે લક્ષણો જેમના એવા 'महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिता । भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥' એમ ગીતામાં પોતે કહ્યું છે ८२४ अन्तःसंशयहृद्वार्त –અંતરમાં અનાદિથી અનુવર્તતા સંશયોને મૂળમાંથી હરનારી ચમત્કારી વાર્તા જેમની છે એવા ८२५ दुराचारविमोचन –સચ્છાસ્ત્રનિષિદ્ધ મદ્યમાંસભક્ષણાદિ દુરાચારોનો સર્વથા ત્યાગ કરાવનારા ॥१६८॥

८२६ अशस्त्र –દુષ્ટવિનાશનાર્થે ખડ્ગાદિ શસ્ત્રધારણે રહિત હોવાથી અશસ્ત્ર કહ્યા છે ८२७ धिषणाशस्त्र –તીક્ષ્ણ બુદ્ધિરૂપજ છે શસ્ત્ર–અસુરવિનાશન આયુધ અને અજ્ઞાનવિનાશન આયુધ જેમને એવા અર્થાત્ અશસ્ત્ર છે પણ બુદ્ધિશસ્ત્રથી સર્વ કાર્યને સાધનારા ८२८ आसुरावेशकर्षण દૈવી જીવોમાં થએલા આસુરીસંપત્તિના આવેશને સમતાપ સદ્વાર્તાઓવડે કાઢી નાખનારા ८२९ लड्डुकादीष्टगणप –ભાદ્રપદ માસની શુક્લ ચતુર્થીએ ગણપતિની ગોળના લાડુ આદિક ઉપહારોવડે યથાવિધિ મહાપૂજા કરનારા ८३० सिन्दूरादीष्टमारुति –આશ્વિન કૃષ્ણચતુર્દશીએ હનુમાનજીની તેલમાં તળેલા અડદના વડા, આકડાના પુષ્પો સિંદૂર આદિક ઉપચારોવડે પૂજાને કરનારા ॥१६९॥

भासनो दत्तविध्युपात्तसुतद्वयः ॥१७०॥ पुत्रविन्यस्तगुरुतः पुत्रसात्कृतसंश्रितः । सदोविभक्तदेशादिः सम आचार्यशिक्षकः ॥१७१॥ भक्तिजन्माहभक्तौघतर्पणश्चिन्नितादिधिपः । नृ-

૮૩૧ वृत्तालयप्रिय.—સ્વકીયપણે સ્વીકારેલું વૃત્તાલયપુર જેમને અતિ પ્રિય છે એવા માટેજ દુર્ગપુરથકી ફરી ધર્મદેવનો જન્મોત્સવ કરવા ત્યાં પધારેલા. ૮૩૨ धर्मजन्माहार्चितसद्विज –પિતા ધર્મદેવનો જન્મદિવસ કાર્તિક શુક્લ એકાદશીએ તેમના મહાપૂજન પછી સાધુગુણસંપન્ન બ્રાહ્મણોનું સદ્વસ્ત્ર દક્ષિણાદિવડે પૂજન કરનારા ૮૩૩ महासभासनः—વૃત્તાલયમાં એકાદશીએ થએલી સમસ્ત સમાશ્રિતોની મહાસભામાં શોભતા સમુન્નત સિંહાસનમા વિરાજમાન થએલા ૮૩૪ दत्तविध्युपात्तसुतद्वयः—સભામાજ પોતાના મોટા નાના ભ્રાતાઓથકી તેમના અયોધ્યાપ્રસાદ રઘુવીર નામના બે પુત્રોને ધર્મશાસ્ત્રોક્ત દત્તવિધાનથી પોતાના પુત્રપણે ગ્રહણ કરનારા ॥૧૭૦॥

૮૩૫ पुत्रविन्यस्तगुरुत –તે દત્તપુત્રોને પોતાનું ગુરૂપદ આપનારા. ૮૩૬ पुत्रसात्कृतसंश्रितः—સમસ્ત સ્વાશ્રિતોને દત્તપુત્રાધીન કરનારા ૮૩૭ सदोविभक्तदेशादिः—મહાસભામાજ ઉત્તર દક્ષિણ દેશ વિભાગ કરીને બન્ને પુત્રોને વહેંચી આપનારા ૮૩૮ सम.—દેશાદિવિભાગમા પક્ષપાતને લીધે થતા ન્યૂનાધિકભાવે રહિત હોવાથી સમ કહ્યા છે ૮૩૯ आचार्यशिक्षकः—આચાર્યપદમા સ્થાપેલા દત્તપુત્રોને અવશ્ય પાળનીય સકળ ધર્મનો ઉપદેશ આપનારા ॥૧૭૧॥

૮૪૦ भक्तिजन्माहभक्तौघतर्पण.—માતા ભક્તિના જન્મદિવસ કાર્તિક શુક્લ પૌર્ણમાસીએ ત્યાગી ગૃહી તમામ ભક્તોને વિવિધ ભક્ષ્ય ભોજ્યાન્નવડે તૃપ્ત કરનારા ૮૪૧ चिन्नितादिधिप.—ઉત્સવાદિકમા પોતાના ઔદાર્યાતિશયના આવિષ્કારથી નાના દેશીય રાજાઓને પણ આશ્ચર્ય ઉપજાવનારા ૮૪૨ नृपामात्यार्थितः—વટપત્તનના સયાજીરાવ મહારાજાએ પોતા પાસે મોકલેલા નારૂપંત નામના અમાત્યે વટપત્તનપ્રતિ પધારવાની બહુ પ્રાર્થના કરેલા ૮૪૩ पौरप्रीत·—વટપુરવાસી જનો ઉપર પ્રસન્ન થઇને તેમને પોતાનું દર્શન આપવા ઉધમી થએલા ૮૪૪ वटपुरागम·—વટપુરપ્રતિ સપરિવાર પધારેલા ॥૧૭૨॥

प्रामात्यार्थित॰ पौरप्रीतो वटपुरागम॰ ॥१७२॥ मन्त्रिप्रत्युद्गतो नानावाद्यवादकसंवृत॰ । सालङ्कारगजारूढश्चारुचामरवीजित॰ ॥१७३॥ दृक्पावितजनव्रात॰ सिंहजिन्नृपपूजित॰ । स्वप्रतापपराभूतविद्वद्वैरिकृतानति॰ ॥१७४॥ सिंहजित्संशयच्छेत्ता भक्तिरीतिप्रदर्शक । रघुवीरार्पितस्वीयभूपावित्तन॰

८४५ मन्त्रिप्रत्युद्गत –રાજાના નારૂપત મન્ત્રીએ ચતુરંગિણી સેનાસાથે એક યોજન દૂર અભિમુખ આવીને સન્માન કરેલા ૮૪૬ નાનાવાદ્યવાદકસંવૃત –મહાદુન્દુભિ તાસા વિગેરે વિવિધ વાજીંત્રો વજાડવામા પ્રવીણ રાજકીય જનોથી પુરપ્રવેશમહોત્સવ સમયે વિંટાએલા ૮૪૭ सालङ्कारगजारूढ –સુવર્ણના અલંકારોવડે અલંકૃત કરેલા ગજરાજ ઉપર રહેલી સુવર્ણમય અબાડીમા વિરાજમાન થએલા ૮૪૮ चारुचामरवीजित –પાછળ બેઠેલા નારૂપત રાજમન્ત્રિએ સુંદર ચામર ઢોળેલા ॥૧૭૩॥

૮૪૯ दृक्पावितजनव्रात –પોતાના દર્શન માટે આગળ અને બે પડખામા નિનિમેષ દ્યાગી સ્થિતિથી રહેલા જનસમૂહોને પોતાની કૃપાદૃષ્ટિથી પાવન કરનારા ૮૫૦ सिंहजिन्नृपपूजित –સયાજીરાવ રાજાએ પોતાની હવેલીમા બહુ માનપૂર્વક સિંહાસનમા બેસારીને બહુવિધ અમૂલ્ય વસ્ત્ર અલંકાર ચંદન પુષ્પહાર આદિક રાજોપચારોવડે પ્રીતિથી પૂજા કરેલા ૮૫૧ स्वप्रतापपराभूतविद्वद्वैरिकृतानति –પોતાના નિરતિશય અમાનુષ પ્રતાપથીજ (વિવાદથી નહિ) સભય પ્રચ્છન્ન સ્થિતિરૂપ પરાભવને પમાડેલા જે વિદ્વદ્વૈરિઓ (શાસ્ત્રાભિજ્ઞ હોવા છતા મત્સર મદ માનાદિ દોષોને લીવે પોતાવિષે વૈરભાવવાળા પુરુષો)એપણ આગમનસમયે દૂરથીજ નમસ્કાર કરેલા ॥૧૭૪॥

૮૫૨ सिंहजित्संशयच्छेत्ता–સયાજીરાવ રાજાના હિતવિષયક સંશયને હિતોપદેશથી હરનારા ૮૫૩ भक्तिरीतिप्रदर्शक –ભક્તિની રીતિ (ધર્મમા રહીનેજ કરવારૂપ)ને પ્રદર્શાવનારા ૮૫૪ रघुवीरार्पितस्वीयभूपावित्तनवाग्रुक –વટપત્તનથકી વૃત્તાલય પધારીને વટપત્તનમા પોતાને પૂજામા

वांशुकः ॥१७५॥ सर्वजीवहितः सर्वसच्छास्त्ररसदोहन । अनाकुलमना: शिक्षापत्रीलेखनकृत्स्वभूः ॥१७६॥ सामान्य धर्मवचनो विशेषवृषवर्णन: । निगमाद्यष्टसच्छास्त्रातिरुचिः शास्त्रसारवित् ॥१७७॥ विशिष्टाद्वैतमतधृत् साकारब्रह्मव-

પ્રાપ્ત થએના નવીન મહાવસ્ત્રો આભરણો વિત્ત વિગેરે સર્વ રઘુવીરજીને આપી દેનાર ॥૧૭૫॥

૮૫૫ सर्वजीवहित —પોતાના અતર્ધાનથકી અનતર મોક્ષોપયોગી વર્તન રીતિને જણાવવા પત્રીલેખનરૂપ સર્વ જીવોના હિતહેતુનો વિચાર કરનારા ૮૫૬ सर्वसच्छास्त्ररसदोहन —વેદાદિ સમસ્ત સચ્છાસ્ત્રના સારને (સ્વધર્મ પાળનપૂર્વક શ્રીકૃષ્ણની ભક્તિ કરવારૂપ) ગાયથકી દુધનેજ જેમ એમ પૃથક્ દોહન કરનારા ૮૫૭ अनाकुलमना —સમગ્ર સચ્છાસ્ત્રોના સારનો સમુદ્ધાર કરવાવિષે સ્વસ્થ ચિત્તવાળા ૮૫૮ शिक्षापत्रीलेखनकृत्—સકળ મનુષ્યોને યથાધિકાર ધર્મપાલનોપદેશમા હેતુભૂત પત્રીને સ્વય લખનારા ૮૫૯ स्वभु —**स्वेन** સ્વસ્વરૂપથીજ **भवति** શિક્ષાપત્રીમા શ્રીકૃષ્ણનામથી વર્તે છે માટે **स्वभू** નામથી કહ્યા છે અર્થાત્ મગળાચરણાદિકમા શ્રીકૃષ્ણના ભક્તની પેઠે જણાતા છે પણ સ્વય તેજ છે એમ વર્તતા અથવા લીલાદિપ્રયોજન માટે સ્વેચ્છાથીજ (ઇતરવત્ કર્માધીનપણે નહિ) સ્વય પ્રાદુર્ભવે છે માટે **स्वभू** નામથી કહ્યા છે 'प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया' એમ ગીતામા કહ્યુ છે ॥૧૭૬॥

૮૬૦ सामान्यधर्मवचन —શિક્ષાપત્રીમા પ્રથમ અહિંસાદિ સામાન્ય ધર્મોનો ઉપદેશ કરનારા ૮૬૧ विशेषवृषवर्णन —પછી આચાર્ય ગૃહસ્થાદિકના વિશેષધર્મોનુ વર્ણન કરનારા ૮૬૨ निगमाद्यष्टसच्छास्त्रातिरुचि — વેદ વ્યાસસૂત્રાદિ આઠ સચ્છાસ્ત્રોનેવિષે અત્યત રૂચિવાળા ૮૬૩ शास्त्रसारवित्—સમગ્ર સચ્છાસ્ત્રોનો જે સાર (ધર્મસહિત ભગવદ્ભક્તિ કરવારૂપ અને સાક્ષાત્ તેમજ પરપરાએ ભગવત્પરપણારૂપ) તેને જાણનારા ॥૧૭૭॥

૮૬૪ विशिष्टाद्वैतमतधृत्—શ્રીરામાનુજાચાર્યે શ્રુતિસ્મૃતિસૂત્રપ્રમાણોથી

र्णनः । रामानुजकृतग्रन्थश्रुतिपाठप्रवर्तकः ॥१७८॥ गृहीतविट्ठलेशोक्तव्रतोत्सवविधिः सुधीः । यथाधिकारसद्धर्मवक्ता वैदिकसम्मतः ॥१७९॥ शिक्षापत्रीस्थापितस्वमाहात्म्यः पाठसिद्धिदः । सद्धर्मातिप्रवृत्तीच्छुः शिक्षापत्रीप्रवर्तकः ॥१८०॥ प्रमोदिताश्रितजनो नरनारायणेक्षणः । महादोलोत्सवोऽयो-

---

પ્રતિપાદન કરેલા વિશિષ્ટાદ્વૈત નામના મતને સ્વકીયપણે સ્વીકારનારા ૮૬૫ साकारब्रह्मवर्णन –ગુણાતીત નિત્યસિદ્ધ દિવ્યવિગ્રહવિશિષ્ટ બ્રહ્મ શ્રીકૃષ્ણાખ્ય છે એમ સપ્રમાણ પ્રતિપાદન કરનારા ૮૬૬ रामानुजकृतग्रन्थश्रुतिपाठप्रवर्तक –રામાનુજાચાર્યે રચેલા શ્રીભાષ્ય ગીતાભાષ્યાદિ ગ્રંથોના શ્રવણપઠનની સ્વાશ્રિતોમાં પ્રવૃત્તિ કરનારા ॥૧૭૮॥

૮૬૭ गृहीतविट्ठलेशोक्तव्रतोत्सवविधि –વિઠ્ઠલેશ ગોસ્વામિએ સિદ્ધ કરેલા વ્રતોત્સવવિધિને અભીષ્ટપણે સ્વીકારનારા ૮૬૮ सुधी –શોભન સદ્ધર્મ પ્રવર્તનવિષયવાળીજ બુદ્ધિ જેમની છે એવા ૮૬૯ यथाधिकारसद्धर्मवक्ता–અધિકારને અનુસારેજ સદ્ધર્મોને યથાશાસ્ત્ર પ્રતિપાદન કરનારા ૮૭૦ वैदिकसम्मत –વૈદિક જનોએ સાદર માનનીય, વેદવાક્યને અનુસરનારા ધર્મને સ્થાપન કરનારા ॥૧૭૯॥

૮૭૧ शिक्षापत्रीस्थापितस्वमाहात्म्य –શિક્ષાપત્રી નામના ગ્રંથમા પોતાનું માહાત્મ્ય સ્થાપનારા ૮૭૨ पाठसिद्धिद –પ્રતિદિન શિક્ષાપત્રીપાઠનુ ચતુર્વર્ગપ્રાપ્તિરૂપ ફળ આપનારા ૮૭૩ सद्धर्मातिप्रवृत्तीच्छु ભક્તિસહિતજ ધર્મોની સર્વત્ર અતિશય પ્રવૃત્તિ કરવા ઇચ્છતા ૮૭૪ शिक्षापत्रीप्रवर्तक –પ્રિય શિક્ષાપત્રીને ભૂમિ ઉપર સર્વત્ર પ્રચારનારા ॥૧૮૦॥

૮૭૫ प्रमोदिताश्रितजन –શ્રીનગરના સત્સંગિજનોને પોતાના દર્શન ભાષણ પ્રશ્નોત્તરાદિવડે અતિશય હર્ષ પમાડનારા ૮૭૬ नरनारायणेक्षण –શ્રીપુરમા પોતે પધરાવેલા નરનારાયણદેવના દર્શન કરનારા ૮૭૭ महादोलोत्सव –શ્રીનગરમા ફાલ્ગુન કૃષ્ણપ્રતિપદાએ ભગવાનનો દોળારો હણ મહોત્સવને કરનારા ૮૭૮ अयोध्याप्रसादार्पितसद्म –શ્રીનગરમા

ध्याप्रसादार्पितसद्वसुः ॥१८१॥ धौरेयस्थापितश्रीमद्राधामदनमोहनः । पुत्रोपदिष्टश्रीकृष्णमन्त्रदीक्षाविधिक्रमः ॥१८२॥ प्रोक्तदीक्षितसद्धर्मः कृष्णपूजाविधापकः । प्रोक्तापराधनिर्हारः क्षमासारः सदर्चनः ॥१८३॥ स्वाचार्यपत्नीशिष्यत्वस्थापकः शिष्यशासनः । पुत्रदत्तमहादीक्षः पुत्रदीक्षितपूरुषः ॥१८४॥

---

થએલા દોલોત્સવમા પોતાને સત્સંગિસમાજે સમર્પેલું અમૂલ્ય ધનવસ્ત્રાદિક અયોધ્યાપ્રસાદ પુત્રને અર્પનારા ॥૧૮૧॥

૮૭૯ धौरेयस्थापितश्रीमद्राधामदनमोहन:-ભાલદેશમાં આવેલા ધોલેરા નગરમાં ભક્તોએ કરાવેલા નવીન મંદિરમા શોભનાકૃતિ રાધાસહિત મદનમોહન શ્રીકૃષ્ણની યથાશાસ્ત્ર પ્રતિષ્ઠા કરનારા ૮૮૦ पुत्रोपदिष्टश्रीकृष्णमन्त्रदीक्षाविधिक्रमः-દત્તપુત્રોને ઉદ્દેશીને શિષ્યોને શ્રીકૃષ્ણમંત્રોપદેશમા યથાધિકાર આપવાની ગુરૂવ્યુ દીક્ષાના ક્રમનો યથાસ્થિત સમગ્રપણે ઉપદેશ કરનારા ॥૧૮૨॥

૮૮૧ प्रोक्तदीक्षितसद्धर्मः-કૃષ્ણદીક્ષાને ગ્રહણ કરનારા ભક્તોના નિત્ય પાળવાના સદ્ધર્મોનો સારી રીતે ઉપદેશ આપનારા. ૮૮૨ कृष्णपूजाविधापकः-સ્વાચાર્યપ્રાપ્ત શ્રીકૃષ્ણપ્રતિમાનું યથાશક્તિ માનસ બાહ્ય પૂજન દીક્ષિત ભક્તોપાસે કરાવનારા ૮૮૩ प्रोक्तापराधनिर्हारः-પૂજનકાળાદિકમા જાણે અજાણે થતા ભગવદપરાધોનું પ્રાયશ્ચિત્ત રૂડી રીતે કહેનારા ૮૮૪ क्षमासारः-પરાપરાધસહનરૂપ ક્ષમાજ સાર-અસાધારણ શ્રેષ્ઠ ગુણ જેમનો છે એવા. ૮૮૫ सदर्चनः-સાધુપુરૂષોને પૂજનારા અને પૂજાવનારા ॥૧૮૩॥

૮૮૬ स्वाचार्यपत्नीशिष्यत्वस्थापकः-દીક્ષાધિકારિણી સ્ત્રિયોને આચાર્યપત્નીનાજ શિષ્યભાવમાં સ્થાપન કરનારા (પણ આચાર્યના શિષ્યભાવમા નહિ) ૮૮૭ शिष्यशासनः-આચાર્યાણીના શિષ્યભૂત સ્ત્રિયોને તદુચિત દીક્ષિતધર્મોનો ઉપદેશ કરનારા ૮૮૮ पुत्रदत्तमहादीक्षः-આચાર્યપદમા સ્થાપેલા દત્તપુત્રોને પોતેજ મહાદીક્ષા આપનારા ૮૮૯ पुत्रदीक्षितपुरुषः-દીક્ષિત દત્તપુત્રોપાસે વિભક્ત સ્વસ્વદેશીય પુરૂષોને યથાધિકાર સામાન્ય વિશેષ દીક્ષા અપાવનારા ॥૧૮૪॥

स्नुषादीक्षितयोष श्रीराधाकृष्णेष्टदेवत । सत्सङ्गिध्येयस
न्मूर्तिरैकान्तिकपरायणम् ॥१८५॥ पुनप्रोक्ताब्दिकाशेषव्र-
तोत्सवविधिक्रम । गोपालप्रश्नसहृष्टस्त्यागिधर्मोपदेशक
॥१८६॥ लोभोन्मूलनधीदाता कामोत्खननयुक्तिद । दुर्जेयर

૮૯૦ स्नुषादीक्षितयोष પુત્રપાસે દીક્ષા દેવરાવેલી તેમની ભાર્યાઓ પાસે વિભિન્ન સ્વસ્વદેશીય સ્ત્રિયોને કૃષ્ણદીક્ષા અપાવનારા ૮૯૧ श्रीराधाकृष्णेष्टदेवत –શ્રી રાધાએ સહિત કૃષ્ણ જે પોતાનુજ સ્વરૂપ તેને માનુષ્ય નાટ્યમા ઇષ્ટદેવપણે માનનારા ૮૯૨ सत्सङ्गिध्येयसन्मूर्ति –સ સંગિસ ક્ષિત સમસ્ત સ્વભક્તોએ યથાકાળ હૃદયમા અને બહાર ધ્યાન કરવા યોગ્ય છે રમણીય સાક્ષાત્ દિવ્ય મૂર્તિ જેમની એવા ૮૯૩ एकान्तिकपरायणम्– એક ભગવાન વિષેજ જેનો અત–સમાપ્તિ (તાત્પર્ય) છે તે એકાન્ત–સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત અનન્યભક્તિરૂપ ભાગવતસાત્વતપર્યાય ધર્મ કહેવાય તેવા ધર્મને મુખ્યપણે પાળનારા જે સ્વાનન્યભક્તો તે એકાતિક કહેવાય તેમના પર–મુખ્ય અયન આશ્રયભૂત અથવા એકાતિક સતોજ જેમને પોતાના પ્રાણભૂતપણે અને આત્માપણે પરમ અયન (આશ્રય) છે 'ज्ञानी त्वात्मैव मे मतम्' એમ ગીતામા કહ્યુ છે ॥૧૮૫॥

૮૯૪ पुनप्रोक्ताब्दिकाशेषव्रतोत्सवविधिक्रम –વ્રતો સવવિધિને પુત્રના દત્તપુત્રોને ઉદ્દેશીને વાર્ષિક સમગ્ર વ્રતો સવોનો જે વિધિ તેને અનુક્રમથી કહેનારા ૮૯૫ गोपालप्रश्नसहृष्ट –ગોપાળાનદમુનિએ પુછેલા ત્યાગિ ધર્મજિજ્ઞાસાવિષયક પ્રશ્નને સાભળીને બહુ હર્ષથી તેનો ઉત્તર આપવા ત પર થએલા ૮૯૬ त्यागिधर्मोपदेशक –ત્યાગી સસારવિરક્ત સાધુઓના જે લોભત્યાગાદિ ધર્મો તેનો મોક્ષધર્મને અનુસારે ઉપદેશ કરનારા ॥૧૮૬॥

૮૯૭ लोभोन्मूलनधीदाता–વિષયલોભનો સમૂળ સમુચ્છેદ જેનાથી થાય એવા બુદ્ધિયોગનો ઉપદેશ આપનારા ૮૯૮ कामोत्खननयुक्तिद – કામદોષને મૂળમાથી ઉખેડી નાખનારા ઉત્તમ યુક્તિઓ–વિચાર વતાચરણાદિ ઉપા યોને ઉપદેશનારા ૮૯૯ दुर्जयरसनादोष –દુર્જય એવો પણ રસાસ્વાદ

**सजिद्बोधो निःस्नेहत्वविधापकः ॥१८७॥ मानसर्पविपत्राता कृष्णैकान्तिकशंसनः । सधर्मज्ञानवैराग्यभक्तिबोधनपाटवः ॥१८८॥ ज्ञानस्वरूपनिर्णेता नियन्ता पुरुपात्मकः । प्रकृतीशो**

સુખેથી જીતી શકાય એવો સદ્બોધ (તન્નિષ્ઠ દોષદર્શનાદિ) આપનારા. ૯૦૦ નિઃસ્નેહત્વવિધાપકઃ–માયિક પદાર્થમાં પ્રીતિએ રહિતપણારૂપ નિ સ્નેહપણાને આત્મજ્ઞાનાદિ ઉપદેશવડે કરાવનારા. (આ રીતે નામોનું નવમું શતક વિવરણ કર્યું) ॥૧૮૭॥

૯૦૧ માનસર્પવિપત્રાતા–માન (સ્તબ્ધતામા હેતુભૂત મનોવિકાર) રૂપ કૃષ્ણસર્પ (પરાપરાધાદિકની અસહિષ્ણુતારૂપ)નું જે વિષ (વિષની પેઠે તત્ક્ષણ પ્રાણુને હરનારો માનજન્ય ક્રોધ) તેથકી સદ્યાત તેના ત્યાગમાં ઉપયોગી ઉપદેશે કરીને ત્યાગિઓનુ રક્ષણ કરનારા. ૯૦૨ કૃષ્ણૈકાન્તિકશંસન.–કૃષ્ણના જે એકાતિક (સ્વધર્માદિ અંગે સહિત અનન્યભક્તિ વાળા) પુરૂષો તેમને સર્વત્ર પૂજ્યપણે 'दृष्टाः स्पृष्टा नता' ઇત્યાદિ પ્રકારે પ્રશસનારા ૯૦૩ सधर्मज्ञानवैराग्यभक्तिबोधनपाटवः–વર્ણાશ્રમવિહિત સ્વધર્મ, આત્મપરમાત્મસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન અને માયિક પદાર્થમાત્રમાં રાગાભાવરૂપ વૈરાગ્યે સહિત એવી અનન્યભક્તિનો બોધ આપવામા બહુ પ્રવીણતાવાળા ॥૧૮૮॥

૯૦૪ ज्ञानस्वरूपनिर्णेता–નિત્યાનંદ મુનિને ઉદ્દેશીને સભામા જ્ઞાનના સ્વરૂપનુ બ્રહ્માડસર્ગાદિકથન દ્વારા નિર્ણય કરીને ઉપદેશનારા. ૯૦૫ नियन्ता–કાળમાયાદિકને પોતાની આજ્ઞામાજ વર્તાવે છે માટે **નિયંતા** કહ્યા છે 'ज्ञः कालकाल.' 'प्रधानक्षेत्रज्ञपति.' 'मायिन तु महेश्वरम्' ઇત્યાદિ શ્રુતિઓ છે ૯૦૬ पुरुपात्मक –માયાના અધિષ્ઠાતા પુરૂષરૂપે માયાનું ઇક્ષણ કરનારા હોવાથી **પુરૂષાત્મક** કહ્યા છે ૯૦૭ प्रकृतीशः–મૂળ પ્રકૃતિના ઇશ–બ્રહ્માંડસર્ગાદિકમા પ્રવૃત્તિહેતુ હોવાથી **પ્રકૃતીશ** કહ્યા છે. ૯૦૮ महाकाल.–મહાપુરૂષસ્વરૂપ હોવાથી **મહાકાળ** કહ્યા છે ૯૦૯ मायेशः–પ્રધાન શક્તિના ઇશ–તેરૂપે અવ્યાકૃતાદિ ઉત્પત્તિમા હેતુ હોવાથી **માયેશ** કહ્યા છે

**महाकालो मायेशोऽव्याकृतात्मक ॥१८९॥ हिरण्यगर्भस्त-त्त्वात्मा तत्त्वलक्षणलक्षक । वैराजोऽखिलविश्वात्मा बुद्धिमे-**

९१० अव्याकृतात्मक —પ્રધાન પુરૂષનુ આદિકાર્ય જે અવ્યાકૃત તે રૂપે કરીને મહત્તત્ત્વની ઉત્પત્તિમા હેતુ હોવાથી **અવ્યાકૃતાત્મક** કહ્યા છે ॥૧૮૯॥

९११ हिरण्यगर्भ —હિરણ્મય બ્રહ્માડ જેના ગર્ભમા છે એવા 'हिरण्यगर्भ समवर्तताग्रे भूतस्य जात पतिरेक आसीत्' આ શ્રુતિમા કહેલા જે હિરણ્યગર્ભ પુરૂષ તેરૂપે મહાપ્રાણાદિકને સર્જનારા માટેજ યથાસ્થિત તેમના સ્વરૂપને નિરૂપણ કરનારા અથવા નિત્ય નિર્દોષ પરમ સત્ત્વાત્મક દ્રવ્યવિશેષપણાને લીધે હિરણ્યને સમાન હોઇને હિત રમણીય છે માટે હિરણ્યશબ્દથી પરમધામ જાણવુ તેમા નિત્ય નિવાસ હોવાથી તેના ગર્ભભૂત છે માટે **હિરણ્યગર્ભ** નામથી કહ્યા છે તે વિષયમા આ શ્રુતિ છે—'हिरण्मये परे लोके विरज ब्रह्म निष्कलम् । तच्छुभ्र ज्योतिषां ज्योति स्तद्यदात्मविदो विदु ॥' 'न तत्र सूर्यो भाति' ઇત્યાદિ 'हिरण्य परम धाम हिरण्यस्य समानतः । हिरण्यगर्भ स प्रोक्तस्तस्मिन् वसति य सदा' એવી નિરૂક્તિ છે અથવા હિત રમણીય હોવાથી હિરણ્યશબ્દથી ધ્યાતાઓનુ હૃદય જાણવુ, તેમા શુભાશ્રયપણે રહેલા છે માટે **હિરણ્યગર્ભ** કહ્યા છે અથવા હિરણ્યનિધિને સમ છે માટે **હિરણ્યગર્ભ** કહ્યા છે ९१२ तत्त्वात्मा-મહદાદિ તત્વોના આત્મા—તેરૂપે વિરાટને સર્જનારા અર્થાત્ તે તત્વોને સર્ગસામર્થ્ય સ્વય આપનારા ९१३ तत्त्वलक्षणलक्षक –તત્વોના લક્ષણો (અસાધારણ ધર્મો)ને જણાવનારા તેમનું યથાવત્ પૃથક્ પૃથક્ સ્વરૂપ કહેનારા ९१४ वैराज –સહસ્રશીર્ષપુરૂષરૂપ વૈરાજના સ્વરૂપને જણાવનારા ९१५ अखिलविश्वात्मा–સમસ્ત જગતના આત્મા–ધારક નિયામક શેષી. 'पतिं विश्वस्यात्मेश्वरम्' 'अन्त प्रविष्ट शास्ता जनानां सर्वात्मा' 'विश्वात्मान परायणम्' 'स भूमिं विश्वतो वृत्वा' 'येनैव भूत स्विष्टस्यन्तरात्मा' 'येन सर्वमिद प्रोत' 'यमात्मानमन्वरो यमयति स त आत्माऽन्तर्यामी' 'अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थित ' ઇત્યાદિ શ્રુતિ

रक ईशिता॥१९०॥ जीवेश्वरब्रह्ममायारूपयाथार्थ्यबोधकः। निर्गुणो गुणवृत्तिज्ञो बद्धजीवविमोचनः॥१९१॥ भक्त्याराध्यो महादेवो ज्ञेयो ध्येयः प्रकाशकः। शेषीकृताक्षरपरश्रीकृष्णः

સ્મૃતિઓ છે, માટેજ યથાર્થ વિશ્વસર્ગને નિરૂપણ કરનારા ૯૧૬ बुद्धिप्रेरकः–સર્વની બુદ્ધિવૃત્તિઓના પ્રેરક અર્થાત્ તેમના તેમના અંતઃકરણની વૃત્તિઓના અભિપ્રાયને જાણનારા. 'मत्त. स्मृतिर्ज्ञानमपोहनं च' એમ પોતેજ કહ્યુ છે ૯૧૭ ईशिता–સર્વદા સકળ ઐશ્વર્યે સપન્નજ રહે છે માટે **ઇશિતા** કહ્યા છે અર્થાત્ માનુષ્યનાટ્ય કરતા અનીશ્વર જેવા જણાય છે તોપણ કદાપિ ઐશ્વર્યે રહિત નહિજ રહેનારા 'मानुषीं तनुमाश्रितम्। पर भावमजानन्त.' 'भूतानामीश्वरोऽपि सन्' ઇત્યાદિ ગીતામા કહ્યુ છે ॥૧૯૦॥

૯૧૮ जीवेश्वरब्रह्ममायारूपयाथार्थ्यबोधक –જીવ ઇશ્વર બ્રહ્મ અને માયાના સ્વરૂપને તત્ત્વથી પૃથક્ પૃથક્ સપ્રમાણ સ્પષ્ટપણે નિરૂપણ કરનારા ૯૧૯ निर्गुण –માયિક સત્ત્વાદિ ગુણોએ રહિત હોવાથી નિર્ગુણ કહ્યા છે *'सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणा.' 'योऽसौ निर्गुण इत्युक्त'* शास्त्रेषु जगदीश्वर । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीन· स उच्यते ॥' એવી સ્મૃતિ છે ૯૨૦ गुणवृत्तिज्ञ –સત્ત્વાદિ ત્રણ ગુણોની ધૈર્ય આનદાદિ વૃત્તિઓને જાણીને તેનુ પૃથક્ પૃથક્ સ્વરૂપ નિરૂપણ કરનારા ૯૨૧ बद्धजीवविमोचन –અનાદિ અવિદ્યાથી બધન પામેલા જીવોને આત્મજ્ઞાનોપદેશવડે તેથકી મુક્ત કરનારા ॥૧૯૧॥

૯૨૨ भक्त्याराध्य.–સાગ ભક્તિવડેજ એક આરાધન કરવા યોગ્ય હોવાથી ભક્ત્યારાધ્ય કહ્યા છે 'भज मा भक्तिभावत ' 'मा च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते' *'भक्त्या मामभिजानाति'* 'सत्सङ्गलब्धया भक्त्या सहि मा यो निषेवते' ઇત્યાદિ ગીતા ભાગવતમા કહ્યુ છે ૯૨૩ महादेव –મહાન્–સર્વોત્કૃષ્ટ કે પૂજ્ય એવા દેવ–બ્રહ્માદિ કીડનકો સાથે કંદુકાદિકવડેજ જેમ એમ ક્રીડા કરનારા હોવાથી **મહાદેવ** (દેવદેવ) નામથી કહ્યા છે तं दैवताना परमं च दैवतम्' એવી શ્રુતિ છે 'सप्रयोज्य

**कालकालनः ॥१९२॥ कृष्णसेवाहीनमुक्तिचतुष्केच्छापहा-**

वियोज्याय कामकारकर प्रभु । क्रीडते भगवान् 'मोदते भगवान् विष्णुर्बाल क्रीडनकैरिव' એવી સ્મૃતિ છે ૧૨૪ ज्ञेय –જે જાણવા યોગ્ય હોય તે જ્ઞેય કહેવાય, જેના જ્ઞાનથી મુક્તિ મળે એજ મુખ્ય જ્ઞેય છે, જ્ઞેયનું જ્ઞાન એજ ઉપયોગી જ્ઞાન છે, અન્ય તો અજ્ઞાનજ છે, ભગવાનથકી અન્યતો બંધક હોવાથી અજ્ઞેય છે, ભગવાનના સ્વરૂપ સ્વભાવના જ્ઞાનથીજ આત્યંતિક મોક્ષ પ્રાપ્ત થાય છે માટે ભગવાનજ એક તત્વથી જ્ઞેય-જાણવા યોગ્ય હોવાથી જ્ઞેય નામથી કહ્યા છે 'स विजिज्ञासितव्य' એવી શ્રુતિ છે ૧૨૫ ध्येय –હૃદયકમળમાં મુમુક્ષુઓએ ધ્યાન કરવા યોગ્ય 'कारण तु ध्येय' 'निदिध्यासितव्य' 'ध्येयो नारायण सदा' એવી શ્રુતિ સ્મૃતિ છે ૧૨૬ प्रकाशक –પ્રકાશકપણે પ્રસિદ્ધ એવા સૂર્યાદિકના પણ પ્રકાશક હોવાથી પ્રકાશક નામથી કહ્યા છે 'तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिद विभाति' એવી શ્રુતિ છે અથવા દિવ્ય રૂપના દર્શન કરવા ઇચ્છતા ભક્તોને તેનો પ્રકાશ કરી આપનારા હોવાથી પ્રકાશક કહ્યા છે 'दिव्य ददामि ते चक्षु पश्य मे योगमैश्वरम्' 'सुदुर्दर्शमिद रूप दृष्टवानसि मा यथा' એમ ગીતામાં પોતે કહ્યુ છે અથવા પોતાના પ્રકાશથી દેહ ઇન્દ્રિયો પ્રાણ અંત:કરણ અને જીવોને પ્રકાશ કરનાર 'श्रोत्रस्य श्रोत्र मनसो मनो यद्वाचो ह वाच स उ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षु' એવી શ્રુતિ છે ૧૨૭ शेषीकृताक्षरपरश्रीकृष्ण આત્યંતિક પ્રલયને અંતે એક અક્ષરપર શ્રીકૃષ્ણજ અવશેષ રહે છે એમ સપ્રમાણ પ્રતિપાદન કરનારા અથવા અક્ષરપર શ્રીકૃષ્ણને અક્ષરાદિ સમસ્ત શેષના શેષી–સ્વામિપણે પ્રતિપાદન કરનારા 'कृष्णस्य हि कृते सर्वमिद भूत चराचरम्' 'स्वत्वमात्मनि सञ्जात स्वामित्व ब्रह्मणि स्थितम्' 'आत्मदास्य हरे स्वाम्य स्वभाव च सदा स्मर' 'यस्याक्षर शरीर 'अक्षरात्परत पर' એવી શ્રુતિ સ્મૃતિ છે ૧૨૮ कालकालन:–બ્રહ્માદિવર્તી સકળ ઈશ્વરોને સ્વવશમાં વર્તાવનારા એવા પણ કાળના કાળ-સ્વયં પુરૂષોત્તમ હોવાથી નિયંતા છે માટે કાળ-કાળન નામથી કહ્યા છે 'ज्ञ कालकाल' એવી શ્રુતિ છે ॥૧૯૨॥

पकः । आदिष्टसाङ्ख्यसिद्धान्तो निजज्ञानफलप्रदः ॥१६३॥ ऋष्यात्मकश्चतुर्वर्णाश्रमधर्मनिरूपकः । षट्कर्मविधिनिर्णेता गायत्रीमन्त्रदैवतः ॥१६४॥ स्मार्तवक्ता श्रौतवक्ता विप्रधर्मविशे-

૯૨૯ कृष्णसेवाहीनमुक्तिचतुष्केच्छापहारक.-કૃષ્ણસેવાએ રહિત એવી સાલોકયાદિ ચતુર્ધા મુક્તિને પામવાની ઇચ્છાને પોતાના નિરતિશય માહાત્મ્યજ્ઞાનના પ્રકાશથી ત્યાગ કરાવનારા 'मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् । नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविद्रुतम् ॥' 'सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जना. ॥' એમ ભાગવતમાં કહ્યુ છે. ૯૩૦ आदिष्टसाङ्ख्यसिद्धान्तः-સેશ્વર સાંખ્યશાસ્ત્રનો જે સિદ્ધાંત ( બ્રહ્મભૂત થએલાએ પણ ભગવાનની સેવા કરવી ) તેને ઉપદેશ કરનારા. ૯૩૧ निजज्ञानफलप्रदः-સાક્ષાત્ દિવ્ય સ્વસ્વરૂપસંબન્ધિ જે દૃઢ નિશ્ચયાત્મક જ્ઞાન તેનું દેહાતે સ્વપ્રાપ્તિરૂપ જે ફળ તેને પ્રકર્ષથી આપનારા 'जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः । त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥' એવું ગીતાવાક્ય છે ( આ રીતે ૧૮૯ ચતુર્થ પ્રકરણાર્થનાં નામો છે ) ॥૧૬૩॥

૯૩૨ ऋष्यात्मक-મરીચ્યાદિ મહર્ષિઓ આત્મવત્ પ્રિય જેમને છે એવા ઋષિરૂપે સ્મૃતિગ્રંથોને કરનારા માટેજ શિવરામ નામના ભક્ત બ્રાહ્મણના પ્રતિ આર્ષ ધર્મનો ઉપદેશ આપનારા ૯૩૩ चतुर्वर्णाश्रमधर्मनिरूपकः-બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર, આ ચાર વર્ણો તથા બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસ, આ ચાર આશ્રમોના સામાન્ય વિશેષ ધર્મોને સ્પષ્ટપણે યથાશાસ્ત્ર નિરૂપણ કરનારા ૯૩૪ षट्कर्मविधिनिर्णेता-સ્નાન સંધ્યાજપ હોમ સ્વાધ્યાય પિતૃતર્પણ દેવતાપૂજન, દ્વિજોએ અનુદિન અનુષ્ઠાન કરવાના આ ષટ કર્મોના વિધિને નિર્ણયથી કહેનારા ૯૩૫ गायत्रीमन्त्रदैवत -ગાયત્રીમંત્ર જે ચોવીશ અક્ષરવાળો યજુર્વેદસહિતામાં કહ્યો છે તે દૈવત-બ્રાહ્મણ હોવાથી દેવની પેઠે પ્રતિદિન જપનીય જેમને છે, અર્થાત્ ગાયત્રીમંત્રને દેવની પેઠે પ્રતિદિન જપનારા અથવા ગાયત્રીમંત્રના સૂર્ય-

पवित् । जीविकावृत्तिनिर्णेता हेयोपादेयबोधकः ॥१९५॥ आशौचनिर्णयः श्राद्धविधिवक्ता विधिप्रियः । कलिहेयार्थनिर्णेता राजधर्मनिरूपकः ॥१९६॥ पतिव्रताधर्मवक्ता वि-

નારાયણરૂપે પોતે દેવતા છે માટે તેમ કહ્યા છે અર્થાત્ ગાયત્રીમન્ત્રવડે આરાધ્ય હોવાથી તેનુ માહાત્મ્ય કહેનારા ॥૧૯૪॥

૯૩૬ સ્માર્તવક્તા–સ્માર્તસંજ્ઞિત સંધ્યાવંદન વૈશ્વદેવ આવસથ્ય આદિક કર્મને યથાધિકાર કર્તવ્યપણે પ્રતિપાદક ૯૩૭ શ્રૌતવક્તા–શ્રૌતસંજ્ઞિત અગ્નિહોત્રાદિ કર્મના યથાધિકાર કર્તવ્યપણે પ્રતિપાદક ૯૩૮ વિપ્રધર્મવિશેષવિત્–ગૃહસ્થ બ્રાહ્મણોના જે ધર્મો છે તેમા જે વિશેષ શાતપણુ દાતપણુ વિગેરે છે તેને જાણનારા, અર્થાત્ બ્રાહ્મણોના વિશેષધર્મોને નિરૂપણ કરનારા ૯૩૯ જીવિકાવૃત્તિનિર્ણેતા શિલોંછ શાલીન આદિક જીવિકાવૃત્તિઓનો દેશકાળાનુસારે નિર્ણય કરી કહેનારા ૯૪૦ હેયોપાદેયબોધક–હેય ઉપાદેયને (શાસ્ત્રનિષિદ્ધ હોય તે અકાર્ય છે અને શાસ્ત્રવિહિત હોય તે કાર્ય છે એમ) આર્ષ સદાચારવાક્યોવડે જણાવનારા ॥૧૯૫॥

૯૪૧ આશૌચનિર્ણય–જન્માશૌચ અને મૃતાશૌચને યથાશાસ્ત્ર નિર્ણય કરીને કહેનારા ૯૪૨ શ્રાદ્ધવિધિવક્તા–ગૃહસ્થોને અવશ્ય કર્તવ્યપણે કહેલા શ્રાદ્ધકર્મના વિધિને સ્મૃતિવાક્યોથી પ્રતિપાદન કરનારા ૯૪૩ વિધિપ્રિય–વિધિ જે શાસ્ત્રવિહિત કર્માચરણપ્રકાર તે જ પ્રિય જેમને છે એવા પણ સ્વેચ્છાકલ્પિત ધર્મમા રૂચિવાળા નહિ. ૯૪૪ કલિહેયાર્થનિર્ણેતા–કલિયુગમા ત્યાજ્યપણે કહેલા જે ગોમેધમદ્યપાનાદિ અર્થો તેનો યથાશાસ્ત્ર નિશ્ચય કરીને કહેનારા ૯૪૫ રાજધર્મનિરૂપક–રાજ્યાસનમા રહેલા રાજાના જે ધર્મો પ્રજારંજન ધર્મસ્થાપન દુષ્ટનિગ્રહાદિ છે તેનુ યથાશાસ્ત્ર નિરૂપણ કરનારા ॥૧૯૬॥

૯૪૬ પતિવ્રતાધર્મવક્તા–પતિવ્રતા સ્ત્રીયોના પતિપરિચર્યાપ્રમુખ ધર્મોનો સતીગીતાને અનુસારે ઉપદેશ કરનારા ૯૪૭ વિધવાધર્મરક્ષકઃ–વિધવા સ્ત્રીયોના જે કબરીબધત્યાગાદિ ધર્મો છે તેનુ યથાશાસ્ત્ર નિરૂપણ કરીને

घवाधर्मरक्षकः । नानाव्रतसमाराध्यः पूजाविध्युपदेशकः ॥१९७॥ स्पर्शनिर्णयकृद्वानप्रस्थधर्मप्रदर्शकः । सन्न्यासधर्मगदिता साङ्गनिष्कृतिबोधकः ॥१९८॥ जीर्णदुर्गस्थापितश्रीद्वारिकेशादिरात्मदः । ब्रह्मचारिधर्मवक्ता बृहद्धर्ममहादरः॥१९९

સ્વાશ્રિત સ્ત્રિયોને તેનું ગ્રહણ કરાવીને રક્ષણ કરનારા. ૯૪૮ नानाव्रतसमाराध्यः–ત્રિરાત્ર પંચરાત્ર ઉપવાસાદિ વિવિધ નિયમોવડે વિધવાઓએ ઉપાસનીય એવા. અર્થાત્ તેણીઓને તે વ્રતોનો ઉપદેશ કરનારા. ૯૪૯ पूजाविध्युपदेशकः–પ્રતિદિન સ્ત્રીઓએ કરવાની શ્રીકૃષ્ણપ્રતિમાપૂજાના વિધિનો ઉપદેશ કરનારા ॥૧૯૭॥

૯૫૦ स्पर्शनिर्णयकृत्–રજસ્વળા સ્ત્રીયોનો પરસ્પર સ્પર્શ અને મનુષ્યને તેણીના વસ્ત્રાદિકના સ્પર્શનો નિર્ણય (તેમા થતો દોષ અને તેના પ્રાયશ્ચિત્તનો નિશ્ચય) યથાશાસ્ત્ર કરીને કહેનારા. ૯૫૧ वानप्रस्थधर्मप्रदर्शकः–વાનપ્રસ્થાશ્રમના ધર્મોને યથાશાસ્ત્ર પ્રદર્શાવનારા ૯૫૨ सन्न्यासधर्मगदिता–સંન્યાસ આશ્રમના ધર્મોને શાસ્ત્રાનુસારે કહેનારા. ૯૫૩ साङ्गनिष्कृतिबोधकः-પરિષદપાસે જતું વિગેરે અંગોએ સહિત એવું જે પાતકાદિ ષડ્વિધ પાપોનું પ્રાયશ્ચિત્ત તેને યથાશાસ્ત્ર કૃચ્છ્રાદિવ્રતલક્ષણ સહિત ઉપદેશ કરનારા ॥૧૯૮॥

૯૫૪ जीर्णदुर्गस्थापितश्रीद्वारिकेशादिः–જુનાગઢમાં ભક્તોપાસે કરાવેલા નવીન મંદિરમા શ્રીદ્વારિકેશ રાધારમણાદિ સ્વપ્રતિમાઓને યથાવિધિ પધરાવનારા ૯૫૫ आत्मदः–એકાંતિક ભક્તોને સ્વસ્વરૂપનું દાન કરનારા, ભક્તાધીનપણે વર્તનારા, માટેજ જુનાગઢમાં શ્રીદ્વારિકેશની પ્રતિષ્ઠા કરીને ફરી દુર્ગપુરીય એકાંતિક ભક્તોને વશ થઇને તેમના પુરપ્રતિ પધારેલા. 'तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' એવી શ્રુતિ છે. ૯૫૬ ब्रह्मचारिधर्मवक्ता–મુકુંદાનંદવર્ણિને ઉદ્દેશીને નૈષ્ઠિક બ્રહ્મચારિઓના ગુરુશુશ્રૂષાદિ ધર્મોનો સમગ્રપણે ઉપદેશ કરનારા. ૯૫૭ बृहद्धर्ममहादरः–બૃહદ્ધર્મ જે નૈષ્ઠિકબ્રહ્મચર્યવ્રત તેનેવિષે સર્વ ધર્મોથકી પણ અધિક આદરવાળા. માટેજ સંપ્રદાયમાં તેની મુખ્યપણે પ્રવૃત્તિ કરનારા ॥૧૯૯॥

दुर्गालयस्थापितश्रीगोपीनाथोऽखिलार्थदः । सहाङ्गयोगोपदेष्टा पिण्डब्रह्माण्डनिर्णयः ॥२००॥ भूतस्वरूपनिर्णेता वायुभेदनिरूपकः । कालज्ञानवदो योगसिद्धिहेतुप्रदर्शकः ॥२०१॥ शतानन्दस्तुतः स्तुत्यो भक्तवाञ्छितपूरकः । शिक्षापत्रीग्र-

૯૫૮ दुर्गालयस्थापितश्रीगोपीनाथ –દુર્ગપુરમાં ઉત્તમભૂપતિએ કરાવેલા નવીન મંદિરમાં શ્રીગોપીનાથ નામના દ્વિભુજ સ્વસ્વરૂપ શ્રીકૃષ્ણની યથાવિધિ સ્થાપના કરનારા ૯૫૯ अखिलार्थद –સમગ્ર ભક્તોના મનોરથોને સફળ કરનારા ૯૬૦ सहाङ्गयोगोपदेष्टा–સ્વસેવામાં પરિનિષ્ઠિત શતાનંદ મહર્ષિને ઉદ્દેશીને યમનિયમાદિ અંગોએ સહિત એવો જે અંગિસમાધિરૂપ યોગ તેનો વિવેચન કરીને બોધ આપનારા ૯૬૧ पिण्डब्रह्माण्डनिर्णय –પિંડ ( જીવદેહ ) અને બ્રહ્માંડ ( ઇશ્વરદેહ વિરાટ )નું શાસ્ત્રનિશ્ચિત સ્વરૂપ નિરૂપણ કરનારા ॥૨૦૦॥

૯૬૨ भूतस्वरूपनिर्णेता–પૃથિવ્યાદિ બાહ્ય આંતર પાંચ મહાભૂતોના સ્વરૂપોનો નિર્ણય કરનારા ૯૬૩ वायुभेदनिरूपक –પિંડબ્રહ્માંડમાં રહેલા સાત સાત પ્રકારના વાયુઓના સ્વરૂપવિવેકનો ઉપદેશ આપનારા ૯૬૪ कालज्ञानवद –યોગિઓને સમીપમાં આવેલા મૃત્યુનું જ્ઞાન–જ્ઞાનસાધન ચિહ્નોને કહેનારા ૯૬૫ योगसिद्धिहेतुप्रदर्शक –સાધ્યમાન સમાધિયોગની જલદી સિદ્ધિના હેતુભૂત શુભ દેશકાળાદિકને સૂચવનારા ॥૨૦૧॥

૯૬૬ शतानन्दस्तुत –સ્વમુખથકી અખિલ યોગશાસ્ત્રાર્થને સાંભળનારા શતાનંદવર્ણિએ 'श्रीवासुदेव विमलामृतधामवास' ઇત્યાદિ અગીયાર શ્લોકાત્મક અસાધારણ ચરિત્રસ્તોત્રથી વર્ણન કરેલા ૯૬૭ स्तुत्य –બ્રહ્માદિ સર્વેકોઇએ અનવધિ કાળમાં તેતે અભિલષિત અર્થની સિદ્ધિ માટે સ્તુતિ કરવાને યોગ્ય 'आदरेण यथा स्तौति धनवन्तं धनेच्छया । तथा चेद्विश्वकर्तारं को न मुच्येत बन्धनात् ॥' એવી સ્મૃતિ છે ૯૬૮ भक्तवाञ्छितपूरक–પોતાવિષે નિરતિશય ભક્તિવાળા શતાનંદમહર્ષિનો બહુકાળનો સ્વચરિત્રગ્રંથનિર્માણ મનોરથને ત્રૈકાલિક જ્ઞાનદાનસહિત તેના કરણની આજ્ઞા

न्थनक शिक्षापत्रीविधिब्रुव ॥२०२॥ शिक्षापत्र्यर्थसन्तुष्टो लीलासन्दर्भकारक । निर्वासनस्तिरोधानलीलासम्मोहितासुर ॥२०३॥ वैमानिकावृतो हृष्टदेववृन्दसमर्चित. । स्वार्चाप्रादुष्कृतैश्वर्यो दत्तप्रत्यक्षदर्शन ॥२०४॥ भक्तेक्षाहसित पु-

---

આપવાવડે સફળ કરનારા ૯૬૯ શિક્ષાપત્રીગ્રન્થનક –શતાનદમુનિપાસે સ્વલિખિત શિક્ષાપત્રીને અનુષ્ટુપ્ પદ્યોવડે રચાવનારા અર્થાત્ સત્સગિજીવન નામના મહાગ્રથના વિરચન પહેલા શિક્ષાપત્રીસદર્ભને કરાવનારા ૯૭૦ શિક્ષાપત્રીવિધિબ્રુવ –શિક્ષાપત્રીનો પ્રતિદિન યથાવકાશ એક સ્થળમા બેસીને સ્પષ્ટાક્ષરથી પાઠ કરવાના વિધિને કહેનારા ॥૨૦૨॥

૯૭૧ શિક્ષાપત્ર્યર્થસન્તુષ્ટ –નિત્યાનદમુનિએ વાચેલા શિક્ષાપત્રીના અર્થના શ્રવણથી સતુષ્ટ થએના ૯૭૨ લીલાસન્દર્ભકારક –શતાનદ મહામુનિપાસે સ સગિજીવન નામના લીલાપ્રધાન ગ્રન્થને કરાવનારા ૯૭૩ નિર્વાસન –સકળ વિષયવાસનાએ રહિત તીવ્રવૈરાગ્યવાળાના જેવી લીલાને પ્રકાશ કરનારા ૯૭૪ તિરોધાનલીલાસમ્મોહિતાસુર નરનાટ્યના તિરોધાનરૂપ લીલાવડે આસુરજનોને આતો મરી ગયા' એવો બહુ મોહ ઉપજાવનારા ॥૨૦૩॥

૯૭૫ વૈમાનિકાવૃત –ગોલોકમધ્યવર્તી અક્ષરબ્રહ્મ નામના સ્વધામપ્રતિ પધારવાના સમયે વિમાનમા બેસીને આવેલા દેવોએ પોતાના આગોમાથી આણેના વિવિધ સુગન્ધિ પુષ્પ દિ ઉપહારોવડે પૂજા કરવા ચોમેર વીંટાએતા ૯૭૬ હૃષ્ટદેવવૃન્દસમર્ચિત –પોતાના દર્શનાદિકથી પરમાનદ પામેલા દેવોના વૃન્દોએ રૂડીરીતે આદરથી અર્ચન કરેલા ૯૭૭ સ્વાર્ચાપ્રાદુષ્કૃતૈશ્વર્ય –પોતે પ્રતિષ્ઠા કરેલી ગોપીનાથ નરનારાયણ લક્ષ્મીનારાયણાદિ પોતાની મૂર્તિઓમા પોતાના અતર્ધાન પછી બહુધા બહુ જનોને અલૌકિક ઐશ્વર્યાતિશયને પ્રદર્શાવનારા ૯૭૮ દત્તપ્રત્યક્ષદર્શન –કેટલાક જનોને દિવ્ય માનુષ સ્વરૂપના પ્રત્યક્ષ દર્શન આપનારા ॥૨૦૪॥

૯૭૯ ભક્તેક્ષાહસિત –પ્રેમથી પોતાનુ દર્શન કરનારા ભક્તને જોઇને

तम् । स्वरूपगुणचारित्रानुबन्धीप्सितसिद्धिदम् ॥२०८॥ एतद्धि परमं स्तोत्रं सर्वमङ्गलसंज्ञितम् । यः पठेच्छृणुयाद्वासौ नित्यं मङ्गलमाप्नुयात् ॥२०९॥ धर्मसर्गे मतिस्तस्य स्थिरा स्यान्मुक्तिदायिनी । जयेदधर्मसर्गं च बन्धहेतुं स सत्वरम् ॥२१०॥ भुक्तिं मुक्तिं तथैकान्तभक्तिं चास्य प्रभावतः । देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धि सः ॥२११॥ तस्मादेतत्सदा भक्त्या पठनीयमिहोद्धवैः । भक्तैः पुम्भिर्द्विजैः स्त्रीभिः सच्छूद्रैरपि दीक्षितैः ॥२१२॥ नैतत्खलाय दातव्यं न धर्मशिथिलाय

---

કારુણ્યાદિ ગુણાનુબંધથી અને ચરિત્રાનુબંધથી પ્રવર્તેલા હોઇને તેના શ્રોતા વક્તાના વાંછિતાર્થની સિદ્ધિને આપનારા છે ॥૨૦૮॥

સર્વ જનોનું નિઃશ્રેયસરૂપ મંગળ કરનાર હોવાથી સાર્થક **સર્વમંગળ** નામથી પ્રસિદ્ધ એવા આ પરમ સ્તોત્રનો જે જન પ્રતિદિન પાઠ કરે કે સાંભળે તે આ જન મંગળ-કલ્યાણને નિશ્ચે પામે અર્થાત્ તેના સર્વ અમંગળની નિવૃત્તિ થાય ॥૨૦૯॥

વળી તેની ધર્મસર્ગીય જ્ઞાન વૈરાગ્યાદિકમાં મુક્તિદાયિની બુદ્ધિ અતિ દૃઢ થાય અને તે જન અધર્મસર્ગીય દંભલોભાદિ દોષો કે જે ભવબંધનમાં હેતુ છે તેને જલદી જીતવા સમર્થ થાય ॥૨૧૦॥

વળી આ સ્તોત્રનો પાઠ કરનાર કે શ્રવણ કરનારો જન આ સ્તોત્રના પઠન શ્રવણના પ્રભાવથી ભુક્તિ-આ લોકનો વૈભવ અને પારલૌકિક સુખ તથા મુક્તિ-સ્વસ્વરૂપે સ્થિતિ અને સાલોક્યાદિરૂપ તથા એકાંતિક ભક્તોએ પામવાની ભગવત્સેવારૂપ ભક્તિને નિશ્ચે પામે તથા દેહને અંતે હરિના ગોલોક ધામને નિશ્ચે પામે ॥૨૧૧॥

તે હેતુમાટે આ લોકમાં ઉદ્ધવસંપ્રદાયમાં રહીને શ્રીહરિને ભજતા ત્રૈવર્ણિક પુરૂષો અને તેમની સ્રીયો તથા દીક્ષા પામેલા સચ્છૂદ્રોએ પણ આ સ્તોત્રનો પ્રતિદિન ભક્તિથી-ભગવાનમાં મન જોડી દઇનેજ પાઠ કરવો ॥૨૧૨॥

च । नाभक्ताय कचिद्देयं देयं भक्ताय सर्वथा ॥२१३॥ एतत्सदामङ्गलकारि पुंसां तथाखिलामङ्गलनाशकारि । स्तोत्रं भवत्युद्धववर्त्मभाजां यतोऽधिकं किञ्चन नास्ति पाठ्यम् ॥२१४॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य-शतानन्दमुनिविरचितं सर्वमङ्गलाख्यं श्रीहरिसहस्रनामस्तोत्रं समाप्तम् ।

---

આ સ્તોત્ર ખળ–ભગવાન્ અને તેમના ભક્તોનાં છિદ્ર ગોતનાર પુરૂષને કદાપિ ન આપવું. તથા જે ધર્મપાળનમા શિથિલ હોય તેને ન આપવુ તથા અભક્ત–સાક્ષાત્ ભગવાનની ભક્તિએ રહિત હોય તે પુરૂષને તો કદાપિ નજ આપવુ ભક્ત–પ્રત્યક્ષ ભગવન્નિષ્ઠને તો સર્વથા આપવું ॥૨૧૩॥

આ સર્વમંગળસ્તોત્ર પુરૂષોને સર્વકાળમા શ્રવણપઠનાદિવડે પણ મંગળ–પુણ્ય કરવાવાળુ છે તથા અખિલ અમંગળોના (લઘુ ગુરૂ પાપોના) નાશને કરનાર છે. ઉદ્ધવસંપ્રદાયના આશ્રિત જનોને જે સ્તોત્રની અપેક્ષાએ અધિક (અધિક ફળ આપનારૂ કે મુખ્ય) કોઇ પણ સ્તોત્રાંતર પાઠ કરવા યોગ્ય નથી માટે તેમણે સર્વદા આ સ્તોત્રનોજ પાઠ કરવો ॥૨૧૪॥

## इति श्रीसर्वमङ्गलस्तोत्रं संपूर्णम् ।

**ष्पाद्युपाहर्ताऽन्नभोजन । क्षीरपो नीरप. स्वोपयाचवेष्टाशु-सिद्धिद. ॥२०५॥ पुत्रदो वित्तदो विद्याप्रदो वैरिभयापह. ।**

પ્રતિમારૂપે ક્વચિત્ હાસ કરનારા ૯૮૦ पुष्पाद्युपाहर्ता–ભક્તોએ ભક્તિથી સમર્પેલા પુષ્પાદિ ઉપહારોને પ્રતિમારૂપે પ્રત્યક્ષ કદાચિત્ સ્વીકારનારા ૯૮૧ अन्नभोजन –ક્વચિત્ સ્વભક્તે પ્રીતિથી નિવેદન કરેલા અન્નાદિકને પ્રતિમારૂપે પ્રત્યક્ષ જમતા ૯૮૨ क्षीरप –કદાચિત્ ભક્તે પ્રેમથી નિવેદન કરેલા દુધને પ્રત્યક્ષ તે પાત્રને ગ્રહણ કરીને પાન કરતા ૯૮૩ नीरप –કદાચિત્ ભક્તે ભાવથી ઝારીમા ભરીને પોતાને સમર્પેલા જળને તેના હસ્તથકી તે પાત્રને લઇને પ્રત્યક્ષ પાન કરતા ૯૮૪ स्वोपयाचवेष्टाशुसिद्धिद –તે તે અભિલષિત અર્થની કામનાથી દૂર દેશમા કે સ્વસમીપદેશમા પોતાની માનતા બાધા કરનારા જનોના અભીષ્ટને જલદી સિદ્ધ કરી આપનારા ॥૨૦૫॥

૯૮૫ पुत्रद –માનતા કરનારા કેટલાક જનોને પ્રતિમારૂપે અભીષ્ટ પુત્રને આપનારા ૯૮૬ वित्तद –કેટલાક જનોને કોઇ ધનાઢ્ય જનના અતરમા પ્રેરણા કરી તેદ્વારા એકદમ વાછિત ધન આપનારા ૯૮૭ विद्याप्रद –કેટલાક ભક્તોને અધ્યયન વિના પણ તેના અત કરણમા એકદમ વેદશાસ્ત્રાદિકનુ જ્ઞાન આપનારા ૯૮૮ वैरिभयापह –પોતાની બાધા કરનારા જનોને પ્રબળ વેરિઓથકી આવેલા ભયને મૂર્તિ દ્વારા નાશ કરનારા ૯૮૯ अपमृत्युहर –કેટલાક જનોના અપમૃત્યુ (અકાળમરણ) ને પણ પોતાના પ્રતાપથી દૂર કરનારા ૯૯૦ भुक्तिप्रद –પોતાની પ્રતિમાઓની માનતા કરનાર કેટલાક દરિદ્ર ભક્તોને પણ અકસ્માત્ આ લોકમા ખાનપાનાદિકની સમૃદ્ધિને કરી આપનારા ૯૯૧ मुक्तिद –કેટલાક પાપિઓને પણ સાધન સપત્તિ વિના પણ સ્વાશ્રયમાત્રથી સસૃતિથકી મુક્તિ આપનારા 'शरीरारोग्यमर्थांश्च भोगांश्चैवानुषङ्गिकान् । ददाति ध्यायतां नित्यमपवर्गप्रदो हरि ॥' એવી સ્મૃતિ છે 'भुक्तिं मुक्तिं च यच्छन्त विना साधनसम्पदम्' એવી પણ સ્મૃતિ છે ૯૯૨ आश्रय –કેટલાક નિરાશ્રયોને પણ આશ્રય આપનાર હોવાથી આશ્રય નામથી કહ્યા છે અર્થાત્ સર્વ કોઈના શરણ

**अपमृत्युहरो मुक्तिप्रदो भक्तिद आश्रयः ॥२०६॥ ऐश्वर्यदो रोगहरो ज्ञानकृद्भक्तिदोऽधिपः । समाधिदस्तमोहर्ता सर्वमङ्गलमङ्गलम् ॥२०७॥ इत्येतच्छ्रीहरेर्नाम्नां सहस्रं परिकीर्तिं-**

(નિરૂપાધિ રક્ષક આપક) 'તં હ દેવમાત્મબુદ્ધિપ્રકાશં મુમુક્ષુર્વૈ શરણમહં પ્રપદ્યે' 'નિવાસઃ શરણં સુહૃદ્ગતિર્નારાયણઃ' એવી શ્રુતિ છે. 'શરણ્યં શરણં ચ ત્વામાહુર્દિવ્યા મહર્ષયઃ' એવી સ્મૃતિ છે ॥૨૦૬॥

૯૯૩ ऐश्वर्यदः–કેટલાક ભક્તોને પરચિત્તાદિકની અભિજ્ઞતાદિ ઐશ્વર્યને આપનારા. ૯૯૪ रोगहरः–પ્રતિમારૂપ પોતાની માનતા માનવાથી દુશ્ચિકિત્સ્ય એવા પણ કુષ્ઠાદિ રોગોને નાશ કરનારા ૯૯૫ ज्ञानकृत्–કેટલાકના હૃદયમાં ભૂત ભવિષ્ય વર્તમાન અર્થાત્ વિજ્ઞાન પ્રેરનારા ૯૯૬ भक्तिदः–નિષ્કપટ ભાવથી ભજતા કેટલાક ભક્તોને પોતાવિષે પ્રેમની વૃદ્ધિ કરી આપનારા ૯૯૭ अधिपः–સ્વભક્તોને પોતાના દર્શનદાનાદિકવડે અધિક રક્ષા કરનારા અર્થાત્ પોતાના નિત્યદર્શનાદિ નિયમવાળા જનોને પણ કવચિત્ પ્રતિબંધવશાત્ પોતાનું દર્શન નહિ પામતા ઉપવાસાદિ કૃચ્છ્રપર ભક્તોને તેમની સમીપે જઇને પોતાના દર્શનદાનાદિકવડે રક્ષણ કરનારા ૯૯૮ समाधिदः–પોતાની પ્રતિમાના દર્શનમાત્રથી કોઈ જનોને તત્ક્ષણ સમાધિ આપનારા ૯૯૯ तमोहर्ता–કેટલાક જનોના અંતરમાં અનાદિકાળથી અનુવર્તતા અજ્ઞાનરૂપ અંધકારને જ્ઞાનરૂપ દીપથી દૂર કરનારા 'तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः । नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥' એમ પોતેજ કહ્યું છે ૧૦૦૦ सर्वमङ्गलमङ्गलम्–સર્વ મંગળોના પણ મંગળ એવા. 'मङ्गलानां च मङ्गलम्' 'मङ्गलं भगवान् विष्णु' 'मङ्गलायतनो हरिः' એવી સ્મૃતિ છે શતાનંદરૂપે પોતાના પ્રાદુર્ભાવની કથાએ સહિત કહેલા હરિજયન્તીવ્રતમા સર્વ કોઇએ પૂજા,ધ્યાનમા સમાશ્રય કરવા યોગ્ય છે મંગળરૂપ મૂર્તિ જેમની એવા (આરીતે નામોનુ દશમુ શતક વિવરણ કર્યું) (આરીતે ૯૯ પંચમ પ્રકરણાર્થના નામો છે) ॥૨૦૭॥

આ પ્રકારે શ્રીહરિનાં દિવ્ય હજાર નામો કહ્યા જે નામો સ્વરૂપાનુબંધથી

तम् । स्वरूपगुणचारित्रानुबन्धीप्सितसिद्धिदम् ॥२०८॥ एतद्धि परमं स्तोत्रं सर्वमङ्गलसंज्ञितम् । यः पठेच्छृणुयाद्वासौ नित्यं मङ्गलमाप्नुयात् ॥२०९॥ धर्मसर्गे मतिस्तस्य स्थिरा स्यान्मुक्तिदायिनी । जयेदधर्मसर्गं च बन्धहेतुं स सत्वरम् ॥२१०॥ भुक्तिं मुक्तिं तथैकान्तभक्तिं चास्य प्रभावतः । देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धि सः ॥२११॥ तस्मादेतत्सदा भक्त्या पठनीयमिहोद्धवैः । भक्तैः पुम्भिर्द्विजैः स्त्रीभिः सच्छूद्रैरपि दीक्षितैः ॥२१२॥ नैतत्खलाय दातव्यं न धर्मशिथिलाय

---

કારુણ્યાદિ ગુણાનુબંધથી અને ચરિત્રાનુબંધથી પ્રવર્તેલા હોઇને તેના શ્રોતા વક્તાના વાંછિતાર્થની સિદ્ધિને આપનારા છે ॥૨૦૮॥

સર્વ જનોનું નિ શ્રેયસરૂપ મંગળ કરનાર હોવાથી સાર્થક **સર્વમંગળ** નામથી પ્રસિદ્ધ એવા આ પરમ સ્તોત્રનો જે જન પ્રતિદિન પાઠ કરે કે સાંભળે તે આ જન મંગળ-કલ્યાણને નિશ્ચે પામે અર્થાત્ તેના સર્વ અમંગળની નિવૃત્તિ થાય ॥૨૦૯॥

વળી તેની ધર્મસર્ગીય જ્ઞાન વૈરાગ્યાદિકમાં મુક્તિદાયિની બુદ્ધિ અતિ દૃઢ થાય અને તે જન અધર્મસર્ગીય દંભલોભાદિ દોષો કે જે ભવબંધનમાં હેતુ છે તેને જલદી જીતવા સમર્થ થાય ॥૨૧૦॥

વળી આ સ્તોત્રનો પાઠ કરનાર કે શ્રવણ કરનારો જન આ સ્તોત્રના પઠન શ્રવણના પ્રભાવથી ભુક્તિ-આ લોકનો વૈભવ અને પારલૌકિક સુખ તથા મુક્તિ-સ્વસ્વરૂપે સ્થિતિ અને સાલોક્યાદિરૂપ તથા એકાંતિક ભક્તોએ પામવાની ભગવત્સેવારૂપ ભક્તિને નિશ્ચે પામે તથા દેહને અંતે હરિના ગોલોક ધામને નિશ્ચે પામે ॥૨૧૧॥

તે હેતુમાટે આ લોકમાં ઉદ્ધવસંપ્રદાયમાં રહીને શ્રીહરિને ભજતા ત્રૈવર્ણિક પુરૂષો અને તેમની સ્ત્રીયો તથા દીક્ષા પામેલા સચ્છૂદ્રોએ પણ આ સ્તોત્રનો પ્રતિદિન ભક્તિથી-ભગવાનમાં મન જોડી દઇનેજ પાઠ કરવો ॥૨૧૨॥

च। नाभक्ताय कच्चिद्देयं देयं भक्ताय सर्वथा ॥२१३॥ एतत्सदामङ्गलकारि पुंसां तथाखिलामङ्गलनाशकारि। स्तोत्रं भवत्युद्धवधर्मभाजां यतोऽधिकं किञ्चन नास्ति पाठ्यम् ॥२१४॥

इति श्रीमदुद्धवसम्प्रदायाचार्यप्रवरश्रीसहजानन्दस्वामिशिष्य शतानन्दमुनिविरचितं सर्वमङ्गलाख्य श्रीहरिसहस्रनामस्तोत्रं समाप्तम् ।

---

આ સ્તોત્ર ખળ-ભગવાન્ અને તેમના ભક્તોના છિદ્ર ગોતનાર પુરૂષને કદાપિ ન આપવુ. તથા જે ધર્મપાલનમા શિથિલ હોય તેને ન આપવું તથા અભક્ત-સાક્ષાત્ ભગવાનની ભક્તિએ રહિત હોય તે પુરૂષને તો કદાપિ નજ આપવુ ભક્ત-પ્રત્યક્ષ ભગવન્નિષ્ઠને તો સર્વથા આપવુ ॥૨૧૩॥

આ સર્વમગળસ્તોત્ર પુરૂષોને સર્વકાળમા શ્રવણપઠનાદિવડે પણ મગળ-પુણ્ય કરવાવાળુ છે તથા અખિલ અમગળોના (લઘુ ગુરૂ પાપોના) નાશને કરનારૂ છે. ઉદ્ધવસપ્રદાયના આશ્રિત જનોને જે સ્તોત્રની અપેક્ષાએ અધિક (અધિક ફળ આપનારૂ કે મુખ્ય) કોઇ પણ સ્તોત્રાતર પાઠ કરવા યોગ્ય નથી માટે તેમણે સર્વદા આ સ્તોત્રનોજ પાઠ કરવો ॥૨૧૪॥

इति श्रीसर्वमङ्गलस्तोत्रं संपूर्णम् ।

# सर्वमङ्गलनामावली ।

१ ॐ स्वामिने नमः
२ ॐ ब्रह्मणे नमः
३ ॐ परब्रह्मणे नमः
४ ॐ श्रीकृष्णाय नमः
५ ॐ पुरुषोत्तमाय नमः
६ ॐ ब्रह्मधाम्ने नमः
७ ॐ वासुदेवाय नमः
८ ॐ ईशेशाय नमः
९ ॐ दिव्यविग्रहाय नमः
१० सुव्रतात्मने नमः
११ जगन्नाथाय नमः
१२ इष्टदाय नमः
१३ करुणानिधये नमः
१४ प्रतापसिंहदारणाय नमः
१५ शतानन्दवरप्रदाय नमः
१६ नारायणाय नमः
१७ नरसखाय नमः
१८ बदरीशाय नमः
१९ तप प्रियाय नमः
२० स्वधर्मस्थाय नमः
२१ मुनिध्येयाय नमः
२२ महर्षिगणपूजिताय नम·
२३ अधर्मवैरिणे नमः
२४ दुर्वासःशापधर्माद्यनुग्रहाय०
२५ धर्मावताराय नमः
२६ धर्मात्मने नमः
२७ भक्तिधर्मानुशासनाय नमः
२८ रामानन्दाय नमः
२९ जनानन्दाय नमः
३० औद्धवाध्वप्रवर्तकाय नमः
३१ विष्णुयागप्रियाय नमः
३२ भक्तिधर्माराधिताय नमः
३३ ईश्वराय नमः
३४ वृन्दावनेन्दवे नमः
३५ वरदाय नम·
३६ मुनिसङ्घहितावहाय नमः
३७ द्रौपद्यार्तिहर्त्रे नम·
३८ विघ्नेशाय नमः
३९ धर्मसङ्कटनाशनाय नमः
४० भक्तिधर्मात्मजाय नम·
४१ भूम्ने नमः
४२ भक्तिधर्मतप फलाय नमः
४३ सावर्णिगोत्रतिलकाय नम
४४ मध्वाद्यनवमीजनुषे नम

४५ जनमङ्गलदिव्याङ्गाय नमः
४६ नराकृतये नमः
४७ अलौकिकाय नमः
४८ भूतलानन्दजनकाय नमः
४९ द्विजेन्द्रकुलभूषणाय नमः
५० रामप्रतापावरजाय नमः
५१ हनूमदभिरक्षिताय नमः
५२ हरिकृष्णाय नमः
५३ हरये नमः
५४ कृष्णाय नमः
५५ नीलकण्ठाय नमः
५६ वृषात्मजाय नमः
५७ स्त्रीवृन्दलालिताय नमः
५८ भक्तिनन्दनाय नमः
५९ प्रियदर्शनाय नमः
६० हरिप्रसादहर्षाब्धये नमः
६१ धर्मपत्नीस्तनन्धयाय नमः
६२ क्रीडद्बालव्रजानन्दाय नमः
६३ कालीदत्तमदापनुदे नमः
६४ इच्छारामाग्रजाय नमः
६५ अयोध्यावासाय नमः
६६ बाल्यमनोहराय नमः
६७ सरयूनियतस्नानाय नमः
६८ सीतारामेक्षणोत्सुकाय नमः
६९ प्रदक्षिणीकृतायोध्याय नमः
७० करात्तजपमालिकाय नमः
७१ दर्शनीयोर्ध्वतिलकाय नमः
७२ पुराणश्रवणादराय नमः
७३ वर्णिव्रतधराय नमः
७४ दान्ताय नमः
७५ गुरुभक्ताय नमः
७६ उदारधिये नमः
७७ अधीताखिलसच्छास्त्राय नमः
७८ सामगाय नमः
७९ निरहङ्कृतये नमः
८० प्रसूपदिष्टसाङ्गात्मभक्तये नमः
८१ अज्ञानहारकाय नमः
८२ पितृप्रत्तात्मविज्ञानाय नमः
८३ पितृदिव्यगतिप्रदाय नमः
८४ निराशाय नमः
८५ तीव्रवैराग्याय नमः
८६ सन्त्यक्तगृहबान्धवाय नमः
८७ वर्णिवेषाय नमः
८८ महासत्त्वाय नमः
८९ स्वजनाज्ञातनिर्गमाय नमः
९० अंसलम्बितसच्छास्त्रसारोद्धारात्मपुस्तकाय नमः
९१ गणेशस्मरणाय नमः

पप्रशमनः पापेभ्यः पातु मां सदा ॥४८॥ अहिंसवृत्तिर्हिंस्रेभ्यो व्याघ्रादिभ्योऽवतात्सदा । डाकिनीभूतप्रेतेभ्यो यक्षरक्षोभ्य एव माम् ॥४९॥ आध्यात्मिकाधिदैवाधिभूतकेभ्यस्त्रितापतः । मारीदुःस्वप्नपीडाभ्यः पातु मां पुण्यनन्दनः ॥५०॥ कुमतेभ्यः कुदृष्टिभ्यः शास्त्रेभ्योऽवतु सर्वतः । दुष्टराजकुलादिभ्यो मतदावदवानलः ॥५१॥ स्त्रीद्रव्यरससंसक्तया भक्तिज्ञानविडम्बकाः । पापे प्रवर्तमाना ये तेभ्यः पायात्सतां प्रियः ॥५२॥ मारणोत्सादनोन्मूलद्वेषमोहनकारकाः । विश्वासघातका दुष्टा ये च स्वामिद्रुहोऽपरे ॥५३॥ ये चा-

છે એવા સર્પોથકી તથા બીજા દાઢવાળા ભૂતોથકી મારી રક્ષા કરો સર્વપાપપ્રશમનઃ—સર્વ પાપને પ્રશમાવનારા ભગવાન્ સમસ્ત પાપોથકી મારી સદા રક્ષા કરો ॥૪૮॥ अहिंसवृत्तिः—જેમની વૃત્તિ અહિંસાપ્રધાન છે, તે આ શ્રીહરિ હિંસક વ્યાઘ્રાદિકથકી તથા ડાકિની ભૂત પ્રેત યક્ષ અને રાક્ષસથકી મારૂ નિરંતર રક્ષણ કરો ॥૪૯॥ पुण्यनन्दनः—જેને નંદન—આનંદ કરનાર પુણ્ય કર્મજ છે, અર્થાત્ જે પુણ્યૈકપ્રિય છે. અથવા પુણ્ય-ધર્મદેવના નંદન-પુત્રરૂપે પ્રાદુર્ભવેલા, એવા તે ભગવાન્ આધ્યાત્મિક આધિભૌતિક આધિદૈવિક નામના ત્રણ તાપોથકી તથા મારી (મરકી) દુ:સ્વપ્ન આદિકની પીડાથકી મારી રક્ષા કરો ॥૫૦॥ मतदावदवानलः—શ્રુતિમૂળથી નહિ કિંતુ સ્વસ્વમતિમૂળથી કલ્પેલા જે કાણાદ કાપિલાદિક મતો તેરૂપ જે વિકટ વન તેને દાવાગ્નિનીપેઠે બાળી દેનારા, એવા તે ભગવાન્ કુમતિ કુદૃષ્ટિ પુરૂષોથકી અને તેવાં કુશાસ્ત્રોથકી અને દુષ્ટ રાજકુળાદિકથકી મારી સર્વ પ્રકારે રક્ષા કરો ॥૫૧॥ સ્ત્રીયોમા, કનકાદિદ્રવ્યોમાં અને ભક્ષ્યભોજ્યાદિ રસોમા અતિશય આસક્તિથી ભક્તિ જ્ઞાનનો ઉપરથી આડંબર બતાવનારા, અંતરમાં તો પાપાચારોમા પ્રવર્તતા જેઓ છે તેઓથકી મારી सतां प्रियः—સંતોને પરમ પ્રિય એવા ભગવાન્ રક્ષા કરો ॥૫૨॥ જે પરમારણ, ઉચ્ચાટન, ઉન્મૂલન, પરસ્પર દ્વેષસંપાદન અને મોહનમાં પ્રવીણ હોઇને અભિચારકર્મ કરનારા છે, જે વિશ્વાસઘાતક દુષ્ટો છે,

ततायिनो दुष्टा ये पापा गोप्यहारिणः । तान्सर्वान्नाशयत्वाशु सर्वशत्रुभयङ्करः ॥५४॥ क्षेत्रवित्तादिहरणबन्धनादिभयप्रदाः । ईतयो विविधाकारा ये चान्ये दुष्टजातयः ॥५५॥ ये चोरा वसुहर्तारः शत्रवो ये च हिंसकाः । साधुभीतिकरा दुष्टाः शस्त्रपातादिदुःखदाः ॥५६॥ ते सर्वे सङ्क्षयं यान्तु श्रीहरेर्नामकीर्तनात् ॥५७॥ यन्त्रमन्त्रकरा दुष्टा नृपामात्याश्च दुर्हृदः । ये च कार्यविलोप्तारो ये खलाः परवञ्चकाः ॥५८॥ ये क्रूरा दुष्टकर्माण आभिचाररतास्तथा । महाक्लेशकरा म्लेच्छा वृषलाः पापकारकाः ॥५९॥ छिद्रान्वेषरता नित्यं येऽस्मान्बाधितुमुद्यताः । ते सर्वे सङ्क्षयं यान्तु नामसङ्कीर्तनात्प्रभोः ॥६०॥ वातिकाः पैत्तिका घोराः श्लैष्मिकाः

---

જે સ્વામીનો દ્રોહ કરનારા દુષ્ટો છે, જે આતતાયી દુષ્ટો છે અને જે પાપો પ્રચ્છન્ન હરનારા છે તે સર્વેનેપણ આ સર્વશત્રુભયઙ્કર –સર્વ શત્રુઓને ભય કરનારા ભગવાન્ તત્ક્ષણ નાશ કરો ॥૫૩–૫૪॥ જે ક્ષેત્રવિત્તાદિકને હર નારા છે, જે બંધનાદિ ભયને આપનારા છે, જે અનાવૃષ્ટિ આદિક અનેકવિધ ઇતિઓ છે, જે બીજા દુષ્ટ જાતિનાઓ છે, જે ચોરો ધનાપહારક છે, જે હિંસક શત્રુઓ છે, જે સાધુઓને ભય કરનારા છે અને જે શસ્ત્રાદિકના પ્રહારથી દુ ખ દેનારા દુષ્ટો છે તે સર્વે શ્રીહરિના નામસંકીર્તનમાત્રથી નાશ પામી જાઓ ॥૫૫–૫૭॥ પરપીડામાજ પર્યવસાન પામનારા મંત્રો યંત્રો આદિક ક્ષુદ્રક ર્મને કરનારા જે દુષ્ટો છે, જે દુષ્ટ આશયવાળા રાજમંત્રીઓ છે, જે કોઇના કાર્યનો ભંગ કરનારા છે, જે ખળો પરની ઠગાઈ કરવામા પ્રવીણ છે, જે માર આદિ અભિચારપર હોઇને દુષ્ટ કર્મ કરનારા ક્રૂરો છે, જે મહાક્લેશકારક મ્લેચ્છો છે, જે પાપકારક વૃષલો છે, જે પારકા છિદ્રો ગોતવાપર છે અને વળી બીજા જે અમોને નિત્ય દુ ખ દેવા ઉદ્યમી છે તે સર્વે પ્રભુ શ્રીહરિના નામસંકીર્તનમાત્રથી ક્ષય પામી જાવ ॥૫૮–૬૦॥ જે વાતપ્રકોપમૂલથી આવનારા કે

सान्निपातिकाः । एकाहिका द्व्याहिकाश्च त्र्याहिकाश्च महाज्वराः ॥६१॥ चातुर्थिकाः पाक्षिकाश्च मास्याः षाण्मासिकाश्च ये । सांवत्सरा दुर्निवार्या ज्वराः परमदारुणाः ॥६२॥ माहेश्वरा वैष्णवाश्च देहेन्द्रियासुकम्पनाः । ते सर्वे सङ्क्षयं यान्तु सहजानन्दनामतः ॥६३॥ स्वामिका ये महोत्पाता वृद्धबालग्रहाश्च ये । अपस्माराश्च कौष्माण्डाः पूतनामातृकादयः ॥६४॥ दिवाचरा रात्रिचरा ये च सन्ध्यासु दारुणाः । ते सर्वे विलयं यान्तु नारायणरवाहताः ॥६५॥ उद्भिज्जाश्चाण्डजाश्चैव स्वेदजाश्च जरायुजाः । येऽस्मान्बाधितुमिच्छन्ति सन्ध्यासु च दिवा निशि ॥६६॥ ते सर्वे स्वामिनाथस्य नामग्रहणभीरवः ।

---

જે પિત્તપ્રકોપમૂળથી પ્રવર્તનારા છે જે શ્લેષ્મ (કફ) પ્રકોપમૂળથી પ્રવર્તનારા ત્રિવિધ જ્વરો છે, જે ઘોરસાન્નિપાતિક–ત્રિદોષબહુળ જ્વરો છે, જે એક દિવસ આવનારા બે દિવસે આવનારા ત્રણ દિવસે આવનારા ચાર દિવસે આવનારા મહાજ્વરો છે, જે પાક્ષિક માસિક છમાસિક સાંવત્સરિક આદિક દુર્નિવાર પરમ દારૂણ જ્વરો છે અને જે દેહ ઇન્દ્રિય પ્રાણને થરથર કંપાવનારા શૈવ વૈષ્ણવ જ્વરો છે તે સર્વે પણ **શ્રીસહજાનંદ**નામોચ્ચારણમાત્રથી ક્ષયને પામો ॥૬૨–૬૩॥ જે સ્વપ્નમા ઉપજતા મહોત્પાતો અનિષ્ટસૂચક છે, જે વૃદ્ધબાળગ્રહો છે, જે અપસ્મારો (વાઇનો વ્યાધિ) છે, જે કૌષ્માણ્ડ–શિવગણવિશેષો છે, જે પૂતનામાતૃકાદિ દુષ્ટો છે, જે દિવાચર દુષ્ટો છે, જે રાત્રિચર દુષ્ટો છે, જે સંધ્યાચર સુદારુણ છે, તે સર્વે **નારાયણ**નામોચ્ચારણ ધ્વનિથી પરાભવ પામીને વિલય પામી જાવ ॥૬૪–૬૫॥ જે **જરાયુજ**–પશુ મનુષ્યાદિક પ્રાણિઓ છે, જે **અંડજ**–પક્ષીપ્રમુખ પ્રાણિઓ છે, જે **સ્વેદજ**–જુ માકણ વિગેરે કીડા છે, જે **ઉદ્ભિજ્જ**–તરુગુલ્માદિક છે, આ ચાર પ્રકારના પ્રાણિઓમા જે પ્રાણિઓ સંધ્યામા દિવસે અને રાત્રિએ અમને પીડા આપવા ઈચ્છતા હોય તે સર્વે **સ્વામિનાથ** (સ્વામિઓના નાથ, અર્થાત્ સ્વામિઓના સ્વામી **'पतिं पतीना'** એવી શ્રુતિ છે) શ્રીહરિના

दूरादेव विनश्यन्तु विनष्टगतिपौरुषाः ॥६७॥ अनुक्तमपि यत्स्थानं शरीरेऽन्तर्बहिश्च यत् । तत्सर्वं पातु मे देवदेवेशो भक्तिधर्मजः ॥६८॥ वज्रात्सारतरं चेदं शरीरं कवचावृतम् । बाधाशतविनिर्मुक्तमस्तु मे भयवर्जितम् ॥६९॥ धृत्वेदं कवचं दिव्यमभेद्यमखिलेशितुः । विचरामि दिवा रात्रौ निर्भयेनान्तरात्मना ॥७०॥ इत्येतत्कथितं वर्म श्रीहरेः परमाद्भुतम् । सर्वपापप्रशमनमाधिव्याधिविनाशनम् ॥७१॥ सर्वशान्तिकरं गोप्यं समस्तभयनाशनम् । विजयार्थप्रदं नृणां भुक्तिमुक्तिप्रदायकम् ॥७२॥ नैतत्खलाय दातव्यं दम्भिने मिथ्-

નામગ્રહણમાત્રથી ભય પામીને વિનષ્ટ ગતિવાળા અને વિનષ્ટ પૌરૂષવાળા થઇને દૂરથીજ નાશ પામી જાવ ॥૬૬-૬૭॥ જે બીજું મેં ન કહેલું પણ ભયસ્થાન શરીરની અંદર કે બહાર વર્તતું હોય તે સર્વથકી પણ देवदेवेशः— દેવોના પણ જે દેવો બ્રહ્માદિક છે તેમનાપણ જે ઇશ—'तं दैवतानां परमं च दैवतम्' 'तमीश्वराणां परमं महेश्वरम्' આ શ્રુતિમાં સર્વેશ્વરેશ્વરપણે નિરૂપણ કર્યાછે તે આ भक्तिधर्मजः—ભક્તિધર્મના પુત્રપણે પ્રાદુર્ભવેલા ભગવાન્ શ્રીહરિ મારી રક્ષા કરો ॥૬૮॥ આ મારૂં શરીર યદ્યપિ વિશીર્ણસ્વભાવવાળું છે પણ આ હરિકવચથી આવરિત થતાં વજ્રથકી પણ સારતર—બળવત્તર થઇને, માટેજ વિવિધ સોએસો પીડાઓથકી વિનિર્મુક્ત થઇને ભયવર્જિત થાવ ॥૬૯॥ अखिलेशिता—અખિલ ઇશોના પણ ઇશ એવા ધર્મનંદન શ્રીહરિનું દિવ્ય નામસ્મરણરૂપ અભેદ્ય કવચને બાંધીને નિર્ભય ચિત્તથી દિવસે તથા રાત્રિએ હું વિચરૂંછું ॥૭૦॥ નરોના સમગ્ર આધિવ્યાધિને વિનાશ કરનારૂં, સમસ્ત પાપને પ્રશમન કરનારૂ, પરમાદ્ભુત, સર્વશાંતિકર—સર્વ અનિષ્ટોની શાંતિને કરનારૂં અને સર્વ પ્રકારે શાંતિ કરનારૂ, સમસ્ત ભયને ટાળનારૂ, વિજયાર્થને આપનાર, ભુક્તિ—સમગ્ર બ્રહ્માપર્યંત ભોગ અને મુક્તિ આત્યંતિક મોક્ષને આપનારૂ, માટેજ ગોપ્ય—અપાત્રોથકી સાચવવાનું, આવું આ ઉત્તમ શ્રીહરિકવચ મેં કહ્યું ॥૭૧-૭૨॥ હવે અપાત્રોને ન

सेतवे । आसुरीसम्पद्युक्ताय नास्तिकाय न कर्हिचित् ॥७३॥ न लोलुपायाभक्ताय न भक्तद्रोहकारिणे । न शुष्कज्ञानिने देयं भगवन्निन्दकाय च ॥७४॥ श्रद्धानाय भक्ताय चास्तिकायानसूयवे । निर्मत्सराय दातव्यं हरितज्जनप्रेयसे ॥७५॥ विलिख्य कवचं चेदं यस्तु सन्धारयेत्पुमान् । कण्ठे वा दक्षिणे बाहौ जयस्तस्य पदेपदे ॥७६॥ यः पठेच्छृणुयाद्भक्त्या श्रावयेद्भक्तसन्निधौ । न तस्य दुर्लभं किञ्चिद्धरिकृष्णप्रसादतः ॥७७॥ धर्मसर्गे दृढतरा मतिः स्यान्मुक्तिदायिनी । जयेद्धर्मवंशं च श्रेयोविघ्नकरं नृणाम् ॥७८॥ भुक्तिं मुक्तिं तथैकान्तभक्तिं

આપવુ આ અર્થને કહેછે-આ કવચ જે ખળ હોય તેને ન આપવુ જે દંભી હોય તેને ન આપવું જે ધર્મમર્યાદાને તોડનાર હોય તેને ન આપવું જે આસુરી સંપદાએ યુક્ત હોય-ભગવાન્ તથા તેમના ભક્તો વિષે જે વિદ્વેષાદિ છે તે આસુરી સંપત્ કહેવાય, તેણે યુક્ત હોય તેને કદાપિ ન આપવું જે નાસ્તિક-પરલોક તથા વેદાદિકમા વિશ્વાસે વર્જીત હોય તેને કદાપિ ન આપવું. જે વિષયલોલુપ હોય, જે અભક્ત હોય અને જે ભક્તદ્રોહી હોય તેને ન આપવું શુષ્કજ્ઞાની-જે ભક્તિવિમુખ જ્ઞાનવાદનિરત હોય તેને નજ દેવુ અને જે ભગવન્નિંદક હોય તેને નજ આપવુ ॥૭૩-૭૪॥ હવે પાત્રોને આપવું આ અર્થને વિવેચન કરી કહેછે-જે શ્રદ્ધાવાન્ હોય, જે ભક્ત હોય, જે આસ્તિક હોય, જે અસૂયારહિત હોય, જે નિર્મત્સર હોય, જે હરિને પ્રિય તમ હોય અને હરિ જેને પ્રિયતમ હોય તથા હરિજનાને જે પ્રિયતમ હોય અને હરિજનો જેને પ્રિયતમ હોય તેવા જનોને આ કવચ આપવું ॥૭૫॥ જે જનતો આ કવચને લખીને કંઠમા કે જમણા બાહુમા ધારણ કરે તેનો પદેપદે જય થાય ॥૭૬॥ જે જન આ હરિકવચને ભક્તિથી સ્વયં સાભળે કે ભક્તસભામાં ભક્તિથી સભળાવે તેને શ્રીહરિકૃષ્ણ ભગવાનના પ્રસાદબળથી કિંચિત્પણ દુર્લભ રહેતુ નથી, સર્વ અર્થ સુલભ છે ॥૭૭॥ વળી આ શ્રીહરિકવચના પ્રભાવથી ધર્મસર્ગે જે શમ દમ ક્ષમાદિક તેમા અતિગ્ઢ પ્રીતિ થાય, જે પ્રીતિ મુક્તિને આપનારી છે અને અધર્મનો જે વંશ કામક્રોધાદિ છે, નરોને

चास्य प्रभावतः । देहान्ते च हरेर्धाम गोलोकं प्राप्नुयाद्धि सः ॥७९॥ भूतप्रेतपिशाचा ये डाकिनीब्रह्मराक्षसाः । योगिनी यातुधान्यश्च बृहद्बालग्रहादयः ॥८०॥ रिपुकृताभिचारा ये रोगाश्चान्येऽप्युपद्रवाः । तेऽयुतावर्तनादस्य नश्यन्ति नात्र संशयः ॥८१॥ पञ्चावृत्त्या प्रतिदिनमिष्टदं स्यान्नृणामिदम् । गृहिभिस्त्यागिभिर्भक्तैः पठनीयं प्रयत्नतः ॥८२॥ इति परमपवित्रं सर्वदा धारणीयं कवचवरमभेद्यं सर्वशस्त्रास्त्रपूगैः । जनिमृतिभयहारि ब्रह्मधामप्रदातृ सकलजनसमूहैः सर्वदा कीर्तनीयम् ॥८३॥ इति श्रीसहजानन्दस्वामिशिष्याग्रगण्य निष्कुलानन्द मुनिविरचितं श्रीहरिकवचं संपूर्णम् ।

---

સર્વ શ્રેયમાં વિઘ્ન કરનારા તેને આ કવચના પ્રભાવથી જીતે છે ॥૭૮॥ વળી આ હરિકવચનો ઉપાસક આ કવચના પ્રભાવથી ભુક્તિ—આ લોકમાં ધર્મથકી અવિરુદ્ધ ભોગ તેમજ ભગવાનની સેવામાં સમુપયોગી ધનાદિ ની સમૃદ્ધિરૂપ ભુક્તિ તથા એ ાંતિક ભક્તિ તથા મુક્તિ—બ્રહ્મસારૂપ્યરૂપ તથા દેહને અંતે ભગવાનના ધામ ગોલોકને પામે ॥૭૯॥ આ કવચનો દશહજાર વાર જપ કરવાથી જે ભૂત—પ્રેત પિશાચ ડાકિની—બ્રહ્મરાક્ષસ—યોગિની—યાતુધાની બૃહદ્બાલગ્રહ આદિક છે તથા જે શત્રુઓએ કરેલા અભિચારો મારણ ઉચ્ચાટનાદિક છે તથા જે અસાધ્ય રોગો છે તથા જે બીજા ઉપદ્રવો છે તે સર્વે તત્કાળ નાશ થાય છે એમાં સંશય નથી ॥૮૦-૮૧॥ પ્રતિદિન પાંચવાર પાઠ કરેલું આ કવચ નરોને ઇષ્ટ ફળ આપનારૂં થાય છે ભક્ત ગૃહસ્થાએ અને ત્યાગિઓએ માનો પ્રયત્નથી અવશ્ય પાઠ કરવો ॥૮૨॥ તે આ કવચ પરમપવિત્ર પવિત્રોનું પણ પવિત્ર નાનાવિધ શસ્ત્રો અને અસ્ત્રોએ સર્વે પ્રકારે અભેદ્ય જનનમરણ ભયને ટાળનારૂં બ્રહ્મધામ અક્ષરને પમાડનાર શ્રેયની કામનાવાળા સર્વકોઈ પણ જનોએ નિરંતર કીર્તન કરવા યોગ્ય અને સર્વ પ્રકારે ધારણ કરવા યોગ્ય છે ॥૮૩॥

ઇતિ શ્રીહરિકવચ સમાપ્તમ્ ।

देवासुराणामनाधारं चोन्मथतां तु मन्दरगिरिं मज्जन्तमम्भोनिधौ । पृष्ठे कूर्मतनुर्दधार सहसा कारुण्यतो यो जगौ सद्धर्मांश्च मुनिभ्य एष हरतात्कष्टं समग्रं हरिः ॥२॥ यो वाराहतनू रसातलगतां क्षोणीं क्षणादुद्दधौ दैतेयं च जघान संयति हिरण्याक्षं तनुस्वाध्वरः । धर्मानाह भुवेऽभवाय च नृणां यज्ञान् वितत्याखिलान् कल्पादौ प्रतिवासरं स हरतात्कष्टं समग्रं हरिः ॥३॥ दैत्यानामधिपं हिरण्यकशिपुं हत्वा नृसिंहाकृतिः प्रह्लादं च ततोऽभिरक्ष्य परमं भक्तं निजं निर्जरान् । इन्द्रादीन् सुरसद्मसौख्यमुदिताञ्चक्रे य उग्रेक्षणो भक्ताभीष्टफलप्रदः स हरतात्कष्टं समग्रं हरिः ॥४॥ याचित्वा त्रिप

એ એકદમ દિવ્ય કૂર્માકૃતિ ધારણ કરીને સુરાસુરોની સાહાય્યમાટે પૃષ્ઠભાગ ઉપર ધારણ કર્યો હતો અને વળી સ્વસ્વરૂપને સમજનારા નારદાદિ મુનિઓને અનુકંપા કરીને કૂર્મપુરાણરૂપે ભાગવત ધર્મોનો ઉપદેશ કર્યો હતો તે આ ભગવાન્ શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને નિવારો ॥૨॥ જે હરિએ પૂર્વે યજ્ઞમય વારાહવપુને ધારીને, રસાતળને પામેલી આ પૃથ્વીને લઈ જનાર હિરણ્યાક્ષ દૈત્યનો સંગ્રામમા સંહાર કરીને ક્ષણમાત્ર ઉદ્ધાર કર્યો હતો અને વળી જનોના મોક્ષમાટે કલ્પના આદિ ભાગમા ભૂદેવી પ્રત્યે સમગ્ર યજ્ઞોનો વિસ્તાર કરવાપૂર્વક બહુ ધર્મો વારાહપુરાણરૂપે કહ્યા હતા એજ શ્રીહરિ પ્રતિદિન મારા સમગ્ર કષ્ટને નિવારણ કરો ॥૩॥ જે ભગવાન્ હરિએ પૂર્વે લોકવિલક્ષણ વિસ્મયનીય દિવ્ય નારસિંહ વપુ ધારીને ઉગ્ર નેત્રવાળા થઇને દૈત્યોના અધિપતિ હિરણ્યકશિપુ કે જે પોતાના પરમભક્ત પ્રહ્લાદનો પરિદ્રોહી હતા તેને તત્કાળ ખર નખોવડે હૃદયવિદારણપૂર્વક હણીને પોતાના અનન્યભક્ત બાળ પ્રહ્લાદની તેથકી સર્વથા રક્ષા કરી હતી અને ઇન્દ્રાદિ દેવોને ફરીથી પોતપોતાનું પદ પાછુ આપવાવડે સ્વર્ગલોકનુ સુખ પમાડીને પરમ હર્ષિત કર્યા હતા, વળીને ભક્તોના અખિલ અભીષ્ટ અર્થને આપનારા તે શ્રીહરિ મારા સમગ્ર કષ્ટ નિવારણ કરો ॥૪॥ જે હરિએ પૂર્વે ઐશ્વર્યવાળી બ્રહ્મ

दृच्छलेन च बलिं त्रैलोक्यमिन्द्राय यः प्रादाद्वामनमूर्तिरस्य च पुनर्दौवारिकत्वं स्वयम् । चक्रेऽथ त्रिदिवस्थितोऽपि च मनोर्वैवस्वतस्यावनं सुत्रामावरजः स मेऽपहरतात्कष्टं समग्रं हरिः ॥५॥ क्षत्रं घोरतरं च कापथगतं त्रिःसप्तकृत्वश्च यो हत्वा सान्वयकार्तवीर्यनृपतिप्राणापहृद्भार्गवः । रामः पर्शुकरो धरामरकरप्रत्तासमुद्रक्षितिः सिद्धर्षिस्तुतसद्यशाः स हरतात्कष्टं समग्रं हरिः ॥६॥ धर्मात्मा पितुराज्ञया सदयितासौमित्रिरासो वनं बद्ध्वा सेतुमपांनिधौ स्वमहसा लङ्केश्वरं सान्वयम् । योपाहारिणमाशु यो निहतवान् धर्मेण सर्वाः

થએલો ઇન્દ્ર કોઈ શરણુ નહિ મળતાં કોઇ ગુપ્ત સ્થળે સંતાઇ રહેતાં, તેને તે ઐશ્વર્ય પાછું આપવાના સંકલ્પથી સ્વયં વામનમૂર્તિ થઈ, ઈન્દ્રસંબન્ધિ ઐશ્વર્યને લઈ લેનારા બળિપાસે જઇને, તેનાથકી ત્રણ પગલાંપરિમિત પૃથ્વી છળથી માગતાં તે દાનશૂરથકી વરદાન પામીને, તે પછી તરત ત્રણ પગલાં-વડે ત્રણ લોકને ભરી લઇને, ફરીથી તે ઈન્દ્રને તે ઐશ્વર્ય આપ્યું હતુ અને તે પછી પ્રણામ કરતા તે ભક્તરાજ બળિરાજાને ભક્તને સ્વયં ભક્તપરવશતાથી તેના દ્વારપાળ કર્મમાં નિત્ય સન્નિધાનનું વરદાન આપ્યું હતુ અને ત્યાર પછી સ્વર્ગલોકમા રહીને ઈન્દ્રના અનુજ (નાનાભાઈ) થઇને વૈવસ્વત મનુનું રક્ષણ કર્યું હતું તે આ શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને અપહરો ॥૫॥ જે હરિએ પૂર્વે ભૃગુકુળમા જમદગ્નિના પુત્રરૂપે પ્રાદુર્ભવીને, હાથમા પરશી ધારણ કરીને સુતસહિત સહસ્રાર્જુન રાજાના પ્રાણને અપહરી, તેને નિમિત્તભૂત કરીને અધર્મમાં પ્રવર્તેલા, અતિઘોર વ્યાપારો જેમના છે, કુમાર્ગે ચઢી ગએલા ક્ષત્રિયોને એકવીશવાર હણીને, અ'ત્વર્યુંપ્રમુખ વિપ્રોના હાથમાં સમુદ્રસુધીની સમગ્ર પૃથ્વીનું પ્રદાન કર્યુ હતુ સિદ્ધોએ તથા મહર્ષિઓએ સ્તુતિ કર્યુ છે શુભ યશ જેમનું એવા તે ભગવાન્ શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને નિવારો ॥૬॥ જે મહાસમર્થ શ્રીહરિએ પૂર્વે રાક્ષસરાજ રાવણે રડાવેલા અમરોની પ્રાર્થનાથી રઘુકુળમાં અવતરીને, પાવન રામનામથી પ્રખ્યાત થઈ, સ્વયં ધર્માત્મા-

प्रजाः रामः स्मावति पुत्रवत्स हरतात्कष्टं समग्रं हरिः ॥७॥ कंसादीनसुरान्विहत्य नृपतीन्भारान्भुवो भूरिशो गोभूसाधुधरामरामरधूपान् पाति स्म यः सर्वतः । लोकक्षेमकरस्वरूपचरितो विघ्नौघविद्रावणः श्रीकृष्णः स यदूत्तमोऽपहरतात्कष्टं समग्रं हरिः ॥८॥ श्रीबुद्धोऽसुरबुद्धिमोहचरितः सद्धर्मसंस्थापकः पापण्डादवितात्मभक्तनिकरः कारुण्यवारांनिधिः । हिंसाहीनमखप्रवर्तनयशा यः शुद्धबुद्धिप्रदः संसारा-

---

ધર્મમૂર્તિ હોવાથી પિતા દશરથરાજાની વનવાસરૂપ આજ્ઞાને માથે ચઢાવીને, પોતાવિષે અનન્ય મનવાળા દયિતા સીતા અને સુમિત્રાસુત ભ્રાતા લક્ષ્મણજીની સાથે ગહન વનમા પ્રવેશ કરી, પોતાના પરમ પ્રતાપથી સમુદ્રમા સેતુ બાંધીને સીતાહરણ કરનારા તે સજ્જનોના કંટક રાવણને તત્કાળ સપરિવાર પ્રણાશ કરીને, સર્વ પ્રજાઓનુ પોતાના ઓરસ પુત્રની પેઠે ધર્મથી પરિપાલન કર્યું હતુ તે આ શ્રીહરિ મારૂ સમગ્ર કષ્ટ નિવારો ॥૭॥ જે શ્રીહરિએ પૂર્વે ભૂમિનો ભાર ઉતારવા વસુદેવના ભવનમા અવતરીને, ભૂભારભૂત અનેક કંસાદિ અસુરરાજાઓનો નાશ કરીને ભૂમિનુ હિત કર્યું હતુ તથા પ્રિયતમ ગાયો ગોપાળોની બહુવાર રક્ષા કરી હતી તથા અક્રૂર માલાકાર ગોપીઓ આદિક સાધુઓની સ્વાનુભવખ્યાપનવડે રક્ષા કરી હતી તથા પૃથ્વી દેવો ભૂદેવો અને ધર્મની સ્વધર્મસ્થાપનાદિવડે રક્ષા કરી હતી આરીતે સકળ લોકોના ક્ષેમના આસ્પદભૂત દિવ્ય સ્વરૂપ અને દિવ્ય ચરિત્ર ગોવર્ધનોદ્ધારણાદિ જેમનુ છે, સમસ્ત વિઘ્નસમૂહનો નાશ કરનારા એવા તે યદૂત્તમ શ્રીકૃષ્ણ ભગવાન્ મારા સમગ્ર કષ્ટને નિવારણ કરો ॥૮॥ જે હરિ અસુરોની બુદ્ધિમા મોહ ઉપજાવા પૃથ્વીઉપર અનન્યસાધારણ બોધયોગને લીને બુદ્ધનામથી વિખ્યાત થઈ, ઉપદેશાદિરૂપ ચરિત્રથી અસુરોની બુદ્ધિમા મોહ પમાડી, ( 'यमधो निनीषति तमेवासाधुकर्म कारयति' આ શ્રુતિમા કહેવા પ્રમાણથી ) સત-સત્વૈક પ્રકૃતિવાળાઓના જે ધર્મો અહિંસાદિક તેમનો અસુરોના અન્તરમા પ્રવેશ નહિ થવા દેતા પોતાના આશ્રિતામા રૂડીરીતે સ્થાપન કરીને, જેઓ પોતાના પ્રાદુર્ભાવનુ યથાર્થ જ્ઞાનપૂર્વક આશ્રય કરનારા છે તેવા ભક્તસમૂહોને પાખંડ-અવૈદિક ઉપધર્મથકી રક્ષા કરી, સર્વકોઈના કલ્યા

र्णवतारकः स हरतात्कष्टं समग्रं हरिः ॥९॥ आरुह्याश्वममर्त्यदत्तमवनौ निस्त्रिंशपाणिश्चरन् कल्की पापिनराधिपांश्च बहुशो हत्वाऽवसाने कलेः । धर्मं स्थापयिता विशुद्धमखिलं यः स्वाङ्गसङ्गानिलस्पर्शोच्छिन्नकुबुद्धिरेष हरतात्कष्टं समग्रं हरिः ॥१०॥ स्तोत्रस्य श्रवणाद्दशाकृतिभृतः स्यान्नास्य पाठाच्च भीस्तोयार्तेर्निरयार्तितोऽसुरगणाद्व्याघ्रादितो दुःस्थलात् । राजभ्यश्च कदध्वतो रिपुगणादज्ञानतोऽथो कलेर्देहान्ते सुगतिर्नृणां करुणया स्याद्दीनबन्धोर्हरेः ॥११॥

મુનીજ એક આકાંક્ષા રાખતા, કરૂણાનિધિ, સર્વપ્રકારે અહિંસા નામના મહાવ્રતરૂપ યજ્ઞને પ્રવર્તાવવાથી સત્કીર્તિવાળા છે તે આ શુદ્ધ બુદ્ધિપ્રદ-અંતઃકરણની નિર્મળતાદ્વારા વિજ્ઞાનનો પ્રકાશ કરીને સંસારસાગરથકી સમુદ્ધાર કરનારા શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને હરો ॥૯॥ જે ભગવાન્ કળિયુગના અંતમાં કલ્કિરૂપથી પ્રખ્યાત થઈ, દેવોએ આપેલા અશ્વઉપર વિરાજમાન થઈને હસ્તમાં તીવ્ર તરવાર લઇને સર્વ પૃથ્વીમાં ચોમેર વિચરીને, અનેક પાપૈકપ્રવર્તક મ્લેચ્છપ્રાય રાજાઓને હણીને, વિશુદ્ધ ધર્મ-વર્ણાશ્રમોચિત અને નિશ્રેયસોપયોગી એવા તે ધર્મને સ્થાપન કરશે તે આ પોતાના દિવ્યાંગના સંગવાળા પવનસ્પર્શમાત્રથી સમગ્ર પાપ અને તે મૂળ જેમાં છે એવી કુબુદ્ધિને હરનારા શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને હરો ॥૧૦॥ **હવે આ સ્તોત્રના શ્રવણપઠનનું ફળ કહે છે**-મત્સ્યાદિ દશ આકૃતિને ધરનારા ભગવાન્ શ્રીહરિના આ સ્તોત્રનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ પઠન કરવાથી જળસંબંધિની પીડાથકી ભય ન થાય, અનેક નરક દુઃખોથકી ભય ન થાય અસુરસમૂહથકી ભીતિ ન થાય, વ્યાઘ્રવ્યાલાદિ હિંસક જંતુઓથકી ભીતિ ન આવે, દુર્ગમ સ્થાનમાં જવાથકી ભય ન આવે, દુષ્ટરાજાઓથકી ભય ન થાય, કુમાર્ગગમનથકી ભય ન થાય, શત્રુગણથકી ભય ન થાય, કિં બહુના-સમગ્ર ભયમાં મૂળભૂત જે અજ્ઞાન છે તેનાથકી પણ ભય નજ થાય, તેમજ કળિયુગથકી ભય ન થાય કારણ કે દેહને અંતે આ સ્તોત્રવડે સમારાધ્ય દીનબન્ધુ ભગવાન્ શ્રીહરિ, પ્રભુની કૃપાથી આ સ્તોત્રનું શ્રવણ પઠન કરનારા જનોની સુગતિ-નિઃશ્રેયસ થાય છે (આ રીતે મત્સ્યાદિ દશ અવતારના અનુક્રમથી દશ પ્રકારના ફળ જાણવા) ॥૧૧॥

श्रीहरिर्जयति ।

# श्रीविश्वमङ्गलाख्यं

## श्रीहरिप्रार्थनास्तोत्रम् ।

प्रणिधाय मनोऽतिभावतः सहजानन्दगुरोः पदाम्बुजे ।
हरिदिग्विजयात्समुद्धृतं सुखदं स्तोत्रमिदं लिखाम्यहम् ॥१॥

उद्धवे निजधुरं निधाय यः स्वस्थ आस निजदिव्यधामनि । शुद्धभागवतधर्मपोषक कृष्ण एष मयि सुप्रसीद-

સદ્ગુરૂ શ્રીસહજાનંદસ્વામીના ચરણકમળમા અતિભાવથી મનને પરોવીને, શ્રીહરિદિગ્વિજયમાથી ઉદ્ધાર કરેલા સુખકર આ સ્તોત્રને હું (નિત્યાનંદમુનિ) લખુછું ॥૧॥ કવિ શ્રીનિત્યાનંદમુનિ, પોતાની વિદ્યાચાતુરીના પ્રકાશનમાટે પ્રત્યેક ઉલ્લાસમા કહેલા અર્થોની એકજ શ્લોકમા સંકલના કરવાપૂર્વક તેતે સ્થળમા પરોક્ષપણે જેનો મહિમા વર્ણવ્યો છે એવા પરમાત્મા શ્રીકૃષ્ણભગવાન્ મારા ઇષ્ટદેવ શ્રીહરિનો અવતાર હોવાથી તેથી પૃથક્ નથી એવો ભાવાર્થ સૂચવવા પૂર્વક અને પ્રત્યક્ષ શ્રીહરિમા પ્રીતિપ્રાપ્તિની પ્રાર્થના કરવાપૂર્વક કહેછે કે

ત્રિલોકગુરૂ શાસ્ત્રયોનિ જે શ્રીકૃષ્ણભગવાન્, પોતાથી ગુણે કરીને આણુ પણ ન્યૂન નહિ એવા સુપાત્ર ઉદ્ધવજીને સ્વસ્વરૂપનુ જ્ઞાન લોકોને પ્રદાન કરાવી તેમના કલ્યાણ કરવા માટે પોતાની ધુર (આચાર્યપદ) અર્પણ કરીને પોતાના દિવ્ય અક્ષરધામમા પધારીને સ્વસ્થ થયા હતા શુદ્ધ

(૧) શ્રીહરિદિગ્વિજયના ૪૯ ઉલ્લાસ છે, પ્રત્યેક ઉલ્લાસને અંતે સારરૂપ એક પ્રાર્થનાત્મક શ્લોક છે ૪૮ મા શ્રીહરિપ્રાર્થના છે અને ૪૯ મા ગ્રન્થનો વિષયાનુક્રમ છે તેથી તે બે ઉલ્લાસને અંતે શ્લોક નથી બાકીના ૪૭ ઉલ્લાસના ૪૭ શ્લોક છે ૧૦ મા એક શ્લોક વધારે છે તેથી શ્લોક ૪૮ થાયછે પ્રથમ શ્લોક અને અંતિમ ફલશ્લોક ઉદ્ધારકર્તા નિત્યાનંદમુનિએ લખ્યા છે માટે આ સ્તોત્ર ૪૮ શ્લોકાત્મક છે એમ જાણવુ

ताम् ॥१॥ उत्पथस्थशिवविष्णुलिङ्गिभिर्भिन्नमार्यपथमत्र रक्षितुम् । उद्धवं नूतनुमार्पशापतः कृष्ण एव गमयन् प्रसीदताम् ॥२॥ स्वोकधर्ममखिलं प्रवर्तयन्नुद्धवाध्वनि धरातले नृपु । सर्वसद्गुरुविलक्षणेहितः कृष्ण एव मयि तुष्टिमीयताम् ॥३॥ ब्रह्मतेजसि सुदिव्यविग्रहो ब्रह्मरूपनिजभक्तसङ्गतः । धर्ममन्दिरमहार्हमण्डनं प्रीतिमेतु मयि भक्तिनन्दनः ॥४॥ मानसानि निजदर्शकपुंसां कर्षयन् निजमनोहरमूर्तौ ।

ભાગવત ધર્મના પોષક એવા આ શ્રીહરિનામા કૃષ્ણ મારી (નિત્યાનંદમુનિ) ઉપર સુપ્રસન્ન થાવ ॥૧॥ શિવ વિષ્ણુનાં ચિહ્નોનુ આલંબન કરીને કેવળ વ્યભિચારાચરણાદિક કુમાર્ગમા ગમન કરનારા શૈવ વૈષ્ણવોએ છિન્નભિન્ન કરેલા આર્યમાર્ગને આ લોકમાં રક્ષણ કરવા માટે, બદરિકાશ્રમમાં મુમુક્ષુઓને ભગવાનના જ્ઞાનનો ઉપદેશ કરતા, ત્રિગુણાતીત સ્થિતિને પામેલા હોવાથી અજન્મા એવા પણ ઉદ્ધવજીને, વૈકુંઠલોકમાંથી જયવિજય અને ગોલોકમાથી રાધિકાદિકની પેઠે સ્વેચ્છાથીજ દુર્વાસામુનિના શાપનો ઉદ્ભવ કરવા દ્વારા અયોધ્યાનગરીમા અજય સુમતિ નામના જનક જનનીથકી મનુષ્યશરીર પમાડનારા એવા આ શ્રીહરિકૃષ્ણભગવાન્ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૨॥ ધરાતળમા ઉદ્ધવસંપ્રદાયવિષે વર્તતા મનુષ્યોમા પોતે શ્રીમુખે ગીતા તથા ભાગવતના એકાદશસ્કંધદ્વારા ઉપદેશેલો સમગ્ર એકાંતિકધર્મ પ્રવર્ત્તાવતા અને જગતમા કહેવાતા સમગ્ર સદ્ગુરુઓ થકી આશ્ચર્યકારી હોવાથી વિલક્ષણ દિવ્ય ચરિત્ર જેમનું છે એવા આ ધર્મનંદન શ્રીકૃષ્ણ મારેવિષે તુષ્ટિને પામો ॥૩॥ અક્ષરાખ્ય તેજઃપુંજમા સુંદર દિવ્ય વિગ્રહથી પોતાના બ્રહ્મરૂપ મુક્તોની સાથે વિરાજમાન અને ધર્મદેવના ભવનના મહા અમૂલ્ય આભરણરૂપ એવા ભક્તિનંદન શ્રીહરિ મારેવિષે પ્રીતિને પામો ॥૪॥ પોતાની આનંદમય મૂર્તિના દર્શન કરનારા અયોધ્યાવાસી સ્ત્રીપુરુષોના મનને પોતાની મનોહર દિવ્યમૂર્તિમાં ચમકની પેઠે આકર્ષણ કરનારા, સ્વયં રમણીય હોઇને દૃષ્ટિમાત્રથી કાશીદત્તાદિ

आसुरोत्खननवीक्षणरम्यः प्रीयतां मधुरदर्शनकृष्णः ॥५॥
अधिगीतपरलक्षणलक्ष्यः सर्वथा प्रियतमोऽखिलनृणाम् ।
चित्रकृद्रुचिरबालचरित्रः प्रीतिमान् भवतु मे हरिकृष्णः ॥६॥
तातसंस्कृततनुः कृतविद्याभ्यासलील उरुविश्रुतकीर्तिः ।
आसुरक्षयविधानपमानः प्रीयतां हरिरसौ परमात्मा ॥७॥
स्वेक्षणेन सुखयन् जनतां यश्चङ्क्रमेण शिवदं च विधातुम् ।
काशिकापुरमगात्सह पित्रा तुष्टिमेतु मयि धार्मिक एषः ॥८॥
मायिकाकृतिगुणैश्च विहीनं दिव्यदेहमथ दिव्यगुणाढ्यम् ।
आह यं स निगमागमवाक्यं प्रीतिमेतु मयि धर्मकुमारः ॥९॥
ब्रह्मजीवगतसंशयजालं छेदयन्निगमहार्दविदग्र्यः । तद्विदां
समचदत्परमार्थां तोषमेतु मयि कृष्ण उदारः ॥ काशिका-

---

અસુરસમૂહોનુ ઉન્મૂલન કરનારા અને સુદર દર્શન જેમનુ છે એવા કૃષ્ણ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાવ ॥૫॥ સામુદ્રિક શાસ્ત્રમા કહેના રાજધિરાજ પરમેશ્વરપણાને સૂચવનારા ચરણકમળમા રહેલા સ્વસ્તિક ધ્વજાદિક સોળ ચિહ્નોથી પ્રગુલિતાર પરમેશ્વરપણાની પ્રતીતિ કરવા યોગ્ય, સર્વ મનુષ્યોને સર્વપ્રકારે અતિશય પ્રિય, આશ્ચર્યકારિ સહજમનોહર બાલચરિતો જેમના છે એવા શ્રીહરિકૃષ્ણ ભગવાન્ મારેવિષે પ્રીતિમાન્ થાવ ॥૬॥ પિતા ધર્મદેવ થકી યજ્ઞોપવીત સસ્કાર પામેલા વિદ્યાભ્યાસરૂપ લીલા કરનારા, દિગન્તમા જેમની સુકીર્તિ અતિવિખ્યાત પામી છે અને પોતાનુ અપમાન કરનારા અસુરસમૂહોનો સ્વપ્રતાપથીજ નાશ કરનારા એવા પરમાત્મા આ શ્રીહરિ મારી ઉપર પ્રીતિ પામો ॥૭॥ જે શ્રીહરિ સ્વદર્શનદાનથી જનસમાજને સુખ આપવા અને પોતાના વિચરણથી કાશીપુરીને તીર્થરૂપ પવિત્ર કરવાને માટે ત્યા પોતાના પિતાની સાથે પધાર્યા હતા તે ધર્મનદન આ શ્રીહરિ મારે વિષે તુષ્ટિને પામો ॥૮॥ વેદશાસ્ત્રોના વચનો, જેને માયિક આકાર અને ગુણોએ રહિત અને દિવ્ય આકાર અને ગુણોએ સહિતપણે પ્રતિપાદન કરેછે,

वनचरस्तप उग्रं शिक्षयन् विमलमाचरदीशः। संस्तुतो रविमहामुनिसङ्घैः प्रीत एष भवताद्भुवि धार्मिः ॥१३॥ योगसिद्धिफलदो निजवीक्षामानतः सकलतैर्थिकवन्द्यः । सिद्धवल्लभनुतो हरिरेष प्रीयतां सकलदम्भहरेहः ॥१४॥ भूतभैरवभयङ्करदृष्टिर्मानमोचितपिवैकनताङ्घ्रिः । सर्वथाप्रणतवत्सल एष श्रीहरिर्मयि सदाऽस्त्वतितुष्टः ॥१५॥ सिद्धसङ्घनयनामृतमूर्तिः कृष्ण एष पुरुषोत्तमपुर्याम् । स्वापराधविहतासुरसङ्घप्रेक्षकैः श्रित इहास्तु सुतुष्टः ॥१६॥ सत्रधर्मविदितात्ति-

રણ્ય કરતાથકા તપસ્વિજનોને તપ કરવાની રીતિ શિખવવા માટે ઉગ્ર નિર્મળ તપ કર્યું હતુ અને ઉગ્ર તપથી પ્રસન્ન કરેલા સૂર્યદેવે તથા મહામુનિસમૂહોએ સ્તુતિ કરેલા એવા ધર્મપુત્ર આ શ્રીહરિ મારી ઉપર નિરતિશય પ્રસન્ન થાવ ॥૧૩॥ પોતાના દર્શનમાત્રના પ્રદાનથી પોતાના સબન્ધને પામેલા મૈયાનામની ભગિનીએ સહિત મહાદત્તનામના પર્વતીય રાજાને શ્રીહરિકૃષ્ણ રૂપે દર્શન આપી કલ્યાણરૂપ ફળ આપનારા અને ગોપાળયોગીને અષ્ટાંગ યોગની સિદ્ધિનુ ફળ (સ્વદર્શનપ્રદાનપૂર્વક સ્વધામપ્રાપણરૂપ) આપનારા, સમગ્ર તીર્થવાસીએ વંદના કરેલા, સીરપુરના સિદ્ધવલ્લભરાજાએ સ્તુતિ કરેલા, સમગ્ર દાંભિક સિદ્ધોના દંભને હરનારી દિવ્ય ચેષ્ટા જેમની છે એવા આ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાવ ॥૧૪॥ સીરપુરમા ભૂત ભૈરવોને ભય કરનારી દૃષ્ટિ જેમની છે અને મહાસિદ્ધપણાનુ અભિમાન જેનુ મુકાવ્યુ છે એવા પિવૈકે નમસ્કાર કર્યાં છે ચરણકમળ જેના અને સર્વ પ્રકારે પ્રણત જનોમા વત્સલતાવાળા એવા આ શ્રીહરિ સદા મારી ઉપર અતિ તુષ્ટ રહો ॥૧૫॥ નવલખા નામના દિવ્ય પર્વતમા રહેલા સિદ્ધસઘોના નેત્રોને અમૃતવત્ મૂર્તિ જેમની છે અને કૃષ્ણ નામ જેમનુ છે અને શ્રીજગન્નાથપુરીમા પોતાનો અપરાધ કરવાથી પરસ્પર નાશ પામેલા અસુરસમૂહોને જોનારા જનોએ જેમનો સમાશ્રય કર્યો છે એવા આ શ્રીહરિ આ લોકમા મારી ઉપર સુતુષ્ટ રહો ॥૧૬॥ માનસપત્તનના સત્રધર્મા રાજાએ જાણ્યોછે અતિશય દિવ્ય મહિમા

महत्त्वः सार्चितोऽतिगह्वनेऽपि शिवाभ्याम् । पावयन्विचरणेन सुराष्ट्रान्प्रीयतां स भगवान्मयि कृष्ण. ॥१७॥ लोजलोकनयनोत्सवदाता साधुमण्डलमहासुखदेक्ष । ध्येयविच्युतमनोगतिवीक्षो यः सता मयि स तुष्यतु कृष्णः ॥१८॥ स्थापयन् गुरुपरंपरां क्षितावुद्धवादुपगतः स्वदीक्षणम् । स्वमताप्रविदितो गुरोर्गुरुः कृष्ण एष परितुष्यतां मयि ॥१९॥ सम्प्रदायगुरुरानतोऽखिलैरर्चितश्च सुरमानवव्रजैः । सर्वजीवहितवर्तनो हरिः प्रीतिमेतु मयि सर्वसद्गुणः ॥२०॥ स्वीयधर्मविहिताचलस्थितिः सर्वधर्मपरिशिक्षणप्रभु. । भक्तिधर्मपरिपोषणोद्यतः स्वाम्यसौ मयि सदा प्रसीदताम् ॥२१॥

---

જેમનો અને મહાવનમા પણ શિવપાર્વતી એ પરભાવથી સમ્યક્ પ્રકારે પૂજા કરેલા અને સ્વવિચરણથી સૌરાષ્ટ્ર દેશના લોકોને પાવન કરતા એવા તે ભગવાન્ શ્રીહરિકૃષ્ણ મારી ઉપર પ્રીતિને પામો ॥૧૭॥ લોજપુરવાસી લોકોના નેત્રોને પરમાનંદ આપનારા, રામાનંદસ્વામીના મુક્તાનંદાદિ સાધુમંડળને મહાસુખ આપનારૂ દર્શન જેમનુ છે અને તે સાધુઓની ધ્યાનાર્હ ભગવન્મૂર્તિ થકી ચલિત થએલી મનોગતિને સાક્ષાત્ જોનારા જે કૃષ્ણ છે તે શ્રીહરિ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૧૮॥ પૃથ્વીઉપર ગુરૂપરંપરાને સ્થાપન કરવા માટે ઉદ્ધવાવતાર શ્રીરામાનંદમુનિથકી ભાગવતી દીક્ષાને પામેલા અને ગુરૂનાપણ ગુરૂ એવા આ શ્રીહરિ કૃષ્ણ મારી ઉપર પરિતોષ પામો ॥૧૯॥ ઉદ્ધવસંપ્રદાયના હિતોપદેષ્ટા ગુરૂ, સર્વ આશ્રિત જનોએ કર્યાં છે પ્રણામ જેમને, દેવમનુષ્યોના સમૂહોએ પૂજેલા, સર્વ જીવોના હિતને કરનારૂ વર્તન જેમનુ છે અને સર્વસદ્ગુણસંપન્ન એવા શ્રીહરિ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૨૦॥ પોતાના ભક્તજનોને તેમના તેમના વર્ણાશ્રમધર્મમા અચળ સ્થિતિ કરાવનારા, સર્વના સર્વ પ્રકારના ધર્મોનુ પરિશિક્ષણ આપવામા સમર્થ, ભક્તિધર્મના પરિપોષણમા તત્પર એવા આ સ્વામિનારાયણ ભગવાન્ મારી ઉપર સુપ્રસન્ન રહો ॥૨૧॥ ભક્તોને પોતાની સુદિવ્ય

भक्तदर्शितसुदिव्यविग्रहो भक्तसंस्तुतयथेक्षिताकृति । भक्त-
वृन्दहृदयाम्बुजे वसन्नेष मेऽस्तु हृदि भक्तवत्सल ॥२२॥
नास्तिकोत्पथविखण्डनचण्डो वैदिकाध्वपरिरक्षणशक्तः ।
सप्रमाणसबलाचलवाक्यस्तुष्टिमेतु हरिकृष्ण इहासौ ॥२३॥
प्राणिहिंसनविवर्जितमेव वैदिकं मतमिति प्रथयन् यः ।
अस्तवीद्भृशमहिंसमजस्रं श्रीहरिर्मयि स तुष्यतु भक्ते ॥२४॥
वेदबाह्यमतमाशु समूलोत्पाटनो भुवि सनातनधर्मम् । स्थाप-
यन्सदसि पण्डितनृणां यो व्यराजत स तुष्यतु कृष्णः ॥२५॥
स्वीयसाधुजनतापमानानप्रयोगबलमेघजिन्नुत । स्वेष्टदेव-

---

मूर्तिना दर्शन करावनारा भक्तोએ જેવા દિવ્યાકારે દર્શન કર્યું છે તેવા દિવ્યાકારથી સ્તુતિ કરેલા ભક્તસમાજના હૃદયકમળમા સર્વકાળે નિવાસ કરી રહેલા ભક્તવત્સળ એવા પ્રત્યક્ષ શ્રીહરિ મારા હૃદયમા નિરતર રહો ॥૨૨॥ ધોરાજીમા ચાર્વાક, બૌદ્ધ, જૈનાદિક નાસ્તિકોના કુમાર્ગને (સપ્રમાણ સબળ અચળ સ્વવાક્યોથી) ખ ન કરવામા અતિકોપ પામેલા, વૈદિકમાર્ગનુ સર્વથા સર્વત રક્ષણ કરવામા સમર્થ અને વાદ કરવામા વેદાદિ પ્રમાણે સહિત અને પોતાના ઐશ્વર્યાત્મક બળે સહિત અચળ છે વાક્યો જેમના એવા આ શ્રીહરિકૃષ્ણ ભગવ ન્ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૨૩॥ ભાડેર ગામમા સભામા વૈદિક સિદ્ધાત યજ્ઞ શ્ર દ્ધ દિકમા પણ સર્વથા પ્ર ણિઓની હિંસાએ રહિત છે એમ સર્વત્ર પ્ર મ્મ તિ કરતા જે શ્રીહરિએ નિરતર હિંસાવર્જીત ધર્મની પ્રશસા કરી હતી તે શ્રીહરિ ભક્ત એવો હુ તે મારા ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૨૪॥ જુનાગઢમા વેદબાહ્ય મતમાનનું મૂળમાથી ઉત્પાટન કરનારા અને ભૂતળમા સનાતન ધર્મનુ પડિત પુરૂષોની સભામા સ્થાપન કરનારા જે શ્રીહરિ વિશેષપણે શોભતા હતા તે શ્રીહરિકૃષ્ણ મારી ઉપર પ્રસન્ન થાવ ॥૨૫॥ મેઘપુરમા સમગ્ર મતવાદિઓએ પોતપોતાના ઇષ્ટદેવરૂપે દર્શન કરેલા અને પોતાના સાધુજનોનું અપમાન કરવાથી નાશ પામ્યુ છે યોગૈશ્વર્ય જેનું એવા મેઘજીત્ નામના વણિકે સ્તુતિ

ततयेक्षितोऽखिलैर्वादिभिर्हरिरुपैतु तोषणम् ॥२६॥ प्राकृते-
ष्वपि च योगसाधनैर्वर्जितेषु नृषु यौगिकीः कलाः। भावयां-
किलबभूव यो हरिस्तोषमेतु स परं दयालयः ॥२७॥ वैष्ण-
वार्यगदुराचरणानि त्याजयन् सवृषनिर्मलभक्तिम्। यः पुपोष
नगरीयसभायां सोऽस्तु मे हृदि हरिः परितुष्टः ॥२८॥ द्वारि-
केशनिजरूपदर्शनस्तीर्थवासिनियमप्रकाशकः। सर्वतश्च वृष-
वैरिवारणः कृष्ण एष मयि तुष्टिमीयताम् ॥२९॥ शुष्कवेदन-
निराकरणोत्को दिव्यविग्रहबृहत्प्रतिपाद्यः। दर्शयन्निगमहा-
र्दमशेषं प्रीतिमान् मयि भवत्वयमीशः ॥३०॥ वारुणीजन-
पदस्वकभक्तानन्दयंश्च निजसञ्चरणाद्यैः। इष्टकर्म च सपूर्त-

---

કરેલા એવા શ્રીહરિ મારા ઉપર સમધિક સંતોષને પામો ॥૨૬॥ કાળવાણી ગ્રામમાં યોગનાં યમ નિયમાદિ સાધનોએ રહિત એવા પ્રાકૃત સ્ત્રી બાળ શૂદ્રાદિક મનુષ્યોમાં પણ અષ્ટાંગયોગની કળાઓને જે શ્રીહરિએ પ્રવર્તાવી હતી તે દયાનિધિ શ્રીહરિ મારી ઉપર પરિતોષને પામો ॥૨૭॥ વૈષ્ણવાચાર્યમાં રહેલા દુરાચારને ત્યાગ કરાવી ધર્મે સહિત નિર્મળ એવી ભક્તિનું નવાનગરની સભામાં જે શ્રીહરિએ પ્રતિપાદન કર્યું હતું તે શ્રીહરિ મારી ઉપર પરિતુષ્ટ રહો ॥૨૮॥ દ્વારિકામાં પધારી દ્વારિકાધીશ નામના સ્વસ્વરૂપનું દર્શન કરનારા અને તીર્થવાસીઓને પાળવાના નિયમોનો ઉપદેશ કરનારા અને ચારે તરફથી ધર્મવૈરિઓનું નિવારણ કરનારા એવા પ્રત્યક્ષ કૃષ્ણ શ્રીહરિ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૨૯॥ માંડવી શહેરમાં મતવાદિઓની સભામાં રસરૂપ ભક્તિએ રહિત હોવાથી શુષ્ક એવા અદ્વૈત જ્ઞાનનું નિરાકરણ કરવામાં તત્પર થએલા અને પરબ્રહ્મ પરમાત્મા નારાયણને સદા દિવ્યાકારપણે પ્રતિપાદન કરનારા અને વેદનો સમગ્ર રહસ્યાર્થ પ્રકાશ કરનારા એવા આ પરમેશ્વર શ્રીહરિ મારી ઉપર પ્રીતિમાન્ થાવ ॥૩૦॥ પશ્ચિમ દિશામાં રહેલા દેશોના પોતાના ભક્તોને વિચરણાદિકથી આનંદ પમાડતા

मुदारो ह्याचरत्स मयि तुष्यतु कृष्णः ॥३१॥ स्वामेयक्षितिपभक्त्यतिरेकाद्दुर्गपत्तनकृतात्मनिवासः। श्रीगवेन्द्रनृपपूजितपादः श्रीहरिर्भवतु मय्यतितुष्टः ॥३२॥ विप्रतीर्थमहिवर्णनकर्ता प्रावृषेण्यनियतव्रतवक्ता। भक्तसङ्घपरिगीतचरित्रः कृष्ण एव मयि तुष्यतु नित्यम् ॥३३॥ स्वप्रतापभरदर्शनहृष्टैर्वादिविप्रनिकरैः श्रितपादः। सर्वसंशयनिराकृतिदक्षः प्रीयतां मयि सदा हरिकृष्णः।३४॥ विष्णुयागहृतवाडवदैन्यः प्रीत-

મહાઉદાર જે શ્રીહરિએ કારિયાણીગ્રામમાં ઇષ્ટાપૂર્ત કર્મ (તલાવ ખોદાવવાં વિગેરે પૂર્તકર્મ અને વિષ્ણુયાગાદિ ઈષ્ટકર્મ) કર્યું હતું તે કૃષ્ણ શ્રીહરિ મારી ઉપર પ્રસન્ન થાવ ॥૩૧॥ પોતાના ભક્તરાજ અભય રાજાની નિરવધિકાતિશય પ્રેમભક્તિથી દુર્ગપત્તનમાં પોતાનો વિશેષપણે નિવાસ કરનારા અને રાજકોટ નગરમાં ગવર્નર સાહેબે પૂજ્યા છે પાદકમળ જેમના એવા શ્રીહરિ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૩૨॥ મત્સ્યાવપુરમાં સુરસિંહ રાજા પ્રતિ બ્રાહ્મણનો મહિમા અને સિદ્ધપુરમાં તીર્થોનો મહિમા વર્ણન કરનારા અને વિશાનગરમાં ચાતુર્માસમાં વિશેષપણે પાળવાનાં વ્રતોનો ઉપદેશ કરનારા અને તે તે ગ્રામોના ભક્તસંઘોએ ગાન કર્યાં છે દિવ્ય ચરિત્રો જેમનાં એવા શ્રીહરિ કૃષ્ણ મારી ઉપર નિત્ય સુપ્રસન્ન થાવ ॥૩૩॥ અમદાવાદમાં પોતાનો અતિશય પ્રતાપ-સમાધિ વિગેરે દેખવાથી હર્ષિત થએલા એવા વિવિધ મતવાદિ વિપ્રવૃન્દોએ જેમના ચરણનો આશ્રય કર્યો છે અને મતવાદિઓના સર્વ સંશયોનું નિરાકરણ કરવામાં પ્રવીણ એવા શ્રીહરિકૃષ્ણ ભગવાન્ સદા મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૩૪॥ જેતલપુર અને ડભાણમાં વિષ્ણુયાગ કરીને બ્રાહ્મણોને બહુ દક્ષિણા આપીને તેમની દીનતાને હરનારા અને વરતાલમાં અયોધ્યાનગરથી આવેલા સ્વદર્શનથી પ્રસન્ન થએલા રામપ્રતાપાદિક બંધુજનોને સ્વાગતાદિક કુશળપ્રશ્નોથી અતિશય આનંદ પમાડનારા અને વરતાલમાં અનેક દેશોમાંથી આવેલા અસખ્યાત ભક્તજનોએ ષોડશોપચા-

१ 'उत्तमक्षितिपे'ति पाठान्तरम्।

बन्धुजननन्दन एषः । नैकजानपदपूजितमूर्तिः प्रीतिमेतु हरिकृष्ण उदारः ॥३५॥ इन्द्रसेननृपभूरिमानितो भक्तिभक्तमहिमप्रकाशकः । धर्मवर्त्मपरिपोषणे रतः प्रीत एष हरिरस्तु सर्वदा ॥३६॥ साधुमण्डलगणागमहृष्टः सर्वसाधुपरिवेषणतुष्टः। अन्नकूटमहसम्भृतिसक्तः कृष्ण एष हृदि मेऽस्तु सुतुष्टः ॥३७॥ नैकखेटपुरखर्वटवासी स्वाश्रितेभ्य उरुधा सुखदोऽसौ । दुर्गपत्तननिजेष्वतितुष्टस्तुष्ट एष भवताद्धरिकृष्ण ॥३८॥ भाविदेहिहितचिन्तनसक्तः स्वीयमन्दिरविधापनरक्तः । श्रीपुराहितनिजप्रतिमोऽसौ प्रीति मेतु हरिराशि-

રથી પ્રેમપૂર્વક પૂજા કરી છે શ્રીમૂર્તિ જેમની અને મહાઉદાર એવા શ્રીહરિકૃષ્ણ ભગવાન્ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૩૫॥ સુરતમા ઇન્દ્રસેન આગદીય રાજાએ રાજોપચારથી બહુ માન આપેલા, સુરતના પ્રેમી હરિજનોની આગળ ભક્તિ અને ભક્તનો અતિશય મહિમા પ્રકાશ કરનારા, ધર્મપુર વિગેરે ગ્રામોમા ધર્મમાર્ગનુ સર્વથા પોષણુ કરવામા તત્પર થએના એવા આ શ્રીહરિ મારી ઉપર સર્વદા અતિશય પ્રસન્ન થાવ ॥૩૬॥ દેશાવરમા ઉપદેશ માટે ફરવા ગએલા સાધુમડળોના દુર્ગપુરમા આગમનથી બહુ હર્ષ પામેલા, પક્તિમા સર્વે સાધુઓને પકવાન્ન પીરસીને બહુ સતુષ્ટ થએલા, અન્નકૂટના ઉત્સવની સામગ્રી ઉત્તમ રાજા પાસે સપાદન કરાવામા પ્રસક્ત થએલા અને જયા લલિતાએ કરાવેલા અન્નકૂટોત્સવને જોઇને પ્રસન્ન થએલા એવા શ્રીહરિકૃષ્ણુ ભગવાન્ મારા હૃદયમા નિરતર રહો ॥૩૭॥ ભક્તોનાં અનેક ગ્રામ પુર અને શહેરમા વસનારા, પોતાના આશ્રિતોને બહુધા સુખ આપનારા, દુર્ગપત્તનના ભક્તજનોની ઉપર અતિપ્રસન્ન એવા આ પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણુ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૩૮॥ ભાવિ મનુષ્યોના હિતનો એકાતમા વિચાર કરવા માટે તત્પર થએલા, પોતાની મૂર્તિઓનાં મદિરો કરાવામા અતિશય પ્રીતિવાળા, શ્રીનગરમા પોતાની નરનારાયણુની પ્રતિમાનુ સ્થાપન કરનારા અને એકજ દિવસમા અમદાવાદના બ્રાહ્મણોની ચોરાશી કરનારા

तविप्रः ॥३९॥ श्रीभुजङ्गनगरे निजमूर्तिस्थापकः स्वसुहृदिष्ट-
विधाता । द्वारिकेशनिजरूपकृतैक्य॰ प्रीतिमेतु मयि धर्मत-
नूजः ॥४०॥ वृत्तालये स्थापयदात्ममूर्तिं तत्क्षेत्रमाहात्म्यमु-
दारमाह । सद्धर्मपुष्ट्यै च लिलेख शिक्षापत्रीं स मे प्रीत
इहास्तु कृष्ण॰ ॥४१॥ आत्मीयसाधुवरनिर्जितवादिवृन्द स-
द्धर्मरक्षणधृतानुयुगावतारः । पापौघनाशनयमार्तिहराभि-
धानः प्रीतोऽस्तु मेऽत्र भगवान् स्वयमेव कृष्ण॰ ॥४२॥ चतु-
रङ्गसैन्यचरनागपताद्युपविष्ट आनतजनौघनुत॰ । बहुसत्कृतो

---

એવા આ પ્રત્યક્ષ શ્રીહરિ મારી ઉપર પ્રીતિને પામો ॥૩૯॥ શ્રીભુજનગરમા પોતાની-નરનારાયણની મૂર્તિ સ્થાપન કરનારા, પોતાના નદરામાદિક સખ ધિજનોની દ્વારિકાની યાત્રારૂપ ઇચ્છાને પૂર્ણ કરનારા દ્વારિકેશ અને સ્વસ્વ રૂપનું ઐક્ય કરનારા એવા ધર્મપુત્ર શ્રીહરિ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૪૦॥ જે શ્રીહરિએ વૃત્તાલયમા પોતાની મૂર્તિની સ્થાપના કરી હતી અને વૃત્તાલય ક્ષેત્રનું સર્વથી અધિક સહેતુક માહાત્મ્ય કહ્યુ હતુ અને આચાર્ય સ્થાપન કરીને સદ્ધર્મની પુષ્ટિમાટે દેશાતરમા શિક્ષાપત્રી લખી હતી તે કૃષ્ણ પરમાત્મા શ્રીહરિ મારી ઉપર આ લોકમાં અતિશય પ્રસન્ન થાવ ॥૪૧॥ પોતાના સાધુવર્ય મુક્તાનદમુનિદ્વારા વટપત્તનના મતવાદિવૃન્દોને જીતનારા, સદ્ધર્મના રક્ષણમાટે યુગોયુગમા અવતાર ધારણ કરનારા (સદ્ધર્મના રક્ષણ માટે કલિયુગમા પણ ભગવાનના અવતાર થાયછે એમ મુનિદ્વારા પ્રતિપાદન કરનારા) પાપપુંજને પરાસ્ત કરનારૂ અને યમરાજાની નરકરૂપ પીડાને હરનારૂ નામ જેમનું છે (ભગવન્નામોચ્ચારણથી તો પાપપુંજનો નાશ, અતરની શુદ્ધિ અને યમપાશથી મુક્તિ થવારૂપ ફળ કહીને આત્યતિક મોક્ષ તો પ્રત્યક્ષ ભ ાવાનના આશ્રયથીજ થવાનુ મુનિદ્વારા પ્રતિપાદન કરનારા) અને સપ્રમાણ પોતાની ભગવત્તાનુ પણ મુનિદ્વારા પ્રતિપાદન કરનારા એવા સ્વય શ્રીકૃ ણ ભગવાન્ આ લોકમા મારી ઉપર પરમ પ્રીતિને પામો ॥૪૨॥ શ્રીસયાજીરાવ રાજાએ ભાવથી સન્મુખ મોકલેલી ગજ, રથ, અશ્વ અને

वटपुरीपतिना हरिरेष तुष्टिमुपयातु सदा ॥४३॥ विदुषां महासदसि मध्यसंस्थितः प्रबलश्रुतिस्मृतिभिरेव वादिनाम्। मतखण्डनेऽतिनिपुणः सुभाषणो मयि सुप्रसीदतु हरिः स्वयंप्रभः ॥४४॥ निजसम्प्रदायगतसंशयजालच्छिद्गुरो यथागमवचोऽनभिमानः । विजिताखिलात्ममतदूषकवादिमहितो हरिः स भवतान्मयि तुष्टः ॥४५॥ आनन्दितानेकनिजेक्षकव्रजो धौरेयपुर्यां निजमूर्तिमादरात्। योऽतिष्ठिपद्द्राडवृन्दपोषकः सोऽयं हरिः प्रीतिमुपैतु नित्यदा ॥४६॥ दीक्षायाश्च विधिं सतां

---

પદાતિરૂપ ચાર અંગે યુક્ત એવી સેનાના મધ્યભાગમા ચાલતા ગજેન્દ્રની ઉપર વિરાજમાન થએલા અને પ્રણામને કરતા જનસમાજે સ્તુતિ કરેલા અને વટપત્તનના રાજા સયાજીરાવે રાજ્યે ત્યારથી બહુ સત્કાર કરેલા એવા પ્રત્યક્ષ શ્રીહરિ સદા મારી ઉપર પ્રસન્ન થાવ ॥૪૩॥ વટપત્તનમા પંડિતોની સભાના મધ્યભાગમા વિરાજમાન થઇને પ્રબળ શ્રુતિસ્મૃતિના પ્રમાણોથી ઉદ્ધવસંપ્રદાયની સ્થાપના કરવાપૂર્વક વાદિઓના મતને ( ચારજ સંપ્રદાય છે વિગેરે મતનુ ) ખંડન કરવામા અતિપ્રવીણ અને સ્પષ્ટ ભાષણ જેમનું છે અને પોતાના સાહજીક પ્રભાવવાળા એવા શ્રીહરિ મારી ઉપર સુપ્રસન્ન થાવ ॥૪૪॥ પોતાના ઉદ્ધવ સંપ્રદાયવિષયમા લોકોને થએલા સંશયસમૂહોને (ગુરૂ પુરુષ પુરૂષનેજ મંત્રોપદેશ કરે અને સ્ત્રીયોને કેમ ઉપદેશ ન કરે ? ત્યાગીઓના ગુરૂ ગૃહસ્થ કેમ હોઈ શકે ? પૂજ્ય દેવતાનુ બહુત્વ કેમ હોઈ શકે ? વિગેરે ) પ્રમાણ વચનોથી ઉચ્છેદ કરનારા અને શાસ્ત્રપ્રમાણે કહેલા વચનોમા જેને લેશ પણ અભિમાન નથી અને પરાજય પામેલા જે સ્વમત દૂષક વાદિઓ તેમણે પ્રેમથી પૂજેલા એવા શ્રીહરિ મારી ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૪૫॥ અનેક ગામના પોતાના દર્શન કરનારા જનસમાજને આનંદ આપનારા જે શ્રીહરિએ ધોરેરા પુરમા પોતાની મૂર્તિની આદરથી સ્થાપના કરી હતી અને વિપ્રવૃન્દનુ પોષણ કર્યું હતુ તે શ્રીહરિ નિરંતર મારા ઉપર અતિશય પ્રસન્ન થાવ ॥૪૬॥ જે શ્રીહરિએ દત્તપુત્રોના પ્રતિ ત્યાગી ગૃહીનો દીક્ષા

च गृहिणां स्त्रीणां तथा वर्णिनां धर्मान् सर्वेश आह य प्रतिष्ठितिं स्वीयां च जीर्णाख्ये । दुर्गे स्थापयदात्ममूर्तिमपि तद्दुर्गे पुरे च स्वयं सोऽयं श्रीभगवान् प्रसीदतु सदा श्रीस्वामिनारायण ॥४७॥

एतत्स्तोत्रं पठेद्य प्रतिदिनमघहृत्पावनं पूजनान्ते भक्त्या याऽऽकर्णयेत्तौ निजमभिलषितं प्राप्नुयातां हि सर्वम् । भक्तिं धर्मात्मजेऽस्मिन् भगवति सुदृढां साधुसङ्गे रुचिं च प्रेयस्त्वं भक्तभर्तुर्विमलतरयशो मुक्तिमिष्टां लभेताम् ॥१॥ इति श्रीसहजानन्दस्वामिशिष्याग्रगण्य नित्यानन्दमुनिविरचित श्रीहरिदिग्विजयादुद्धृत श्रीविश्वमङ्गलाख्य श्रीहरिप्रार्थनास्तोत्र संपूर्णम् ।

---

વિધિ તથા વ્રતોત્સવવિધિ અને ગોપાળાનંદમુનિના પ્રતિ સાધુઓના ધર્મ, શિવરામ વિપ્રના પ્રતિ ગૃહસ્થ સ્ત્રીપુરુષોના ધર્મ મુકુંદાનંદવર્ણિના પ્રતિ બ્રહ્મચારીના ધર્મ અને શતાનંદમુનિના પ્રતિ યોગોપદેશ વિગેરે સર્વ ધર્મોનો ઉપદેશ કર્યો હતો અને જુનાગઢમા પોતાની રાધારમણપ્રતિમાની સ્થાપના કરીને દુર્ગપુરમા પોતાની ગોપીનાથ નામની મૂર્તિની સ્થાપના કરી હતી એવા તે આ સ્વયં ભગવાન્ શ્રીસ્વામિનારાયણ મારી ઉપર સદા પ્રસન્ન થાવ ॥૪૭॥

પાપ હરનાર અને પવિત્ર કરનાર આ **વિશ્વમંગલ** નામના સ્તોત્રનો જે પુરૂષ પૂજા કર્યા પછી પ્રતિદિન ભક્તિથી પાઠ કરે અથવા સાંભળે તો તે બન્ને પુરૂષો નિશ્ચે સ્વાભિલષિત સર્વે અર્થને પામે, વળી તે બન્ને પુરૂષો ધર્મપુત્ર પ્રત્યક્ષ ભગવાન્ શ્રીહરિમા સુદૃઢ ભક્તિ, સાધુસમાગમમા અતિશય રુચિ, ભક્તભર્તા શ્રીહરિની પ્રસન્નતા, જગતમા અતિશય નિર્મળ કીર્તિ અને ઇચ્છિત મુક્તિને પામેછે ॥૧॥

इति पञ्चरत्नं समाप्तम् ।

# श्रीहरिप्रार्थना ।

( गुर्जरानुवादसहिता )

सकलभक्तजनान् सुखयन्नयं जयति नेत्रपथे मम धर्मजः ।
सुरभिचन्दनपुष्पसमर्चितो निजजनैर्धृतसूक्ष्मसितांशुकः ॥१॥

નિજજનોએ સુરભિ ચંદન પુષ્પોવડે પ્રીતિથી પૂજા કરેલા, સૂક્ષ્મ શ્વેત વસ્ત્રોને ધારી રહેલા, સકળ ભક્તજનોને સુખ આપતા આ-મારા હૃદયકમળમા રહેલા ધર્મનંદન શ્રીહરિ મારા નયનમાર્ગમા નિત્ય જય પામેછે જે પરબ્રહ્મ પરમાત્મા પરાત્પર અક્ષરપરમાકાશમા દિવ્ય પિતાંબર ધારીને નિત્યમુક્તોના નેત્રપથમા વિરાજે છે તે આ ભગવાન્ દિવ્ય સૂક્ષ્મ શુક્લાંબર ધારીને આ લોકમા મારા નેત્રપથમા વિરાજે છે વળી જે જનિપથ ( આ લોક )ને ઉલ્લંઘીને રહેલા મુક્તોએ સમર્ચેલા છે તે આ ભગવાન્ અહી નિજ એવા જનો-જન્મધારી મનુષ્યોએ સમર્ચેલા છે, મુક્તો કરતા પણ એમનીઉપર પરમા પ્રીતિ પરમાત્માને વર્તે છે, કેમકે તેઓ સાધુઓ છે, તેવા સાધુઓના પરિરક્ષણમાટેજ ભગવાનનો અહીં પ્રાદુર્ભાવ છે, માટે આતો નિજજનો છે, અર્ચનોપકરણ ચંદન પુષ્પાદિ સુગમ દ્રવ્ય છે તેતો પ્રકૃતિથી સુરભિ છે, પણ આરોપિત ગુણવાળુ નથી આ ભગવાન્ તો અકૃત્રિમમા પ્રીતિવાળા છે, ભાવશુદ્ધિમાત્રની અપેક્ષા રાખે છે, માટેજ સુગન્ધિ ચંદન પુષ્પોવડે સમ્યક્ અર્ચન કરેલા અર્ચનમા સમ્યક્પણું તો અર્ચન કરાતા ભગવાનમાં પ્રીતિપ્રકર્ષકનું સંપાદનપણુજ જાણવુ સકળ મુક્તજનોને પરમ સુખ આપવા જે અક્ષર પરમ પદમા જે આનંદમય દિવ્ય સ્વરૂપથી વિરાજે છે તેજ આ ભગવાન્ અહીં ભક્તજનોને સુખ આપવા તેજ આનંદમય સ્વરૂપથી અહીં મારા લોચનની આગળ વિરાજે છે ॥૧॥

૧ આ ૨૧ શ્લોકાત્મક સ્તોત્ર નિત્યાનંદમુનિવિરચિત હરિદિગ્વિજયના ૪૮ ઉલ્લાસ થકી ઉદ્ધારેલુ છે

अहमहो! भगवंस्तव सत्पते! सततमङ्गमतोऽस्मि बृहत्पुरे। परमनिर्वृतिमापित एव ते ननु करोमि यथामति सेवनम् ॥२॥ त्वं साक्षात्पुरुषोत्तमोऽसि परमं ब्रह्माक्षरात्माऽक्षरः

('અહો' અવ્યય હર્ષમા લેવો) આ અતિશય હર્ષની વાત છે, કેમ? તો કે હું અહીં રહીનેજ હમણાં મુક્તાનંદને અનુભવું છું એમ શાથી? તો હે ભગવન્! સત્પતે! તમારો સતત સમાગમ મળવાથી બ્રહ્મપુર ધામમાજ હું રહ્યો છુ જે અક્ષરાખ્ય બ્રહ્મપુર મુક્તપ્રાપ્ય છે તેમા તમારા નિરંતર સમાગમથી નિવાસ મને મળી ચુક્યોજ છે આનંદમય પરબ્રહ્મ આપનો સતત સમાગમ મળતા આજ સ્થાન બ્રહ્મપુર છે કેમ? તો મુક્તપ્રાપ્ય પરમાનંદ નિરંતર મારા લોચનગોચર થએલા આપે મને અહીં પમાડ્યોજ છે વળી આપની સેવા યથામતિ કરૂ છુ આથી અન્ય મુક્તિ કઈ છે? કોઈ પણ નહિ અક્ષરધામમા પરબ્રહ્મનો અનુભવ, તજ્જન્ય નિરવધિક આનંદ અને તે મૂળ જેમા છે એવી પરબ્રહ્મની સેવારૂપ મુક્તિ, એમતો મુક્તિસ્વરૂપનો નિર્ણય છે તે આપેજ કહ્યુ છે કે–'तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' ઇતિ તે આ સેવા અહીંજ મને મળી, જેથી મારૂ ભાગ્ય અહો છે ॥૨॥

તમે અક્ષર–સ્વરૂપથી અને સ્વભાવથી અવિકૃત છો, 'येनाक्षरं पुरुषं वेद सत्यं' 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठत.' એવી શ્રુતિ છે વળી તમો અક્ષરાત્મા–અક્ષરનાપણ આત્મા છો, તેવી શ્રુતિ છે–'यस्याक्षरं शरीरं' ઇતિ અક્ષરબ્રહ્મ પરબ્રહ્મથકી અવર છે, 'अक्षरात्परतः परः' એવી શ્રુતિ છે માટેજ તમે પરમબ્રહ્મ છો વળી સાક્ષાત્ પુરૂષોત્તમ–'द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च। क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः। यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥' આ રીતે જે પુરૂષોત્તમ કહ્યા છે તેજ સાક્ષાત્ તમો છો જે આપ પરંબ્રહ્મ સાક્ષાત્ પ્રાદુર્ભવ્યા છો તે તમેજ સાક્ષાત્ અક્ષરાલય શ્રીકૃષ્ણ–આનંદમય દિવ્યમૂર્તિ હોઇને હરિકૃષ્ણસંજ્ઞાથી હાલમાં પ્રકાશો છો. પ્રાદુર્ભાવમાત્રથી કે સંજ્ઞામાત્રથી તમે

**श्रीकृष्णो हरिकृष्ण आदिपुरुषो धर्मात्मज ! श्रीहरे !।**

ઇતરવત્ અધતન (આધુનિક હમણાંના) નથી, ભલે પામરો આપને ઈતર-સજાતીય સમજે પરંતુ તમો તો આદિપુરુષ-સર્વના મૂળભૂત-'दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः । अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः । एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी' ઇત્યાદિકથી સર્વકારણપણે શ્રવણ થતા **પરમ પુરુષ** છો પાવનોના પાવન અને મંગળોનાં મંગળ એવાં જે 'ધર્માત્મજ ! શ્રીહરે!' ઇત્યાદિ તમારાં નામો છે તેને અનુસ્મરણ કરતોથકો તમારીજ એક દાસતા કે જે સર્વ શ્રેયને કરનારી છે તેની હું 'स्वामी त्वमेवासि मे' એ રીતે ભાવના કરૂં છું—**હે શ્રી હરે!**-આર્તો, અર્થાર્થિઓ, જીજ્ઞાસુઓ અને જ્ઞાનિઓ સર્વકોઇએ પણ જે ગુણસંપદાનેલીધે આશ્રય કરીએ છીએ તે **શ્રી** કહી છે, તેમાં આર્તો અને અર્થાર્થીઓને આશ્રયણમાં ઉપયોગી દયા ઔદાર્ય આદિક ગુણસંપત્તિ તથા જ્ઞાનશક્તિ આદિક ષાડ્ગુણ્ય સંપત્તિ છે, જીજ્ઞાસુ જનને માટે પણ તેજ છે, 'तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः । नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता' આ વચનથી કહેવી અજ્ઞાનતમનિવારણરૂપ ઔદાર્યસંપત્તિ છે જ્ઞાનિઓ માટે તો પ્રધાનપણે આનંદમયત્વરૂપ નિરવધિક આનંદસંપત્તિ છે આવી કલ્યાણગુણશ્રીએ યુક્ત એવા **હરિ**-આશ્રિતોના સકળ કલેશને હરનારા હોવાથી હરિનામથી વિખ્યાત તમે છો **હે ધર્માત્મજ!** આવા અનવધિકાતિશય અસંખ્યાત કલ્યાણ ગુણગણના આશ્રય તમો ધર્મપરિરક્ષણાર્થે ધર્મતનયપણે પ્રાદુર્ભવ્યા છો **હે નારાયણ!**-નર જે આ સર્વ પ્રવાહરૂપે સર્વદા અનુવર્તતાં વસ્તુઓનો સમૂહ તે **નાર** કહેવાય, તેના અયન-આધાર અને તે અયન-સ્થાન જેમને છે એવા તમો નારાયણ છો તેવી શ્રુતિ છે-'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' ઇતિ **હે વાસુદેવ!**-જેમાં આ સર્વ જગત્ વસે છે અને સર્વત્ર જે આ વસે છે, તે આ વાસુદેવ તમે છો **હે પરમાનંદ**-જેના આનંદો પરમ-નિરતિશય છે, આનંદવલ્લીમાં આનંદનું પારમ્ય શ્રવણ થાય છે, તેવા તમો

**हे नारायण ! वासुदेव ! परमानन्द ! प्रभो ! सत्पते ! माया-**

આનંદમય છો હે **પ્રભો** !–સર્વના પ્રશાસક આપનું પ્રશાસન સર્વત્ર પ્રકૃષ્ટ ગાર્ગિબ્રાહ્મણમા 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः' ઈત્યાદિકમા પ્રસિદ્ધ છે તથા આનંદવલ્લીમા 'भीषाऽस्माद्वातः पवते' ઈત્યાદિકમા પ્રસિદ્ધ છે આવા પ્રભુ તમો છો હે **સત્પતે** ! સચ્છબ્દવાચ્ય મુમુક્ષુઓ અને મુક્તોના પતિ–પોષક, પોતાના આનંદમય દિવ્ય સ્વરૂપના પ્રકાશનથી પરમાનંદને પમાડનારા છો 'एष ह्येवानन्दयाति' એવી શ્રુતિ છે અથવા પતિ–સ્વામી, (સેવ્ય) અર્થાત્ સતોએ સેવ્ય હોવાથી સત્પતિ કહ્યા છો હે **માયાધીશ** ! સર્વકોઈ બ્રહ્માદિ ઈશ્વરો માયાવશવર્તી છે, તમે તો તે માયાના પણ અધીશ છો, 'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्' એવી શ્રુતિ છે હે **બૃહત્પુરસ્થ** ! બ્રહ્માખ્યપુરમા રહ્યા છો માટે બૃહત્પુરસ્થ કહ્યા છો 'दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योमन्यात्मा प्रतिष्ठित' એવી શ્રુતિ છે આવા તમે **શ્રીસ્વામિનારાયણ** એવી અન્વર્થ આખ્યાથી ખ્યાત થઇ, નરતનુનાટનને પરિગ્રહીને પ્રકાશો છો હે **ભક્તપ્રિય**–ભક્તોને પ્રિય અને ભક્તો જેમને પ્રિય છે એવા તમો છો હે **ભક્તિનંદન**–ભક્તિદેવીના નંદનરૂપે પ્રાદુર્ભવેલા અથવા ભક્તિજ જે તમારે નંદન–આહ્લાદક છે એવા છો હે **વિભો**–'महान्त विभुमात्मान' એમા કહ્યા પ્રમાણે તમો સર્વવ્યાપ્ત છો હે **ધર્મસ્થ**–ધર્મ કરવાથી તમારે કશોપણ અર્થ નથી તેમ ન કરવાથી કશી હાનિ નથી તથાપિ ધર્મરક્ષણ માટે વિધિવશ્ય ઈતર જનજ જેમ એમ નિયમથી ધર્મનુંજ નિત્ય અનુષ્ઠાન કરો છો તે પોતેજ ગીતામા કહ્યુ છે–'न मे पार्थास्ति कर्तव्य त्रिषु लोकेषु किञ्चन । नानवाप्तमवाप्तव्य वर्त एव च कर्मणि ॥ यदि ह्यह न वर्तेय जातु कर्मण्यतन्द्रित । मम वर्त्मानुवर्तन्ते मनुष्या पार्थ सर्वश ॥ उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्' ઇતિ હે **ધર્મપ્રિય**–ધર્મ જે તમને જ્ઞાનથકી પ્રિય છે. હે **પ્રાણેશ** ! આપ પ્રાણોના પણ ઈશ છો તેવી શ્રુતિ છે–'य प्राणे तिष्ठन्.. प्राणमन्तरो यमयति' 'स उ प्राणस्य प्राण' ઈત્યાદિ હે અગ-

**धीरा ! बृहत्पुरस्थ ! नूतनो ! श्रीस्वामिनारायण ! ॥३॥ हे भक्तप्रिय ! भक्तिनन्दन ! विभो ! धर्मस्थ धर्मप्रिय ! प्राणेशागणिताण्डकोटिपरमाधार ! स्वतन्त्रेश्वर ! ! जीवेशाक्षरकालसन्नियमन ! ज्योतिःस्थदिव्याकृते ! श्रीराधादिकशक्तिसेवितपदः स्वामी त्वमेवासि मे ॥४॥ दिव्यालङ्कृतिदिव्यहेतिविलसद्दिव्याङ्गरागार्चितो ब्रह्माण्डौघभवा-**

---

**ણિતાંડકોટિપરમાધાર**—અસંખ્યાત અંડકોટિઓના પરમ આધારભૂત તમોજ છો માટે ઈશ્વરોના પણ ઈશ્વર સ્વયં સ્વતંત્ર છો (અનન્યાધીન ઈશ્વર છો) '*તમીશ્વરાણા પરમં મહેશ્વરમ્* એવી શ્રુતિ છે હે **જીવેશાક્ષરકાળસન્નિયમન** (આ સ્થળે જીવશબ્દ બ્રાહ્મણપરિવ્રાજકન્યાયથી બ્રહ્માદિપદ ઉપર નહિ રહેલા જે અનીશો છે તેપર લેવો ) મનુષ્યાદિ જીવો, બ્રહ્મ દિ ઈશ્વરો, અક્ષર અને કાળના **સન્નિયમન**—ઉત્તમ નિયામક તમે છો હે **જ્યોતિઃસ્થદિવ્યાકૃતે**—જે તમારી દિવ્ય આકૃતિ અક્ષરબ્રહ્માત્મક જ્યોતિર્મંડળના મધ્યમા વિરાજમાન છે શ્રીરાધાદિક સ્વાસાધારણ દિવ્ય શક્તિઓએ સેવ્યા છે ચરણકમળ જેમના એવા આપજ મારા સ્વામી છો (અર્થાત્ તમારોજ અનન્ય હું દાસ છુ ) ॥૩-૪॥

તમે અનેક બ્રહ્માંડસમૂહની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ મહાલીલાવાળા છો, માટેજ ઈશ્વરોના ઈશ્વર છો તથા અક્ષરધામમાં અપ્રાકૃત સ્વાસાધારણ આનંદમય દિવ્યાકારથી સંપન્ન અને તદનુગુણ દિવ્ય અલંકારો તથા દિવ્ય આયુધોથી પ્રકાશો છો અને દિવ્ય અંગરાગવડે અર્ચેલા છો. આ બે વિશેષણથી લીલાવિભૂતિનો યોગ અને નિત્યવિભૂતિનો યોગ જણાવ્યો તેવા તમો કલ્યાણમય મહાગુણગણો કે જે સૃષ્ટિ સ્થિતિ સંહારમા ઉપયોગી સર્વજ્ઞત્વ સર્વશક્તિત્વાદિક છે તથા નિત્યમુક્તોનાજ અનુભવમાં આવતા આનંદમય દિવ્યાકૃતિને અનુરૂપ બીજા જે સૌન્દર્ય સૌકુમાર્ય લાવણ્યાદિક છે તથા દિવ્ય અલંકરણ—દિવ્ય અંગરાગ દિવ્ય આયુધ આદિક દિવ્ય શોભાવિશેષો છે તે સર્વેએ તમો સુસેવેલા છો તે તમે **ભાવિક**—હેય જે ગુણો

चनाभवमहालीलस्त्वमीशेश्वर । त्वं कल्याणमयैर्महागुण
गणै संसेव्यसे नित्यदा स त्वं निर्गुण एव मायिकगुणैर्ही
नत्वतो वर्ण्यसे ।५॥ त्वं वै कारणकारणं स्वजनतावात्सल्य-
वारानिधिर्भक्तैकाश्रय ! भक्तजीवनतनो ! भक्तैकसर्वस्व !
भो ! । भक्तेच्छापरिपूरकोऽसि सकलैश्वर्याभिजुष्ट सदा

---

તેણે રહિત હોવાથી નિર્ગુણપણે શ્રુતિમા નિરૂપણ કર્યા છો 'योऽसौ निर्गुण इत्युक्त शास्त्रेषु जगदीश्वर । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणैर्हीन स उच्यते ॥' એવી સ્મૃતિ છે ॥૫॥

તમેજ **કારણકારણ** કારણપણે કહેલા પ્રકૃતિ કાળાદિકના પણ કારણ છો આપના અધિષ્ઠાન વિના નથીજ તેઓ કારણ થાય છે અન્યથા નહિ માટેજ તમે સર્વથી પર છો તેવા આપનુ આશ્રિતો વિષે વાત્સલ્ય નિરવધિ હોવાથી **સ્વજનતાવાત્સલ્યવારાનિધિ** કહ્યા છો સ્વજનતા-સ્વાશ્રિતજન સમૂહમા જે વાત્સલ્ય તેના **વારાનિધિ**-સમુદ્ર છો હે **ભક્તૈકાશ્રય**-ભક્તોને આપજ એક આશ્રય છો બીજાઓતો અર્થસિદ્ધિમાટે શાસ્ત્રવિહિત તેતે ધર્માદિકને સાધનવિશેષપણે આશરેછે ભક્તોતો એક આપનેજ સાધ્યસાધનપણે આશરેછે હે **ભક્તજીવિતતનો**-જે તમારી તનુ આનંદમયી છે તેજ તે ભક્તોને જીવિત છે કેવળ સાધન નહિ કિંતુ જીવિત પણ તેમને તમેજ છો બીજાઓને તો જીવિત અન્ન છે, ભક્તોને તો આનંદમય આપજ અન્ન છો હે **ભક્તૈકસર્વસ્વ**-ભક્તોને તમે એકજ **સર્વસ્વ**-ગૃહ ક્ષેત્ર આરામાદિ સર્વસ્વ છો વળી તમે **ભક્તેચ્છાપરિપૂરક**-ભક્તોની જેવી ઈચ્છાઓ પુત્રપણે કે પતિપણે કે પિતાપણે કે ભ્રાતાપણે આપના સંશ્લેષવિષયવાળી હોય તેમ તેમ પ્રાદુર્ભાવીને તેતે ઇચ્છાને પરિપૂરણ કરનાર છો 'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्' એમ ગીતામા શ્રીમુખે કહ્યુ છે તથાતથા ભક્તજનોનો મનોરથ પૂરણ કરવા પ્રાદુર્ભવતા પણ પોતાના અસાધારણ સકળ ઐશ્વર્યે સંપન્નજ પ્રાદુર્ભવો છો હે **શરણ્ય** ! (શરણાગતસંરક્ષક) તેવા તમારા શરણને પામેલો હું તે મારેવિષે સદય

सम्प्राप्ते शरण शरण्य! मयि सुप्रीतः सदा त्वं भव ॥६॥
त्वं ह्येवास्यखिलावतारधृदजः स्वातन्त्र्यतः सर्वदा धर्मस्थापनसाधुरक्षणधराभारापनुत्यै मुहुः । स त्वं साम्प्रतमत्र याडवकुले सैश्वर्यजुष्टः स्वय जातोऽसि स्वपदोपपन्नजनतासौख्यातिरेकप्रद ॥७॥ एतस्मिंस्त्ववतार एव भवता यत्त्वत्र देदीयते सौख्यं भूरि च लालनं स्वपदनूणां चेक्रीयते यादृशम् । नैतादृक् क्वचन स्वजन्मनि कृतं तस्मादियं ते कृपा शक्या नोपमितुं महापुरुष! वै केनापि केनाप्यहो! ॥८॥

તમો સુપ્રીત થાવ આપની પ્રીતિનેજ હુ ઇચ્છુ છું, બીજુ કાઇ પણ નહિ સદાપ્રીતિરસ્તુ-પ્રમાદને લીધે તમારા સ્મરણથકી પ્રચ્યુતિ થવાના સમયે પણ પ્રીતિ વર્તો ॥૬॥

તમેજ અજ-અજન્મા છતાપણ ધર્મસ્થાપન સાધુરક્ષણ અને ભૂભાર હરણ માટે વારેવારે અખિલ અવતારોને ધરો છો 'अजायमानो बहुधा विजायते' એવી શ્રુતિ છે સર્વાવતારધારક તમે અવતરણોએ કરીને ઇતર સજાતીય નથી, તમો સ્વતન્ત્ર છો, બીજા સર્વકોઈ પરતન્ત્ર છે, સ્વતન્ત્રપણે ઇતરસજાતીય અવયવરચનાના પરિગ્રહમા નથી પારમૈશ્વર્યની ન્યૂનતા નથી સર્વ અવતારમા મૂળભૂત તમે હાલમા સરસ્વતીયા વિપ્રકુળને અનુકૃત કરતા થકા સાક્ષાત્ તમે હમણાં સ્વાસાધારણ ઐશ્વર્યે સપનજ પ્રાદુર્ભવ્યા છો તે આ તમે પોતાના ચરણ્રશરણને પામેના સમસ્ત જનોને અતિશય સુખ આપતા થકા વિરાજો છો જો આપ પ્રાદુર્ભવ્યા ન હોત તો આ જન આત્યતિક દુઃખ નિવૃત્તિપૂર્વક સુખાતિશયને પામતજ નહિ તો હાલમા સાક્ષાત્ પ્રાદુર્ભવીને સ્વચરણકમળના શરણને પામેલા સર્વ જનોને તમે પરમ સુખ પમાડો છો ॥૭॥

આજ સાક્ષાત્ અવતારમા આપ આ લોકમા જેવુ અનવધિ સુખ સ્વાશ્રિતજનોને અત્યત આપો છો અને જેવુ તેમનુ લાલન અત્યત કરો છો, તેવુ સુખ અને લાલન કોઈપણ પૂર્વ પ્રાદુર્ભવમા આશ્રિતોને નથીજ આપ્યુ માટે હે મહાપુરુષ! આવી આપની નિરુપાધિ કૃપા કોઈ પણ દેવમનુષ્યાદિકની

कारुण्यं तव साम्प्रतं भवति यद्भक्तेषु तत्कर्हिचित् मातुं नैव हि शक्यमस्ति करुण ! प्रीतो भवातो मयि । स्वीयब्रह्मपुरस्थदिव्यविभवैर्जुष्टोऽपि सिद्धिव्रजैरल्पप्राणिसमर्पितं फलदलाद्यादत्स एषा कृपा ॥९॥ श्रीराधादिकदिव्यशक्तिनिकरैर्दिव्यैर्महापार्षदैर्नित्यं सेवितपत्कजोऽत्र च महाराजाधिराजार्चितः । सेवामल्पतनूनामपि क्षितितले प्रीत्याऽऽद-

साथे कोई पण विचक्षण जने उपमा आपी शकाय एवी नथी अहो ! आपनी कृपा अद्वितीयाज छे ॥८॥

हे हरे ! भक्तोविषे आपनी जे करुणा हमणा प्रवर्तेछे ते कदापि माप करी शकाय एम नथीज (पूर्वे श्लोकमा कृपानु अनुपमपणु कह्यु छे, आमा कृपानुं अपरिमितपणु कहे छे) तो हे निरवधिकरुण ! मारी उपर सुप्रसन्न थाव आपनी आ कृपा प्रसिद्धज छे कइ ? तो अक्षरधाममा असाधारण दिव्यवैभवो अने अनेक सिद्धिओए सदा ससेवाता पण जे तमो अहीं अल्प प्राणिओए समर्पेना तुच्छ फळदलादिकनेपण प्रीतिथी अंगीकार करो छो आज आपनी अमाप कृपा छे भावगौरवमात्रने जोता तमे दातामा रहेलो, आपवानी वस्तुमा रहेलो जात्यादिकृत अपकर्ष (कनिष्ठता) तेने गणताज नथी तो कृपानो आ बधो गुण छे 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥' एम गीतामा पोतेज कह्यु छे ॥८॥

लक्ष्मीराधाप्रमुख स्वासाधारण दिव्य शक्तिसमूहोए तथा दिव्य महा पार्षदोए अक्षरधाममा नित्य ससेवाता चरणकमळ जेमना छे एवा छो ते आ निरवधि सर्वातिशायि आपनु परपणु छे अने आ लोकमा धर्म संस्थापनार्थे प्रादुर्भवेला तमो महाराजाधिराजोए संपूज्या छे चरणारविंद जेमना एवा छो एरीते परतर तमे आ सौशील्यगुणथी अहीं विशेषपणे विराजो छे केम ? तो धनथी विद्याथी अने जन्मथी अल्प (नीच) एवा पण मनुष्योए परमादरथी करेली सेवाने रमाराधादिके करेली सेवानेज जेम

दद्राजसे तरत्ययेव हि शोभन नरसखे कारुण्यवारांनिधौ ॥१०॥ पूर्वं स्वावतारैरनेकदितिजव्रातास्त्वया नाशितास्ते-भ्योऽपि प्रबलाः सुरासुरनरैः शक्या न जेतुं क्वचित् । कामाद्यान्तरशत्रवस्त्व इह हि स्वानां समुन्मूलितास्तेनास्मि-न्नवतार एव विततो भूरि प्रतापोऽस्ति ते ॥११॥ कामार्तस्य यथेष्टयोषिति मनः स्तेनस्य चौर्ये यथा नित्य स्वव्यसने

---

એમ અને રાજાધિરાજકૃત સેવાથકી પણ અધિકજ જેમ એમ માનીને પ્રીતિથી સ્વીકારો છો, માટે ભૂતળમા તમે સૌશીલ્યગુણના આવિષ્કારથી વિશેષપણે શોભો છે અક્ષરધામમા કેવળ પરતરપણુજ પ્રકાશે છે, અહીં ક્ષિતિતળમા તો પરપણુ અને સુશીલપણુ બન્ને પ્રકાશે છે તો ગુણવિશેષનો પ્રકાશ અહીંજ સમધિક હોવાથી અમે ધન્ય છીએ તે આ સૌશીલ્ય સર્વ થકી પરતર અને નરોના સાચા સખા એવા કરૂણાનિધિ તમારે વિષેજ શોભેછે ॥૧૦॥

પૂર્વે આપે વારાહ નારસિંહાદિ અનેક અવતારો ધારીને હિરણ્યાક્ષ હિરણ્યકશિપુ આદિક અનેક દૈત્યો નાશ કર્યા છે, તે દૈત્યોની અપેક્ષાએ પણ પ્રકૃષ્ટ બળવાળા હોવાથી સુર અસુર નરોએ ક્દાપિ ન જીતી શકાય એવા કામક્રોધાદિ આભ્યતર શત્રુઓ અહીં પ્રાદુર્ભાવે ના આપેજ આત્મીય જનોના હૃદયતળથકી સમૂળ નાશ કરી નાખ્યા આ હેતુથી આપનો સુમહાન્ પ્રતાપ અન્ય અવતારોની અપેક્ષાએ આજ સાક્ષાત્ અવતારમા પ્રમરી પામતો જગતમા વિસ્તૃત વિરાજે છે ॥૧૧॥

હે શ્રીમન્ ભક્તિધર્માત્મજ ! મારૂ મન આપનાજ એક ચરણારવિંદમા નિરતર આસક્ત રહો, આપનુજ એક અનુસ્મરણ અખડ મને રહો (એમા દૃષ્ટાતોને કહે છે) જેમ કામાતુરનુ મન પોતાને પ્રિય વનિતામા અનવરત આસક્ત રહે છે, જેમ ચોરનુ મન ચોરવાના પદાર્થમા સતત સક્ત રહે છે, જેમ ધૂતાદિવ્યસનિનુ મન વ્યસનોમા વ્યાસક્ત રહે છે, જેમ ક્રોધીનુ મન પોતાના દ્વેષિવિષે સદાય સમાસક્ત રહે છે, જેમ પતિવ્રતાનુ મન પતિવિષેજ અનુષક્ત રહે છે, જેમ ચાતકનુ મન મેઘમા પ્રીતિયુક્ત રહે છે અને પતગનુ

यथा व्यसनिनः क्रुद्धस्य च द्वेषिणि । साध्व्याः स्वामिनि चातकस्य मुदिरे रूपे पतङ्गस्य वा सक्तं मेऽस्तु तथा त्वदीयचरणे श्रीभक्तिधर्मात्मज ! ॥ १२॥ रोगार्तोऽतिभयः क्षुधातुरपुमान् स्नेहातुरश्चापि वा यद्वद्दैन्यमुपैति मानरहितस्तद्वन्मदीयं मनः । दैन्यं यातु निरन्तरं त्वयि हरे ! सत्सु त्वदीयेष्वपि क्षिप्रं मानविहीनमित्यभिमतं त्वत्तोऽस्ति मन्नाथ ! मे ॥१३॥ त्वद्रूपस्य सुनिश्चयो मनसि मे सर्वोत्तमः स्यात्सदा

---

મન આપના ચરણકમળમાં સતત રહે છે તેમ મારૂં મન આપનેવિષે નિરંતર આસક્ત રહો ('या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी । त्वामनुस्मरत. सा मे हृदयान्नापसर्पतु ॥' એની પેઠે જાણવું) પરમપુરુષને અનવરત અનુસ્મરણ કરતો પુરુષ સદા તદ્ભાવથી ભાવિત થતા પરમ નિઃશ્રેયસને પામે છે અનવરત અનુસ્મરણમા એ દ્વાર છે, ઉત્કટ પ્રીતિ અને ઉત્કટ દ્વેષ તેમા કામાક્રાંતને કાંતામા, સાધ્વીને સ્વામીમા, ચાતકને મેઘમા, વ્યસનિને વ્યસનવિષયમાં, ચોરને ચોરીમા અને પતંગને રૂપવિષયમા ઉત્કટ પ્રીતિ છે અને ક્રોધીને દ્વેષી ઉપર ઉત્કટ દ્વેષ છે તે બન્નેમા સદા તદ્ભાવ ભાવના સંપાદન કરનારી સામગ્રીનું સામ્ય હોવાથી એટલામાત્રમા દૃષ્ટાંતનું ગ્રહણ કર્યું છે માટે ઉદાહરણના વિગુણપણાની શંકાનો અવકાશ નથી ॥૧૨॥

દયાપ્રસરણના દ્વારભૂત દીનપણું (દીનપણું દાખવે તો તેની ઉપર દયા થાય) પોતાવિષે પ્રાર્થના કરે છે—જે ગર્વિષ્ઠ હોય તેની ઉપર દયા પ્રસરતી નથી અને ભગવાનની દયા વિના શ્રેયનો લાભ થતો નથી દીનપણામા પ્રતિદ્વન્દ્વીભૂત ગર્વ સર્વકોઇને સ્વભાવનિયત છે, તેની નિવૃત્તિ પરમેશ્વરપ્રસાદ પ્રાપ્ય છે માટે એ એક અભ્યર્થનીય છે જેમ રોગાતુર, ભયાતુર ક્ષુધાતુર અને સ્નેહાતુર જન પોતાના કાર્યની સિદ્ધિ કરનારા જનની આગળ માનરહિત થઇને દીનતાને પામે છે તેમજ હે હરે મારૂં મન માન મુકીને તમારે વિષે નિરંતર દીનતાને પામો (મારો ગર્વ નિવૃત્ત થાય) તથા તમારા આશ્રિત સાધુઓવિષેપણ તત્કાળ માનવિહીન થઇને દીનપણાને પામો

यो व्याख्यानैर्निबन्धैः स्थिरपदमतनोदौद्धवं सम्प्रदायं
सत्त्वैकान्तप्रवृत्तिः स जयति रघुवीराह्वयो देशिकेन्द्रः ॥४॥
यस्यार्षं चक्षुरासीदपि गतिरभितः सिद्धदेहस्य योगात्
येन प्राप्ता समाधिस्थितिरपि सहजानन्ददिव्यप्रसादात् ।
शिक्षापत्र्याः सुटीकां भगवदभिमतां सच्चरित्रामृतैक-
व्याप्तं ग्रन्थं च चक्रे स जयति हि शतानन्दनामा मुनीन्द्रः ॥५॥
यः स्वेष्टदेवभगवत्यनुरक्तचेता ब्रह्मस्थितिं ह्यधिगतोऽतिविरक्तियुक्तः ।
शान्तं सतां गुरुमुदारविशुद्धबोधं तं सुव्रतं मुनिमहं प्रणमाम्यजस्रम् ॥६॥
व्याचख्यौ व्याससूत्रं व्यतनुत भगवत्स्वामिनारायणस्य
स्तोत्रं छन्दोमयं यो ह्यकुरुत भगवद्भावसुधासङ्ग्रहं च ।
आत्मज्ञानादिपूर्णं गुरुरिति भगवान् मन्यते यं मुनीन्द्रं
तं मुक्तानन्दमीडे शमदमनिलयं साधुगोष्ठीगरिष्ठम् ॥७॥
प्राभूद्वार्ताप्रवाहोऽमितहरियशसां पापतापप्रणाशी
दिव्यानां यन्मुखेन्दोरिव तुहिनगिरेः पूर्णगङ्गाप्रवाहः ।
तं निर्वेदातितुच्छीकृतसकलमहालोकभोगं पवित्रं
मुक्तानन्दाभिधानं मुनिमनुदिवसं नौमि सद्वृन्दमुख्यम् ॥८॥
योगाभ्यासं नितान्तं कलितसुनिगमादिश्रुतार्थं कृतार्थं
प्रीत्यै श्रीधर्मसूनोर्विदधतमनिशं स्वामिनारायणस्य ।
गोपालानन्दसञ्ज्ञं मुनिवरमनघं रक्षितैकान्तधर्मं
वन्दे नित्यं शरण्यं प्रतिहतजनताज्ञानसंज्ञान्धकारम् ॥९॥
चक्रे नित्यं कथां यः प्रकटभगवतः सन्निधाने मनोज्ञां
यस्मै प्रादात्प्रसन्नो निजधृतवसनादीन्यसौ पूर्णकामः ।
जेता यः पण्डितानां जगति विवदतां देवताचार्यवक्ता
नित्यानन्दं मुनीन्द्रं तमनुदिनमहं नौमि भक्तिप्रधानम् ॥१०॥

नानापद्यसुकाव्यशीघ्ररचनादक्षं स्वधर्मेस्थिरं
छन्दोभिः स्वकृतैर्हरिं नृपप्रभुं सम्प्रीणयामास यः ।
मैत्री तेन गतं स्वनर्मवचनैः संहासयन्तं स्थिरं
ब्रह्मानन्दमुनिं नमामि समहं देशाद्यभिज्ञं मुदा ॥११॥
प्राप्तो वासमहर्निशं च सहजानन्दस्य यः सन्निधौ
प्रीत्या तं समतोषयद्यतिपतिर्भक्त्यानुवृत्त्या भृशम् ।
वैराग्योज्झितसर्वलोकविभवं चैकान्तधर्मप्रियं
वन्दे तं विदुषां वरं शुकमुनिं शान्तस्वभावं सदा ॥१२॥
अजस्रं सम्प्राप्तं परमसहजानन्दनिकटे
स्थितिं तत्सेवायां निपुणमनवद्यं मतिमताम् ।
सतां चाद्यं वन्दे सदयहृदयं नैष्ठिकवरं
मुकुन्दानन्दाख्यं धृतशुभगुणाकल्पमनिशम् ॥१३॥
धर्मात्मजश्रीहरिकृष्णभक्तौ जितेन्द्रियं तत्परमस्तवन्द्रम् ।
नारायणानन्दमहं नमामि क्षमाधरं वर्णिवरं सुशीलम् ॥१४॥
शास्त्रज्ञं वयुनविरक्तिभक्तियुक्तं सद्वन्द्यं मुकुटमणिं बृहद्व्रतानाम् ।
वन्देऽहं कविवरमत्र वासुदेवानन्दाख्यं विनयदयाक्षमाद्युपेतम् ॥
उदारं निर्वैरं निगमगदिताचारनिरतं
जितस्वान्तं शत्रुं पठितनिजविद्यं सुखकरम् ।
अखण्डानन्दाख्यं नृपजहरिकृष्णस्मृतिपरं
प्रशान्तं मुनीन्द्रं प्रतिदिनमहं नौमि सदयम् ॥१६॥
वैराग्यं भक्तिभूमा भगवति सहजानन्दरूपे परस्मिन्
ब्रह्मण्यध्यात्मनिष्ठा भवति निरुपमं सर्वमेतद्धि यस्य ।
यद्वाङ्निष्यन्दसाराः श्रुतिनुतसहजानन्दपादारविन्द-
द्वन्द्वैकालम्बभाजः स जयति मुनिराट् निष्कुलानन्दनामा १७

योसावाबाल्यतोऽभूत् विषयविषधरोच्छेदिवैराग्यभूमि
विज्ञानालोकभानुर्भवति निरुपमो यश्च भक्त्येकसिन्धु ।
य साक्षात् स्वामिनारायणचरणसरोजातलब्धात्मसत्त
सोऽय श्रीमान्मुनीन्द्रो दुरितमपहरत्वद्भुतानन्दनामा ॥१८॥
महाध्यानाभ्यास विदधतमजस्र भगवत
पवित्र सम्प्राप्त स्थितिमतिवरैकान्तिकवृषे ।
सदानन्द सार परमहरिवार्ताव्यसनिन
गुणातीतानन्द मुनिवरमह नौमि सततम् ॥१९॥
य पुत्रो रघुवीरदेशिकमणेर्धर्मश्रिया य पद
यो विज्ञानफल परामृतरस भक्तिस्वरूप भुवि ।
धर्मैकान्तपद व्यधत्त परित सत्सङ्गसवर्धक
सोऽय श्रीभगवत्प्रसादगुरुराड् जीयात्सता श्रेयसे ॥२०॥
येनाचार्यपद निज प्रथयता ज्ञानादिभि स्वैर्गुणै
र्भूयानुद्धवसम्प्रदायमहिमा प्रख्यापितो भूतले ।
विद्याधर्मपथप्रतनरत चेतो यदीय सदा
जीयादेष विहारिलालगुरुराडाचार्यचूडामणि ॥२१॥
श्रीमद्धर्मसुताङ्घ्रिपद्ममिह ये सर्वात्मना सश्रिता-
स्तत्प्रोक्ते निजधर्म एव सतत सवर्तमाना दृढम् ।
कुर्वाणा नवधा च तस्य विमला भक्ति विरक्त्यन्विता-
मात्मज्ञानयुता नमामि करुणास्तान् सज्जनानन्वहम् ॥२२॥
हे सन्तो हरिपादपद्मनिरता सत्सङ्गिनश्चाखिला
युष्माक वचनेन देहमनसा ज्ञात्वापराधो मया ।
अज्ञात्वा च कृतो भवेदपि च य क्षन्तव्य एवाखिल
दृष्ट्वासौ करुणा भवद्भिरथ तद्धेतो करोम्यानतिम् ॥२३॥

# नित्यविधि ।

ब्राह्मे मुहूर्ते शयनं विहाय निजस्वरूपं हृदि चिन्तयित्वा ।
स्नातं विशुद्धं प्रचुराभिरद्भिः श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥१॥

બ્રાહ્મ મુહૂર્તમાં શયન તજીને, દિવ્યસ્વસ્વરૂપનું હૃદયમાં ધ્યાન કરીને, બહુ જળવડે સ્નાન કરીને વિશુદ્ધ થએલા એવા શ્રીનીલકંઠવર્ણિનું હું હૃદયમાં ધ્યાન કરૂંછું ॥૧॥

श्वेतं च सूक्ष्मं परिधाय वासः सितं द्वितीयं वसनं वसित्वा ।
चतुष्कपीठाद्द्रुतमुत्तरन्तं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥२॥

સૂક્ષ્મ શ્વેત વસ્ત્ર પહેરીને અને બીજું શ્વેત વસ્ત્ર ઓઢીને બાજોઠ ઉપરથી ઝટ હેઠે ઉતરતા એવા શ્રી૦ ॥૨॥

आशूपविश्यामलनैजपीठे विधाय सन्नैष्ठिककर्म नित्यम् ।
नारायणं मालिकया स्मरन्तं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥३॥

પછી તુરત પોતાના પવિત્ર આસનમાં બેસીને નૈષ્ઠિકવર્ણિએ કરવા યોગ્ય સન્ધ્યાદિ નિત્યકર્મ કરીને માલિકાથી શ્રીનારાયણનું સ્મરણ કરતા એવા શ્રી૦ ૩

सुगन्धिना केसरचन्दनेन सन्मल्लिकाचम्पकपुष्पहारैः ।
सम्पूज्यमानं निजभक्तवर्यैः श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥४॥

પોતાના એકાંતિક ભક્તોએ સુગંધિ કેસરચંદનવડે અને ઉત્તમ મોગરા ચંપાના પુષ્પહારોવડે પૂજા કરેલા એવા શ્રી૦ ॥૪॥

कर्णे दधानं कुसुमावतंसं शिरःपटे कौसुमशेखरालिम् ।
कण्ठे च नानाविधपुष्पहारान् श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥५॥

કાનમાં પુષ્પના ગુચ્છ પાઘમાં પુષ્પના તોરાની પંક્તિ અને કંઠમાં નાના પ્રકારના પુષ્પોના હારોને ધારી રહેલા એવા શ્રી૦ ॥૫॥

सभ्यैश्च भोज्यैः सह लेह्यचोष्यैर्दृष्ट्वा पुरो भोजनभाजनं च ।
पूरीमदन्तं च ससूपभक्तं श्रीनीलकण्ठं हृदि चिन्तयामि ॥६॥

પોતાની આગળ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્યથી ભરેલુ ભોજનપાત્ર લેઈને તેમાથી કૃન્ત પુરી ભાત દાળને જમતા એવા શ્રી૦ ॥૬॥

भक्तैरनेकैर्मुनिभिर्गृहस्थैर्वृतं सभाया भगणैरिवेन्दुम् ।
सहासवक्त्राम्बुजचारुनेत्र श्रीनीलकण्ठ हृदि चिन्तयामि ॥७॥

તારાગણથી વિંટાએલા ચન્દ્રમાની પેઠે અનેક મુનિઓ તથા ગૃહસ્થ ભક્તોથી સભામા વિંટાએલા અને મદહાસે યુક્ત મુખકમળ જેમનુ છે અને કમળપત્ર સરખા સુદર નેત્ર જેમના છે એવા શ્રી૦ ॥૭॥

नि सीमकारुण्यसुधामयेन विलोकनेनातिमुदा स्वभक्तम् ।
बद्धाञ्जलिं दीनमवेक्षमाणं श्रीनीलकण्ठ हृदि चिन्तयामि ॥८॥

પોતાની આગળ હાથ જોડીને ઉભા રહેલા પોતાના ભક્તને અતિ ઉત્સાહથી નિરવધિ કરૂણામય અમૃતદૃષ્ટિથી જોતા એવા શ્રી૦ ॥૮॥

इति दीनानाथभट्टविरचित श्रीनीलकण्ठचिन्तनाष्टक समाप्तम् ।

---

प्रात. स्मरामि हरिकृष्णमुखारविन्दं बिम्बाधर स्मित-
सुधाहृतविश्वतापम् । कारुण्यपूर्णनयन शुभना-
सिकाढ्य पुण्ड्राढ्यभालमवतसलसत्कपोलम् ॥१॥

પ્રાત કાળમા શ્રીહરિકૃષ્ણ મહારાજના મુખારવિંદનુ હુ સ્મરણ કરૂ છુ કેવું મુખારવિંદ? તો બિમ્બ (પાકુ ઘીલોડુ) ને સમાન રક્ત ઓષ્ઠવાળુ, મદહાસરૂપ અમૃતથી સર્વ ભક્તોના ત્રિવિધ તાપને હરનાર, કરૂણાથી ભરપુર નેત્રવાળુ, સુદર નાસિકાવાળુ, ઊર્ધ્વપુડ્રથી શોભાયમાન લલાટવાળુ અને ગુચ્છતોરાથી શોભાયમાન કપોળવાળુ છે ॥૧॥

प्रात. श्रये वृषजनैर्भुजदण्डयुग्म संसारसिन्धु-
पतितवाश्रयणीयमेकम् । आजानुलम्बितवराभयद
मनोज्ञ सस्थापक स्वसुतयोश्च निजाकृतीनाम् ॥२॥

પ્રાત કાળમા ધર્મપુત્ર શ્રીહરિના બે ભુજદડનો હુ ધ્યાનમા આશ્રય કરૂં છું કેવા ભુજદડ તો–સસારસાગરમા પડેના પ્રાણીઓએ અવશ્ય આશ્રય કરવા

યોગ્ય જાનુપર્યંત લંબમાન ભક્તોને વરને અભય આપનારા મનોહર પોતાના પુત્ર (અયોધ્યાપ્રસાદ રઘુવીર)ને પોતાના આચાર્યપદમા સ્થાપન કરનારા અને મંદિરોમા પોતાની લક્ષ્મીનારાયણાદિક મૂર્તિઓને સ્થાપન કરનારા છે ॥૨॥

प्रातर्नमामि हरिकृष्णपदारविन्दे तीर्थीकृतावनि-
तले हृदयावधार्ये । वज्राङ्कुशध्वजयवाम्बरगो
ष्पदोर्ध्वरेखाङ्किते नखविधुक्षतहृद्गतान्धे ॥३॥

પ્રાત કાળમા શ્રીહરિકૃષ્ણ મહારાજના ચરણારવિંદને હુ નમસ્કાર કરુ છુ કેઉ ચરણારવિંદ તો—આ અવનિતળને તીર્થરૂપ કરનારૂ અને વજ, અંકુશ ધ્વજ, યવ વ્યોમ ગોપદ ઊર્ધ્વરેખા આદિક ચિહ્નોથી ચિહ્નિત અને નખરૂપ ચંદ્રથી ભક્તજનના હૃદયમા રહેલા અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનાર માટેજ હૃદયમા ધ્યાન કરવા યોગ્ય છે ॥૩॥

प्रात शिखान्तहरिकृष्णतनु घनाभा ध्यायामि सज्ज
नसभान्तरराजमानाम् । सप्रान्तशोभशिर पटमाद
धानां श्रीवत्सकौस्तुभसिताम्बरभूषणाढ्याम् ॥४॥

પ્રાત કાળમા શ્રીહરિકૃષ્ણમહારાજની મૂર્તિનુ નખશિખાપર્યંત હુ ધ્યાન કરૂછુ કેવી મૂર્તિ તો મેઘને સમાન શ્યામ વર્ણવાળી સત હરિજનોની સભાના મધ્યભાગમા વિરાજમાન પ્રાંતભાગમા તોરાએ યુક્ત શિર પટ (પાઘ) ને ધારણ કરનારી અને શ્રીવત્સ કૌસ્તુભમણિ શ્વેત વસ્ત્રો અને આભૂષણોને ધારણ કરનારી છે ॥૪॥

---

## प्रभातसंग्रह.

### राग विभास

આવો જાઉ બિરાજે કાના મોરે નેના આો, આવો૦ ટેક
નિરખી કમળમુખ ઉપજત અતિ સુખ
દુખકે સમૂહ દેખી દૂર્ રે ભાગે. આવો૦ ૧

રૂપકી અનુપમતાઈ દેખી મન લાગ્યો ધાઈ,
નેના તો અરૂન લાલ કહો કહા જાગે આવો० २
બોલો તોતરીસી બાની રેનકી નિશાની જાની;
અવર અંજન કપોલન પીક દાગે આવો० ३
સાચી કહો શ્યામ અનુરાગે કોનઉકે ધામ,
એહી છબી રહો ઉર પ્રેમાનંદ માગે આવો० ४

નિરખી બદન કરૂ પ્રાન કુરબાન; નિરખી० ટેક
આવો જ્યું બિહારીલાલ સોહે ગજગતિ ચાલ;
ભાલતો વિશાળ દેખી ભઈ ગુલતાન નિરખી० १
બાકે પેચ પાઘકે ભ્રોંહપર આઈ ઝુકે;
મોતીકી અનુપ જ્યોતિ સોહતહે કહાન નિરખી० २
બોલત મધુરી બાની ચિતઅની મનમાની;
હસત હો મંદમંદ ચતુર સુજાન નિરખી० ३
નંદકે આનંદકંદ બાંધે ભુજ બાજુબંધ,
પ્રેમાનંદ વારી અંગ કોટી શશિભાન. નિરખી० ४

## राग भैरव.

વાસુદેવ નારાયણ વિષ્ણુ મોહન કૃષ્ણ મુરારી,
શંખ ચક્ર કરકમળ ગદાધર કમળાવર સુખકારી વાસુદેવ० १
માધવ મુકુંદ માન મધુસૂદન અક્ષરપર અવિનાશી,
રાધારમણ રમાપતિ રાઘવ હરીકેશ સુખરાશી. વાસુદેવ० २
પ્રાણનાથ પુરૂષોત્તમ પૂરણ પ્રભુ પૂરણ અપારા,
પુંડરીકદૃગ પાળ પુરાતન પીતાંબર જગપ્યારા વાસુદેવ० ३
નરભ્રાતા નરસિંહ નિરંજન નાથ નિડર બહુનામી,
તપફળ તપકારક તપવલ્લભ ધરનીધર ચિદ્ધામી વાસુદેવ० ४
વામન વિશ્વાધાર વિશ્વંભર વરદાયક વ્રતધારી,
વિભુ વરાહ વિમળજશ વિઠ્ઠલ વ્રજપતિ કુંજવિહારી વાસુદેવ० ५

કમળનયન કેશવ કરુણાનિધિ કેવળ નાયણ કાળી,
હંસ હરિ હયગ્રીવ હિરણ્મય મચ્છકચ્છ વનમાળી — વાસુદેવ૦ ૬
ગોકુળેશ ગોપાળ ગરુડધ્વજ ગુણાતીત ગોવિંદા,
ગોપીજનવલ્લભ ગિરિધારી ચતુરબાહુ વ્રજચંદા — વાસુદેવ૦ ૭
ભવતારણ ભૂધર ભુવનેશા ભક્તવત્સળ ભયહારી,
યદ્રીપતિ બળવીર મહાબળ શ્યામ રામ કંસારી — વાસુદેવ૦ ૮
જગભર્તા જગદીશ જગદ્‌ગુરુ જગજીવન યદુરાયા,
યજ્ઞ યજ્ઞભુક્તા યોગેશ્વર કલ્કી બુદ્ધ કહાયા — વાસુદેવ૦ ૯
ઊર્ધ્વબાહુ મુક્તેશ અધોક્ષજ અચ્યુત અમર અનંતા,
દીનબંધુ નટવર દામોદર કવિહર ત્રિભુવન કંતા — વાસુદેવ૦ ૧૦
પ્રાત સમય ઘનશ્યામ પિયાકી નામમાળ ઉઠી ગાવે,
બ્રહ્માનંદ મનોહર મુરતિ અંતરમાંહે ઠેરાવે — વાસુદેવ૦ ૧૧

## राग भैरव.

જાગો લાલ છબીલે મોહન ભોર ભયો મોરે પ્યારે, — જાગો૦ ટેક
ગુંજત ભ્રમર કમળદળ ઉપર બોલત કૌવા કારે — જાગો૦ ૧
મુખ ઉપરસે દૂર કરો પટ દેખો કૌતક દ્વારે,
સહસ્રવદન ચતુરાનન ષણ્મુખ કરત કુલાહલ ભારે — જાગો૦ ૨
પંચાનન ગજવદન વિનાયક સનકાદિક ઋષિ ચારે,
નાચત જગ્ન બજાવત નારદ ગાવત જશ વિસ્તારે — જાગો૦ ૩
ઓરહી સુર સજ્જન મુનિમંડળ મીલી દ્વારે સબ ઠારે,
દેહો દરશ કમળદળલોચન પ્રેમાનંદ બલીહારે — જાગો૦ ૪

## પદ ૨.

મૈયા આજ તુમારે લાલકુ પકર્યો કરતે ચોરી — મૈયા૦ ટેક
આયો મંદિર ચપળ મનોહર ચિતવતહે ચકકોરી — મૈયા૦ ૧
દેખ્યો દધિભાજન સીકેપર રસિક હસ્યો મુખ મોરી,
તાહીત કીયો ઉપાય છબીને નીત્તમ નંદકિશોરી — મૈયા૦ ૨

પીઠ પીઠપર ધર્યો ઉલુખલ તાપર ચઢ્યો બર જોરી,
ગોરસ મીઠો રૂચિર ખાય હરિ લિયો ઓર ભરી ઝોરી.　　મૈયા૦ ૩
મેં જબ આઈ અચાનક પકર્યો દહિ રાખ્યો મુખ ઘોરી,
પ્રેમાનદકે ડારી નેનમેં ભજ્યો કુંજકી ઓરી.　　મૈયા૦ ૪

## राग खट.

આવોજી આવોજી અલબેલા મારી આખડલિમાં જતન કરીને તમને રાખુંરે.
સુંદર મુખના મરકલડાપર પ્રાણ વારી વારી નાખુંરે.　　આવોજી૦ ૧
જીવન તમને જોવા સારૂ તો વિશ્વ આખ્યું છે આખુંરે,
શુક સનકાદિક નારદ સરખા મુનિવર મળિયા છે લાખુંરે.　　આવોજી૦ ૨
'આરે સમે શોભો છો મારા વાલા શી ઉપમા કહી દાખુંરે,
પ્રેમાનદ કહે રાખી નેણામાં ચરણકમળ રસ ચાખુંરે.　　આવોજી૦ ૩

## राग भैरव.

અધમઉદ્ધારણ અવિનાશી તારા બરદની બલિહારી રે;
ગ્રહી બાંહ્ય છોડો નહિ ગિરિધર અવિચળ ટેક તમારી રે.　　અધમ૦ ટેક.
ભરી સભામાં ભૂધરજી તમે થયા છો માડી મારી રે;
બેટાને હેતે બોલાવો અવગુણિયા વિસારી રે.　　અધમ૦ ૧
જેવો તેવો પુત્ર તમારો અણસમજુ અહંકારી રે;
પેટ પડ્યો તે અવશ્ય પાળવો વાલમ જુવો વિચારી રે.　　અવમ૦ ૨
અનળ અહિ જો ગ્રહે અજાણે તો છોડવે રોવારી રે;
બાળકને જનનીસમ બીજું નહિ જગમાં હિતકારી રે.　　અધમ૦ ૩
બ્રહ્માનન્દની એજ વિનતિ મન ધારીએ મુરારી રે;
પ્રીત સહિત દર્શપરસાદી જોયે સાંજ સવારી રે.　　અધમ૦ ૪

પદ ૨.

મનમોહન સુંદરવર મારા અવગુણિયા વિસરાવા રે;
અધમોદ્ધારક પતિતજનપાવન બિરદ તમારૂ ચાડાવા રે.　　મન૦ ટેક.
સહુ દેખતાં શ્યામળિયા તમે માડી થયા છો માવા રે;
છોરૂની ચિંતા રાખાને માં દેશો મુંઝાવા રે.　　મન૦ ૧

બાળક હોય તે જેમ તેમ બોને લીએ કુગણે ખાના રે,
જનની દોષ ન લેખે જાણે અણસમજુ હોય આવા રે મન૦ ૨
શેરડીએ રમતા અથડાતા છોગ રાખે દાવા રે,
સબળ થઈ કોઇ લીએ ચુગીઆ તો માતા જાય મેલાવા રે મન૦ ૩
મનગમતુ સર્વે મેલીને એક તમને રીઝાવારે,
બ્રહ્માનન્દ કહે મન કર્મે વચને ગુણ તમારા ગાવા રે મન૦ ૪

## राग बिलावर.

જય શ્રીનારાયણ સર્વેકારણ સદા, જય શ્રીઅક્ષરપતિ અતરજામી જય૦ ટેક.
જય શ્રીધર્માત્મજ પ્રકટ પુરૂષોતમ, જય શ્રી સહજાનંદ સુખદ સ્વામી જય૦ ૧
રટત દશશતવદન નિગમ આગમ સદા, જયસિ ત્વ નમત સુર શીશ નામી,
જયસિ ત્વ ભજત મુનિ ભક્ત નિષ્કામ જન જયશ્રી દાતાર નૈવ ચવામી જય૦ ૨
કાળ માયા પુરૂષ રચત બ્રહ્માડ બહુ પરમપુરૂષ તવ દ્દષ્ટિ પામી,
હોત પાલન પ્રલય તવ ભૃકુટિ ભગ કરી જયશ્રી સર્વેશ્વર અહ નમામી જય૦ ૩
જય શ્રીકમળાપતિ જય શ્રીનૈષ્ઠિક જતી જયસિ ત્વ ભજત પુરૂષ અ ામી,
જય શ્રીપરમેશ્વર તવ ચરણ શરણમેં, આયો પ્રેમાનંદ ગરૂડ ગામી જય૦ ૪

પદ ૨

જયસિ રમનીય કમનીય દમનીય અરી, જયસિ સહજાનંદ અક્ષરવાસી જય૦ ટેક
ત્વમપિ મમ જીવન ત્વમપિ મમ લોચન ત્વમપિ મે વાછિત વરદદાસી જય૦ ૧
જયશ્રી મજુલ મૃદુલ મધુર મુખવચન વર, જયશ્રી ચિતવની ચ નની મધુર હાસી,
જયશ્રીકમ ળાનન પદ્મદલ લોચન, કરપદ કમળદળતુ ય આસી જય૦ ૨
જયશ્રી સૌન્દર્ય ઔદાર્ય વરગુણાકર, જયસિ ત્વ સૌશિલ્ય વાત્સલ્યરાશી,
જયશ્રી કરૂણાભુવન જયશ્રી કરૂણાયન, જયશ્રી કમ ળારમન અવિનાશી જય૦ ૩
ત્વમસિ ભજનીય નમનીય શમનીય દુઃખ ત્વમસિ મમ પ્રાણપતિ સુખપ્રકાશી,
દેહી મમ નાથ તવ ચરણરતિ અચળમતિ, પ્રેમાનંદ પ્રાણ કુરબાન જાશી જય૦ ૪

## राग भैरवी.

મેતો ગુન્હેગાર તેરારે, હો સ્વામીન્ મેરારે, મેતો૦ ટેક
હું ગુનેગાર તેરા કીરતાર, દે શરન ચરન કેરારે, મેતો૦ ૧

## राग प्रभाती.

મહી માખણ માગેરે માવો, મહી માખણ માગે,
પ્રભાતે ઉઠીને માવો મહી માખણ માગે  ટેક
ઉંઘમાંથી અધએવો ઉઠયા, નેણાં નિદ્રાળુ,
જમવા સારૂ ઝગડે ઉભા, બધર ભુખાળુ  પ્રભાતે૦ ॥૧॥
ગોપજિયાની નારી સર્વે આવી છે જોવા,
મજીયાળો કહાનુડો દે નહી ગાવડલી દોવા  પ્રભાતે૦ ॥૨॥
માતાજી આ મહી તમારૂ, નાખીશ હું ઢોળી,
બ્રહ્માનંદના નાથે ઝાલી, મટીડાની ગોળી.  પ્રભાતે૦ ॥૩॥

## રાગ ભૈરવ.

પ્રાત થયુ મનમોહન પ્યારા, પ્રીતમ શુ રહ્યા પોઢીને,
વારવાર કરૂંછું વિનતિ જગજીવન કર જોડીને  પ્રાત૦ ॥૧॥
ઘરઘરથી ગોવાળા આવ્યા, દર્શન કારણ દોડીને,
આગણીયે ઉભી વ્રજઅબળા, મહી વલોવા છોગને  પ્રાત૦ ॥૨॥
બહુરૂપી દરવાજે બેઠા, શકર નેત્ર ખોડીને,
મુખડુ જોવા આતુર મનમા, જોરે રાખ્યા ઓડીને  પ્રાત૦ ॥૩॥
ભૈરવ રાગ ગુણીજન ગાવે, તાન મનોહર તોડીને,
બ્રહ્માનંદના નાથ વિહારી ઉઠો આળસ મોગને  પ્રાત૦ ॥૪॥

## राग चीभास.

પ્રાત ભયો પ્રાણપ્યારે, જાગો ગીરધારી  પ્રાત૦ ટેક
સખા સબ આયે દ્વાર, લેકર પુષ્પહાર,
દધિમખન મ્હી ટેરનહે, મટકી તુમારી  પ્રાત૦ ૧
સગ લે પૂજાકો સાજ, આવની આઈ મહારાજ,
સબહીકે હાથ સોહે, કંચનકી થારી.  પ્રાત૦ ૨
સંગ લે સખી સમાજ, આઈ હે દર્શન કાજ,
દ્વારપે ખડી વ્રખુભાનકી દુલારી  પ્રાત૦ ૩
દરશકો દાન દીજે, નયના સુફળ કીજે,
મુક્તાનંદ વારવાર, જાત બલિહારી  પ્રાત૦ ૪

## राग केदारो प्रभाती

ધ્યાન ધર ધ્યાન ધર ધર્મના પુત્રનું જેથકી સર્વે સંતાપ નાશે, ધ્યાન૦ ટેક
કોટી રવીચંદ્રની કાંતિ ઝાંખી કરે એવા તારા ઉરવિષે નાથ ભાસે ધ્યાન૦ ૧
શીશપર પુષ્પનો મુગટ સોહામણો, શ્રવણુપર પુષ્પના ગુચ્છ શોભે,
પુષ્પના હારની પંક્તિ શોભે ગળે નિરખતા ભક્તના મન લોભે ધ્યાન૦ ૨
પંચરંગી પુષ્પના કંકણુ કરવિષે, બાંએ બાજુબંધ પુષ્પ કેરા,
ચરણુમાં શ્યામને નેપુર પુષ્પના લલીત ત્રિભંગી શોભે ઘણેરા ધ્યાન૦ ૩
અંગોઅંગ પુષ્પના આભરણુ પહેરીને દાસપર મહેરની દૃષ્ટિ કરતા,
કહેછે મુક્તાનંદ ભજ દૃઢ ભાવસું, સુખતણા સિંધુ સર્વે કષ્ટહરતા ધ્યાન૦ ૪

## राग भैरवी

સુરતિ તમારી મારા શ્યામ શોભાધામ છે,
છબીપર વારૂં કોટિ કામ મન અભીરામ છે સુરતિ૦ ૧
પ્રેમીજનના પ્રાણુ છોજી તમે શ્રીહરિ
જાગો મારા જીવનપ્રાણુ કે જોઉં નેણા ભરી સુરતિ૦ ૨
તલખેછે સૌ વ્રજસાથ દર્શન કારણે
જાગો મારા જગના જીવન કે જોઇને જાઉં વારણે સુરતિ૦ ૩
મનમોહન ચિત્તચોર દર્શન આપીયે,
મુક્તાનંદ કહે માવ દુ સહ દુ ખ કાપીયે સુરતિ૦ ૪

## पद २

તમે મારા પ્રાણુઆધાર છેલવર શ્રીહરિ
જાગો મારા જગના જીવન જોઉં નેણા ભરી તમે૦ ૧
કોની સંગે જાગ્યા મારા શ્યામ રસીક શિરોમણી,
તમથકી તે વ્રજનાર રસીક અતી ઘણી તમે૦ ૨
રસમાં કીધા ચકચુર તમને તો શ્રીહરિ,
મળી કોઈ ચતુર સુજાણુ અલૌકીક સુંદરી તમે૦ ૩
આવડી શું નિદ્રા મારા નાથ હસેછે સૌ ભામની,
મુક્તાનંદ કહે માવ જાગો તો જુએ કામની તમે૦ ૪

### पद ३.

જાગો મારા જગના આધાર રજની વીતી ગઈ,
દર્શન કારણ કહાન ગોપી ભેળી થઇ જાગો० १
મન માન્યુ તમ સાથ રહે કેમ ધારણે,
તજી કુળ લોકની લાજ દર્શન કારણે જાગો० २
ચાતક સરખી ટેક ધરીને વ્રજસુંદરી,
મન કર્મ વચને નાથ સર્વે તમને વરી જાગો० ३
જેસુ મન માન્યુ મારા શ્યામ તે તો પ્યારી ગણી,
મુક્તાનંદ કહે માવ પીર શુ અમતણી જાગો० ४

### पद ४.

વ્રજવનિતાની સુણી વાત શ્રીહરિ જાગીઆ,
ચરણે નમી સર્વે નાર તાપ સર્વે વામીયા વ્રજ० १
નિદ્રાથી ભયા નેણ ઉઘાડી જોયુ શ્રીહરિ,
શોભે જાણે શરદસરોજ રક્તરેખા ધરી વ્રજ० २
પીતાંબર તનુધારી રસીક છબી શ્યામની,
શોભે જાણે રક્તસરોજ સહિત ઘનદામની વ્રજ० ३
ફુલ્યા છે વદન સરોજ રસીક રવી જોઈને,
મુક્તાનંદ કહે માવ લીવા મન મોહીને વ્રજ० ४

### राग केदारो प्रभाती.

કીજીરે ધ્યાન શ્રીધર્મના કુવરનુ સર્વે પહેલા ઉઠી પ્રાતકાળે કીજીયે० ટેક
નીરખીયે રૂપ નખશીખ મહારાજનુ પાસના અશુભ તત્કાળ ટાળે કી० १
સત હરિભક્ત સૌ ઉઘ આળસ તજી, ચિતવીયે ચરણ અતીપ્રીત આણી
નીરખીયે નખમણી સીમા શોભાતણી દુર્લભ દેવને એમ જાણી. કી० २
જમણા તે ચરણના અંગુઠા ઉપરે, નખમાંહી ચિહ્ન તે જોઈ રહેવુ,
ચિહ્નપર રક્ત રેખા અતી શોભતી મન તેમા લઈ પ્રોઈ દેવુ કી० ३
અંગુઠા આંગળીયુ ઉપર કેશ છે, સુક્ષ્મ ચિહ્ન છે ચાખડીના
અંગુઠા પાસની આંગળીએ તીલ છે, પ્રેમાનંદની જોએવ આંખડીના કી० ४

## गोडीसंग्रह ।

સતસમાગમ કીજે, હો નિશદિન સત સમાગમ કીજે ટેક
માન તજી સતનકે મુખસે પ્રેમ સુધારસ પીજે હો નિશ० १
અતર કપટ મેટકે અપના, લે ઉનકુ મન દીજે હો નિશ० २
ભવદુ ખ ટળે બળે સબ દુષ્કૃત સબ વિધિ કારજ સીજે હો નિશ० ३
બ્રહ્માનદ કહે સતનકી સોબત જન્મ સફળ કરી લીજે હો નિશ० ४

હરિ ભજતા સુખ હોય સમજ મન હરિ ભજતા સુખ હોય ટેક
હરિસમરન બીન મુઢ અજ્ઞાની ઉમરદીની ખોય સમજ० १
માતાપિતા જુવતી સુત બધવ સગ ચલત નહિ કોય સમજ० २
મ્યુ અપને શીર લેત બુરાઈ રહેના હે દીન દોય સમજ० ३
બ્રહ્માનદ કહે હરિ ભજીને ...તિકી કહત હુ તોય સમજ० ४

શ્યામની છબીરે સખી શ્યામની છબી,
જોને કુ... ...થી છાઈ સખી શ્યામની० ટેક
કુલોના તોરાની ફેરે ભ્રમર કરે ગુજાર
અગોઅગ હરીને ઓપે ફુલ ...ના શણગાર શ્યામની० १
કાનુમ કુલડાના ... ળ ફુલોના ભુજબધ,
કુલતણા ગજરા કાંચે છે સુદર માહિ સુગધ શ્યામની० २
કુલતણો શિર મુકુટ જોઇને મગન કરે વ્રજનાર,
કુલતા...ી શોભાપર જાયે બ્રહ્માનદ બલિહાર શ્યામની० ३

પ્રકટ પ્રમાણ હરિને ભજ મન પ્રગટ પ્રમાણ હરિને ટેક
કામ ક્રોધ મદ લોભ તજીને, દઢ ઉર ટેક ધરીને ભજ० १
ગર્ભવાસનુ સકટ પ્રાણી જાઈશ મા વિસરીને,
કુબુદ્ધિ કંઇ કપટ પરહરજે ભરજે પાવ ઠરીને ભજ० २
માલ મિલકત સરવે મેલીને જાવુ જરૂર મરીને,
જાઈશ મા જમરાને આ...ે આગે બાર ભરીને ભજ० ३

ભવદુ ખ ટળે મોટે સર્વ ભ્રમણા, સતનો સગ કરીને,
બ્રહ્માનદ કહે આવો અવસર, નહી પામીશ ફરીને ભજ૦ ૪

---

ગિરધારીરે સખી ગિરધારી, મારે નિરસે અખુટ નાણુ ગિરધારી ટેક
ખરચ્યુ ન ખુટે એને ચોર ન લુટે,
દામની પેઠે એ ગાંઠે બાંધ્યુ ન છુટે ગિર૦ ૧
અનગણુ નાણુ સચી અતે નિરધનીયા જાએ,
તેનીપેઠે નિરસથ નાણુ દુર ન થાએ ગિર૦ ૨
સપત વિપત સર્વે સુપનુ જાણુ,
હરિના ચરણની સેવા પૂરણ ભાગ્ય પરમાણુ ગિર૦ ૩
મુક્તાનદ કહે મોહનવરને ઉરમા ધારી,
હવે દુ ખ ને દારિદ્રયથકી થઈ રહી હુ ન્યારી ગિર૦ ૪

---

## राग गोडी.

ફુલની બનીરે શોભા ફુલની બની,
સખી શામળીયાને અગે શોભા ફુલની બની ટેક૦
ફુલ પાઘમા તોરાફેરી શોભા અતીઘણી,
ફુલતણા બે ગુચ્છ જાણે ઉગ્યા તરણી ફુલની૦ ૧
ફુલહારની શોભા કેંડે ન જાયે ભણી,
ફુલતણી ઉર અવરી ચાદર ફુલગતા ણી ફુલની૦ ૨
ફુલના બાજુ બાંધ્યા બાયે રાખી જમણી,
ફુલતણા ગજરા જોઈ મોહ્યો રાતનો ધણી ફુલની૦ ૩
ફુલડાની સુદર હરિયે પહેરી સુથણી,
પ્રેમાનદ કહે ફુલ મોજડી પહેરી ચરણી ફુલની૦ ૪

---

# आरतीसंग्रह.

( मंगळा आरती ) राग भैरव.

આરતી ઉમંગસહિત મગળા ઉતાર,
મગળમય મૂરતીપર તન મન ધન વાર્ આરતી० १
મંગળમય મંડપમેં રાજત દોઉ ભાઈ,
નારાયણ નરસમેત સતન સુખદાઈ આરતી० २
મંગળમય મુનિવર સબ મગળ ગુન ગાવે,
મંગળમય સબ સમાજ બરન્યો નહિ જાવે આરતી० ३
મંગળમય દરશ કરત સતીસમાજ આઈ,
મુક્તાનન્દ મગળમય પ્રભુપદ બલજાઈ આરતી० ४

પદ ૨.

મગળાકો દરશ કરત મુનિવર સબ આવે,
નિરખત મુખારવિંદ પરમાનદ પાવે મગળા० १
મણિમય શુભ મડપમધ્ય સિંહાસન રાજે,
અગણિત રવિચદ્રકાંતિ જાહી નિરખી લાજે મગળા० २
બાજત તહા અતિ ઉમગ વિવિધભાતી વાજાં,
નમત કોટી બ્રહ્મા ભવ ત્રિભુવનકે રાજા મગળા० ३
અગણિત ભુવનેશ ઈશ બદ્રિપતિ કહાવે,
મુક્તાનંદ પ્રેમ મગન હાટો ગુન ગાવે મગળા० ४

( शृंगार आरती ) राग विलावर.

કરત સિંધાર આરતી ભોર, વિગ્હકો તાપ સંતાપ મિટત સબ
નિરખત નટવર નદ કીશોર કરત० १
કચન થાર કપુરકી બાતી આરતિ ઉતારે ઇંદ્ર કર જોર,
નાચત નજ અપ્સરા મુદિત મન, દેવ કરત અતિ દુદભીધોર. કરત० २
ભવબ્રહ્માદિક આયે દરશહિત, જયજય શબ્દ હોત ચહુ ઓર,
મુક્તાનદકો નાથ પ્રગટ પ્રભુ, શોભાધામ મદન મદચોર. કરત० ३

(राजभोग आरती) **राग सारंग.**

રાજભોગકી કીજે આરતી શ્રીરાજભોગકી કીજે,
નિરખી બદન શ્રીપતિકો સુંદર જન્મ સુફળ કરી લીજે. આરતી૦ ૧
કુંચન થાર કપુરકી બાતી ધૃતજુત અનગ પ્રજારી,
અગ્ર ધુપજુ કરત આરતી ભઈ શોભા અતિભારી આરતી૦ ૨
ધનન ધનન ધટા ધુની હોવત શંખ ઝલરી વાજે,
નોબત બજત મનહુ ધનગર્જત ધ્વની સુની ત્રિભુવન ગાજે આરતી૦ ૩
સોહે નીરાજન જુત શ્રીપતિમુખ સબવિધિ શોભાધામ,
મુક્તાનંદકે નાથકી છબીપર વારૂ કોટીક કામ આરતી૦ ૪

(मध्याह्नपोढण पद) **राग नट.**

સુંદર શ્યામ સુજાણુ, પોઢે પ્રભુ સુંદર શ્યામ સુજાણુ,
રાજભોગકી આરતી કિની, ભયોહે દિવસ મધ્યાહ્ન પોઢે૦ ૧
સેવક જનકુ પ્રસાદિ દિની, દિને હે બિરાપાન,
બંદીજન સારંગ આલાપત કરત મધુર સુરગાન પોઢે૦ ૨
કમળા કરત સુખદ પગચંપિ, સોવત શ્રીભગવાન,
મુક્તાનંદકે પ્રભુ સુખસાગર, ગોવિંદ ગુનકે નિધાન પોઢે૦ ૩
દીજીયે દરશનદાન દયાનિધિ દીજીયે દરશનદાન,
સુરનર મુનિવર તન દર્શહિત, આયેહે પરમ સુજાણુ દીજીયે૦ ૧
ગંધર્વ સિદ્ધ ચારણ વિદ્યાધર, કરતહે તવ ગુનગાન,
ગુનિજન ગાન કરત અતિસુંદર તોરત ઉત્તમ તાન દીજીયે૦ ૨
વૈષ્ણવવૃંદ કીયે તુમ ઉપર, તન મન ધન કુરબાન,
મુક્તાનંદ કે પ્રભુ મનવાંછિત, કીજીયે શ્રીભગવાન દીજીયે૦ ૩

**संध्या आरती ।**

જય સદગુરૂ સ્વામી જય સદગુરૂ સ્વામી,
સહજાનંદ દયાળો બળવંત બહુનામી જય૦ ૧
ચરણસરોજ તમારા વંદુ કર જોડી ૨,
ચરણે ચિત્ત ધર્યાથી દુઃખ નાખ્યા તોડી જય૦ ૨

નારાયણ નરભ્રાતા દ્વિજકુળ તનુધારી ૨
પામર પતિત ઉધાર્યાં અગણિત નરનારી. જય૦ ૩
નિત્ય નિત્ય નૌતમ લીલા કરતા અવિનાશી, ૨,
અડસઠ તીરથ ચરણે કોટિ ગયા કાશી જય૦ ૪
પુરૂષોત્તમ પ્રગટનું જે દર્શન કરશે, ૨
કાળ કરમથી છુટી કુટુંબસહિત તરશે જય૦ ૫
આ અવસર કરૂણાનિધિ કરૂણા બહુ કીધી ૨,
મુક્તાનંદ કહે મુક્તિ સુગમ કરી સીધી જય૦ ૬

(शीतळ आरती) राग विहाग

શીતળ આરતી કીજે, શ્રીકૃષ્ણકી શીતળ આરતી કીજે, ટેક
શોભાધામ શામમુખ નિરખત જનમ સુફળ કરી લીજે શ્રીકૃ૦ ૧
અગબાતી ધૃતબાતિ અનુપમ સો પાવકસ પ્રજારી
અંગોઅંગ ભુષન મની કનકત ભઈ શોભા અતિભારી શ્રીકૃ૦ ૨
સુર નર મુનિ સબ આયે દરશ હિત બોલત જય જય બાની,
મધુર મધુર બાજત્ર બજાવત હોવત ધુની સુખદાની શ્રીકૃ૦ ૩
શ્રીઘનશ્યામ પીયા છબી નિરખત આનંદ ઉર ન સમાવે,
મુક્તાનંદ મદનમોહન પર વારવાર બન જાવે શ્રીકૃ૦ ૪

धुन्य ।

राम कृष्ण गोविन्द जय जय गोविन्द ।
हरे राम गोविन्द जय जय गोविन्द ।॥१॥
नारायण हरे श्रीमन्नारायण हरे ।
श्रीमन्नारायण हरे, श्रीमन्नारायण हरे ।॥२॥
कृष्ण देव हरे जय जय कृष्ण देव हरे ।
जय जय कृष्ण देव हरे, जय जय कृष्ण देव हरे ।॥३॥
वासुदेव हरे जय जय वासुदेव हरे ।
जय जय वासुदेव हरे जय जय वासुदेव हरे ।॥४॥

वासुदेव गोविन्द जय जय वासुदेव गोविन्द !
जय जय वासुदेव गोविन्द, जय जय वासुदेव गोविन्द ! ॥५॥
राधे गोविन्द जय राधे गोविन्द !
वृन्दावन चन्द्र जय राधे गोविन्द ! ॥६॥
माधव मुकुन्द जय माधव मुकुन्द !
आनन्दकन्द जय माधव मुकुन्द ! ॥७॥
( स्वामिनारायण ! स्वामिनारायण ! स्वामिनारायण ! )

## श्रीराधिकाकृष्णाष्टकम् ।

नवीनजीमूतसमानवर्णं रत्नोल्लसत्कुण्डलशोभिकर्णम् ।
महाकिरीटाग्रमयूरपर्णं श्रीराधिकाकृष्णमहं नमामि ॥१॥

જેમની દિવ્ય મંગળમૂર્તિનો વર્ણ નવીન-પ્રથમજ ઉદય પામેલા મેઘનોજ જેમ એમ જોનારા જનોના લોચનને શીતળ કરનારો અને મનને આહ્લાદ આપનારો શ્યામસુંદર છે, સુંદર જડેલા દિવ્ય રત્નોવડે ચળકતા કાંચનમય મકરાકાર કુંડળોવડે અલંકૃત છે કર્ણયુગળ જેમનું સુંદર ખોસેલા મોરના પિંછાંવડે શોભતો અગ્રભાગ જેનો છે એવા મહામુકુટથી (મોરમુગટ) સમલંકૃત મસ્તક જેમનું છે, શ્રીરાધિકાવડે સમલંકૃત છે વામભાગ જેમનો અથવા શ્રી-લક્ષ્મી તથા રાધિકાએ સહિત એવા શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરું છું ॥૧॥

निधाय पाणिद्वितयेन वेणुं निजाधरे शेखरयातरेणुम् ।
निनादयन्तं च गतौ करेणुं श्रीराधिकाकृष्णमहं नमामि ॥२॥

દિવ્ય મુકુટમાં ધારેલા તોરાઓના પુષ્પોમાંથી પડતા રેણુઓ (પુષ્પની ઝીણી રજ) વડે સુગન્ધમાન્ એવા દિવ્ય વેણુ (વાંસળી) ને બે કરકમળથી પકડીને પોતાના અધરોષ્ઠ ઉપર ધારીને તેને મધુરમધુર સ્વરથી વજાડતા, ચલનચાતુરીમાં ગજરાજચાલની ઉપમા જેમને છે એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરું છું ॥૨॥

---

૧ આ સ્તોત્ર સત્સંગિજીવનના ચતુર્થપ્રકરણમાં દીક્ષાવિધિકથનપ્રસંગે કહ્યું છે

विशुद्धहेमोज्ज्वलपीतवस्त्रं हृतारियूथं च विनापि शस्त्रम् ।
व्यर्थीकृतानेकसुरद्विडस्त्रं श्रीराधिकाकृष्णमहं नमामि ॥३॥

તપાવેલા શુદ્ધ સુવર્ણ જેવા અતિ ઉજ્જવળ દિવ્ય પીતાંબરને ધારી રહેલા, શસ્ત્રધારણ વિનાજ સંકલ્પમાત્રથી પૂતનાપ્રમુખ શત્રુસમૂહને સંહરનારા, પોતાના પરિદ્રોહમાં પ્રવર્તેલા શિશુપાળપ્રમુખ આસુરોનું અનેકવિધ અસ્ત્રોનું બળ વ્યર્થ કરનારા એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂંછું ॥૩॥

अधर्मतिष्यार्दितसाधुपालं सद्धर्मवैरासुरसङ्घकालम् ।
पुष्पादिमालं व्रजराजबालं श्रीराधिकाकृष्णमहं नमामि ॥४॥

અધર્માધિક કળિએ (અધર્મવંશના બળવાળા કળિવૈરી) પીડા પમાડેલા સાધુઓનું સંરક્ષણ કરવાના સ્વભાવવાળા, એકાંતિક ધર્મમાં નિષ્ઠાવાળા સત્ય સતો અને ધર્મના જે સહજશત્રુ આસુરસંઘો છે તેમનો સંહાર કરનારા, પુષ્પાદિકની દિવ્ય માળાઓવડે સમલંકૃત, વ્રજરાજ નંદજીના બાળભાવથી પ્રાદુર્ભવેલા એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂંછું ॥૪॥

गोपीप्रियारम्भितरासखेलं रासेश्वरीरञ्जनकृत्प्रहेलम् ।
स्कन्धोल्लसत्कुङ्कुमचिह्नचेलं श्रीराधिकाकृष्णमहं नमामि ॥५॥

પોતાના અનન્યભક્ત ગોપીજનોનો મનોરથ પરિપૂરણ કરવા રાસખેલને રચનારા, રાસેશ્વરી રાધાના ચિત્તને રંજન કરનાર ઈત્યાદિ ભાવને સૂચવનારા વિલાસવિશેષને પ્રકાશ કરનારા અને ખભા ઉપર શોભાયમાન કુંકુમચિહ્નિત સુરભિ સુમનોહર દિવ્ય વસ્ત્રવડે પ્રકાશમાન એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂંછું ॥૫॥

वृन्दावने प्रीततया वसन्तं निजाश्रितानापद उद्धरन्तम् ।
गोगोपगोपीरभिनन्दयन्तं श्रीराधिकाकृष्णमहं नमामि ॥६॥

દિવ્ય વૃન્દાવનમાં નિવાસ પ્રિય જેમને છે, સ્વાશ્રિત ગોપ ગોપી આદિક સકળ જનોની અનેક આપત્તિને નિવારનારા અને મંદ સ્મિતવડે મધુર સુખારવિંદવાળા, નવીન મેઘ સમાન શ્યામ, બ્રહ્માદિ સકળ સુરોને વિસ્મય ઉપજાવનાર, સકળ યોગિજનોના માનસના આરામરૂપ, આનંદમય કોઇપણ અતિ

વિલક્ષણ દિવ્યવપુને સકળ પ્રાણિજનોના લોચનગોચર કરીને માનુષ પશુ પક્ષ્યાદિ ભેદનો વિચાર કર્યા વિના ગાયો ગોપો ગોપીયોને આનંદ ઉપજાવતા એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂંછું ॥૬॥

विश्वद्विपन्मन्मथदर्पहार संसारिजीवाश्रयणीयसारम् ।
सदैव सत्पूरुषसौख्यकारं श्रीराधिकाकृष्णमहं नमामि ॥७॥

સકળ ભુવનમા વિજય મેળવનારા કામદેવના પણ ગર્વને હરનારા, અસારમા સારભ્રાંતિથી સંસરતા જીવોએ તે સંસારનિવૃત્તિની આકાંક્ષાથી સમાશ્રય કરવા યોગ્ય છે અપરિમિત આનંદસાર જેમનો અને સત્પુરૂષોને સદૈવ પરમ સુખ કરનારા એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂંછું ॥૭॥

आनन्दितारमव्रजवासिलोकं नन्दादिसन्दर्शितदिव्यलोकम् ।
विनाशितस्वाश्रितजीवशोकं श्रीराधिकाकृष्णमहं नमामि ॥८॥

પોતાના અમાનુષ દિવ્ય ચરિત્રાદિવડે વ્રજવાસિઓની બાળમંડળીને બહુ આનંદિત કરનારા, નંદાદિગોપોને દિવ્યલોક (અક્ષરબ્રહ્માખ્ય ધામ) ના દર્શન કરાવનારા અને સ્વાશ્રિત જીવોના આધ્યાત્મિકાદિ સમગ્ર શોકને સંહરનારા એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂંછું ॥૮॥

## प्रार्थना ।

निर्विकल्प उत्तम अति निश्चय तव घनश्याम ।
माहात्म्यज्ञानयुत भक्ति तव एकांतिक सुखधाम ॥१॥
मोहिमें तव भक्तपनो तामें कोइ प्रकार ।
दोषै न रहे कोइ जातको सुनियो धर्मकुमार ॥२॥
तुमरो तव हरिभक्तको द्रोहै कबु नहि होय ।
एकांतिक तव दासको दीजे समागम मोय ॥३॥
नाथ निरंतर दर्श तव तव दासनको दास ।
एहि मागु करी विनय हरि सदा राखियो पास ॥४॥

हे कृपालो ! हे भक्तपते ! भक्तवत्सळ ! सुनो बात ।
दयासिन्धो ! स्तवन करी मागुं वस्तु सात ॥५॥
सहजानन्द महाराजके सब सत्संगी सुजाण ।
ताकुं होय दृढ वर्तनो शिक्षापत्री प्रमाण ॥६॥
सो पत्रीमें अतिवडे नियम एकादश जोय ।
ताकी विक्ति करत हुं सुनियो सब चित्त प्रोय ॥७॥
हिंसा न करनी जन्तुकी परत्रियासंगको त्याग ।
मांस न खावत मद्यकुं पीवत नहि वडभाग्य ॥८॥
विधवाकुं स्पर्शत नहि करत न आत्मघात ।
चोरी न करनी काहुंकी कलंक न कोइकुं लगात ॥९॥
निंदत नहि कोय देवकुं विन खपतो नहि खात ।
विमुख जीवके वदनसें कथा सुनी नहि जात ॥१०॥
एही धर्मके नियममें वरतो सब हरिदास ।
भजो श्रीसहजानन्दपद छोडी ओर सब आश ॥११॥
रही एकादश नियममें करो श्रीहरिपद प्रीत ।
प्रेमानन्द कहे धाममें जाओ निःशंक जगजीत ॥१२॥

## थाळ ।

જમો થાળ જીવન જાઉં વારી, ધોઉં કર ચરણ કરો ત્યારી; જમો૦ ટેક.
બેસો મેલ્યા બાજોઠીયા ઢાળી, કટોરા કંચનની થાળી;
જળે ભર્યા ચંબુ ચોખાળી. જમો થાળ૦ १
કરી કાઢા ઘઉંની પોળી, મેલી ઘૃત સાકરમાં બોળી;
કાઢ્યો રસ કેરીનો ઘોળી. જમો થાળ૦ २
ગળ્યા સાટા ઘેબર ફુલવડી, દુધપાક માલપુવા કઢી;
પૂરી પોચી થઈ છે ઘીમાં ચઢી જમો થાળ૦ ३

અથાણા શાક સુંદર ભાજી, લાવીઉં તરત કરી તાજી,
દહીં ભાત સાકર છે ઝાઝી  જમો થાળ૦ ૪
ચળુ કરો લાવુ જળઝારી એલચી લવિંગ સોપારી,
પાન બીડી બનાવી સારી.  જમો થાળ૦ ૫
મુખવાસ મન ગમતા લઇને, પ્રસાદી થાળતણી દઈને
ભૂમાનંદ કહે રાજી થઇને  જમો થાળ૦ ૬

## राग कानरो

વ્યારૂ કીજીએ નવલ બિહારી  ટેક
કનક થારમેં ભોજન બહુવિધ પ્રેમસેં લાઈ રાધિકા પ્યારી  ૧
ખાટેરે ખારે તીખે અનોપમ મધુર સ્વાદજુત અતિ સુખ ારી
છપન ભોગ છતીસહું વિંજન વેગસેં લાઈ સબહી વ્રજનારી  ૨
દુધ ભાત મીસરી મનમોહન રૂચી કરી પીજીયે શ્રીગીરધારી
અતિ સુગંધ શીતળ સુખદાયક આન ભરીહે જમુના જળઝારી  ૩
આચંમન કરીકે સ્યામ સુંદરવર પાન બીડી પીયા લીજીએ હમારી
મુક્તાનંદ ચરણુકો ચેરો સગ સદા પ્રસાદ અધિકારી  ૪

## राग ठुमरी.

જીમત પીયા પ્રાન જીમાવતી પ્યારીરે  જીમત૦ ટેક
કંચનથાર પીરોસી લાઈ વિંજન વિવિધ સવારી  જીમા૦ ૧
મોતીચુર જલેબી સુંદર દુધપાક સુખકારી  જીમા૦ ૨
માનભોગ મીઠી પુરી કચોરી બરા દધીમહીં ડારી  જીમા૦ ૩
પ્રેમાનંદકુ પ્યારે શીતપ્રસાદી દેતહે પાસ બેસારી  જીમા૦ ૪

## राग भैरव

જમો જમો રે મારા જીવન જુગતે ભોજનીયા રસભરીયા રે
પાક શાક તમ સારૂ પ્રીતમ કોડે કોડે કરીયા રે  જમો૦ ૧
તળીયા ગળીયા નાલ તાતા કનકથાળમા ધરીયા રે
આરોગો મારા નાથ અલૌકિક ઘૃત ઝાઝા ઘેબરીયારે  જમો૦ ૨

કદી વડી કારેલાં કાજુ, રાઈતણાં દહીંથરીયાં રે;
જોઇએ તો ઉપરથી લેજો, મીઠું જીરે ભરીયાં રે; જમો૦ ૩
બ્રહ્માનંદનો નાથ શીરાવ્યા, દુધ ભાત સાકરીયાં રે;
ચળુ કર્યું હરિ તૃપ્ત થઇને, નિરખી લોચન ઠરીયાંરે; જમો૦ ૪

## राग वेरावल.

લાલ મનોહર લીજીએ મુખવાસ મોરારી;
શ્યામ સોહાગી શ્યામળા, જાવું મુખપર વારી. લાલ૦ ૧
જોઇએ તો લાવું જાયફળ, તજ સુંદર તાજી;
આરોગો મારા નાથજી, રસીયા થઈ રાજી. લાલ૦ ૨
લવીંગ સોપારી એળચી, કાથો ચુનો મેળાવું;
નાગરવેલીના પાનની, કાજુ બીડી બનાવું. લાલ૦ ૩
હરિજન દર્શન કારણે, ઉભા ચહુ પાસ;
માગ્યા મુખ તંબોળની, બ્રહ્માનંદને આશ. લાલ૦ ૪

## एकादशीपद.

### પદ ૧

કોડે કોડે એકાદશી કીજીએ રે, એવું વ્રત જાવા નવ દીજીએ રે. કોડે૦ ૧
એવું વ્રત કરે તે ધન્ય માનવી રે, તેતો નાલો કોટીકવાર જાહ્નવી રે. કોડે૦ ૨
જેણે વચન પ્રમાણે વ્રત આદર્યું રે, તેણે કારજ પોતાનું સરવે કર્યું રે. કોડે૦ ૩
એનો મહિમા મુનિવર ગાય છે રે, અવિનાશી મળ્યાનો ઉપાય છે રે. કોડે૦ ૪
બ્રહ્માનંદ કહે એમાં હરી રહ્યા વસીરે, કીધી ઉદ્ધવ પ્રમાણે એકાદશી રે. કોડે૦ ૫

### પદ ૨

હરિજન હોય તે હરિને ભજે રે, વ્રત એકાદશી તે કદી ન તજે રે. હરિ૦ ૧
જાણે માતસમાન પરનારને રે, ગણે તુચ્છ સરિખો સંસારને રે. હરિ૦ ૨
મધ માંસ હરામ જેને નવ ખપેરે, રુડો રાત દિવસ પ્રભુને જપેરે. હરિ૦ ૩
માયા જીવ ઈશ્વરના જાણે ભ્રમને રે, રટે બ્રહ્મ થઇને પરબ્રહ્મને રે. હરિ૦ ૪
બ્રહ્માનંદના વહાલાની છબી ઉર ધરે રે, મતવાલો થઇને જગમાં ફરેરે. હરિ૦ ૫

પદ ૩

ભલે આવી અનુપમ એકાદશી રે, મારે વહાલે મુજ સામું જોયું હસી રે ભલે૦ ૧
આજ વાધી આનંદ કેરી વેલડી રે, થઈ રસિયા સંગાથે રંગ રેલડી રે ભલે૦ ૨
લટકાળા કુંવર નંદલાલની રે, ચિત્તડામાં ખુંતી છે છબી ચાલની રે ભલે૦ ૩
રંગભીનો રમે રસ રંગમા રે, અતિ આનંદ થયો છે મારા અંગમાં રે ભલે૦ ૪
પ્રીતિ જાણી રસીલો વચને પળ્યા રે, બ્રહ્માનંદનો વહાલો મુજને મળ્યા રે ભલે૦ ૫

પદ ૪

ધન્ય ધન્ય એકાદશી આજની રે, રૂડી નિરખી છબી વ્રજરાજની રે ધન્ય૦ ૧
ફુલડાંનાં છોગા તે ચિત્તમાં ધર્યા રે, તે જોઇને મારાં નેણા ઠર્યા રે ધન્ય૦ ૨
ભાળી કેસર તિલક રૂડું ભાલમા રે, મારી લગની લાગી છે નંદલાલમાં રે ધન્ય૦ ૩
વાંકી ભ્રુકુટીમાં મન મારૂ ભમે રે, હવે બીજું દીઠું તે મને નવ ગમે રે ધન્ય૦ ૪
બ્રહ્માનંદ કહે રૂપાળી એની આંખડી રે, પ્યારી લાલ કમળ કેરી પાંખડી રે ધન્ય૦ ૫

---

પદ ૧

ઉત્સવની પ્યારી કેશવની, આજ એકાદશી ઉત્સવની; ટેક
કોટીક ગૌ કેરા દાન કરે પણ, નાવે તોલે એના લવની આજ૦ ૧
મંગળરૂપ સદા સુખકારી, વ્હાલીનીધિ જન વૈષ્ણવની. આજ૦ ૨
વચન પ્રમાણે કરે વ્રત જેનુ, ત્રાસ મટે મૃત્યુ ભવની આજ૦ ૩
બ્રહ્માનંદ કહે વ્રત કરવું, એમ આજ્ઞા સ્વામી ઉદ્ધવની. આજ૦ ૪

પદ ૨

હરખ અતિ ભેટયા કૃષ્ણ પતિ, આજ એકાદશી હરખ અતિ ટેક.
મનમોહન મારે મંદિર આવ્યા, અધિક થઈ હું તો પુણ્યવતિ. આજ૦ ૧
પીતાંબર આભૂષણ પહેરી, ચાલંતે વ્હાલો હંસગતિ આજ૦ ૨
પુરૂષોત્તમ પૂરણ વર પામી, રહી નહિ ખામી હવે એક રતિ આજ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિવર વરતા, ચૌદ ભુવનમાં હું થઇ રે છતી આજ૦ ૪

પદ ૩

માવ મળ્યા તનના તાપ ટળ્યા  આજ એકાદશી માવ મળ્યા  ટેક
પૂરવ ભવની પ્રીત જાણીને, આવીને અમપર અઢળ ઢળ્યા  આજ૦ ૧
મુનિવર ધ્યાન ધરી ધરી થાકયા, મોઇથી વ્હાલો નવ જાય મળ્યા  આજ૦ ૨
મારૂ મદિરિયુ પોતાનુ રે જાણી, ભૂધર સુખ દુ ખ મારી ભળ્યા  આજ૦ ૩
બ્રહ્માનદ કહે હરિવર પામી  આનદ કેરા ઓઘ વળ્યા  આજ૦ ૪

પદ ૪

સુફળ ફળી હુ તો હરિને મળી  આજ એકાદશી સુફળ ફળી  ટેક
ચોંપ કરી નટનાગર સારૂ, સેજ રચી કાજુ કુસુમ કળી  આજ૦ ૧
રસ બસ હોઇ રહી રસિયા સગ  જ્યુ મિસરી પય માહી ભળી  આજ૦ ૨
નિત્ય નિત્ય નેમ ર઼ુ ઉર ધરતી, હરિચરણે મનવૃત્તિ હળી  આજ૦ ૩
બ્રહ્માનદ કહે હરિવર વરીયા, જન્મ મરણ કેરી શકા ટળી  આજ૦ ૪

---

## લીલાચિન્તામણિ-ગરવી.

પદ ૧

પ્રથમ હરિને રે  ચરણે શીશ નમાવુ  નૌત્તમ લીના રે  નારાયણની ગાવુ  ૧
મોટા મુનિવર રે  એકાગ્ર કરી મનને, જેને કાજે રે, સેવે જાઈ વનને  ૨
આસન સાધી રે, ધ્યાન ધરીને ધારે  જેની ચેષ્ટા રે, સ્નેહ કરી સભારે  ૩
સહજસ્વાભાવિકરે પ્રકૃતિ પુરૂષોત્તમની  સુણતા સજનીરે બ્હીક મટાડે જમની
ગાવુ હેતે રે, હરિના ચરિત્ર સભારી  પાવન કરજ્યો રે  પ્રભુજી બુદ્ધિ મારી. ૫
સહજસ્વભાવેરે, બેઠા હોય હરિજ્યારે  તુળસીની માળારે, કરલઈ ફેરવે ત્યારે ૬
રમુજ કરતા રે  રાજીવનેણ રૂપાળા, કોઈ હરિજનની રે, માગી લેઇને માળા  ૭
બેવડી રાખી રે  બન્ને મણકા જોડે,  ફેરવે તાણી રે, કઇક માળા તોડે  ૮
વાતો કરે રે, રમુજ કરીને હસતા, ભેળી કરી રે, માળા કરમા ઘસતા  ૮
ક્યારેક મિંચીરે, નેત્રકમળને સ્વામી  પ્રેમાનદ કહેરે, ધ્યાન ધરે બહુનામી  ૧૦

પદ ૨

સાંભળ સૈયર રે, લીલા નટનાગરની; સુણતાં સુખડું રે, આપે સુખસાગરની ૧
નેત્રકમળને રે, રાખી ઉઘાડાં કયારે; ધ્યાન ધરીને રે, બેસે જીવન જ્યારે. ૨
કયારેક ચમકી રે, ધ્યાન કરતાં જાગે; જોતાં જીવન રે, જન્મમરણદુઃખ ભાગે ૩
પોતા આગળ રે, સભા ભરાઈ બેસે, સંત હરિજન રે, સામું જોઈ રહેછે ૪
ધ્યાન ધરિને રે, બેઠા હોય હરિ પોતે, સંત હરિજન રે, તૃપ્ત ન થાયે જોતે ૫
સાધુ કીર્તન રે, ગાયે વજાડી વાજા, તેમને જોઈ રે, મગન થાયે મહારાજા ૬
તેમની ભેળા રે, ચપટી વજાડી ગાય, સંત હરિજન રે, નિરખી રાજી થાય. ૭
કયારેક સાધુ રે, ગાય વજાડી તાળી; ભેળા ગાય રે, તાળી દઈ વનમાળી. ૮
આગળ સાધુ રે, કીર્તન ગાય જ્યારે; પોતા આગળ રે, કથા વંચાય ત્યારે. ૯
પોતે વારતા રે, કરતા હોય બહુનામી, ખસતા આવે રે, પ્રેમાનંદના સ્વામી. ૧૦

પદ ૩

મનુષ્યલીલા રે, કરતા મંગળકારી; ભજનસભામાં રે, બેઠા ભવભયહારી ૧
જેને જોતા રે, જાયે જગઆસક્તિ, જ્ઞાન વૈરાગ્ય રે, ધર્મસહિત જે ભક્તિ ૨
તે સંબંધી રે, વાર્તા કરતા ભારી, હરિ સમજાવે રે, નિજજનને સુખકારી. ૩
યોગ ને સાંખ્ય રે, પંચરાત્ર વેદાંત, એ શાસ્ત્રની રે, રહસ્ય કહે કરી ખાંત ૪
જ્યારે હરિજન રે, દેશ દેશના આવે; ઉત્સવ ઉપર રે, પૂજા બહુવિધ લાવે ૫
જાણી પોતાના રે, સેવક જન અવિનાશ, તેમની પૂજા રે, ગ્રહણ કરે સુખરાશી. ૬
ભજન પોતાના રે, તેને શ્યામ સુજાણ; ધ્યાન કરાવી રે, ખેંચે નાડી પ્રાણ ૭
ધ્યાનમાંથી રે, ઉઠાડે નિજજનને, દેહમાં લાવે રે, પ્રાણ ઇન્દ્રિય મનને ૮
સંતસભામાં રે, બેઠા હોય અવિનાશી, કોઈ હરિજનને રે, તેડવો હોય પાસ. ૯
પહેલી આંગળી રે, નેત્રતણી કરી સાન; પ્રેમાનંદ કહે રે, સાદ કરે ભગવાન ૧૦

પદ ૪

મોહનજીની રે, લીલા અતિસુખકારી, આનંદ આપે રે, સુણતાં ન્યારી ન્યારી ૧
ક્યારેક વાતો રે, કરે મુનિવર સાથે, ગુચ્છ ફુલાનાં રે, ચોળે છે બે હાથે ૨
શીતળ જાળી રે, લીંબુ હાર ગુલાબી, તેને રાખે રે, આંખ્યો ઉપર દાબી. ૩
ક્યારેક પોતે રે, રાજીપામાં હોયે, વાતો કરે રે, કથા વંચાયે તોયે. ૪

સાંભળે કીર્તન રે, પોતે કાંઈક વિચારે; પુછવા આવે રે, જમવાનું કોઈ ત્યારે. ૫
હાર ચઢાવે રે, પૂજા કરવા આવે; તેના ઉપર રે, બહુ ખીજી રીસાવે. ૬
કથા સાંભળતાં રે, હરે હરે કહી બોલે; મર્મ કથાનોરે, સુણી મગન થઈ ડોલે ૭
ધ્યાન કથાને રે, બીજી ક્રિયા માંહિ; કયારે અચાનક રે, જમતાં હરે બોલાયે. ૮
થાયે સ્મૃતિ રે, પોતાને જ્યારે તેની; થોડુંક હસે રે, ભક્ત સામું જોઈ બેની. ૯
એમ હરિ નિત્ય નિત્ય રે, આનંદરસ વરસાવે; એ લીલારસ રે, જોઈ પ્રેમાનંદ ગાવે.

પદ ૫

સાંભળ સજની રે, દિવ્યસ્વરૂપ મુરારિ; કરે ચરિત્ર રે, મનુષ્યવિગ્રહ ધારી. ૧
થયા મનોહર રે, મોહન મનુષ્યજેવા; રૂપ અનુપમ રે, નિજજનને સુખ દેવા. ૨
કયારેક ઢોલિયે રે, બેસે શ્રીઘનશ્યામ; કયારેક બેસે રે, ચાકળે પૂરણકામ. ૩
કયારેક ગોદડું રે, ઓછાડે સહિત; પાથર્યું હોયે રે, તે પર બેસે પ્રીત. ૪
કયારેક ઢોલીયા રે, ઉપર તકીયો ભાળી; તેપર બેસે રે, શ્યામ પલાંઠી વાળી ૫
ઘણુંક બેસે રે, તકીયે ઓઠીંગણ દઇને; કયારેક ગોઠણ રે, બાંધે બેસ લઇને ૬
ક્યારેક રાજી રે, થાય અતિશે આલી; સંત હરિજનને રે, ભેટે બાથમાં ઘાલી. ૭
કયારેક માથે રે, મેલે લઈ બે હાથ; છાતી માંહે રે, ચરણકમળ દે નાથ ૮
કયારેક આપે રે, હાર તોરા ગીરધારી; કયારેક આપે રે, અંગનાં વસ્ત્ર ઉતારી. ૯
કયારેક આપે રે, પ્રસાદીના થાળ; પ્રેમાનંદ કહે રે, ભક્તતણા પ્રતિપાળ. ૧૦

પદ ૬

એવાં કરે રે, ચરિત્ર પાવનકારી; શુકજી સરખા રે, ગાવે નિત્ય સંભારી. ૧
કયારેક જીભને રે, દાંત તળે દબાવે; ડાબે જમણે રે, પડખે સહજ સ્વભાવે. ૨
છીંક જ્યારે આવે રે, ત્યારે રૂમાલ લઇને; છીંક ખાયે રે, મુખપર આડો દઇને. ૩
રમુજ આણી રે, હસે અતિ ઘનશ્યામ; મુખપર આડો રે, રૂમાલ દઈ સુખધામ. ૪
કયારેક વાતો રે, કરતાથકા દેવ; છેડે રૂમાલને રે, વળ દીધાની ટેવ. ૫
અતિદયાળુ રે, સ્વભાવ છે સ્વામીનો; પરદુઃખહારી રે, વારી બહુનામીનો. ૬
કોઈને દુઃખીયો રે, દેખી ન ખમાયે; દયા આણી રે, અતિ આકળા થાયે. ૭
અન્ન ધન વસ્ત્ર રે, આપીને દુઃખ ટાળે; કરૂણાદષ્ટિ રે, દેખી વાનજ વાળે ૮
ડાબે ખભે રે, બેસ આડસોડે નાખી; ચાલે જમણા રે, કરમાં રૂમાલ રાખી. ૯
કયારેક ડાબો રે, કર કેડ ઉપર મેલી; ચાલે વહાલો રે, પ્રેમાનંદનો હેલી. ૧૦

પદ ૭

નિત્યનિત્ય નૌત્તમ રે, લીલા કરે હરિરાય, ગાતા સુણતા રે, હરિજન રાજી થાય ૧
સહજ સ્વભાવે રે, ઉતાવળા બહુ ચાલે, હેત કરીને રે, બોલાવે બહુ વહાલે ૨
ક્યારેક ઘોડલે રે, મ્હડતું હોય ત્યારે, ક્યારેક સંતને રે, પીરસના પધારે ૩
ત્યારે ડાબે રે, ખભે ખેસને આણી, ખેસને બાંધે રે, કેડ સધાયે તાણી ૪
પીરસે લાડુ રે, જલેબી ઘનસ્યામ, જણસ જમ્યાની રે, લેઈ લેઈ તેના નામ ૫
ફરે પંગતમા રે, વારવાર મહારાજ, સંત હરિજનને રે, પીરસવાને કાજ ૬
શ્રદ્ધા ભક્તિ રે, અતિઘણી પીરસતા, કોઇના મુખમા રે, આપે લાડુ હસતા ૭
પાછલી રાત્રિ રે, ચાર ઘડી રહે ત્યારે, દાતણ કરવા રે, ઉઠે હરિ તે વારે ૮
ન્હાવા બેસે રે, નાથ પલાઠી વાળી, કર લઈ કળશ્યો રે, જળ ઢોળે વનમાળી ૯
કોરે વસ્ત્રે રે, કરી શરીરને લુવે, પ્રેમાનંદ કહે રે, હરિજન સર્વે જુવે ૧૦

પદ ૮

રૂડા લાગે રે, નાહીને ઉભા હોવે, વસ્ત્ર પહેરેલુ રે, સાથળ વચ્ચે નીચોવે ૧
પગ સાથળને રે, લુહીને રે સારંગપાણી, કોરા ખેસને રે, પહેરે સારી પેઠ તાણી ૨
ઓઢી ઉપરણી રે, રેશમી કોરની વહાલે, આવે જમવા રે, ચાખડીયે ચઢી ચાલે ૩
માથે ઉપરણી રે, ઓઢી બેસે જમવા, કાન ઉઘાડા રે, રાખે મુજને ગમવા ૪
જમતા ડાબા રે, પગની પલાઠી વાળી, તે પર ડાબો રે કર મેલે વનમાળી ૫
જમણા પગને રે, રાખી ઉભો શ્યામ, તે પર જમણો રે, કર મેલે સુખધામ ૬
રૂડી રીતે રે, જમે દેવના દેવ, વારે વારે રે, પાણી પીધાની ટેવ ૭
જણસ સવાદુ રે, જણાયે જમતા જમતા, પાસે હરિજન રે, બેઠા હોય મનગમતા
તેને આપી રે, પછી પોતે જમે, જમતા જીવન રે, હરિજનને મન ગમે ૮
ફેરવે જમતા રે, પેટ ઉપર હરિ હાથ, ઓડકાર ખાયે રે, પ્રેમાનંદના નાથ ૧૦

પદ ૮

ચળુ કરે રે, મોહન તૃપ્ત થઇને, દાતને ખોતરે રે, સળી રૂપાની લઇને ૧
મુખવાસ લઇને રે, ઢોલિયે વિરાજે, પૂજા કરે રે, હરિજન હેતે ઝાઝે ૨
પાપણ ઉપર રે, આટો લઈ અનએવો, ફેંટો બાંધે રે, છોગુ મેલી છેવો ૩
વર્ષા ઋતુને રે, શરદ ઋતુને જાણી, ઘેલા નદીના રે, નિરમળ નીર વખાણી ૪

સંત હરિજનને રે, સાથે લઈ ઘનશ્યામ; ન્હાવા પધારે રે, ઘેલે પૂરણકામ. ૫
બહુ જળક્રીડારે, કરતા જળમાં ન્હાય; જળમાં તાળી રે, દઇને કીર્તન ગાય. ૬
ન્હાઇને બારે રે, નિસરી વસ્ત્ર પહેરી; ઘોડે બેસી રે, ઘેર આવે રંગલહેરી ૭
પાવન જશને રે, હરિજન ગાતા આવે; જીવન જોઇને રે, આનંદ ઉર ન સમાવે. ૮
ગઢપુરવાસી રે, જોઇને જગઆધાર; સુફળ કરે છે રે, નેણાં વારમવાર. ૯
આવી બિરાજે રે, ઓસરીએ બહુનામી; ઢોલિયા ઉપરરે, પ્રેમાનંદના સ્વામી. ૧૦

પદ ૧૦

નિજ સેવકને રે, સુખ દેવાને કાજ; પોતે પ્રગટચા રે, પુરૂષોત્તમ મહારાજ. ૧
કૃણીયામાંહી રે, સભા કરી વિરાજે; પૂરણશશી રે, ઉડુગણમાં જેમ છાજે. ૨
બ્રહ્મરસ વરસી રે, તૃપ્ત કરે હરિજનને; પોઢે રાત્રે રે, જમી શ્યામ શુદ્ધ અન્નને.
બે આંગળીયો રે, તિલક કર્યાની પેરે; ભાલવચ્ચે રે, ઉભી રાખી ફેરે. ૪
સુતા સુતા રે, માળા માગી લઇને; જમણે હાથે રે, નિત્ય ફેરવે ચિત્ત દઇને. ૫
ભુલ ન પડે રે, કેદી એવું નિયમ; ધર્મકુંવરની રે, સહજ પ્રકૃતિ એમ ૬
ભર નિદ્રામાં રે, પોઢચા હોય મુનિરાય; કોઈ અજાણે રે, લગાર અડી જાય. ૭
ત્યારે ફડકી રે, જાગે સુંદર શ્યામ; કોણ છે ? પુછે રે, સેવકને સુખધામ. ૮
એવી લીલા રે, હરિની અનંત અપાર; મેં તો ગાઈ રે, કાંઈક મતિ અનુસાર ૯
જે કોઈ પ્રીતે રે, શીખે સુણે ગાશે; પ્રેમાનંદનો રે, સ્વામી રાજી થાશે. ૧૦

## राग गरबी ।

ઓરા આવો શ્યામ સ્નેહી, સુંદર વર જોઉં; વ્હાલા.
જતન કરીને જીવન મારા, જીવમાંહી પ્રોઉં. વ્હાલા. ૧
ચિહ્ન અનુપમ અંગોઅંગનાં, સુરતે સભારૂ; વ્હાલા
નખશિખ નિરખી નૌત્તમ મારા, ઉરમાં ઉતારૂ. વ્હાલા ૨
અરૂણ કમળસમ જુગલ ચરણની, શોભા અતિ સારી; વ્હાલા.
ચિંતવન કરવા આતુર અતિ, મનવૃત્તિ મારી. વ્હાલા ૩
પ્રથમ તે ચિંતવન કરૂં, સુંદર સોળે ચિહ્ન; વ્હાલા.
ઉર્ધ્વરેખા ઓપી રહી, અતિશે નવીન. વ્હાલા. ૪

અગોડા આગળી વચ્ચેથી, નિસરીને આવી, વ્હાલા
પાનીની બે કોરે જોતા, ભક્તને મન ભાવી વ્હાલા ૫
જુગલ ચરણમા કહુ મનોહર, ચિહ્ન તેના નામ, વ્હાલા
શુદ્ધ મને કરી સભારતા, નાશ પામે કામ વ્હાલા ૬
અષ્ટકોણ ને ઊર્ધ્વરેખા, સ્વસ્તિ જાંબુ જવ, વ્હાલા
વજ્ર અંકુશ કેતુ ને પદ્મ, જમણે પગે નવ વ્હાલા ૭
ત્રિકોણ કળશ ને ગોપદ સુંદર ધનુષ ને મીન, વ્હાલા
અર્ધચંદ્ર ને વ્યોમ સાત, છે ડાબે પગ ચિહ્ન વ્હાલા ૮
જમણા પગના અંગુઠાના નખમાહી ચિહ્ન, વ્હાલા
તેતો નિરખે જે કોઈ ભક્ત, પ્રીતિએ પ્રવીણ વ્હાલા ૯
એજ અંગુઠાને બારે, તીન એક નૌતમ ધાર વ્હાલા
પ્રેમાનંદ કહે નિરખુ પ્રીતે પ્રાણ લઈ વાર વ્હાલા ૧૦

## राग घोळ ।

હવે મારા વહાલાને નહીરે વિસારૂ રે, શ્વાસ ઉચ્છ્વાસે તે નિત્ય સભારૂ રે ૧
પડ્યુ મારે સહજાનંદજીસું પાનુ રે, હવે હું તો કેમ કરી રાખીશ છાનું રે ૨
આવ્યુ મારે હરિવર વરવાનુ ટાણુ રે, એ વર ન મળે ખરચે નાણુ રે ૩
એ વર ભાગ્ય વિના નવ ભાવે રે એ સ્નેહ લગ્ન વિના નવ આવે રે ૪
હરીજન મન રે માને તેમ કહેજ્યોરે, સ્વામી મારા હૃદયની ભિતર રહેજ્યોરે
હવે હું તો પૂરણ પદવીને પામી રે, મળ્યા મને નિષ્કુળાનંદના સ્વામી રે ૬

## राग वीहाग ।

પોઢે પ્રભુ સકળ મુનિકે શ્યામ શ્રીનારાયણ દિવ્ય મૂરતી સતનકે વિશરામ પોઢે
અક્ષરપર આનંદઘન પ્રભુ કિયો હે ભૂપર ઠામ
જેહી મિલત જન તરત માયા લહત અક્ષરધામ ૨
શારદ શેષ મહેશ મુનિજન જપત જેહી ગુણ નામ,
જાસ પદરજ શીષ ધરી ધરી હોત જન નિષ્કામ ૩
પ્રેમકે પર્યંકપર પ્રભુ કરત સુખ આરામ
મુક્તાનંદ નિજચરણ ઢિગ ગુન ગાવત આઠું જામ ૪

## राग गरबी ।

રે શ્યામ તમે સાચુ નાણુ, બીજુ સર્વે દુખદાયક જાણુ રે શ્યામ૦ ટેક.
રે તમ વિના સુખસપત કાવે, તે તો સર્વે મહા દુઃખ ઉપજાવે,
અંતે એમા કામ કોઈ નાવે રે શ્યામ૦ ૧
રે મૂરખ લોક મરે ભટકી, જુઠા સગ હારે શીર પટકી,
તેથી મારી મન વૃત્તિ અટકી રે શ્યામ૦ ૨
છે અખંડ અલૌકિક સુખ તારૂ, તે જોઈ જોઈ મન મોહ્યુ મારૂ,
ધરા ધન તમ ઉપર વારૂ રે શ્યામ૦ ૩
રે બ્રહ્માથી કીટલગી જોયુ, જુઠુ સુખ જાણીને વગોવ્યુ,
મુક્તાનંદ મન તમસગ મોહ્યુ રે શ્યામ૦ ૪

---

## ध्यानचिन्तामणिः ।

પદ ૧.

વદુ સહજાનદ રસરૂપ અનુપમ સારનેરે લોલ,
જેને ભજતા છૂટે ફદ કરે ભવ પારનેરે લોલ ૧
સમરૂ પ્રકટરૂપ સુખધામ અનુપમ નામનેરે લોલ,
જેને ભવ બ્રહ્માદિક દેવ ભજે તજી કામનેરે લોલ ૨
જે હરિ અક્ષરબ્રહ્મ આધાર પાર કોઇ નવ લહેરે લોલ,
જેને શેષ સહસ્રમુખ ગાય નિગમ નેતિ મ્હેરે લોલ ૩
વર્ણવું સુદર રૂપ અનુપ જુગલ ચરણે નમીરે લોલ,
નખશિખ પ્રેમસખીના નાથ રહો ઉરમા રમીરે લોલ ૪

પદ ૨

આવો મારા મોહન મીઠડા લાલ કે જોઉ તારી મૂરતીરે લોલ,
જતન કરી રાખુ રસિયારાજ વિસારૂ નહિ ઉરથીરે લોલ ૧
મન મારૂ મોહ્યુ મોહનલાલ પાઘલડીની ભાતમારે લોલ,
આવો ઓરા છોગના ખોસુ છેલ ખાતિના જોઉ ખાતમારે લોલ ૨

વહાલા તારૂ ઝગકે સુંદર ભાલ તિલક રૂડાં કર્યાંરે લોલ;
વહાલા તારા વામ કરણુમાં તીલ તેણે મનડા હર્યાંરે લોલ 3
વહાલા તારી ભ્રુકુટિને બાણે શ્યામ કાળજ મારાં કોરિયાંરે લોલ,
નેણે તારે પ્રેમસખીના નાથ કે ચિત્ત મારાં ચોરિયાંરે લોલ ૪

પદ 3

વહાલા મુને વશ કીધી મજરાજ વાલપ તારા વહાલમાંરે લોલ,
મન મારૂ તલફે જોવા કાજ ટીબકડી છે ગાલમાંરે લોલ ૧
વહાલા તારી નાસિકા નમણી નાથ અધરબિંબ લાલછેરે લોલ;
ઉલા મારા પ્રાણ કરૂ કુરબાણ, જોયા જેવી ચાલ છેરે લોલ ૨
વહાલા તારા દંત દાડમના બીજ ચતુરાઇ ચાવતારે લોલ,
વહાલા મારા પ્રાણ હરો છો નાથ મીઠુ મીઠુ ગાવતારે લોલ 3
વહાલા તારે હસવે હરાણુ ચિત્ત બીજુ હવે નવ ગમેરે લોલ,
મન મારૂ પ્રેમસખીના નાથ કે તમ કેડે ભમેરે લોલ ૪

પદ ૪

રસિયા જોઈ રૂપાળી કોટ રૂડી રેખાવળીરે લોલ,
વહાલા મારૂ મનડું મળવા મ્હાય કે જાય ચિતડુ ચળીરે લોલ ૧
વહાલા તારી જમણી ભુજાને પાસ રૂડા તીન ચાર છે રે લોલ,
વહાલા તારા કંઠ વચ્ચે તીલ એક અનુપમ સાર છે રે લોલ. ૨
વહાલા તારા ઉરમાં વિગુણુ હાર જોઈ નેણા ઠરે રે લોલ,
વહાલા તેતો જાણે પ્રેમી જન જોઇ નિત્ય ધ્યાન ધરેરે લોલ 3
રસિયા જોઈ તમારૂ રૂપ રસીક જન ઘેલડારે લોલ,
આવો વહાલા પ્રેમસખીના નાથ સુંદર વર છેલડારે લોલ ૪

પદ ૫

વહાલા તારી ભુજા જુગલ જગદીશ જોઇને જાઉં વારણેરે લોલ,
કરના લટકા કરતા લાલ આવોને મારે બારણેરે લોલ ૧
વહાલા તારી આગળીયોની રેખા નખમણિ જોઇને રે લોલ,
વહાના મારા ચિત્તમા રાખુ ચોરી કહુ નહિ કોઇનેરે લોલ ૨

વહાલા તારા ઉરમાં અનુપમ છાપ જોવાને જીવ આકળોરે લોલ;
વહાલા મારા હૈડે હરખ ન માય જાણું જે હમણાં મળોરે લોલ. ૩
વહાલા તારૂં ઉદર અતિ રસરૂપ શીતળ સદા નાથજીરે લોલ;
આવો ઓરા પ્રેમીસખીના પ્રાણ મળું ભરી બાથજીરે લોલ. ૪

પદ ૬

વહાલા તારી મૂરતિ અતિ રસરૂપ રસિક જોઈને જીવેરે લોલ;
વહાલા એ રસના ચાખણહાર છાશ તે નવ પીવેરે લોલ. ૧
વહાલા મારે સુખ સંપત તમે શ્યામ મોહન મન ભાવતારે લોલ;
આવો મારે મંદિર જીવન પ્રાણ હસીને બોલાવતારે લોલ ૨
વહાલા તારૂં રૂપ અનુપમ ગૌર મૂરતિ મનમાં ગમેરે લોલ;
વહાલા તારૂં જોબન જોવા કાજ કે ચિત્ત ચરણે નમેરે લોલ. ૩
આવો મારા રસિયા રાજીવનેણ મરમ કરી બોલતારે લોલ;
આવો વહાલા પ્રેમસખીના સેણ મંદિર મારે ડોલતારે લોલ. ૪

પદ ૭

વહાલા તારૂ રૂપ અનુપમ નાથ ઉદર શોભા ઘણીરે લોલ;
ત્રિવળી જોઉં સુંદર ઉેક આવોને ઓરા અમ ભણીરે લોલ. ૧
વહાલા તારી નાભિ નૌત્તમ રૂપ ઉંડી અતિ ગોળ છે રે લોલ;
કટિલંક જોઈને નંદલરાય કે મન રંગ ચોળ છે રે લોલ. ૨
વહાલા તારી જંઘા જુગલની શોભા મનમાં જોઈ રહુંરે લોલ;
વહાલા નિત્ય નિરખું પીંડી ને પાની કોઇને નવ કહુંરે લોલ. ૩
વહાલા તારા ચરણકમળનું ધ્યાન ધરૂં અતિ હેતમાંરે લોલ;
આવો વહાલા પ્રેમસખીના નાથ રાખું મારા ચિતમાંરે લોલ. ૪

પદ ૮

વહાલા તારા જુગલ ચરણ રસરૂપ વખાણું વહાલમાંરે લોલ;
વહાલા અતિ કોમળ અરુણ રસાળ ચોરે ચિત્ત ચાલમાંરે લોલ. ૧
વહાલા તારે જમણે અંગુઠે તીલ કે નખમાં ચિહ્ન છે રે લોલ;
વહાલા છેલી આંગળીએ તીલ એક જોવાને મન દીન છેરે લોલ. ૨
વહાલા તારા નખની અરુણતા જોઈને શશિકળા ક્ષીણ છે રે લોલ;
વહાલા રસચોર ચકોર જે ભક્ત જોવાને પરવીણ છેરે લોલ. ૩
વહાલા તારી ઊર્ધ્વરેખામાં ચિત્ત રહો કરી વાસનેરે લોલ;
માગે પ્રેમસખી કર જોડ દેજો દાન દાસનેરે લોલ. ૪

# कीर्तनसंग्रह.

## राग गरबी

આજ મારે ઓરડેરે આવ્યા અવિનાશી અલબેલ
બાઇ મેં બોલાવીયારે, સુંદર જોગાવાળો છેલ ૧
નીરખ્યા નેણા ભરીરે નટવર સુંદર શ્રીઘનશ્યામ,
શોભા શી કહું રે નીરખી લાજે કોટિક કામ ૨
ગુથી ગુલાબનારે કંઠે આરોપ્યા મેં હાર,
લઈને વારણાંરે, ચરણે લાગી વારવાર ૩
આપ્યો મેં તો આદરેરે બેસવા ચાકળીયો કરી પ્યાર
પૂછયા પ્રીતશું રે બાઈ મેં સર્વે સમાચાર. ૪
કહોને હરી કયા હતારે, કયા થકી આવ્યા ધર્મકુમાર
સુંદર શોભતા રે અંગે સજ્યા છે શણગાર ૫
પહેરી પ્રીતશું રે સુરંગી સુંથણુ ની સુખદેણુ
નાડી હીરની રે જોતા તૃપ્ત ન થાય નેણ ૬
ઉપર ઓઢીયો રે ગુઢો રટો જોયા લાગ
સજની તે સમેરે ધન્ય ધન્ય નીરખ્યા તેના ભાગ્ય. ૭
મસ્તક ઉપરે રે, બાંધ્યું મોળીડુ અમુલ્ય
કોટીક રવિ શશી રે તે તો નાવે તેને તુલ્ય ૮
રેશમી કોરનોરે, કરમા રહ્યાયો છે રૂમાલ
પ્રેમાનંદ તોરે એ છબી નીરખી થયો નિહાલ ૯

પદ ૨

સજની સાંભળો રે શોભા વર્ણવુ તેની તેહ
મૂર્તિ સંભારતા રે, મુજને ઉપજ્યો અતિ સ્નેહ. ૧
પહેર્યા તે સમે રે હરીએ અંગે અલંકાર
જેવા મેં નીરખ્યા રે, તેવા વર્ણવુ કરીને પ્યાર ૨
બરાસ કપૂરના રે, પહેર્યા હેડે સુંદર હાર
તોરા પાઘમા રે તે પર મધુકર કરે ગુંજાર ૩

બાજુ બેરખા રે, બાહે કપૂરના શોભીત,
કડા કપૂરના રે, જોતા ચોરે સઉના ચીત્ત ૪
સરવે અગમા રે, ઉઠે અત્તરની બહુ ફોર,
ચોરે ચિત્તને રે, હસતા કમળનયનની કોર ૫
હસતા હેતમાંરે, સૌને દેતા સુખ આનદ,
રસરૂપ મૂરતિરે, શ્રીહરિ કેવળ કરુણાકદ ૬
અદ્ભુત ઉપમારે, કહેતા શેષ ન પામે પાર,
ધરીને મૂરતિરે, જાણે આવ્યો રસ શૃગાર ૭
વાલપ વેણુમારે, નેણા કરુણામા ભરપૂર,
અગો અગમારે, જાણીયે ઉગીયા અગણિત સૂર ૮
કરતા વાતડીરે, બોલી અમૃત સરખા વેણ,
પ્રેમાનદના રે, જોતા તૃપ્ત ન થાયે નેણ ૯

પદ ૩

બોલ્યા શ્રીહરિરે, સાભળો નરનારી હરિજન,
મારે એક વારતારે, સૌને સભળાવાનુ છે મન ૧
મારી મૂરતીરે, મારા લોક ભોગ ને મુક્ત,
સર્વે દિવ્ય છે રે, ત્યા તો જોયાની છે જુક્ત ૨
મારૂ ધામ છે રે, અક્ષર અમૃત જેનુ નામ,
સર્વે સામર્થી રે, શક્તિ ગુણે કરી અભિરામ ૩
અતિ તેજોમય રે રવિ શશી કોટીક વારણે જાય,
શીતળ શાત છે રે, તેજની ઉપમા નવ દેવાય ૪
તેમા હું રહુ રે, દ્વિભુજ દિવ્ય સદા સાકાર,
દુર્લભ દેવને રે, મારો કોઇ ન પામે પાર ૫
જીવ ઇશ્વર તણોરે, માયા કાળ પુરૂષ પ્રધાન,
સૌને વશ કરૂ રે, સૌનો પ્રેરક હુ ભગવાન ૬
અગણિત વિશ્વનારે, ઉત્પત્તિ પાલન પ્રલય થાય,
મારી મરજી વિનારે, કોઇથી તરણુ નવ તોડાય ૭

એમ મુને જાણજોરે, મારા આશ્રિત સૌ નરનારી;
મેં તમ આગળે રે, વાર્તા સત્ય કહી છે મારી. ८
હું તો તમ કારણેરે, આવ્યો ધામથકી ધરી દેહ;
પ્રેમાનંદનો રે, વ્હાલો વર્ષ્યા અમૃતમેહ ९

પદ ૪

વળી સૌ સાંભળો રે, મારી વાર્તા પરમ અનુપ,
પરમ સિદ્ધાંત છે રે, સૌને હિતકારી સુખરૂપ. १
સૌ હરિભક્તને રે, જવું હોયે મારે ધામ;
તો મુને સેવજ્યો રે, તમે શુદ્ધ ભાવે થઇ નિષ્કામ. २
સૌ હરિભક્તને રે, રહેવું હોય મારે પાસ;
તો તમે મેલજો રે, મિથ્યા પથ વિષયની આશ ३
મુજ વિના જાણજોરે, બીજા માયિક સૌ આકાર;
પ્રીતિ તોડજોરે, જુઠા જાણી કુટુંબ પરિવાર. ४
સૌ તમે પાળજો રે, સર્વે દ્દઢ કરી મારા નિમ,
તમ પર રીઝશે રે, ધર્મ ને ભક્તિ કરશે ક્ષેમ. ५
સંત હરિભક્તને રે, દીધો શિક્ષાનો ઉપદેશ;
લટકાં હાથનારે, કરતાં શોભે નટવરવેશ. ६
નિજજન ઉપરે રે, અમૃત વર્ષ્યા આનંદકંદ,
જેમ સૌ ઓષધીરે, પ્રીતે પોષે પૂરણચન્દ્ર ७
શોભે સતમાંરે, જેમ કાંઈ ઉડુગણમેં ઉડુરાજ,
ઇશ્વર ઉદય થયારે, કળીમાં કરવા જનનાં કાજ. ८
એ પદ શીખશે રે, ગાશે સાંભળશે કરી પ્યાર,
પ્રેમાનંદનો રે, સ્વામી લેશે તેની સાર ९

## राग टोडी ।

છાંડી કે શ્રીકૃષ્ણદેવ ઓરકી જો કરૂં સેવ,
કાટી ડારો કર મેરો તિખી તરવારસેં છાંડી ટેક. १
ત્યાગીકે રસિક કહાન ઓરકો જો ધરૂં ધ્યાન,
ચિર ડારો છાતિ મેરી કઠીન કુઠારસેં. છાંડી २

કૃષ્ણ બીન અન્ય જેહી ઇષ્ટ જાની નમું તેહી,
ફેર ડારો શિર મેરો મુશળ પ્રહારસેં — છાડી ૩
મુક્તાનંદ કહે મોય ઓર જો પ્રતીત હોય,
જાનીયો અધિક નીચ શ્વપચ લબારસેં — છાડી ૪

પદ ૨

છાડીકે શ્રીઘનશ્યામ ઓરકો જો જપું નામ,
મર લે કટારી મેરી જીહ્વા કાટી ડારીયો — છાડી ટેક ૧
લોકનકી લાજ ડર જો ન ભક્તચિહ્ન ધરૂં,
પાવકકે મધ્ય મેરે તનકું પ્રજારીયો — છાડી ૨
જીવીકામે લોભ જાની ભક્તિ જો કરૂં મેં છાની,
તેહી છિન તન મેરો શૈનસેં પછારીયો — છાડી ૩
મુક્તાનંદ કહે ટેરી દૃઢતા જો ડગે મેરી
સુરીયેં ચઢાઈ તિખે તિરનસેં મારીયો — છાડી ૪

પદ ૩

હોય મેં શ્રીકૃષ્ણદાસ ઓરકી જો કરૂં આશ,
જાનીયો લબાર લુચ્ચો નીચ ઠગ જારસેં — હોય ટેક ૧
જંત્ર મંત્ર સત્ય જાનું તાકી જો પ્રતીત આનું,
જાનીયો અધિક મૂઢ કુમતિ ગમારસેં — હોય ૨
ધર્મહીન ભક્તિ કરૂં પ્રભુસેં જો નહી ડરૂં
જાનીયો પ્રબળ પાપી ભૂમિ હુકે ભારસેં — હોય ૩
મુક્તાનંદ કહે ઇષ્ટ એક તાકી જો ન રાખું ટેક,
જાનીયો અધિક બુરો ગ ક બીડારસેં — હોય ૪

પદ ૪

પાયકે શ્રીકૃષ્ણ પિયા ઓરસેં જો જોરૂં જીયા,
જાનો મોય જગમધ્ય સબસેં લબારજ્યું — પાય ટેક ૧
પ્રકટ સ્વરૂપ ત્યાગું ઓરસેં જો અનુરાગું,
જાનીયો જરૂર મોકું પાપકો પહારજ્યું — પાય ૨

મધમાંસભોગી દેવ તાકી જો કરૂં મેં સેવ,
હોના સદા શિર મેરે વજ્રકે પહારજું પાય. ૩
મુક્તાનંદ કહે મોય ઓરકી જો આશ હોય,
વેશ્યાસમ વેશ મેરો જાનો અતિ ખ્વારજુ પાય. ૪

## राग गरबी.

મોહનને ગમવાને ઇચ્છો માનુની, ત્યાગો સર્વે જુઠી મનની ટેક જો;
પતિવ્રતાનો ધર્મ અચળ કરી પાળજો, હરિચરણે રહેજો અબળા થઈ છેક જો મો ૧
વળી એક વાત કહુંછુ અધિક વિવેકની, સાંભળ બેની તારા સુખને કાજ જો;
હરિજનસંગે રાખો પૂરણ પ્રીતડી, ત્યાગો મદ મત્સર જુઠી કુળલાજ જો મો૦ ૨
સુખદાયક તુ જાણે સુંદર શ્યામને, અતિ દુઃખદાયક મન પોતાનું જાણજો;
મુક્તાનંદનો નાથ મગન થઇ સેવજો, સમઝી વિચારી બોલો અમૃતવેણ જો મો૦ ૩

પદ ૨

સાંભળ બેની હરિ રિઝયાની રીતડી, મોહનવરને માન સગાથે વેર જો;
સાધન સર્વે માન અગાડે જળવિષે, જેમ ભળીયું પય સાકરમાં અહિઝેર જો સાં ૧
દાસી થઇને રહેજે તુ દીનદયાળની, નિચી ટેલ મળેતો માને ભાગ્ય જો;
ભવ બ્રહ્માદિકને નિશ્ચે મળતી નથી, પુરૂષોત્તમ પાસે બેઠાની જગ્ય જો સાં૦ ૨
પ્રીત કરે જે પુરૂષોત્તમસાથે નિત્ય નવી, દાઝીશ માં દેખી કેનું સનમાન જો;
મુક્તાનંદનો નાથ મગન થઈ સેવજો, તો રીઝે રસીયો સુદરવર કહાન જો સાં૦ ૩

પદ ૩

કહાન કુંવરની રીત્ય સુણી મનમા ધરો, તો તમે રહેશો મગન સદા હરિસંગ જો;
પુરૂષોત્તમને નથી કોઈ પર પોતાતણું, પૂરણકામ ન રાચે કેને રંગ જો કાન૦ ૧
કરૂણાનિધિમાં કામાદિક વ્યાપે નહિ, ઇર્ષ્યા માનતણો નહિ અંતર લેશ જો;
કડવાં વેણ કહે પોતાના દાસને, ઓસડ સમ આપે ઉત્તમ ઉપદેશ જો કાન૦ ૨
જે જે વચન કહે સુદરવર શ્યામળો, સુખ ઉપજે તેમ કરવો શુદ્ધ વિચાર જો;
મુક્તાનંદનો નાથ સદા સુખદાઈ છે, એવું જાણી કરજો પૂરણ પ્યાર જો કાન૦ ૩

પદ ૪

સુખસાગર હરિવર સગે સુખ માણજો, અતિઘણી મહેર કરી છે શ્રીમહારાજ જો;
પુરૂષોત્તમસાથે પૂરણ સગપણ થયું, આપણતુલ્ય નહિ કોઇ બીજું આજ જો સુખ૧

રવિમંડળમા રાતતણુ દુ ખ નવ નડે, પારસ પામે ધનદુર્બળતા જાય જો,
તેમ પ્રકટ પુરૂષોત્તમને જે જે મળે, તેનો મહિમા ભવ બ્રહ્માદિક ગાય જો સુખ ૨
તનઅભિમાન તજે પૂરણ સુખ પામીએ, શામળિયા સગ વાધે સાચી પ્રીત જો,
મુક્તાનદ કહે મર્મ ઘણો છે વાતમા, જાણી લેજ્યો અતિ ઉત્તમ રસ રીત જો સુખ ૩

## રાગ ગરબી.

કરય પ્રભુ સગાથે દૃઢ પ્રીતડીરે, મરી જાવુ મેલીને ધનમાલ,
અતકાળે સગુ નહી કોઇનુ રે ટેક
સર્વ રે સબધી સરવે મળ્યા રે, એ છે જુઠી માયા કેરી જાળ અંત૦ ૧
મારૂ મારૂ કરી ધન મેળવ્યુ રે, તેમા તારૂ નથી તલભાર અત૦ ૨
સુખ સ્વપના જેવુ છે સસારનુરે, તેને જાતા ન લાગે વાર અત૦ ૩
માટે સેવે તુ સાચા સતનેરે, તારા ટળશે ત્રિવિધિના તાપ અત૦ ૪
અતિ મોટા પુરૂષને આશરે રે, બળે પૂર્વ જનમના પાપ અત૦ ૫
એવુ સમજીને ભજ ભગવાનનેરે સુખકારી સદા ઘનશ્યામ. અત૦ ૬
દેવાનદનો વા'લો દુ ખ ટાળશેરે, મનવાછિત પૂરણકામ અત૦ ૭

પદ ૨

મળ્યો માણુસનો દેહ ચિંતામણીરે, તારા અગમા છે રોગ અસાધ્ય,
નથી લેતો નારાયણ નામનેરે ટેક
માથે જનમ મરણ મોટુ દુ ખ છે રે, તારા અતરમા હરીને આરાધ્ય નથી૦ ૧
ઘણુ સુઝે છે મન સસારનુરે, કરે સગાનુ બહુ સનમાન નથી૦ ૨
હેત કરતો નથી હરીદાસમારે હૈયાફુટ્યા તુ લુણહરામ નથી૦ ૩
પરનારી સગાથે કરી પ્રીતડીરે, તારો એળે ગયો અવતાર નથી૦ ૪
બહુનામીની બીક નથી રાખતોરે, ખરેખાંતે મળીશ તેમા ખુવાર નથી૦ ૫
અતિકઠણ વેળા છે અતકાળનીરે, પછે થાશે તને પસતાવ નથી૦ ૬
દેવાનદની શિખામણ માનજેરે, તારા અતરમા કરીને ઉછાવ નથી૦ ૭

પદ ૩

તારા મનમા જાણે મરવુ નથીરે, એવો નિશ્ચે કર્યો નિરધાર,
તેમા ભુલી ગયો ભગવાનનેરે ટેક૦
ધન દોલત નારી ને ઘણા દીકરારે, એની વાડી ઘોડા ને ઘરબાર તેમા૦ ૧

મેડી મદિર જરૂખા ને માળીયાંરે, સુખદાયક સોનેરી સેજ તેમા૦ ૨
ગાદી તકીયા ને ગાતમસુરીયારે અતિ આડ કરે છે એજ તેમા૦ ૩
નિચુ કાધ કરીને નમતો નથી રે એવુ સાધુસગાથે અભિમાન તેમા૦ ૪
મરમાળી મોહનની મૂરતીરે તેની સાથે ન લાગેન તાન તેમા૦ ૫
પાપ અનેક જનમના આવી મળ્યા રે તારી મતિ મલીન થઇ મદ તેમા૦ ૬
દેવાનદના વા'લાને વિસરી ગયોરે, તારે ૫ યો ગળે જમફદ તેમા૦ ૭

પદ ૪

તારે માથે નગારા વાગે મોતનારે, નથી એક ઘડીનો નિરધાર
તોય જાણ્યા નહી જગદીશનેરે ટેક૦
મોટા મેલીને રાજ મરી ગયારેં જોને જાતા ન લાગી વાર તોય૦ ૧
તારૂ જોબન ગયુ જખમારતુરે માથે કાળા મગી ગયા કેશ તોય૦ ૨
અતકાળે લેવાને જમ આવીયારે તેનો ભાળી ભયકર વેશ તોય૦ ૩
રોમ કોટિ વીંછીતણી વેદનારે દુ ખ પામ્યો તુ દૈવના ચોર તોય૦ ૪
સગા સ્વારથી મળ્યા સઉ લુટવારે કેનુ જરા ન ચાલે જોર તોય૦ ૫
જીભ ટુંકી પડી ને ત્રુગી નાડીયોરે થયુ દેહ તજ્યાનુ તતકાળ તોય૦ ૬
દેવાનદ કહે ન જાણ્યા મારા નાથનેરે મળ્યો માણસનો દેહ વિશાળ તોય૦ ૭

## राग काफी

જાનાહે નર જાનાહે ઘર છોડી એકીના જાનાહે ટેક૦
મેંડી મદિર છોડી ચલોગે એક દિન ભોંય બીછાનાહે ઘર૦ ૧
નિજ તન નારી પુનકુ પોખે જારીકે છાર મીનાનાહે ઘર૦ ૨
બ્રહ્માઆદિ ભુવનકે સ્વામી વહાભી સ્થિર ન રહાનાહે ઘર૦
દાસ મુકુદ આશા તજ જુઠી શ્રીહરિચરન ઠીકાનાહે ઘર૦ ૪

પદ ૨

આવેગે જમ આવેગે હરિભજન વિના જમ આવેગે ટેક૦
હરિજન દેખકે હાસી કરત વાકે મુખમ આગ જરાવેગે હરિ૦ ૧
કીર્તન કથારી સુને નહિ તાકે શ્રવનમેં સીસા ઠરાવેગે હરિ૦ ૨
કર્મ વિકર્મ કરે જીનકે હિત ઇનમેંસે કોઈ ન બચાવેગે હરિ૦ ૩
દાસ મુકુદ ચલો ગુરૂચરણે એક પલકમેં છોડાવેગે હરિ૦ ૪

પદ ૩

પાવેગે દુઃખ પાવેગે, હરિભજન વિના દુઃખ પાવેગે ટેક૦
દુર્લભ દેહ ભજન બીન તજકે, માર જમનકી ખાવેગે હરિ૦ ૧
જમકે મનમેં મહેર ન આવે, કાટામાંહી ચલાવેગે હરિ૦ ૨
પરનારીપ્રસંગ કરે વાકુ, લોહસ્થભ લપટાવેગે હરિ૦ ૩
દાસ મુકુંદ વાસ હરિચરણે, ઇન મારગમેં ન આવેગે. હરિ૦ ૪

પદ ૪

તારેગે સંત તારેગે, ભવજળમેં બુડત સંત તારેગે. ટેક૦
જન્મ મરણ ભય તબહી ભાગે, સત સાધુ ઉર ધારેગે ભવ૦ ૧
જે તરી ગએ સો સતસમાગમ, અબહી સત ઉદ્ધારેગે ભવ૦ ૨
સંત શબ્દકુ જો લોપી ચલેગે, આગે બહુત સભારેગે. ભવ૦ ૩
દાસ મુકુંદ નાવ સત્સગત, પલમેં પાર ઉતારેગે. ભવ૦ ૪

## राग लावणी.

જગતમેં જીવના થોરા, મ ભૂલે દેખી તન ગોરા;
ખડા શીર કાળ સા વેરી, કરેગા ખાખકી ઢેરી ૧
કરમકુ સમજકે કરના, શિરે નીજ ભાર ના ભરના;
કાગદ નીકસતહી જબહી, કઠિન હે બોલના તબહી ૨
નહિ તહા સગા કોઉ અપના, અગ્નિકી ઝાળમેં તપના;
લેખા જમરાજ જબ કરહી, કીયે કૃત ભોગને પરહી ૩
બ્રહ્માનદ કહત હે તુમકું, ન દીજે દોષ અબ હમકુ,
પોકારે પીટકે તાલી, જાયગા હાથ લે ખાલી. ૪

પદ ૨

સમજ એ મૂઢ મતિહીના, મનુષ્ય તન પાય ક્યા કીના;
ભજ્યા નહિ કૃષ્ણકું કબહી, આયુષ્ય તેરી વીત ગઈ સબહી ૧
બાલાપન ખેલમેં બીતા, હરિકા ભજન નહિ કિતા,
જુવાપન ત્રીયાસગ ખોયા, વૃદ્ધાપન નિર્બળા હોયા. ૨

પિતા અરૂ માત સુત નારી, માયાકી ફાસી હે ભારી,
ઘોડા અરૂ બેન રથ હાથી નહિ કોઈ અપના સાથી ૩
બ્રહ્માનંદ કહત સત્ય બાની ચલી ચઢ જાત જીંદગાની,
તાતે તું ચેતરે અંધા, જગતકી જાળમેં બંધા ૪

પદ ૩

સાંઇકું ભૂલકે બંદે, તુ ગાફલ હો રહા ગંદે,
ખજીના પાપકા કીના, ધર્મકા રાહ નહિ ચીના ૧
કેતા દિન કરેગા મોજુ, ચડી હે કાળકી ફોજુ,
પકડકે લીયા કે લીના, જાયગા હાથ લે રીતા ૨
ધરે રહે ધામ ધન ધરની, ગીયા રહે આપકી પરની,
ધરે રહે છોકરા છોરી લે જાવે ટાર ગને દોરી ૩
બ્રહ્માનંદ કહત હે સાચી, યામે તીલભાર નહિ કાચી,
સબનકુ છોડકે જાના, જમનકા માર શીર ખાના ૪

પદ ૪

અજ્ઞાની સમજ કયા સુતા, જમુકા ખાયગા જુતા,
તહા શીર ધુની પસતાવે, ધની વિન કોન છોડાવે ૧
લીયા નહિ સતકા શરના, શીખ્યા એક ઉદરકા ભરના,
રહ્યા પરનારસેં રાજી, ગઇ સબ હાથસેં બાજી ૨
માયા અતિ પાપસેં જોડી, ચલે નહિ સંગ એક કોડી,
આગે તો કઠિન હે રસ્તા જાયગા હાથકુ ઘસતા ૩
બ્રહ્માનંદ કહત હે ભાઇ, ભજો હરિચરન લે'લાઈ,
મટે સબ જન્મકા ફંદા કરે જો મહેર મંજચંદા ૪

## राग धोळ.

માનો મળી છે મોંઘી વાત, આવી તે ન હારજોરે,
કરી જતન દિવસ રાત, સુતા બેઠા સંભાળજોરે ૧
સાચો મળ્યો છે સતસંગ, અંગે અચળ કરી રાખજોરે,
રખે ચડે બીજાનો રંગ એનુ ડહાપણુ દૂર નાખજોરે ૨

લઈ બેઠા છો મોટો લાભ, ભેટી પૂરણ બ્રહ્મનેરે,
નહિતો દુઃખનો છગત ડાભ, માની લેજો એ મર્મનેરે 3
આજ પામ્યા છો આનંદ વામ્યા દારૂણ દુઃખનેરે,
એમ કહે નિષ્કુળાનંદ, રખે મૂક્તા એવા સુખનેરે ૪

પદ ૨

બહુ મોંઘા છે ઘનશ્યામ, ના'વે નજરે તમને કોઇનેરે,
અક્ષરવાસી આઠો જામ, જેને રહ્યા છે અખંડ જોઇનેરે ૧
અતી થઇને દીન આધીન, નિત્ય નમાવે છે શીશનેરે,
લગની લગાડી રહે લીન, જોઈ રહ્યા છે જગદીશનેરે ૨
એવા મુક્તને મળવા કાજ મોટા ઈચ્છે છે મનમાંરે,
શિવ બ્રહ્મા ને સુરરાજ, તે તો તલસે છે તનમાંરે ૩
એવા દેવતાના દર્શન, થાતા નથી થોડી વાતમાંરે,
નિષ્કુળાનંદ વિચારો મન, આવો હસી બેસો એકાંતમાંરે ૪

પદ ૩

ક્યિાં જીવ ક્યિાં જગદીશ જાણો જુજવી એ વાત છેરે,
મર આપીયે સો સો શીશ, તોય વણમળ્યાની વાત છેરે ૧
ક્યિાં કીડી કરી મેળાપ ભેળો થાવા ભારે ભેદ છેરે,
ક્યિાં પૂરણ પુરૂષોત્તમ આપ, ક્યિાં જીવ જેને બહુ કેદ છેરે ૨
અતી અણમળ્યાનું એહ, મળતું માયિક અમાયિકનેરે,
તે તો દયા કરી ધરી દેહ આવે ઉદ્ધારવા અનેકનેરે ૩
ત્યારે થાય એનો મેળાપ જ્યારે નરતન ધરે નાથજીરે,
નિષ્કુળાનંદ કહે આપ, ત્યારે મળાય એને સાથજીરે ૪

પદ ૪

એવા મળ્યા છે મહારાજ, જે કોઈ સર્વેના શ્યામ છેરે,
વળી રાજા એ અધિરાજ, એને આધારે સૌ ધામ છેરે ૧
ધામધામના જે રહેનાર, હાજર રહે છે જોડી હાથનેરે,
કરી આરત્યે સુ ઉચ્ચાર, શીશ નમાવે છે નાથનેરે ૨

શિવ બ્રહ્મા ને સુરેશ દેવ અદેવ રહે છે ડરનારે
જેની આજ્ઞામાં અહોનિશ શશી સૂર્ય રહે છે ફરનારે ૩
કંપે કાળ માયા મનમાંય અતિ ઘણું અંતરમાંરે
કહે નિષ્કુળાનંદ ગાય તે પણ ડરને તેના ડરમાંરે ૪

પદ ૫

એની આગળ જે આપણ કોણ ગણતીમાં આવીયેરે
શીદ ડોળીને ડહાપણ સમજુ શ્યાણા દેખાવીયેરે ૧
જેણે રચ્યું છે આ જગત જેને નથી જાતનું,
જોતાં સુઘડાઈ જાય મત એવું કર્યું ભાતભાતનુંરે ૨
એને કયું એવું એક, થાય નહિ જરૂર ન ગીએરે
વણકર્યે એ વિવેક શીદ અભિમાન આણીયેરે ૩
મેલી ડહાપણ ભોળાપણ રહીએ દાસના દાસ થઇનેરે
કહે નિષ્કુળાનંદ આપણ તો બેસીયે લાભ લઇનેરે ૪

પદ ૬

જે જે હરિયે કર્યું હેત એવું કરે કોણ આપ રે
માત તાત સગા સમેત માન્યા સનેહી ભોળાપ રે ૧
જેને ગર્ભવાસની ત્રાસ ટળે કેમ ટાળી કોઇનીરે
તે પણ ટાળીને અવિનાશ રાખે ખબર અન્ન તોયનીરે ૨
વળી સમે સમે સભાળ જાણે કરે હરિજનનીરે
બીજી એવું કોણ દયાળ કરે મનાય નહિ મનનેરે ૩
એમ સમજ્યા વિના જન આવે ઉન્મત્તાઈ અંગમાંરે
કહે નિષ્કુળાનંદ વચન પછી મન માને કુસંગમાંરે ૪

પદ ૭

જ્યારે ગણ્યો પોતામાં ગુણ જાણ્યું ગુ પણ છઉં કોઈ કામનોરે
ત્યારે કહોને વચ્યો કોણ લેતા આશરો સુંદર શ્યામનોરે ૧
જ્યારે કરે દીનતા ત્યાગ અને લીધો અહંકારનેર
ત્યારે મળ્યો માયાને લાગ ખરો કરવા ખુવારનેરે ૨

પછી પ્રભુ પામવા કાજ, જે જે કર્યું આ જગમાંરે;
તે તો સર્વે ખોયો સાજ, પડ્યો ઠાકકો જઈ ઠગમાંરે. ३
એવા મુરખની મીરાંત, એને અર્થે નથી આવતીરે;
કહે નિષ્કુળાનંદ વાત, હરિભક્તને મન ભાવતીરે. ४

પદ ૮

આવી અરથની જે વાત, કોયે નર ઉતારે અંગમાંરે;
ત્યારે સુખી થાશે સાક્ષાત, પછે સમજી સતસંગમાંરે. १
થઇ ગરીબ ને ગરજવાન, શિષ્ય થઇ રહે સર્વેનોરે;
મેલી મમતા ને માન, ત્યાગ કરે તન ગર્વનોરે. २
ખોળા ખોટય ન રાખે કોઈ, ભલી ભક્તિ ભજાવવારે;
એક રહે અંતરમાંહી, તાન પ્રભુને રીઝાવવારે. ३
એવા ઉપર શ્રીઘનશ્યામ, સદા સર્વદા રાજી રહેછેરે;
સરે નિષ્કુળાનંદ કામ, એમ સર્વે સંત કહેછેરે. ४

## राग परज.

સંતો સાંભળો સાચી વારતા, નથી લીધો આ ભુખ્યે ભેખરે;
જનુનીનો જાયો કહું છું, અવશ્ય હતો હું એકરે. સંતો० १
ગાડું બળદ ગાય ને ઘોડી, ઢોખાં હતાં દશ બારરે;
પાંચ મળીને પુછતાં મુને, કરતો હું કારભારરે. સંતો० २
અન્ન ધન ધામ ને ધરણી, પરણી હતી ઘેરરે;
છોટાં છોટાં છોકરાં હતાં, હતી માતાજીની મે'રરે. સંતો० ३
ખાવા પીવાનું ખુબ જડતું, વસ્ત્રનો નહિ પારરે;
જોઇયે તેવા જોડા જડતા, તકે તકે તૈયારરે. સંતો० ४
એટલું મેલી અહિં આવ્યો છું, ઉર કરી વિચારરે;
ભુખે મરતાં ભેખ લીએછે, ગણશો નહિ એની હારરે. સંતો० ५
જ્ઞાન વૈરાગ્યે ગળે ઝાલ્યો, ક્યાંઈ ન ચોંટયું ચિત્તરે;
નિષ્કુળાનંદ કહે નહિ કહું તો, જોડશો મારૂં ગીતરે. સંતો० ६

## राग गरबी.

અરજ કરેછે અબળા તે ઉર ધારોરે વ્હાલાજી;
વાલપણું વાલમજી માં વિસારો મારા વ્હાલાજી.
પડવે મારા પ્રાણ લઇને પધાર્યારે વ્હાલાજી;
મને રહતી મેલી ન રહ્યા કોઇના વાર્યા મારા વ્હાલાજી. ૧
બીજે કયાં જઈ વસીયા રંગના રસીયારે વ્હાલાજી;
ઉદે થયા આવીને ગોકુળ શસીયા મારા વ્હાલાજી. ૨
ત્રીજે તમને જોવાને જીવનરે વ્હાલાજી;
આકુળ વ્યાકુળ થાયછે મારૂં મન મારા વ્હાલાજી. ૩
ચોથે તમને ચારે દિશે જોઉંરે વ્હાલાજી;
મેહેની મારી વ્યાકુળ થઇને રોઉં મારા વ્હાલાજી. ૪
પાંચમે પધારો મારે ઘેરરે વ્હાલાજી;
અબળા ઉપર રાખો કાંઈક મહેર મારા વ્હાલાજી. ૫
છઠે આવો છેલા છોગલાં મેલીરે વ્હાલાજી;
જોવા સારૂ તલખે સહુ સાહેલી મારા વ્હાલાજી. ૬
સાતમે આવો તો શોભા કરીએરે વ્હાલાજી;
હાર પહેરાવી સુંદર છોગલાં ધરીયે મારા વ્હાલાજી. ૭
આઠમે આવોને પ્રાણઆધારરે વ્હાલાજી;
કાંઈ કરુણા રાખો કેસરના અસ્વાર મારા વ્હાલાજી. ૮
નોમે નવલા નેહ વધારો આવીરે વ્હાલાજી;
સુખ આપો શામળીયાજી બોલાવી મારા વ્હાલાજી. ૯
દશમે દુઃખીયાં કીધાં સૌ નરનારીરે વ્હાલાજી;
આ કયાંથી આવી પૂતનાસમ હત્યારી મારા વ્હાલાજી. ૧૦
એકાદશીનો ઉત્સવ આવ્યો આજરે વ્હાલાજી;
આવો મુનિમંડળને દર્શન દેવાકાજ મારા વ્હાલાજી. ૧૧
બારસે બહુ ભાત કર્યા મેં થાળરે વ્હાલાજી;
તમે જમવા સારૂ આવો દીનદયાળ મારા વ્હાલાજી. ૧૨

તેરસે તમકાજે ઢોલીયો ઢાળીરે વ્હાલાજી;
બાટડલી જોઉં હું ચોક વાળી મારા વ્હાલાજી. ૧૩
ચૌદસે મને ચિંતા થાય છે ભારીરે વ્હાલાજી;
હરિ નવ આવ્યા મને શે વાંકે વિસારી મારા વ્હાલાજી. ૧૪
પુનમે પધારી પૂરણચંદરે વ્હાલાજી;
વદન વિલોકી સહુ પામે આનંદ મારા વ્હાલાજી. ૧૫
મનના મનોરથ કરજો મારા પુરારે વ્હાલાજી;
નિજજનના કારજ કરવામાં છો શુરા મારા વ્હાલાજી. ૧૬
તિથીયો ગાઇને પ્રેમાનંદ એ માગેરે વ્હાલાજી;
રહો સહજાનંદજી આંખડલીની આગે. મારા વ્હાલાજી. ૧૭

## राग गरबी.

કહાને સંદેશો વ્રજનારરે, ઉદ્ધવજી સાથે;
થયા નિરદયી નંદકુમારરે, ઉદ્ધવ અમ માથે.
ઉદ્ધવ કહેજો એટલુંરે, જઇને જીવન પાસ;
દલાસે દુખીયાં થયાં, રહ્યાં કપટીને વિશ્વાસરે. ઉદ્ધવ૦ ૧
ચઇતરે ચિંતા થઈ ઘણીરે, શીયો કરૂ ઉપાય;
વિયોગે વીલખી ફરૂં, મારા પાપી પ્રાણ ન જાયરે. ઉદ્ધવ૦ ૨
વૈશાખે વરસે ઘણીરે, ગ્રીષ્મ ઋતુની ઝાળ;
નીર વિના જેમ માછલી, તેમ દુઃખીયાં અમે ગોપાળરે. ઉદ્ધવ૦ ૩
જેઠે જાણું નહિ જીવશુંરે, જાદવ વિના જરૂર;
દાહ દેવાને મેલજો, તમે વળી વ્હેલો અક્રૂરરે. ઉદ્ધવ૦ ૪
નાવ્યા અષાડે નાથજીરે, ગરજ્યો મેઘ અપાર;
વિદેશી વીલમી રહ્યા, કોઈ મળીરે ઠગારી નારરે. ઉદ્ધવ૦ ૫
શ્રાવણ વરસે સરવડેરે, બોલે ચાતક મોર;
કોકીલા કોકે ઘણું, મુને વિરહ સતાવે છે જોરરે. ઉદ્ધવ૦ ૬
રેણ અંધારી હું એકલીરે, ગરજે ભાદર માસ;
વીજળી ચમકા કરે, નહિ પ્રાણ રહ્યાની આશરે. ઉદ્ધવ૦ ૭

આસો લાગી લાલની, જેમ સુંદર ચંદ્રચકોર;
જીવન જમના કાંઠડે, કેદી મળશો નંદકિશોરરે ઉદ્ધવ૦ ૮
કારતક માસે કહાવીયું, કપટ વચન બળવીર;
દિવાળી દુઃખમાં ગઈ, નહિ આવ્યા શ્યામશરીરરે ઉદ્ધવ૦ ૯
માગશર માસે નહિ મળે, મોહન સુંદર શ્યામ;
પ્રાણસહિત અમે ત્યાગશું, ઉદ્ધવજી ગોકુળ ગામરે ઉદ્ધવ૦ ૧૦
પોષે પહેરી ચાલશું, જોગણીયોનો વેષ;
આવીને જગાડશું, અમે મથુરાંપુરીમાં અલેખરે ઉદ્ધવ૦ ૧૧
માઘે મોહન કારણે, મેલી લોકની લાજ;
જોગણ થઈ વ્રજવનિતા, તમે આવો જોવા વ્રજરાજરે ઉદ્ધવ૦ ૧૨
ફાગણ ફુલ્યો ફુલડે, ફુલ્યા આંબા મોર;
વિરહિની અંતર વેધવા, ફુલ્યાં કેસુ નાહર નોરરે ઉદ્ધવ૦ ૧૩
અધિક માસે આવિયા, રામકૃષ્ણની જોડ;
પ્રાણસનેહી શામળે, પુર્યાં પ્રેમાનંદના કોડરે. ઉદ્ધવ૦ ૧૪

## राग गरबी.

સુણો ચતુર સુજાણ, એમ ન ઘટેરે તમને દીનાનાથજી;
મારા પ્રાણના આધાર, જેમ રાખો તેમ રહીયે વચનને સાથજી.સુ૦ ટે

અમે તમકારણ સહ્યા મેણાં, નાથ નીરખવા ને સુણવા વેણાં;
અમે તૃપ્ત નવ કીધાં નેણાં સુણો૦ ૧

અમે લોકલાજ કુળની લોપી, કહેવાયા ગીરધરની ગોપી;
અમે તમકારણ પહેરી ટોપી સુણો૦ ૨

પહેલી પ્રીત કરી શીદને આગે, દુધ દેખાડીને માર્યા ડાંગે;
પછે તેને તે કેવું વસમું લાગે સુણો૦ ૩

કાંઈ દયા આવે તો દર્શન દેજો, નહિતો અખંડ અંતરમાં રહેજો;
એમ શ્રીરંગના સ્વામીને કહેજો સુણો૦ ૪

## राग गरबी.

### પદ ૧

જનમ સુધાર્યો રે મારો, મળીયા નટવર નંદદુલારો ૧
કરૂણા અતિશે રે કીધી, ભવજળ બુડતા બાહ્ય ગ્રહી લીધી ૨
મુજપર અઢળક રે ઢળીયા, કરૂણા કરી ઘરબેઠા મળીયા ૩
મન દ્રઢ કરીયુ રે મોરારી, હવે હું થઈ રહી જગથી ન્યારી ૪
આનંદ ઉરમા રે ભારી શીરપર ગાજે ગીરિવરધારી. ૫
નીરભેની નોબત રે વાગી, કહે મુક્તાનંદ ભ્રમણા ભાગી ૬

### પદ ૨.

ભ્રમણા ભાગી રે હૈયાની, નથી એ કેને વાત કહ્યાની ૧
વીતી હોય તે રે જાણે અણસમઝયા મન ઈર્ષ્યા આણે ૨
જે રસ મુનિવર રે માણે વ્હાલે મારે સુગમ કર્યો આ ટાણે ૩
પ્રેમી જનનો રે પ્યારો, મુજને મળીયો નંદદુલારો ૪
મહારસ મુજને રે આપ્યો, સંશય ભરમ સમૂળો કાપ્યો ૫
હવે હું મહાસુખ રે પામી વરીયા મુક્તાનંદના સ્વામી. ૬

### પદ ૩

મહાસુખ મુજને રે આપ્યુ, યોનિસંકટ જમદુઃખ કાપ્યુ ૧
પુણ્ય પુરવને રે મળીયા, મળતા તાપ હ્રદાના ટળીયા ૨
દર્શન દુર્લભ રે પામી હવે મારી સકળ વેદના વામી. ૩
આનંદ ઉરમા રે ભારી હવે હું ન રહું કોઈની વારી ૪
હરિસંગ હેતે રે બંધાણી હવે મુને ન ગમે બીજી વાણી ૫
અખંડ એવાતન રે દીધું, કહે મુક્તાનંદ કારજ સીધ્યુ ૬

### પદ ૪

બાંય ગ્રહીછે રે વ્હાલે કરૂણા કરી નટવર નંદલાલે ૧
હવે નહિ કોઈની રે ઓસીયાળી શીરપર પીડલવર વનમાળી ૨
સવગ્રહાના રે સ્વામી મુજને મળીયા અંતરજામી. ૩
ઘેર ઘેર લોકો રે કહેછે, એણે મુને નંદનંદનનું દેછે ૪

લાજ ન મનમા રે આણું, અતીશે ભાગ્ય ભલુ કરી જાણું ૫
કોઈવીધ ન રહી રે ખામી, મળીયા મુક્તાનંદના સ્વામી. ૬

## राग काफी गरबी.

પદ ૧

હરિ હૈયાના હારછો જી, તમે હરિ હૈયાના હાર છો;
સેજતણા શણગાર છોજી તમે૦
સુખથી શું ઘણુ કહીએ મોહનરે, પ્રાણતણા આધાર છોજી તમે૦ ૧
વાલપણામાં અતીશે વ્હાલારે, નટવર નંદકુમાર છોજી તમે૦ ૨
હરીજનીયનિ દૂર ઘણા છોરે, પ્રેમી તે જનના પ્રાર છોજી તમે૦ ૩
મુક્તાનંદ કહે નરનાટક ધરીરે, શરણાગતના સાર છોજી તમે૦ ૪

પદ ૨.

નયણાં ઠરેછે જોઇનેરે, મારાં નયણાં ઠરેછે જોઇને;
રહીશુ મોહનસંગ મોહીનેરે મારાં૦
જે દિનમાં દર્શન નવ પામુરે, તે દિન વીતે રોઇનેરે મારાં૦ ૧
લોકડીયાની લાજ ન રાખુરે, કૈ' મર વેણે વગોઇનેરે મારાં૦ ૨
શ્યામ વિના હુ ચૌદ ભુવનમાંરે, રંગે ન રાચું કોઇનેરે મારા૦ ૩
મુક્તાનંદ મોહનવર પામીરે, કુળમરજાદા ખોઇનેરે મારા૦ ૪

પદ ૩

મોહ્યુ નયણુની સાનમાંરે, મન મોહ્યુ નયણુની સાનમાં;
વાસલડીના તાનમાંરે મન૦
કામ ને કાજ સુને કાંઈ નવ સુઝેરે, ગિરધરજીના ગાનમાંરે મન૦ ૧
આંખડલી અણીયાળી જોઇનેરે, કુંડળની છબી કાનમાંરે મન૦ ૨
મન ગમે તેમ મુખથી બોલુરે, જાણે બેઠી છું રાનમાંરે મન૦ ૩
મુક્તાનંદ કહે થઈ મતવાલીરે, વાલમજીના વાનમાંરે. મન૦ ૪

પદ ૪

કાનુડાસંગ મન લાગ્યું, સૈયર મારૂ કાનુડા સગ મન લાગ્યું;
મેહેતું તે બાણુ ઉર વાગ્યુ સૈયર૦

શ્યામ વિના હું ચોદ ભુવનમાંરે, અળગી નવ અનુરાગુ સૈયર૦ ૧
મોહનવર સાથે મન માન્યુરે, બીજુ તે કાંઈ નવ માગુ સૈયર૦ ૨
ફુલડે સેજ સમારી સુંદરરે, વાટડી જોઈ જોઈ જાગુ સૈયર૦ ૩
મુક્તાનંદ મોહનવર મળતાંરે, જન્મ મરણ દુ ખ ભાગ્યુ સૈયર૦ ૪

## राग गरबी

### પદ ૧

વ્હાલા રમઝમ કરતા કહાન, મારે ઘેર આવોરે,
આશા પુરી કરવા કોડ, હસીને બોલાવોરે ૧
મારે તમસંગ લાગી પ્રીત, શ્યામ સોહાગીરે,
મેંતો તમસંગ રમવા કાજ, લજ્જા ત્યાગીરે ૨
વ્હાલા અબળા ઉપર મહેર, કરજો મોરારીરે,
હુતો જન્મોજનમની નાથ, દાસી તમારીરે ૩
મારા પ્રાણતણા આધાર પ્રિતમ પ્યારારે,
પળ રહો મા નટવર નાથ, મુજથી ન્યારારે ૪
આવો છોગા મેલીને શ્યામ, ધડક મ ધારોરે,
મેંતો ફુલડે સમારી સેજ, શ્યામ સુધારોરે ૫
વ્હાલા નયણાંતણુ ફળ નાથ મુજને આપોરે,
મુક્તાનંદ કહે મહારાજ, દુ ખડા કાપોરે ૬

### પદ ૨

હુતો છું ઘણી નગણી નાર તોય તમારીરે,
તમે ગુણસાગર ગોપાળ, દેવ મોરારીરે ૧
મુને કરી પોતાની કહાન દોષ ન જોયારે
તમે ગુણગ્રાહક ગોપાળ, મુજપર મોહ્યારે ૨
તમે શ્યામ સુંદર સુખરૂપ, કુંજવિહારીરે
મારે મંદિર આવો માવ, તમપર વારીરે ૩
મુને કરી કૃતારથ કહાન શ્યામ સોહાગીરે
મારે ભવની ભાવટ આજ, સરવે ભાગીરે ૪

મારે અમૃત વર્ષ્યા મેહ, થઈ અનુરાગીરે,
મારી તમસંગ ત્રિભુવનરાય લગની લાગીરે. ૫
મારા પુણ્યતણો નહિ પાર, તમસંગ મળતાંરે,
મુક્તાનંદ કહે મહારાજ, અંતર ટળતાંરે. ૬

પદ ૩

મારૂં મનગમતું કરી માવ, સુખડું દીધુંરે,
મારૂં મંદિરીયું મહારાજ, વૈકુંઠ કીધુંરે ૧
હવે રહો રસીયા દિનરાત, કરી મન હેતુંરે,
મુને મળી ચિંતામણિ શ્યામ, દુઃખ નહિ વેઠુંરે ૨
મુને સર્વે રૈયરમાં શ્યામ, કીધી સમોતીરે,
મારા હૈડા કેરી હામ, સર્વે પોતીરે ૩
વ્હાલા મુજ નગણીપર નાથ, અઢળક ઢળીયારે,
તમે એકાંતે અનુભેલ, આવીને મળીયારે ૪
મુને મુખથી દીધો તંબોળ હસીને બોલાવીરે,
મારા મનની ઈચ્છા આજ, સઘળી આવીરે ૫
તમે રસીયાજી રસરીત શું સુખ આપ્યુંરે,
મુક્તાનંદ કહે મહારાજ, દુઃખડું કાપ્યુંરે ૬

પદ ૪

મારા મંદિરીયામાં માવ, મોંજુ માણોરે,
મને શું કરશે સંસાર ધડક મ આણોરે ૧
હુતો તરણાતુલ્ય સંસાર, સઘળો જાણુંરે,
વ્હાલા એક તમારી બીક, ઉરમાં આણુંરે. ૨
તમે ભૂપતણા છો ભૂપ મહા સુખકારીરે;
વ્હાલા તન મન ધન પરિવાર તમપર વારીરે ૩
તોય અધર અમૃતથી નાથ, હું ન ધરાવુંરે,
વ્હાલા નિત્ય નૌત્તમ શણગાર, સજી સુખ આપુંરે ૪

તમે રસીયા રંગની રેલ, વ્હાલમ વાળીરે,
હુતો મગન થઈ મસ્તાન, સુખડુ માળીરે ૫
મુને આપ્યો અખંડ સુહાગ, કુંજવિહારીરે,
મુક્તાનંદ કહે મહારાજ, જાઉં બલિહારીરે ૬

## राग मल्हाड.

પદ ૧.

માણકીએ ચડ્યારે મોહન વનમાળી, શોભે રૂડી કરમા લગામ રૂપાળી મા૦
માણીગર સૌને કહેછે થાઓ તૈયાર, મુની વરણી પદાતી ને અસવાર,
મતપુરી જાવા કર્યો નીરધાર મા૦ ૧
કેસર ભેરી બોદલી ને ફુલમાળ, તાજણ તીખી વાગરીનો ઘણો તાલ,
શોભે ઘણા વ્હાલા લાગે છે મરાળ મા૦ ૨
પ્રેમી ભક્ત વિનતી કરે દોડી દોડી, લોહચમક વૃત્તિ મુરતીમા જોડી,
નથી જાતી દરબારમાથી ઘોડી મા૦ ૩
આજ્ઞા આપો અમે જઇએ મતપુરી, જાવો પ્રભુ રામનવમી નથી દૂરી,
સેવક દાસ પ્રેમાનંદ હજુરી મા૦ ૪

પદ ૨

વાલમજી વ્હેલા વળજો ગઢપુરે, મતપુરી નથી દેશાતર દુરે, વાલ૦
માણકીનો વેગ દેખ્યો સુણ્યો કોઇ, આકાશેથી તારો ખર્યો જાણ્યુ જોઇ,
ગરૂડલાજ લોપી માણકીએ સોઈ વા૧૦ ૧
મનવેગે ગાઉ જઇ રહ્યા રાત, સીંજીવાડે સ્વામી ગયા પરભાત
હા હા કરતા વડતાલમા ગઈ વાત વા૧૦ ૨
મતપુરી હાર કીધો રઆનદ, સામઈયે ચાલો આવ્યા જગવંદ,
ભલે ભલે સ્વામી તમે સહજાનંદ વા૧૦ ૩
વાજા વાગે આવ્યા નારાયણસ્વામી, સભામધ્યે શોભે હેલી બહુનામી,
પ્રેમાનદ કહે અક્ષરધામના ધામી વા૧૦ ૪

પદ ૩

ઢોલરીયો જમવા ઉઠ્યા રંગરેલ, માણીગર અજબ બન્યો અલબેલ ઢો૦

જમ્યા વ્હાલો સંતને પીરસવા આવ્યા, મોતીચુર થાળ ભરીને મગાવ્યા;
પાચવાર ફર્યા સંતને હરાવ્યા ડો૦ ૧
પોઢ્યા વ્હાલો બંગલે જઈને સુખકારી, જાગ્યા સાંજે સભા કરી ઓટેસારી,
ધન્ય ધન્ય એ આંબા અઘહારી ડો૦ ૨
જુગલ કુંડ રંગના કરાવેલ તાલ, ત્યાં તો શોભે ઙર્વી ઘણી વિશાળ;
આવ્યા સંત ઘણા ઘણા સાયકાળ ડો૦ ૩
દર્શન બહુ આપ્યાં તમે સુખધામ, ઘોડે ચડી સંઘમા ફર્યા ઘનશ્યામ;
પ્રેમાનંદ કહે બંગલે ગયા ભગવાન. ડો૦ ૪

પદ ૪

સવારે ગોમતી ગયા ભગવાન, રટે ત્રણ લોક નારાયણનામ. સવારે૦
આજ રામનવમી જનનો હીલોલ, સતસંગી સર્વે કરે છે કીલોલ,
ગાન તાન ઉછવ ઝાંઝ ઝકોળ સવારે૦ ૧
આવ્યા હેલી મદિરમા મતવાલો, સંતસભા મધ્યે શોભે ધર્મલાલો;
સતસગી પુજા કરવાને ચાલો સવારે૦ ૨
પૂજા કરી આરતી ભક્ત ઉતારે, સંતસભા મૂર્તિને અંતરમાં ધારે;
રઢીયાળો લટકા કરીને રીઝાવે સવારે૦ ૩
દશ દિવસ જમી જમાડ્યા સીધાવ્યા, વ્રતપુરીવાસી ગઢપુરે આવ્યા;
પ્રેમાનંદ કહે મોંઘે મોતીડે વધાવ્યા સવારે૦ ૪

## राग गरबी.

પદ ૧

મારૂં મન મોહનસંગ માન્યુ, છપાર્યું કેમ કરી રહે છાનું રે ૧
શામળીયે સભાળી લીધી, સૈયરમા સમોતી કીધી રે ૨
આજ મારૂં ભાગ્ય ભલુ હેલી, બધાણી બળવંત સંગ બેલી રે ૩
હવે નહિ હીલુખ્ય મન આણુ, છબીલાસંગે સુખ માણુ રે. ૪
બળવંત બાલ ગ્રહી મારી, હવે હું જગથી થઈ ન્યારી રે. ૫
હવે હુતો પૂરણ સુખ પામી, મળ્યા મુક્તાનંદના સ્વામી રે ૬

પદ ૨.

અખંડ રહો મંદિરિયે મારે, મોહી હુંતો છોગલીયે તારે રે ૧
પાઘલડી પેચાળી સારી, કલંગી તોરાપર વારી રે. ૨
કાનુમાં કુંડળીયાં શોભે, જોઇ જોઇ મન મારૂ લોભે રે. ૩
શોભો છો વનમાળા પહેરી, વાંસડલી વાતા મુખ ઘેરી રે ૪
શોભો છો પીતાંબર ધારી, અનુપમ લટકાંપર વારી રે. ૫
ન મેલું એક ઘડી ન્યારા, પ્રગટ મુક્તાનંદના પ્યારા રે. ૬

પદ ૩.

સુંદરવર સેજલડી આવો, દાઝલડી મહની બુઝાવો રે. ૧
સજી મેંતો સેજલડી સારી, કે તમસંગ રમવા મોરારી રે. ૨
મુજપર મહેર કરો વ્હાલા, લોભાણો શું નટવર કાલા રે ૩
અંગોઅંગ આલીંગન લીજે, કે મુજને પોતાની કીજે રે ૪
લાગી મુને લાલચડી તારી, કેમ કરી રહું નટવર ન્યારી રે ૫
કરો મનગમતું બહુનામી, સદા મુક્તાનંદના સ્વામી રે ૬

પદ ૪

બેઠી મુને બદલામી તારી, વિચારો ગુણવંત ગીરધારી રે. ૧
કહેછે સહુ કાનુડાવાળી, વજાડે લોકડીયા તાળી રે ૨
લાજડી કોઇની નવ લાજું, સહુના શીર ઉપર ગાજું રે. ૩
મારૂ મન તમ સાથે વળગ્યું, અધ ક્ષણુ નવ જાએ અળગું રે ૪
દલાસા દઈ દઇને વ્હાલા, રહો કેમ ન્યારા નંદલાલા રે ૫
મારે ઘેર રસીયા રહો રંગી, સદા મુક્તાનંદના સંગી રે ૬

પદ ૫

આવો હરિ પૂછું એકાંતે, રમીયા કે સંગે રાતે રે ૧
કે સાથે મન મીન્યુ વ્હાલા, કહો સત્ય બોલી નંદલાલા રે ૨
ઘેરાણાં નિદ્રામા નેણાં, બોલો છો બી'તા મુખ વેણાં રે ૩
કપોળે કાજળ કહો કયાંથી, ચોળાણા સરખા પણ ત્યાથી રે ૪
હૈયામાં હાર ઘણા ખુંતા, શામળીયા કે સંગે સુતા રે. ૫
પૂછુ છું ચરણે શીર નામી, કહો મુક્તાનંદના સ્વામી રે. ૬

પદ ૬

શ્યામળિયા સત્ય કહો અમને, અમે નહિ કહીએ કાંઈ તમને રે. ૧
પીતાંબર કયાં પલટયું કાના, નીલાંબર લઈ આવ્યા છાનારે. ૨
વાંસલડી વાલમ કયાં ભુલ્યા, ફરો છો વેલણ લઈ ફુલ્યારે. ૩
મોજડીયું કહો કયાં વિસારી, કુમકિયાળી ચરણે ધારીરે. ૪
અંગોઅંગ જુઓ વેષ વારી, હસે છે જોઈ જોઈ વ્રજનારીરે. ૫
કહ્યા વિના વાત પડી બા'રી, છબીપર મુક્તાનંદ વારીરે. ૬

## राग गरवी.

પદ ૧.

લટકાળા તારે લટકેરે, લેરખડા હું લોભાણી;
વાસલડી કેરે કટકેરે, ચિત્તડાને લીધું તાણી. ૧
છોગલીયુ તારૂં છેલારે, આવી અટકયું અંતરમાં;
વણ દીઠે રગના રેલારે, બેઠી અકળાઉં ઘરમાં. ૨
રાતી આંખડલીની રેખુંરે, મનડામાં ખુંતી મારે;
ડોલરીયા હું નવ દેખુંરે, જંપ નથી થાતો ત્યારે. ૩
મરમાળી મૂરતિ તારીરે, વ્હાલમ મારે ચિત્ત ચડી;
બ્રહ્માનંદના હાર હજારીરે, કેમ કરી મેલું એક ઘડી ૪

પદ ૨.

રૂડુ ભાલતિલક રૂપાળુંરે, કોડે કીધુ કેશરનું;
લાવે હુ સુંદર ભાળુંરે, કામડલું મેલી ઘરનું ૧
વાંકી ભ્રકુટી જોઈ વનમાળીરે, મારૂં લોભાણું મનડું;
મોહન નાસા મરમાળીરે, દીપલી વેળાનું ધનડુ. ૨
તારાં લોચનીયાં નંદલાલારે, રંગભીનાં રંગનાં ભરીયાં;
વ્રજજીવન નટવર વહાલારે, ગુણીયલ અંતરમાં ગરીયાં ૩
લટકાળા મોહની લાગીરે, ભાવે મુખડું ભાળીને;
બ્રહ્માનંદના શ્યામ સુહાગીરે, બેઠી જગભય ટાળીને. ૪

પદ ૩

માણીગર મોલીડુ તારૂંરે, સુંદર ફુલડેથી છાયુ,
મોહન તેમા મન મારૂંરે, ઠીક કરીને ઠેરાયુ ૧
રૂપાળુ રંગનુ ભરીયુંરે, શોભે કોયુ સોનેરી
છોગ લીધુ નૌત્તમ ધરીયુંરે, લાડકડા વ્હાલમ લેરી ૨
કાન્જુ નવલ કલગી નીરખીરે, ચિત્તડામા લાગી ચટકી,
થઇ ગઇ દીવાની સરખીરે, લોકલજ્જા સરવે પટકી ૩
બહુ અંતરમા રસબસીયુંરે, ગરક કસુંબે બોળાડુ
બ્રહ્માનંદના મનમા વસીયુંરે, મોહન તારૂં મોલીડુ ૪

પદ ૪

વ્રજજીવન શ્યામ વિહારીરે, લાવણ્યમા હુ લેવાણી
એતો મેલ્યો જગ વિસારીરે, કહાનડ તારી કે'વાણી ૧
સુંદરવર રંગડો ચડીયોરે, મરમાળા મોહન તારો
જગ તૃણસરખો ત્રેવડીયોરે, કુણ માને એનો ડારો ૨
મારે તમથી પ્રીતિ બાંધીરે, કોઈની શંકા કેમ ધરૂ,
ચિંતામણી સુંદર લાધીરે, શાક થઇને શીદ ફરૂં ૩
તમસાથે રંગના ભીનારે દીલડુ માન્યુ ડોલરીયા
બ્રહ્માનંદના નાથ નવીનારે વહાલમ મેં તમને વરીયા ૪

## राग गरबी.

પદ ૧

સખી ગોકુળ ગામના ચોકમાંરે ખાંતે આવ્યો રસીઓ એવ
રમે રાસ રંગીલો રંગમાંરે ટેક
ચહુ કોરે સખાની મંડળીરે, ઉભા વચમા છેલો અલબેલ રમે૦ ૧
સખી ચાલોને જઇએ દેખવારે, વહાલે પહેર્યા છે વસ્ત્ર રોળીત રમે૦ ૨
તાળી પાડે રૂપાળી તાનમાંરે, સુખે ગાયે મનોહર ગીત રમે૦ ૩
શોભા બણી સલુણા શ્યામનીરે, ઉભી વ્રજની નારી જોવા કાજ રમે૦ ૪
હસી હેરે છબીનો હેતમાંરે બ્રહ્માનંદનો વ્હાલો વ્રજરાજ રમે૦ ૫

પદ ૨

સખી નદ મહરને આગણેરે, ગોપી આનદ મગળ ગાય,
છબી જોને સનેહી શ્યામનીરે — ટેક
મરમાળે અખાડો માગીયોરે, કાન્જુ આસોપાલવની છાય — છબી૦ ૧
વ્હાલે પ્રીત કરીને પેહેરીયોરે, રૂડો સોનેરી સુરવાળ — છબી૦ ૨
સખી ફરતા લાગે છે ફુટડીરે, ઝીણી અગરખીની ચાળ — છબી૦ ૩
બહુમુલી મોળીડુ બાધીયુરે, કાન્જુ ચળકે સોનેરી કોર — છબી૦ ૪
રૂડા લટકા કરે છે હાથનારે, બ્રહ્માનદનો વ્હાલો ચિત્તચોર — છબી૦ ૫

પદ ૩

સખી જોને ગોવાળાના સાથમાંરે વ્હાલો ફરે અલૌકિક ફેર
કહી શોભા ન જાય પ્યારા કહાનનીરે
છેલો ઠમકે માંડે પાવ ઠાવકારે, વાજે ઘુઘરડીનો ઘેર — કહી૦ ૧
છાયુ નવલ મોલીડુ ફુલ છોગનેરે, રાજે નવલ કલગી છબીદાર — કહી૦ ૨
રૂડો જામો પહેર્યો છે જરકસીરે, શોભે અગોઅગ શણગાર — કહી૦ ૩
રગભીના કહાના કેરી રાસનીરે છબી જોવા આવ્યા સુરવૃદ — કહી૦ ૪
સખી નવલ રગીની છબી ઉપરેરે, વારી જાય છે બ્રહ્માનદ — કહી૦ ૫

પદ ૪

સખી આજ ગઇતી હુતો પાણીએરે ઉભો છોગાવાળો રગછેલ
મુને વ્હાલો લાગે કુવર નદનોરે — ટેક
સખી જમુનાને આરે ઝીલતોરે જોઈ ભરવી ભૂલી જળહેલ — મુને૦ ૧
સખી મત્ર ભણીને નાખી મોહનીરે થઈ થકીત ન ચાલે મારા પાવ — મુને૦ ૨
સખી શુરે જાણ્યુ મુને શુ કર્યું રે મરમાળે રગીલે માવ — મુને૦ ૩
સખી એની અલૌકિક આખડીરે, મારે ચોટી છે ચિત્તડામાય — મુને૦ ૪
બ્રહ્માનદના વ્હાલાની મૂર્તિરે ઘડી છેટે મેલી કેમ જાય — મુને૦ ૫

## राग गरबी

પદ ૧

તારી મુખની લાવણ્યતા મીઠીરે મોહન વનમાળી,
એવી ત્રિભુવનમા નવ દીઠીરે, મૂરતિ મરમાળી — ટેક

ચટક રંગીના તારા મોલીડાને છેડે, મનડું ડોલે છે કેડે કેડેરે મો० १
રંગડો જામ્યો છે ફુલડાંનેરે તોરે, ભમર ભમે છે ચહું કોરેરે મો० २
ભાલ તિલક કેશર કેરું રાજે, મુખ જોઈ શશિયર લાજેરે. મો० ३
બ્રહ્માનંદ કહે સરવસ વારૂં, રૂપ જોઇને વ્હાલા તારૂંરે મો० ४

પદ ૨

તારા લટકા પ્યારા મુને લાગેરે, લહેરી લટકાળા,
હુંતો રીઝી સલુણા પેરે રાગેરે, છેલા છોગાળા
સુંદર નેણ કમળ દળ જેવી, ભ્રકુટી ભ્રમર રહ્યા સેવીરે લ० १
ગૌર કપોળ સુભગ તિન ગ્રાજી, કોમળ નાસા કાજીરે લ० २
અધર ઉપર જાણે ફક ઢળીયું, દાત દાડમ કેરી કળીયુંરે લ० ३
બ્રહ્માનંદ કહે સામું જોઇને, મનડું લીધું છે મારૂં મોઇનેરે લ० ४

પદ ૩

વ્હાલી લાગે છે મુખડાની વાણીરે, પ્રીતમજી પ્યારા,
મીઠે મરકલડે લોભાણીરે, સુંદરવર સારા
નટવર આડી નજરે નિહાળી, રંગડાની રેલું વાળીરે. પ્રી० १
મધુર મધુર મુખ હાસ કરીને, લીધા છે પ્રાણ હરીનેરે પ્રી० २
મનમોહન તારી નૌત્તમ મૂરતિ, નીમખ ન મેલું મારા ઉરથીરે પ્રી० ३
બ્રહ્માનંદ કહે રીઝી તારે રાગે, અહોનિશ રહેજો મારે આગેરે પ્રી० ४

પદ ૪

તારા છોગલીયાની છબી ભારીરે, કુંવર કાનુડા,
છેલા ગુણવંતા ગિરિધારીરે, લાગો છો રૂડા
પ્રાણજીવન શીર કેશ રૂપાળા, કાળા ખીંતલીઆળારે કુ० १
લાલ કસુંબી તારા મોલીડાને ચટકે, જોઇને મોહી છું કર લટકેરે કુ० २
કુંડળની છબી નથીરે કહેવાતી, નીરખી ઠરે છે મારી છાતીરે કુ० ३
બ્રહ્માનંદ કહે રહોને રંગીલા, આખડલીમા અલબેલારે કુ० ४

## राग गरबी.

पद १.

रे सगपण हरिवरनुं साचुं, बीजुं सर्वे क्षणभंगुर काचुं टेक.
रे सौ साथे प्रीति टाळी, रे लाग्युं मन मिथ्या भाळी;
छे वरवा जेवा एक वनमाळी रे सग० १
रे स्थिर नहि आवरदा थोडी, रे तुच्छ जाणी आशा तोडी;
में जगना जीवन साथे जोडी. रे सग० २
रे फोगट फेरा नव फरीए, रे परघर पाणी शुं भरीए;
जो वरीए तो नटवरने वरीए रे सग० ३
रे भूधर भेटया भय भागो, रे सहु साथे तोड्यो धागो;
ए रसीक रंगीलाथी रंग लागो रे सग० ४
रे एवुं जाणीने सगपण कीधुं, रे मह्हेलुं ते शीर उपर लीधुं;
ब्रह्मानंदनुं कारज सीधुं. रे सग० ५

पद २.

रे लगनी तो हरिवरथी लागी, में तन धननी आशा त्यागी टेक.
रे वात कहुं सुणु साहेली, रे बळीयोजी कीधा बेली;
माथु पहेलुं पासंगमां मेली. रे लग० १
रे न डरु हुं लोकतणी लाजे, रे शिर उपर गीरधर गाजे;
आ देह धर्यो नटवर काजे. रे लग० २
रे शिरपर जो बीजो धारुं, रे तो बगडे जीवतर मारुं;
हुं जीती बाजी ते केम हारुं. रे लग० ३
रे हरि विना बीजाने वरुं, रे गज तजी खर चढीने फरुं;
ए जीव्याथी रुडुं मरवुं. रे लग० ४
रे मरजादा जगनी मेदी, रे बांधी में प्रेमतणी पेदी;
ब्रह्मानंदनो व्हालो भेदी रे लग० ५

पद ३.

रे शिरसाटे नटवरने वरीए, रे पाछां ते पगलां नव भरीए. टेक

રે અંતર દષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું;
એ હરિ સારૂ માથું ધોળ્યું. રે શિર० ૧
રે સમજ્યા વિના નવ નીસરીએ, રે રણમધ્યે જઇને નવ ડરીએ;
ત્યાં મુખપાણી રાખી મરીએ. રે શિર० ૨
રે પ્રથમ ચડે શૂરો થઇને, ભાગે પાછો રણમાં જઇને;
તે શું જીવે ભુંડું મુખ લઇને. રે શિર० ૩
રે પહેલુંજ મનમાં ત્રેવડીએ, રે હોડે હોડે જુદ્ધે નવ ચડીએ;
જો ચડીએ તો કટકા થઇને પડીએ. રે શિર० ૪
રે રંગસહિત હરિને રટીએ, કે હાક વાગે પાછા નવ હટીએ;
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએ. રે શિર० ૫

પદ ૪.

રે ધરીઆ અંતર ગિરિધારી, શું કરશો ધોળ્યાં હવે સંસારી. ટેક.
રે હું કોઇની ન રહું ઝાલી, રે વ્હાલાને થાવા વ્હાલી;
રે શિર કરમાં લઈને ચાલી. રે ધરીયા० ૧
રે જેમ ગજ નય બજાર પુસી, રે શ્વાન મરે બહુ ભષીરે ભષી;
તે હાથીને નહિ શકા કરી રે ધરીયા० ૨
રે બળવા ગઈ જે સતી સાચી, રે રોમ રોમ પીયા સંગ રાચી;
તે પડમાં જાઈ ન વળે પાછી રે ધરીયા० ૩
રે જો પડથી પાછી આવે, રે લાજ તજી મન લલચાવે;
તે સતી મટીને કુત્તી કહાવે. રે ધરીયા० ૪
રે બ્રહ્માનંદ એમ વિચારી, રે બીક સર્વે કાઢી બારી;
રે મળીયા મોહન સુખકારી. રે ધરીયા० ૫

## राग गरबी.

પદ ૧.

કહેજો કહાનાને, કુબજાને વશ થઇને કેમ બેસી રહ્યા; 
કેમ ભુલી ગયા, મહી માંખણ ખાઈને ગોકુળ મોટા થયા. ટેક.
જેદી નાથ તમે હતા નાના, છુપી રહેતા કંસથકી છાના;
તેદી અમે કર્યા ઝાઝાં વાનાં કહેજો० ૧

પ્રીતમ છબી અતરમાં પ્રીતા, દુધ પાતાં ગાવડલી દોતાં;
અમે ફુલતણી મીટ જોતાં        કહેજો० ૨
અમે જાણ્યું તમે અમારા છો, વળી પાડોશણના પ્યારા છો;
તમે સાચા ઓલા પણ સારા છો.        કહેજો० ૩
કહે બ્રહ્માનંદ મનરે ભાવ્યા, બહુ રૂડી રીતે બોલાવ્યા,
જઈ ઠામે કુબજાને આવ્યા.        કહેજો० ૪

## राग गरबी.

પદ ૧.

ઓરા આવો મારા લેરખડા લ્હેરી, કીધો તમ સારૂં મેં જગવેરી   ઓરા० ટેક.
કાળુ નૌતમ જામા જરકસીયા, શોભે પાઘડલી શીર સોનેરી   ઓરા० ૧
નંગજડીએલ બાજુ બેરખડા, કર પોંચી હેમકડાં પહેરી   ઓરા० ૨
તમે રસીયા રંગડાના ભરીયા, મુખ મોરલડી વાતા ઘેરી   ઓરા० ૩
બ્રહ્માનંદના છેલા છોગાળા, ચાલો ચાલ મલપતા ગજકેરી   ઓરા० ૪

પદ ૨.

મરમાળા મનમાન્યા માવા, રહોને આંખડલી આગે આવા   મર० ટેક.
તારા મનમોહન મીઠાં વેણું, આવો શ્યામ તમે મુને સંભળાવા   મર० ૧
નિત્ય વ્હાલમ આવો મારે મંદિરિયે, રૂડી ચાલ ચતુરાઈ શીખાવા   મર० ૨
તમે નાવો તો હું નંદજીને કહીએ, બહુ હેત કરીને આવું બોલાવા.   મર० ૩
બ્રહ્માનંદના બાલ સનેહીડા, રાખું જોર કરીને નહિ દેઉં જાવા   મર० ૪

પદ ૩.

વ્હાલુ લાગે મુને મોહન મુખ તારૂં, છે જે પૂરણચંદ્ર થકી સારૂં. વ્હાલું० ટેક
તારા મુખડાની મીઠી લાવણ્યતા, જોઇ કોટી કોટી કંદર્પ વારૂં.   વ્હાલું० ૧
શુભ ગૌર કપોળે તીલ ત્રાજી, તેમાં લોભાણું મનડું મારૂં   વ્હાલું० ૨
તારા મુખની શોભા મરમાળા, નિત્ય નીરખી અંતરમાં ધારૂં   વ્હાલું० ૩
બ્રહ્માનંદ કહે વશ કીધી મુજને, છે જે કોડીલું કામણગારૂં.   વ્હાલું० ૪

પદ ૪.

તારી મુરતિ મન માની મારે, હવે શંકા જગની કોણ ધારે   તારી० ટેક.

લટકાળા તમને લાડકડા, મેં તો દીઠેલ જમુનાને આરે. તારી૦ ૧
મનમોહન સુંદર મોલીડે, તોરા ફુલતણા ઝુકીઆ તારે. તારી૦ ૨
શુભ નાસા દીપસમાન બણી, કાન્હ નેણ કમળ કેરે અનુસારે. તારી૦ ૩
બ્રહ્માનંદના હાર હજારીડા, હુંતો જીવું છું હુંને દેખું જ્યારે. તારી૦ ૪

## રાગ ગરબી.

### પદ ૧.

વ્હાલા મારી શુધ બુધ તેં હરીલીધીરે, તારે લટકે વેરાગણ કીધી વ્હાલા૦ ટેક.
તારી નવલ કલગી દીઠીરે, મનડામાં લાગે અતી મીઠીરે;
જાણે જબર જાદુડાની ચીઠી વ્હાલા૦ ૧
જોયું મોલીડું આંટે ફરતુંરે, પળ એક નથી વીસરતુંરે;
મારૂં હૈડું ધીરજ નથી ધરતું. વ્હાલા૦ ૨
ભાલે આડ કેશર કેરી ભાળીરે, દેખું ત્રણ ઉપડતી રૂપાળીરે;
જાણે મન પકડ્યાની છે જાળી વ્હાલા૦ ૩
બંકી ભ્રકુટી ઘણી મન ભાવીરે, બ્રહ્માનંદને વસી ઉર આવીરે;
જાણે શ્યામ કબાણ ચડાવી વ્હાલા૦ ૪

### પદ ૨.

પ્યારા તારી પ્યારી લાગેછે પાંપણીયાંરે,જોઈ શિખ લીધો મેં જોગણીયાં પ્યારા. ટેક
તારાં લોચન બાણ તીખડીયાંરે, ઘણાં જાદુ હથોડીનાં ઘડીયાંરે;
આવી ઓચીંતા મુજપર પડીયાં. પ્યારા૦ ૧
તારી નાસિકા સુંદર નમણીરે, છે જો દીપક કીર સજમણીરે;
એતો જીવન દોરી છે અમણી પ્યારા૦ ૨
કાને કુંડળ નૌત્તમ ધરીયાંરે, ભારી નંગ વળી રંગ ભરીયાંરે;
આવી અંતરમાં ઉડાં ગરીયાં પ્યારા૦ ૩
દીઠું મુખડું ચંદા કેરે ડોળેરે, તિલ દક્ષિણ ઓર કપોળેરે;
બ્રહ્માનંદ કહે તેને મુનિ ખોળે. પ્યારા૦ ૪

પદ ૩.

રૂડી તારી મુંછની રેખા ઉપરનીરે, ચિત્ત ચોર્યું ચાલ્ય લટપટની. રૂડી૦ ટેક.
હૈડામાં વસી મારે હાંસીરે, એને સમરેછે જોગઅભ્યાસીરે;
જાણે પ્રેમતણી માંડી ફાંસી. રૂડી૦ ૧
દેતે દંતબત્રીસી હેરીરે, ઠીક થઇને વૃત્તિ મારી ઠેરીરે;
કાળું કળાયું તે દાડમકેરી. રૂડી૦ ૨
વ્હાલા મોરલી ધીરે સ્વર વાજેરે, પ્રીતે અધરઅમૃત રસ પાજેરે;
જ્યાં જાઓ ત્યાં સાથે તેડી જાજે. રૂડી૦ ૩
જ્યારે ચાવોછો પાન સોપારીરે, છોળ આવે તંબોળની ભારીરે;
તેનો બ્રહ્માનંદ અધિકારી. રૂડી૦ ૪

પદ ૪

કહાના તારો કંઠ કહ્યામાં ન આવેરે, એતો કૌસ્તુભમણીને શોભાવે. કા૦ ટેક.
હૈયે પહેર્યોછે હાર હજારીરે, ભુજદંડ પ્રચંડ છે ભારીરે,
નાખી કંઠ જીવે વ્રજનારી કહાના૦ ૧
શોભે કમરે કેટા સુધો સારોરે, જ્ઞાની ધ્યાનીનો દિવસ ગુજારોરે;
ચાલ જોઈ લાજે હંસ બીચારો કહાના૦ ૨
રૂડા લાગેછે પગની આંગળીયુરે, નખ તેજ જાય નહિ કળાયુરે;
જાણે ચંદ્રતણી મંડળીયુ કહાના૦ ૩
રાજે ચરણ લાંબી ઊર્ધ્વરેખુંરે, હંતો ધ્યાન વિના એને દેખુંરે;
બ્રહ્માનંદ કહે જન્મ ધન્ય લેખું. કહાના૦ ૪

## राग गरवी.

પદ ૧.

હતી મારા વ્હાલા હતી મારા વ્હાલા, કેમ કહોછો ગાય નહોતીરે;
નંદના ગોવાળીયા તુજને ભળાઈ, કેમ કહોછો ગાય નહોતીરે. ટેક.
સોના સીંધડીએ ને રૂપાની ખરીએ, હીરની મોહોરીયે હતીરે. ૧
આંખે છે આજણી ને મોહડે છે મુંજણી, હીરા સફેદ ગાય હતીરે. ૨
ચારો રે ચરતી ને પાણીડાંરે પીતી, નિત્ય દર્શન હું કરતીરે. ૩

હાથે છે કંકણી ને કુંડળમાં દોહણી, લાડે કોડે ગાય દોતીરે. ૪
સોનાની ગોળી ને રૂપા રવાઇયા, નેત્રાં લેઈ વલોતીરે. ૫
ગોકુળ જોયું વૃંદાવન જોયું, જમનાં તીરે ગાય હતીરે. ૬
બ્રહ્માનંદનો સ્વામી શામળીયો, ઘેર લાવ્યા ગાય ગોતીરે. ૭

## राग परज.

મેં હું આદિ અનાદિ, આતો સરવે ઉપાધિ;
સદ્‌ગુરૂ મીલ્યા અનાદિ, મીટ ગઈ સરવે ઉપાધિ. ટેક.
કહાં કાષ્ઠ ને કહાં કુહાડા, કહાં હે ઘડનર હારા;
જબતે મોયે સદ્‌ગુરૂ મીલીયા, મીટ ગયા સરવે ચાળા. મેં હું૦ ૧
કોણ કુળ ને કોણ કુટુંબી, કોણ માત ને તાત;
કોણ ભાઈ ને કોણ ભગિની, બ્રહ્મ હમારી જાત. મેં હું૦ ૨
નહિ રહા મેં નહિ ગયા મેં, નહિ સુધર્યા નહિ બીગડા;
હમે હમારા કુળ સંભાર્યાં, મત કરના કોઉ ઝગડા. મેં હું૦ ૩
પાણીમેંસે પુરૂષ બનાયા, મળમૂત્રકી ક્યારી;
મીલ્યા રામ ને સર્યાં કામ, અબ ન રહી કોઉસેં યારી મેં હું૦ ૪
આગે તપસી તપસા કરતા, રહી ગઇ કિંચિત કામા;
તે કારણ આ નરતન ધરીયો, સો જાનત હે રામા. મેં હું૦ ૫
જે કારણ આ નરતન ધરીયો, તે સરીયું છે કામ;
નિષ્કુળાનંદ કે' પ્રગટ મળ્યા મોએ, ટળ્યું નામ ને ઠામ. મેં હું૦ ૬

## राग काफी.

પદ ૧.

અમરના સરદાર, હરિ મારા નેણતણા શણગાર;
નેણતણા શણગાર, ગુણવત માણકીના અસવાર. અમર૦ ટેક.
માથે ધોળી પાઘ મનોહર, છોગું મુગટ અનુસાર;
ધોળાં અંબર તનપર શોભે, રૂમાલ ધોળો સાર. અમર૦ ૧
ભાલ વિશાળ તિલક કેસરનું, કુમકુમ ચંદ્ર ઉદાર;
કામતણા મદને હરનારી, ભ્રકુટી ધનુષ આકાર. અમર૦ ૨

દીપશીખા શુકચંચુ ભારી, નાસા નમણી સાર;
દંતછબી જોઈ લાલજીની, અધોમુખ ઝુરે અનાર   અમર૦ ૩
બીંબ નવાંકુર પરવાળાથી, સારા અધર અપાર;
કૃષ્ણાનંદ કહે મુખપર વારૂં, ચંદ્ર સરોજ હજાર.   અમર૦ ૪

પદ ૨.

પ્રાણતણા આધાર, હરિવર કેસરના અસવાર;
કેસરના અસવાર, કમરે સોનેરી કટાર.   પ્રાણ૦ ટેક.
પાઘ સોનેરી છોગે જુત, શીર અટપટી આટાદાર,
નવલ કલગી મણિ મોતીના, તોરા શોભાદાર   પ્રાણ૦ ૧
સુંદર જરકસી અંબર ધાર્યાં, રાજે તેજ અપાર,
સોનાકેરી લગામ કરમેં, ધારી ધર્મકુમાર   પ્રાણ૦ ૨
ઘોડાને ઘુમરમાં ઘેર્યો, નટવર પરમ ઉદાર,
બીજા કરમાં છડી સોનાની, ઝળકેછે અતિ સાર   પ્રાણ૦ ૩
હરિની કીર્તિ ગાન કરેછે, ચહુકોરે અસવાર,
કૃષ્ણાનંદ એ શોભા ઉપર, વારી વારમવાર   પ્રાણ૦ ૪

પદ ૩

મુનિતણા શણગાર, હરિ મારે તમસંગ લાગ્યો પ્યાર,
તમસંગ લાગ્યો પ્યાર, સમરથ મુક્તિના દાતાર.   મુનિ૦ ટેક
શીરપર પાઘ સુમનનો તોરો, શોભેછે ઉદાર,
ફુલનો સુંદર જામો પહેર્યો, તેની ફોર અપાર   મુનિ૦ ૧
ફુલના કાજુ બાજુ ગજરા, પ્યારા ઉરપર હાર,
ફુલની સુથણલી નેપુર પદમાં, ધાર્યા કરીને પ્યાર   મુનિ૦ ૨
અંગ અંગમાં રાજે હરિને, કુસુમતણા શણગાર,
બાગ કુસુમનો ફુલ્યો જાણી, ભમર કરે ગુંજાર   મુનિ૦ ૩
ફુલ કલગી ફુલના કાને, કુંડળ મકરાકાર,
કૃષ્ણાનંદ કહે ફુલદડો, ઉછાળે વારમવાર   મુનિ૦ ૪

પદ ૪

કરતા નૌત્તમ ખ્યાલ, હરિવર ભક્તતણા પ્રતિપાલ,
ભક્તતણા પ્રતિપાલ અંગે ધરીયા અંબર લાલ કરતા૦ ટેક
છટા મુગટ સમ છોગુ છાજે, લાન પાસનો તાલ,
લલિત કલગી ળળકે ઝળકે, લટકે તોરા લાલ કરતા૦ ૧
જોઈ ખંજન પંકજ લાજે, ચંચળ લોચન લાલ,
કાજુ તિન ત્રાજુ અતિ રાજે, સુંદર જમણે ગાલ કરતા૦ ૨
ચાલે ચાલ લટકતી ચાખડી, ચટકતી પહેરી લાલ,
ચાન જોઇને લાજ્યા મનમા કુંજરરાજ મરાલ કરતા૦ ૩
કરવરમા લઇને ફેરવેછે, છડી અનુપમ લાલ
કૃષ્ણાનંદ કહે ઉરપર રાજે, મોતીડાની માળ કરતા૦ ૪

## राग लावणी

સહજાનંદકે દર્શન કરકે, મગન ભયે સબ ગુરૂ જ્ઞાની,
અદ્ભુત રૂપ વિચારત મનમેં નહિ આવે મુખસેં બાની સહ૦ ટેક
અનંત કોટી જાકે ચરન પડતહે, બ્રહ્મમહોલકે સુખયાની,
સો હરિકો હમ પ્રગટ બતાવે, વેદ બિના ભટકે પ્રાની સહ૦ ૧
કોટી વિષ્ણુ બ્રહ્મા કર જોડી શંકર કોટ સુરત આની,
શારદ શેષ નારદ સુ પ્રણવે નહિ માનત નર અભિમાની સહ૦ ૨
નિ સ્વાદી નિ સ્પૃહી નિર્લોભી, નિષ્કામી જન નિર્માની,
પાયો ભક્તિપદારથ મોટો તન મન કીનો કુરબાની. સહ૦ ૩
પરબ્રહ્મ પૂરણ પુરૂષોત્તમ સ્વામિનારાયણ સુમરાની,
સુખાનંદ શરણે સુખ પાયો, ભજન ભરોંસા ઉર આની સહ૦ ૪

## राग गरबी.

પદ ૧

આજ સખી આનંદની હેલી, હરિમુખ જોઇને હું થઈ છુરે ઘેલી. ૧
જ્યારે મુનિના ધ્યાનમા નાવે, તેરે શામળીયોજી મુજને બોલાવે. ૨
જે સુખને બ્રહ્મા ભવ ઈચ્છે, તેરે શામળીયોજી મુજનેરે પ્રીછે ૩

ન ગઈ ગંગા ગોદાવરી કાશી, ઘેરે બેઠા મળ્યા ગોલોકવાસી. ૪
તપરે તીરથમાં હું કાંઈ નવ જાણું, સ્હેજે સ્હેજે હું તો સુખડાં રે માણું. ૫
જેરામ કહે સ્વામી સ્હેજે મળીયા, વાતની વાતમાં વ્હાલો અઢળક ઢળીયા ૬

પદ ૨.

મહેર કરી મારે મંદિર આવ્યા, થાળ ભરી મેં મોતીડે વધાવ્યા. ૧
આનંદ અંગ ન માય મારી બેની, હરિવર ભેટતાં લજ્જારે કેની. ૨
હરીજન મનરે ગમે તેમ કહેજો, સ્વામીજી મારા હૃદીયામાં રહેજો. ૩
જેરે જોઇએ તે માગજો માવા, ત્રિકમ તમને હું નહિ દઉં જાવા. ૪
મુખથી તે ઝાઝું શું કહી દાખું, હરિવર મારા હૃદીયામા રાખું. ૫
કોણુરે પુણ્યે વીઠલવર પામી, ભલે મળ્યા જેરામના સ્વામી. ૬

પદ ૩.

પૂર્વેનું પુણ્ય પ્રગટ થયું જ્યારે, સ્વામિનારાયણ મળીયા ત્યારે. ૧
નેણે મોહનવર નીરખ્યા જ્યારે, પૂરણ કામ થયું મારૂં ત્યારે. ૨
પ્રેમે કરી મંદિર પધરાવ્યા, શ્યામસુંદર વર મનડેરે ભાવ્યા. ૩
નીરખી નારાયણ મૂરતિ જ્યારે, ત્રિવિધ તાપ ટળ્યા મારા ત્યારે. ૪
કેસર ચંદન કર્યું છે ભાલે, હસતા સુંદર ખાડા પડે છે ગાલે. ૫
કાનમાં કુંડળ મકરાકાર શોભે, જેરામ કહે મન જોઈ જોઈ લોભે. ૬

પદ ૪.

શીરપર કેશ શોભે અતિસારા, મોહનવર મારી આંખ્યોના તારા. ૧
ભૃકુટી કુટિલ શોભી રહી સારી, જોઈ જોઈ મોહી સર્વે વ્રજનારી. ૨
હૈયાપર હાર પહેર્યાં વનમાળી, ભ્રમર આવે તે સુગંધને ભાળી. ૩
સ્તન સ્યામ શોભે અતિ સારા, જાણે ઉગ્યા આકાશમાં તારા. ૪
નાભિ નૌત્તમ ઉંડી છે ભારી, બ્રહ્મા બેસે ત્યા આસન વાળી. ૫
જાનુ જુગલ શોભે અતિ સારા, જેરામ કહે દેખે દાસ તમારા. ૬

## राग गरवी.

પદ ૧.

ધર્મકુંવર ધનશ્યામજી, મારા પ્રાણતણા આધાર, જોઇને જીવું છું૦ ટેક.
તન મન ધન તમ ઉપરે, લઈ વારૂ વાર હજાર. જોઇને જીવું છું૦ ૧

સુંદર મૂરતિ મોહની, મારા મનમા ખુતી રાજ, જોઇને જીવુ છું૦
તમ વિના મને મ્હાનજી, બીજુ કાંઈ નવ સુઝે કાજ જોઇને જીવુ છુ૦ ૨
પાપણપર આગે દઈ તમે બાધી પાઘ અનુપ, જોઇને જીવુ છુ૦
કોટિક કંદર્પ વારણે લઈ વારૂ એવુ રૂપ જોઈને જીવુ છું૦ ૩
ભાલ તિલક શોભે ઘણુ જાણે ભ્રકુટી કામ કમાણ, જોઇને જીવુ છુ૦
કમળનયન કટાક્ષમા મારા તાણી લ્યોછો પ્રાણ જોઇને જીવુ છુ૦ ૪
મધુર હસવુ જોઇને મને વાધે પ્રેમ અપાર જોઇને જીવુ છું૦
ત્રિભુવનમા એવી કોણ છે, જે વશ નવ થાયે નાર જોઇને જીવુ છુ૦ ૫
વામકરણમા શ્યામ છે, તિલ નિરખ્યા જેવો નીત જોઇને જીવુ છુ૦
તિલ જોઈ જમણા ગાલમા, વાધે પ્રેમાનંદને પ્રીત જોઇને જીવુ છુ૦ ૬

પદ ૨

શી કહું શોભા અગની, જોઈ લોચનીયા લોભાય, ચિતડું ચોરે છો૦ ટેક
નિરખી નાસા ફીરને મારા ભવના પાતક જાય ચિતડુ ચોરે છો૦ ૧
અધર પ્રવાળાની ઉપમા જાણે કુંદકળીસમ દાંત, ચિતડુ ચોરે છો૦
ચિબુકતણી શોભા ઘણી કબુકંઠ જોયાની ખાંત ચિતડુ ચોરે છો૦ ૨
વક્ષ સ્થળ વહાલુ ઘણુ મને મળવા વાધે પ્રીત ચિતડુ ચોરે છો૦
આજાન બાહુ ઉર ધરી આવો મળીયે મોહન મીત ચિતડુ ચોરે છો૦ ૩
ઉદરમાહી ત્રિવળી પરે ઉંડી નાભી નૌત્તમ જોઈ ચિતડુ ચોરે છો૦
શ્યામ કટી સોયામણી ઉરમાહી રહ્યુ મન મોઈ ચિતડુ ચોરે છો૦ ૪
જાનુ જુગળ છબી જોઇને મારો સફળ થયો અવતાર ચિતડુ ચોરે છો૦
પિંડી પાની નિરખતા મારો દૂર થયો સંસાર. ચિતડુ ચોરે છો૦ ૫
સોળે ચિહ્ને જુક્ત છે, એ જુગળ ચરણની જોડ ચિતડુ ચોરે છો૦
અખંડ રહો આવી ઉરમા, પુરો પ્રેમાનંદના કોડ ચિતડુ ચોરે છો૦ ૬

પદ ૩

નવલ સનેહિ નાથજી, રૂપાળા રાજીવનેણ વહાલા લાગો છો૦ ટે
હસતા હસતા હેતમા, બોલોછો મીઠા વેણ વહાલા લાગો છો૦ ૧
આંખડલી અમૃતે ભરી, કાંઈ કરુણા કહી નવ જાય, વહાલા લાગો છો૦
ચીત ચોરાણુ ચાલમા, મરકલડે મન લોભાય વહાલા લાગો છો૦ ૨

આતુરતા નથી અગમા, દીસેછે શીલ સ્વભાવ, વહાના લાગો છો૦
પ્રેમતણો પ્રવાહ વહે, નેણામા નટવર નાવ વહાના લાગો છો૦ ૩
ભૂધર ભાવિક ભાવના, નથી અરથા અરથી શ્યામ, વહાના લાગો છો૦
પરમારથને કારણે, પધાર્યા પૂરણકામ વહાલા લાગો છો૦ ૪
દીન ઉપર દયા કરી, તમે દુર્લભ દરશન દેવ, વહાના લાગો છો૦
કલ્પતરૂ છો કહાનજી, જાણે મોગ મુનિવર ભેવ વહાલા લાગો છો૦ ૫
કરૂણાનિધિ કરૂણા કરીને, છોગાળા રગછેલ, વહાલા લાગો છો૦
પ્રેમાનદ કહે અખડ રહો, આખલ્ડીમા અનબેન વહાલા લાગો છો૦ ૬

પદ ૪

ધર્મકુવર શ્રીકૃષ્ણજી તમે ભક્તપતિ ભગવાન, એ વર માગુ છુ૦ ટેક
દયાનિધિ તમે દાસને નિત્ય આપાછો એ દાન એ વર માગુ છુ૦ ૧
નિરવિકલ્પ ઉત્તમ અતિ, એવો નિશ્ચે થાય તમારો, એ વર માગુ છુ૦
અનબેલા તમ આગળે, હુ અરજ કરૂ એ સાર એ વર માગુ છુ૦ ૨
માહાત્મ્યજ્ઞાને સહિત હરિ, એવી એમાતિકી ભક્તિ, એ વર માગુ છુ૦
પ્રીત રહે તવ ચરણમા, બીજે રહે સદા વિરક્તિ એ વર માગુ છુ૦ ૩
એમા તમારૂ ભક્તપણુ હરિ એમા કોઈ પ્રમાર, એ વર માગુ છુ૦
દોષ ન રહે કોઈ જનતનો, એ આપો ધર્મકુમાર એ વર માગુ છુ૦ ૪
તમારા કોઈ ભક્તનો, મારે દ્રોહ કદારે નવ થાય, એ વર માગુ છુ૦
સગ એકાતિક ભક્તનો, મને નિત્ય આપો મુનિરાય એ વર માગુ છુ૦ ૫
દાસ તમારા દાસનો મને રાખો નાથ હજુર, એ વર માગુ છુ૦
પ્રેમાનદની વિનતિ, સાભળજો શ્યામ જરૂર એ વર માગુ છુ૦ ૬

## राग समाच.

આજની ઘડીરે, ધન્ય આજની ઘડી,
મેં નિરખ્યા સહજાનંદ, ધન્ય આજની ઘડી ટેક૦
કામ ક્રોધ ને લોભ વિષે, રસ ન રહે નડી,
માવજીની મૂર્તિ મારા, હૃદામા ખડી રે ધન્ય૦ ૧

જીવની બુદ્ધિ નાણી ન શકે, એ ગોગી અરી,
સદ્‌ગુરૂની દૃષ્ટિ જોતા વસ્તુ એ જડીરે ધન્ય૦ ૨
ચોરાશી ચઉ ખાણુમા હું તો થાકયો આથડી,
અતર હરિશુ એકતા તારે, દુગધા દૂર પગીરે ધન્ય૦ ૩
જ્ઞાનકુંચી ગુરૂ ગમસેં, ગયા તાળા ઉઘડી,
લાડુ સહજાનદ નિહાળતા ઠરી આખડીરે ધન્ય૦ ૪

## राग हमीर कल्याण.

પદ ૧

સુન સુન સજની શ્યામકી બતીયા મન માની સુન૦ ટેક
સુની બતીયા છતીયા ભઇ શીતળ, શુધ ભૂલી ધન ધામકી બતી૦ ૧
કામ કાજ ગોયે કછુએ ન ભાવે રટના લગી એક નામકી. બતી૦ ૨
ઘરી ઘરી પલ છીન બીસરત નાહીં, મૂરતી આતમરામકી બતી૦ ૩
પ્રેમાનદ લઇ વારે શ્યામપર શોભા કોટિક કામકી બતી૦ ૪

પદ ૨

નીરખી છબી નદલાલકી અંખીયા લલચાની નીર૦ ટેક
મરકતમની જલદ લખી લાજે, શોભા શ્યામ તમાલકી અંખી૦ ૧
ખજન મીન અની મૃગ લાજે, લખી છબી નૈન બીશાલકી અંખી૦ ૨
રાજહસ મ્યહસ ઐરાવત લાજે, લટક લખી ચાલકી અંખી૦ ૩
પ્રેમાનદ વારે મનમથ કોટિક સુસકની નીરખી ગોપાલકી અખી૦ ૪

પદ ૩

રટ રટરે મન બાવરે એક નામ હરિકો રટ૦ ટેક
પ્રગટ હરિ રાજત દ્રગગોચર બન્યોહે અમોલીક દાવરે એક૦ ૧
પ્રગટ પ્રમાન રૂપ ઉર ધરી લે પ્રગટ હરિ ગુન ગાવરે એક૦ ૨
બીતે જાત હે અવસર એસો ન્યુ લોહેકો તાવરે એક૦ ૩
પ્રેમાનદ કહે ફીરી પછતઈહો પરીહો દુ:ખ દરીયાવરે એક૦ ૪

પદ ૪

શ્યામ સુદર સુખદાઇરે, સુન મોહન મેરે, શ્યામ૦ ટેક

તજદે આશ અસત જગ કેરી, ચરનકમળ ચિત લાઇરે સુન૦ ૧
શ્રીહરિકૃષ્ન નારાયન સ્વામી, લે રસના ગુન ગાઇરે સુન૦ ૨
તજ આળસ પરમાદ મોહ મદ, ભજ મન ક્રમ જદુરાઇરે સુન૦ ૩
પ્રેમાનંદ કે નાથશુ નેહા, કર લે પ્રીત ઉપજાઇરે સુન૦ ૪

## राग गरबी.

પદ ૧

પ્રગટ હરિ મુજને મળ્યારે લોલ, કાંઈ કહ્યામાં ના'વે વાત મારી બેની પ્રગટ૦ ટેક
આજ દીનબંધુ અઢળ ઢળ્યારે લોલ, પોતે પુરૂષોત્તમ સાક્ષાત, મારી બેની પ્રગ૦ ૧
એતો પ્રકૃતિ પુરૂષથી પર છેરે લોલ, એતો અક્ષરતણા આધાર, મારી બેની પ્રગટ૦
એતો રાધા રમાના વર છેરે લોલ, એનો નિગમ ન પામે પાર, મારી બેની પ્રગ૦ ૨
એતો રાજાધિરાજપણે રાજતારે લોલ, એતો ત્રિભુવનપતિ ભગવાન, મારી બેની
એતો સુરનર મુનિ શીર છાજતારે લોલ, મનમોહન રૂપનિધાન, મારી બેની પ્ર૦ ૩
મહામુક્ત પૂજે જેની પાદુકારે લોલ એવા પરમપુરૂષ મહારાજ, મારી બેની પ્રગ૦
જેને ધરીએ ન મે ને રમાશધિકારે લોલ એવા દુર્લભ સુલભ થયા આજ, મારી બેની
નરવિગ્રહ ધર્યો કરણા કરીરે લોલ, લીધો દ્વિજકુળે અવતાર, મારી બેની પ્રગટ૦
પ્રેમાનંદનો સ્વામી આજ શ્રીહરિરે લોલ, મુક્તિ આપી કરે ભવપાર, મારી બેની

પદ ૨

પ્રભુ પ્રગટ થયા છે આ સમેરે લોલ, શ્રીકૃષ્ણ કમળદળનેણ અવિનાશી પ્રગ૦ ટેક
જેને સુરપતિ નરપતિ સહુ નમેરે લોલ, એવા ધર્મકુંવર સુખદેણ અવિનાશી પ્ર૦૧
જે ગોકુળચંદ નંદવાડીવોરે લોલ, તેજ ભક્તિધર્મસુત શ્યામ, અવિનાશી પ્રગટ૦
તેણે મુક્તિનો દ્વાર ઉઘાડિયોરે લોલ, નરનારીને દેવા નિજધામ, અવિનાશી પ્ર૦૨
શુદ્ધ ધર્મ ધરાપર થાપવારે લોલ, ઉખાડવા અધર્મના મૂળ, અવિનાશી પ્રગટ૦
નિજજનને અખંડ સુખ આપવારે લોલ, પાવન કરવા ભક્તિધર્મકુળ, અવિનાશી
આજ મોક્ષ આપવાને આવિયારે લોલ, અક્ષરમહોલવાસી હરિરાય, અવિનાશી
મોટા મુક્ત મુનિ સાથે લાવિયારે લોલ, જેના દર્શન કરી પાપ જાય, અવિનાશી ૪
મોક્ષપતિ કુંવર ભક્તિધર્મનારે લોલ, હરિકૃષ્ણ નારાયણ નામ, અવિનાશી પ્રગટ૦
વહાલો તરત કાપે છે બંધ કર્મનારે લોલ, પ્રેમાનંદનો સ્વામી ઘનશ્યામ, અવિનાશી

પદ ૩

જેને જોઇએ તે આવો મોક્ષ માગવારે લોલ, આજ ધર્મવંશીને દ્વાર, નરનારી. જો.
આવો પ્રગટ પ્રભુને પગે લાગવારે લોલ, વહાલો તરત ઉતારે ભવપાર, નરનારી જો.
જન્મ મૃત્યુના ભયથકી છુટવારે લોલ, શરણે આવો મુમુક્ષુજન, નરનારી જો.
શીદ જાઓ છો બીજે શિર ફુટવારે લોલ, હાંતો તરત થાશો પાવન, નરનારી જો.
ભુંડા શીદ ભટકો છો મત પંથમાંરે લોલ, આવો સત્સંગ મેલીને મોક્ષરૂપ, નરનારી
આણો પ્રેમ પ્રતીત સાચા સંતમાંરે લોલ, થાશે મોક્ષ અતિશે અનુપ, નરનારી. જો.
જુવો આંખ ઉઘાડીને વિવેકનીરે લોલ, શીદ કરો છો ગોળ ખોળ એકપાડ, નરનારી.
લીધી લાજ બીજા ગુરૂ ભેખનીરે લોલ, કામ ક્રોધે લગાડી છે રાડ, નરનારી જો.
એવા અજ્ઞાની ગુરૂના વિશ્વાસથીરે લોલ, જાશો નરકે વગાડતાં ઢોલ, નરનારી
વહાલો તરત છોડાવે કાળપાશથીરે લોલ, પ્રેમાનંદ કહે આપેછે હરિ કોલ, નરનારી

પદ ૪

જાઉં ધર્મકુંવરને વારણે રે લોલ, ભવ બુડતાં ઝાલી મારી બાંહ્ય, અલબેલે. ધર્મ૦
બાંહ્ય ઝાલી તાણી લીધી બારણેરે લોલ, નહિતો વહીને જાતી ક્યાંની ક્યાંય, અલબે
વહાલે ઘોર કળીમેં કરૂણા કરીરે લોલ, લીધો ધર્મગૃહે અવતાર, અલબેલે ધર્મ૦
પોતે અક્ષરપતિ આવ્યા હરિરે લોલ, કરવા અધમતણો ઓધાર, અલબેલે ૨
વહાલે પ્રગટ પ્રતાપ જણાવીયોરે લોલ, મેટયા લખ્યા વિધાતાના લેખ, અલબેલે
જીવ જમના તે હાથથી છોડાવીયારે લોલ, મારી કરમની રેખપર મેખ, અલબેલે ૩
ચાર વર્ણ ને આશ્રમ ચારનારે લોલ, થાપ્યા અચળ ધરાપર ધર્મ, અલબેલે. ધ૦
મધ માંસ ચોરી ફેલ જારનારે લોલ, નરનારીનાં મેલાવ્યાં કર્મ, અલબેલે ધર્મ૦ ૪
કીધાં શુદ્ધ અંતર નરનારીનાંરે લોલ, ધર્મભક્તિ પધરાવ્યા માંહ્ય, અલબેલે ધ૦
એવાં દિવ્ય ચરિત્ર ગિરિધારીનાંરે લોલ, પ્રેમાનંદ જોઇને વારી જાય, અલબેલે ધ.

## राग घोळ.

પદ ૧

સરવે સખી જીવન જોવાને ચાલોરે, શેરડીયુંમાં આવે લટકંતો લાલોરે ૧
એની શોભા મુખે વર્ણવી ન જાયરે, જેને નિગમ નેતિ નેતિ કરી ગાયરે. ૨
ઘોડે ઘોડે રાજેશ્વર વિરાજે રે, છબી જોઇ કોટીક કંદર્પ લાજેરે. ૩

મળ્યા આવે મહામુનિના વૃંદરે, તેમાં શોભે તારે વીંટયો જેમ ચંદરે ૪
શુક સનકાદિક ઉત્તમ જશ ગાવેરે, નૃત્ય કરી નારદ વેણુ વજાવે રે ૫
નિજસખા ચમર કરે લઇ હાથરે, આ જો આવ્યા ભૂમાનદનો નાથરે ૬

પદ ૨

જુઓ છબી શ્યામ સુંદરવર કેરીરે, ટીરની નાડી સુથણુથી સોનેરીરે ૧
જરમ્શી જામો બુટાદારરે, કશીયો કમ્મર સોનેરી કટાર રે ૨
શીરપર પાઘ પેચાળી નવરંગીરે, કાને ગુચ્છ ગુલાબી માથે કલગી રે ૩
ગજરા તોરા ગળે ગુલાબના હારરે, આવી ઉપર ભ્રમર કરે છે ગુંજાર રે ૪
પોંચી કડાં બાયે બાજુબંધરે, નગ જડયા કુંડળ મોતીના વૃંદરે ૫
વેગે જુઓ વરણાગીયો વનમાળીરે, શિતળ થઈએ ભૂમાનદ કે ભાળી રે. ૬

પદ ૩

મૂર્તિ ચચળ જુવો ચટકતી ચાલરે, નેત્ર છડી કરમા કુમતિયાળી લાલ રે ૧
મંદહાસ ચપળ નેણા ચિત્ત ચોરે રે, કરના લટકા કરી કાળજડાંને કોરે રે ૨
મીઠા બોલે ઘેરે રાગે ગાયરે, અધર ધરી મોરલી મનોહર વાયરે ૩
ઝળકે ભાલ વિશાળ શોભાનુ ધામરે, નાસા અણીયાળી ભ્રમર અતિ શામ રે ૪
અધર લાલ માહી મધુરી હાસરે, દંતપક્તિ કરે અતિશે પ્રકાશ રે ૫
જમણે ગાલે ટીબકડી રૂપાળીરે, તાપ ટળ્યા ભૂમાનદ કે ભાળી રે ૬

પદ ૪

ઘેરે ચાલી આવ્યા ગૌલોકવાસીરે, જેને કહે છે અક્ષરાતીત અવિનાશી રે ૧
જુવો જુવો મોહનિદ્રામાથી જાગીરે, વરી એને થાઓ અખડ સોહાગી રે ૨
જોતા વાટ આવી મારે જાનરે પોતે વર પુરૂષોત્તમ ભગવાન રે ૩
શુક સનકાદિક ધરે જેનુ ધ્યાનરે, મારા લોચન કરે છે મુખનુ પાન રે ૪
આતો સરવે દેખી અલૌકીક રીતરે, ચોંટયુ મારૂ સુદરવરમા ચિત રે ૫
હથેવાળો હરિસગાથે મે કીધોરે, ભૂમાનદ કે જન્મ સુફળ કરી લીધો રે ૬

## राग गरवी थाळ.

સખી આનદની વાત કહું આજરે, મેંતો નેહું કરી નોતર્યા મહારાજ રે ૧
પ્રેમે ચોક વચ્ચે ચોકી ઢાળીરે, ઉઠયા ના'વા મોહન વનમાળી રે ૨

અંગ ચોળી આનંદ શું નવરાવ્યારે, પેરી પીતાંબર મન ઘણું ભાવ્યા રે. ૩
પેરી પાવલાં પધાર્યાં લટકાળોરે, મારા મંદિરીયામા આવ્યા મરમાળો રે. ४
પાટે બેસારીને પુજ્યા મોરારીરે, અતિ આનંદ શું આરતિ ઉતારી રે. ૫
બેઠા જમવા જગનો આધારરે, મેંતો પ્રેમે કરી પીરસ્યો કંસાર રે. ૬
શીરો પુરી સુંવાળી સાણુરીરે, ખાસાં ખાજલાં ને ખાંડ ઘણી દુરી રે ૭
સારા મેસુબ જલેબી જુગ તાળીરે, ઘાટાં ઘેબર પેંડાની ભરી થાળી રે ૮
દુધપાક પુરી પુરણપોળીરે, ઘણે ઘીએ રસ રોટલી ઝબોળી રે. ૯
દહીંથરાં ભાત ભજીયા ને દાળરે, કેળાંરોટલી ને પુડલા રસાળ રે. ૧૦
ગળી મોળી મંજ કડી ને કારેલારે, મગ મેથીએ વધારી કર્યા ભેળાં રે. ૧૧
તળું સુરણ ઘણુ ઘી ઘાલીરે, વડી વાલાને લાગે છે ઘણી વાલી રે ૧૨
તળ્યાં પરવળ વાલોળ ને ગૃતાકરે, તળ્યાં તુરીયા કંકોડા કેર શાકરે ૧૩
ટાકો તાંદળજો ને સુવાની ભાજીરે, મેથી મોગરી મુળાથી ઘણુ રાજીરે. ૧૪
જમે જુગતે શુ દીનદયાળરે, પામે અનુપમ અથાણા રસાળરે ૧૫
કેરી કાચરી તળેવા આવ્યાં આદુરે, ડાળાં ગરમર ને શેવરાં સ્વાદુરે ૧૬
કાજુ કેરડાં પાપડ પ્રભુ જમેરે, પીયે જળ આસો આસ મુને ગમેરે. ૧૭
જમે મધુરા મધુરા જદુરાયરે, હુંતો વીંજણે ઢોળું વાયરે ૧૮
જમી આચમન ર્ક્યું અવિનાશરે, પ્રીતે પાનબીડી કરી મુખવાસરે. ૧૯
સુર મુનિને દુરલભ સ્વાદરે, પામ્યા મુક્તાનંદ પ્રસાદરે ૨૦

## राग रेखता.

સુમર ઘનશ્યામ સુખદાઈ, અમુલીખ દેહ નર પાઈ, સુમર ટેક.
અંત કોઉ નાહીં હે તેરા, સત્ય તું માની લે મેરા. સુમર ૧
રચી હે જુઠકી બાજી, જુઠમેં હોતહે રાજી,
ખડા હે કાળ શીર બેરી, અચાનક લેવેગા ઘેરી. સુમર ૨
બતાસા નીરકા ફુટયા, પાત જ્યુ ડાળતેં તુટયા,
એશી નર જાત છંદગાની, સમજ નર મેલ અભિમાની સુમર. ૩
જમીપર જીવના થોરા, કુલે મત દેખી તન ગોરા;
હોવેગા ખાખકી ઢેરી, પ્રેમાનંદ કહતહે ટેરી. સુમર ૪

પદ ૧

કહું મેર મેર નર તોયે, સાવધાન કયુ નહીં હોયે, કહુ ટેક
ગઠરીયા બાધી મમતાકી, ફીરત શઠ શિશપર રાખી કહુ ૧
મેરો ધન મેરો હે ધામ, મેરો સુત મેરી હે વામ,
મેરે પશુ મેરે હે ગ્રામ, મેરે સબ આવેગે કામ કહુ ૨
તુતો ભયો બાવરો પ્રાની, પર્યો અધકુપમેં જાની,
આઈ નહીં તોટીકુ લાજ, બીગાર્યો સબહી તેં કાજ કહુ ૩
બીતેગો અવસર આવો હોવેગો મનહી પસ્તાવો,
પ્રેમાનદ કહત હેત લાઈ, ધરેંગે જેશ જમ આઈ કહું ૪

પદ ૨

કહત નર ભુતક મેરી તેરે કહે હો ગઈ તેરી, કહત ટેક
ગયે દાદા બાપ સબ છોડી, સાથ નહીં લેગયે કોડી કહત ૧
ખજાના દેશ ગજ સેના, સુકર સબ છોડી ચન દેના,
કુટુંબી બધુ સુત નાતી, નાહી કોઈ તેરે એ સાથી કહત ૨
વદનદશ સહસ્રભુજ વારે, મહીપતી બાકે મતવારે,
અકનવત રૂપ ગુન પુરે કીને સબ કાનને ચુરે કહત ૩
દીવાને ખોલી દેખ નેના, પ્રેમાનદ કે' સમજ સેના,
કરીને નાથશું નેહા, મીલેગા નાહીં નરદેહા કહત૦ ૪

પદ ૩

ચપેટા કાનકા એસા, ઝપેટા બાજકા જેસા, ચપે ટેક
કડાકા ગાજકા જાનો સટાકા બીજુરી માનો ચપે ૧
અચાનક પકરી લે આઈ, મનોરથ રહે મનમાઈ
નાહર જ્યુ પકરી લે બકરી, બીલાઈ મુસા લે પકરી ચપે ૨
મીન જ્યુ બગને લપકાવે, દાદુર જ્યુ સાપ સપકાવે,
એસે તુંમ કાન મુખ જૈહો, ફેરી તુ પ્રાની પછતેહો ચપે ૩
માનીલે બાત તુ મેરી સમુઝી લે જગત સબ બેરી,
સમરને શ્યામ સુખદાઈ, પ્રેમાનદ કહત હિત લાઈ ચપે ૪

## राग गरबी.

પદ ૧.

હુંતો જાઇશ ગીરધર જોવારે, મા મુંને વારીશ માં;
મારા ઉરમાં છબીલાજીને પ્રોવારે, મેણું મારીશ માં. મા મુને૦ ટેક.
જાઇશ જોવા હુંતો નંદજીનો લાલો, હારે મારો પરમ સનેહી લાગે વ્હાલોરે. મા. ૧
છેલ છબીલો વ્હાલો કુંજનો વિહારી, હારે એતો જીવનદોરી છે મારીરે. મા. ૨
વારીશ માં તને કહુછુંરે વહેલું, હારે હુંતો માર્યું જાતાં નહી મેલુંરે. મા. ૩
પ્રેમાનંદના સ્વામીને સારૂં, હારે કુરબાણ કર્યું જીવત મારૂંરે. મા. ૪

પદ ૨.

હારે મેંતો જોયા ચતુર નંદલાલરે, ઉભા ઓશરીયે;
હારે કર્યાં તિલક કેસર કેરાં ભાલરે, સુંદરવર હરિયે ઉભા૦ ટેક૦
શ્વેત પાઘ શીર ઉપર શોભે, હારે જોઈ છોગલીયાં ચિત્ત લોભેરે. ઉભા૦ ૧
શ્વેત હાર પહેર્યા ઉરપર કાનુ, હારે બાંધ્યા શ્વેત ફુલાંના બાજુરે. ઉભા૦ ૨
શ્વેતાંબર સરવે અંગે બિરાજે, હારે જોઈ કોટિ કામછબી લાજેરે. ઉભા૦ ૩
પ્રેમાનંદ કહે પલવટ વાળી, હારે ચડતા ઘોડલડે વનમાળીરે. ઉભા૦ ૪

પદ ૩.

વહાલો ઘોડલાં ખેલાવે ઘનશ્યામરે, બાઈ મારે આંગણીયે;
મારાં ચિતડાં ચોરે છે સુખધામરે, આંખલડીની અણીયે. બાઈ૦ ટેક
ઘોડલાં ફેરે ને વ્હાલો મુજસામું હેરે, હારે મુને ન્યાલ કીધી આજુ ફેરેરે. બાઈ ૧.
ચપળ તુરંગ અતિવેગે ફેરેછે, હારે એતો ગરૂડનો ગર્વ હરેછેરે. બાઈ. ૨
સુર નર મુનિજન નીરખેછે પ્રીતે, હારે જાણે ચિત્ર આલેખ્યા છે ભીંતેરે. બાઈ. ૩
રૂડો લાગેછે ખભે ફરકેછે પટકો, હારે રીઝ્યો પ્રેમાનંદ જોઈ લટકોરે. બાઈ ૪

પદ ૪.

હારે સખી ન્હાવા પધાર્યા મહારાજરે, જીવન જમુનામેં;
સાથે લીધો છે સરવે સમાજરે, મજને વિસામે. જીવન૦ ટેક૦
હળવારે હળવા વ્હાલો હાલે બજારે, હારે ઉભા નગરવાસી પ્રાણ વારેરે. જીવન. ૧
છત્ર ચમર શિર ઉપર રાજે, હારે આગે અગણીત વાજાં વાજેરે. જીવન. ૨

ઉતર્યા ગોવિંદ જમુનામાં ન્હાવા, હાંરે આવી સુરમુનિ પુષ્પે વધાવેરે. જીવન. ૩
ગીરધર ન્હાયે ને ગોપીયુરે ગાયે, હાંરે જોઈ પ્રેમાનંદ વારી જાયરે. જીવન. ૪

## राग परज.

પદ ૧.

ક્યારે હવે દેખુરે, મારાં લોચનીયાંની આગે નાથને; ક્યારે ટેક.
એવાં સુકૃત મારાં કયારે ઉદે થાશે, મળશું ભુજ ભરી બાથને. કયારે. ૧
હેતે હસીને હરિ કયારે બોલાવશે, મેલશે માથે બેઉ હાથને કયારે. ૨
એવો દિવસ મારે પાછો ક્યારે આવશે, મેલીશ ચરણે જાઈ માથને. ક્યારે ૩
પ્રેમાનંદ કહે હવે જો મળે તો, નીમખ ન મેલું સુખપાથને કયારે ૪

પદ ૨.

કેદી હવે જોશું રે, બેની રસીયાજી ધર્મકુમારને; કેદી ટેક.
જનમ સુફળ ત્યારે જાણુંશુંરે સજની, જોશું હૈડા કેરા હારને. કેદી ૧
હાર પહેરાવી કયારે હેતે કરી હેરશું, નેણતણા શણગારને કેદી ૨
ઢોલીયા ઉપર કયારે ઓસરીયે બિરાજશે, જોશે પોતાના પરિવારને કેદી. ૩
પ્રેમાનંદ આગે બેસી કયારે ગાઈશ, વજાડી સુંદર સિતારને. કેદી ૪

પદ ૩.

શ્રીધનશ્યામરે મુને, મોહની લગાડી મન લઈ ગયા; શ્રીઘન૦ ટેક.
છેલ છબીળે વહાલે છેતરીરે સજની, કુડા દિલાસા મુને દઈ ગયા. શ્રીઘન૦ ૧
વાટડીયુ જોઈ જોઈ ઉડી આંખ્યુ રોઈ રોઈ, શોકે તે પ્રાણ સુકાઈ ગયા. શ્રીઘન૦ ૨
કેટલા દિવસ મુને પ્રાણજીવનના, દરશન વિના હવે થઈ ગયા. શ્રીઘન૦ ૩
પ્રેમાનંદ કહે શું સુખ લેવા, પાપિયા પ્રાણ વાસે રહી ગયા શ્રીઘન૦ ૪

પદ ૪.

દરશન આપોરે, હવે દીનબંધુ કરૂણા કરી; દરશન ટેક.
વદનકમળ દેખાડો અલબેલડા, હેરો અમૃત નજરે ભરી દરશન ૧
દરશન વિના પળ જુગસમ જાય છે, દીરાત જાયે રોવતાં હરી. દરશન ૨
દરશન દાને કરી દુઃખડાંરે ટાળો, દયાળુ દયા દીલમાં ધરી. દરશન. ૩
પ્રેમાનંદ કહે જોઈ મુખપંકજ, લટકાં ઉપર હું જાઉં મરી. દરશન. ૪

પદ ૫

અરજી ઉર ધારોરે વહાલા, અવિનાશી અબળાતણી, અર૦ ટેક
રાતદિવસ ઘનશ્યામ પોકારૂં, સાંભળને સમરથ ધણી અર૦ ૧
દરશન આપો દીનાનાથ દયાળુ, હવેતો હરિ થઈ છે ઘણી અર૦ ૨
વિરહની વેદના ટાળો અલબેલડા, નાથ પધારો બણી ઠણી અર૦ ૩
પ્રેમાનંદ કહે જોઈ જોઈ જીવુ, શ્યામ ચતુર ચિંતામણી અર૦ ૪

પદ ૬

શું ઘણું કહીયેરે હવે, ધર્મકુંવર ઘનશ્યામજી, શુ ઘણું૦ ટેક૦
અંતરજામી સુખસાગર સ્વામી, અધમઉદ્ધારણ નામજી શુ ઘણું૦ ૧
નિજજન જાણી હરિ દયા ઉર આણી, દરશન આપો સુખધામજી શું ઘણું૦ ૨
બહુનામી નિજ બિરદ વિચારો, પાવન પૂરણકામજી શું ઘણું૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ તમારી, રટણા લાગી છે આઠોજામજી. શું ઘણું૦ ૪

राग

પદ ૧

હેલી જોને આ નંદકુમાર, સલુણો શોભતા,
ચાલે મદઝર ગજની ચાલ, રસિક ચિત્ત લોભતા ૧
પ્યારી લાલ સુરંગી પાઘ, અનોપી બાંધણી,
છુટા પેચ ઝુકયા ચહુકોર, અધિક શોભા બણી ૨
રૂડી રાજે છે નવલટ રેખ, મનોહર ભાવને,
જોતા કેસર તિલક અનુપ, વધારે ભાવને ૩
ઉભા અટવ કરે અલબેલ, સખાના સંગમેં,
ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેશ્વર રંગમેં. ૪

પદ ૨

શોભે નટવરજીને શીશ, કલંગી વાંકડી,
પુખરાજ પિરોજ લાલ, મોતીડેથી જડી ૧
તોરો ફુલતણો નવરંગ, મોલીડા ઉપરે,
જોઇને કા'ન કુવરનું રૂપ, મારા નેણા ઠરે ૨

સખી આંટાદાર અનુપ, પીયાજીની પાઘડી;
તેતો વિસરે નહિ પળ એક, જીવડવામાં જડી. ૩
લળકે કુંડળ કાનુમાંય, મોધાં મુલનાં;
આવ્યાં બ્રહ્માનંદને નાથ કે, બાજુ ફુલનાં. ૪

પદ ૩.

આંખડલી શરદ સરોજ, રસીલા લાલની;
દેખી મનડું પામે મોહ, તિલક છબી ભાલની. ૧
નાસા સુંદર દીપસમાન, અધિક શોભી રહી;
મુખ નીરખીને શશીયર, જ્યોત ગગન ઝાંખી થઈ. ૨
લીધી લટકાળે નદલાલ કે, હાથ કબાંણુને;
એની ચટક રંગીલી ચાલ, હરે મન પ્રાણને ૩
કાજુ મોતીડે જડીત કટાર, કમર કસી લીધલો;
નીરખી બ્રહ્માનંદ કહે જન્મ, સુફળ મારો કીધલો ૪

પદ ૪

સખી કેશર ભીનો કહાન, કરે લેઈ છાતડી;
રૂડી આંખડલીમાં રેખ, મનોહર રાતડી ૧
એની સાંભળતાં ગુલતાન, થઈ એના ગીતમાં;
રસીયાવર કેરો રંગ, ચડ્યો મારા ચિતમાં. ૨
સમજાવી સુજને શ્યામ, નેણુ કેરી સાનમાં;
સુને મગન કરી મસ્તાન, અમૃત રસ પાનમાં ૩
કાજુ રાજે છે ગૌર કપોળ, સુભગ તીલ ત્રાજવી;
શોભે બ્રહ્માનંદનો નાથ, રસીલો રાજવી. ૪

## राग मेवाडी.

પદ ૧

હૈડાનો હાર હરિ રે, મારે રંગભીનો, હૈડાનો હાર હરિ;
મંદિરમા પધરાવી મોહનને, ભેટું હું અંક ભરી રે. મારે૦ ૧
જગના જીવનને હું નહિ દેઉં જાવા, રાખીશ જતન કરી રે. મારે૦ ૨

રસિક નવલ વર રાજેશ્વરને, નીરખીને નયણુ ઠરી રે. મારે૦ ૩
બ્રહ્માનંદના નાથને સજની, મન ક્રમ વચને વરી રે. મારે૦ ૪

પદ ૨.

વર નંદલાલ વરૂં રે, સખી અલબેલો, વર નંદલાલ વરૂં;
મૂરખ લોક દાઝી છોને મરતાં, કોઈની શંકા ન ધરૂં રે. સખી૦ ૧
કહાન કુંવર સગે નેહ કરીને, જગથી તે શીદ ડરૂં રે. સખી૦ ૨
પરણું તો વર પુરૂષોત્તમ પરણું, નહિ તો કુંવારી મરૂં રે. સખી૦ ૩
બ્રહ્માનંદના નાથને માથે, તન કુરબાન કરૂં રે. સખી૦ ૪

પદ ૩.

ઘોળી હું ગિરિધરિયા રે, માથે તારે મોહન, ઘોળી હું ગિરિધરિયા;
પ્રાણજીવન મારે મહોલ પધારો, ભૂધર રંગ ભરીયા રે. માથે૦ ૧
પહેલી પ્રીત કરીને મારા, પ્રાણ તમે હરીયા રે. માથે૦ ૨
મસ્તકને સાટે મેં તમને, વહાલમજી વરીયા રે માથે૦ ૩
બ્રહ્માનંદ કે' એક ઘડી દૂર, રહો મા ડોલરીયા રે. માથે૦ ૪

પદ ૪

લાગેલ રંગ ઝડી રે, મારા રસિયાજીસું, લાગેલ રંગ ઝડી;
મોહનલાલ રંગીલાની મૂરતી, જીવડલામાં જડી રે. મારા૦ ૧
પ્રાણજીવન પાતળિયાને આગે, હાથ જોડીને ખડી રે. મારા૦ ૨
મીટ થકી ક્ષણુ દૂર ન મેલું, પ્રેમને પાસ પડી રે મારા૦ ૩
બ્રહ્માનંદના નાથને ભેટી, ધન્ય ધન્ય આજ ઘડી રે. મારા૦ ૪

## राग गरबी.

પદ ૧.

શોભા શી કહુંરે રૂડી, વરણન કરતાં લાજ ચિત્ત બુડી,
હરિવર નેણારે રંગમાં, મોટી હું તો રસિયાજીના અંગમાં ૧
ઉદર અનુપમરે નીરખી, ઉપમા પીપળ પાનના સરખી,
ત્રિવળી સુંદર રે શોભે, જોઈ જોઈ ચિત્તડાં મારા લોભે. ૨
નાભિ ઉંડીરે રૂપાળી, બ્રહ્મા બેઠો ત્યાં આસન વાળી;
કટિલંક જોઈનેરે મનમાં, મૃગપતિ લાજી રહ્યો મહાવનમાં. ૩

હરિએ ઉપવીતરે ધારી, મુનિના મનને આનંદકારી;
નિરખી આનંદરે પામી, આવા રૂડા પ્રેમસખીના સ્વામી. ૪

પદ ૨.

હરિને નીરખ્યાંરે નેણે, વ્હાલાને વર્ણવું સુંદર વેણે;
શ્યામ શરીરે રે શોભે, અજાનબાહુ ચિતડાં લોભે ૧
મૂરતિ ઉંચીરે વખાણું, સવાચોસઠ તસુ પરમાણું;
સુંદર શોભેરે શરીરે, પીતપટ પહેર્યાં છે બળવીરે. ૨
ઘેરે સાદેરે ગાજે, સાંભળી મેઘનગારાં લાજે;
હસતા આવેરે પાસે, કેસર સરખો સુગંધ શ્વાસે. ૩
કૌતુહળનારે ભરીયા, જોગકળાના પૂરણ દરિયા;
બ્રહ્મવિદ્યાનારે સ્વામી, આવા રૂડા પ્રેમસખી વર પામી. ૪

પદ ૩.

રંગનો ભીનોરે જોઈ, હરિના જુગલચરણપર મોહી;
સાથળ રૂડારે કેવા, નીરખી મનમાં રાખ્યા જેવા. ૧
ગોળ છે જાડારે સ્વરૂપે, ઉપમા કદળીસ્તંભની ઓપે;
શોભિત શોભારે ધામ, વ્રજવનિતાના પૂરણકામ. ૨
સુંદર શોભેરે જાનું, નીરખી ધન્ય ભાગ્ય કરી માનું;
જંઘા જુગલનેરે નીરખી, ચંદન ચરચી મનમાં હરખી. ૩
ઘુંટી અનુપમરે પાની, નીરખી મનમાં રાખું છાની;
એ પદ ઉરમાં રે ધારી, પુંજી પ્રેમસખી બલિહારી. ૪

પદ ૪.

ચરણ હરિનારે શોભે, જોઈ જોઈ મુનિમન મધુકર લોભે;
છબી અલૌકિકરે ન્યારી, સોળે ચિન્હતણી બલિહારી. ૧
મત્સ્ય તે મહાસુખરે આપે, ત્રિકોણ ગોપદ દુખડાં કાપે;
કળશ ધનુષનેરે ધારે, વ્યોમ તે તાપ હૈયાના ઠારે. ૨
અર્ધચંદ્ર ઉપ્યોરે ભારી, સ્વસ્તિ અષ્ટકોણ મંગળકારી;
જવ ને જાંબુરે બિરાજે, વજ્ર ધ્વજ અંકુશ અતિ છાજે. ૩

અબુજ શોભારે સારી, લાગે ઊર્ધ્વરેખા અતિપ્યારી,
શુક જેવા જોગીરે વિચારે, નિત્ય ઉઠી પ્રેમસખી ઉર ધારે ૪

પદ ૫

એ ચરણુનારે ભોગી, શિવ સનકાદિક શુક જેવા જોગી,
મનમા વિચારેરે પ્રીતે, તેણે કરી કામાદિક રિપુ જીતે. ૧
ધ્યાનમા નખમણીરે દેખે, ઝીણી આગળીયુની રેખે,
જોવે ચિન્હ જમણેરે અગુઠે, બીજે નવ શાચે ભામે જુઠે ૨
ઋષિગણ પુજેરે આનદે, ભવબ્રહ્માદિક નિત્ય ઉઠી વદે,
શેષ સભારેરે મનમા, પૂજે ગોવાળ વૃદાવનમા ૩
કુચ ને કુમકુમરે સમારી, ઉરપર રાખે વ્રજની નારી,
ઉપનિષદનો રે સાર, પ્રેમસખી કરી રાખે ઉર હાર ૪

પદ ૬

સુંદર શોભેરે રસિયો, વ્હાલો મારા હૃદયકમળમા વસિયો,
રૂપ અલૌકિકરે જોઈ, ઉપમા તોલે ન આવે કોઈ ૧
નિત્ય ઉઠી નારદરે ગાવે, શેષ સહસ્રમુખ પાર ન પાવે,
શ્રીનારાયણુરે સ્વામી, હું તો એ જોઇને આનદ પામી. ૨
નખશિખ શોભારે વખાણી, સુફળ કરું છું મારી વાણી,
અગોઅગનેરે ગાવુ, હવે હું તો પાછી ભવમા નાવુ ૩
હવે હુંતો થઈ છું રે માતી, હરિના ગુણુસાગરમા ન્હાતી,
વ્હાલે મુને ઝાલીરે હાથે, રસિયે પ્રેમસખીને નાથે ४

## राग परज.

પદ ૧

નેણુામા રાખુરે નેણુામાં રાખુરે નાથજીને જતન કરીનેરે મારા નેણુામા રાખુ ટેક
શિવ સનકાદિક શુક જેવા જોગી, હારે જેની વાટુ જુવે છે લાખુરે, નાથ૦ ૧
છેલ છબીલાજીની મુરતી ઉપર, હારે મારા પ્રાણુ વારી વારી નાખુરે, નાથ૦ ૨
નયણે નીરખી હરિને ઉરમા ઉતારૂ હારે એના ગુણ તા નિશદિન ભાખુરે, નાથ૦ ૩
પ્રેમાનદ કહે હરિરસ અમૃત, હારે હું તો પ્રેમ કરી નિત્ય ચાખુરે, નાથ૦ ૪

પદ ૨.

અળગા ન મેલુંરે અળગા ન મેલુંરે, નાથ તમને આંખડલીથીરે અળગા ન મેલું. ટેક.
મદનમોહન તારી મુરતી જોઇને, હાંરે મારૂં મનડું થયું છે ઘેલું રે, નાથ૦ ૧
લોક કુટુંબ પરિવાર તજીને, હાંરે મેંતો તમસંગ બાંધ્યું છે બેલું રે, નાથ૦ ૨
પ્રાણજીવન તમ પાસે રાખ્યાનું, હાંરે મને વચન દીધુ છે વેલું રે, નાથ૦ ૩
પ્રેમાનંદ કહે જોઈ જોઈ જીવું, હાંરે તારૂં મોલીડુ રંગનું ભરેલું રે, નાથ૦ ૪

પદ ૩.

નહિ દઉં જાવારે નહિ દઉં જાવારે, નાથ તમને આખડલીથીરે નહિ દઉં જાવા. ટેક.
જીવની પેઠે જાળવીને રાખીશ, હાં રે એક લગારે ન દઉં દુખાવારે, નાથ. ૧
મનગમતાં રે ભોજન રાંધી જમાડું, હા રે લાવું સાકર નાખીને દૂધ પાવારે,નાથ. ૨
શ્વેત અંબર અતિ ઝીણાંરે લાવું, હાંરે મારા પ્રાણ તમને પહેરાવારે, નાથ. ૩
જાવાનું રે તમે નામ લીયો તો, હાંરે પ્રેમાનંદના સમ છે માવા રે, નાથ. ૪

પદ ૪.

આવાને આવારે આવાને આવારે, રહેજો મારી આંખડલીમાંરે આવાને આવા ટે.
આવાને આવા મારા નાથ બિરાજો, હાંરે મારા તનના તાપ બુઝાવારે, રહેજો ૧
ડોલરીયાના નિત્ય હાર પહેરાવું, હાંરે રૂડા તોરા લાવું લટકાવારે, રહેજો. ૨
અમૃત વેણે સુકોમળ નેણે, હાંરે અતિ અમૃત ઝડી વરસાવારે, રહેજો. ૩
પ્રેમાનંદ કહે નાથજી આગે, હાંરે રહું હાજર નિશદિન ગાવારે, રહેજો. ૪

## राग धोळ.

પદ ૧.

સુખદાયકરે સ્વામી સહજાનંદ, પ્રગટ પુરૂષોત્તમ શ્રીહરી. ટેક૦
જેનું સ્વામિનારાયણ નામ છે, જેને ભજને રે પામે ભવજળપાર. પ્રગટ૦ ૧
જેનાં દર્શન ઈચ્છે મહામુનિ, કરૂણાનિધિરે પ્રભુ પરમ ઉદાર. પ્રગટ૦ ૨
વ્હાલે કલિમધ્યે અતિ કરૂણા કરી, ધાર્યો દ્વિજકુળરે ગુણનિધિ અવતાર પ્ર૦ ૩
વહાલે સતયુગસમ ધર્મ સ્થાપીયો, ટાળ્યા નિજજનના મનથી મદમાર. પ્ર૦ ૪
એનો જે જને કીધો આશરો, તેતો તરી ગયા રે કુળસહિત સંસાર. પ્ર૦ ૫
મુક્તાનંદ કે' મહિમા અપાર છે, કરે નિશદિનરે નેતિ નિગમ પોકાર. પ્ર૦ ૬

પદ ૨

પ્રેમે પ્રગટ્યારે સુરજ સહજાનંદ, અધર્મ અધારૂં ટાળીયુ. ટેક૦
માયારાત્ય મુમુક્ષુની ટળી, થયુ હરિ મળતા પૂરણ પ્રભાત. અધર્મ૦ ૧
સંશય શોક હર્યા સર્વે જીવના, જેણે માનીરે પ્રેમે વ્હાલાની વાત અધર્મ૦ ૨
જુઠા જ્ઞાની ઉલુક જગમા હતા, તે સતાણારે પાપપર્વતમાંય અધર્મ૦ ૩
કામ ક્રોધ ને લોભ જે ચોર તે, ટરી ભાગ્યારે રહેવા ઠામ ન કયાય અધર્મ૦ ૪
દેખી સત કમળવન ફુલીયા, દુ ખ પામ્યારે પાપી કુમુદ અપાર અધર્મ૦ ૫
મુક્તાનંદ કહે મહાસુખ આપીયુ, એને વારણેરે જાઉ વારમવાર. અધર્મ૦ ૬

પદ ૩

કરી કરૂણારે સ્વામિ સહજાનંદ, પધાર્યા અખંડ સુખ આપવા ટેક૦
જેના દરશનથી દુષ્કૃત ટળે, જેને સ્પર્શે રે પામે પાતક નાશ પધાર્યા૦ ૧
જેનુ શરણ ગ્રહે સુખ પામીયે, વેગે નાશે રે મોહ માયાના પાશ પધાર્યા૦ ૨
જેનો મહિમા અનત અપાર છે, શુક શારદ રે મુનિ નારદ ગાય પધાર્યા૦ ૩
મતિમદ ન જાણે એ મર્મને, જેમ ઉલુકને રે રવિ નવ દેખાય પધાર્યા૦ ૪
વ્હાલો નારદ નિગમના વેણને, સત્ય કરવા રે પોતે શ્રીબદ્રીનાથ. પધાર્યા૦ ૫
મુક્તાનદ કે' અધર્મ ઉથાપીયો, ભક્તિ જ્ઞાન વૈરાગ્ય સ્થાપ્યા ગ્રહી હાથ પ૦ ૬

પદ ૪

પોતે પરબ્રહ્મ રે સ્વામી સહજાનંદ, બદ્રીપતિ પ્રબળ પ્રતાપ છે ટેક૦
વ્હાલો ભરતખંડના નરનારીને, પોતે તપ કરી રે આપે ફળ સોય બદ્રીપતિ૦ ૧
હરિના તપકેરા પુણ્ય પ્રતાપથી, થયા શુદ્ધ મન રે હરિજન સર્વે કોય બદ્રી૦ ૨
સ્વામિનારાયણ નામ ઓચરે, તેને જન્મમરણ જમનો ભય જાય બદ્રી૦ ૩
સર્વે નરકકુંડ ખાલી થયા, ભુખ્યા જમગણ રે કર ઘસી પસ્તાય. બદ્રી૦ ૪
પામ્યા અનંત જીવ હરિધામને, તેની ગણના રે કહેતા શેષ લજાય બદ્રી૦ ૫
મુક્તાનદ કે' મહિમા અતિ ઘણો, તેને એક મુખે રે કવીકે ટલોક ગાય. બદ્રી૦ ૬

## राग सोला.

પદ ૧

મારે મહોલે આવો દરશીને બોલાવો રે, રગભીના ઉલા નદછના છોગાંરાજ૦ ૧
માથરશી પેચાળી બાધીછે રૂપાળી રે, લટકાળા મોતીડાવાળા છોગા૦ ૨

કહાના ગીરધારી મૂરતિ તારી રે, મનમાની છેલ ગુમાની — છોગા૦ ૩
બ્રહ્માનંદના પ્યારા શોભોછો સારા રે, કેસરીયા રંગના ભરીયા. — છોગા૦ ૪

પદ ૨.

નંદજીના લાલા લાગો છો વાલા રે, નવરંગી લહેર તોરંગી — છોગાવાળા૦ ૧
નેણુંનો નજારો મુને અતિ પ્યારો રે, અળબીલા છેલ છબીલા. — છોગા૦ ૨
કુંજના વિહારી મૂરતિ તારી રે, હરિ મોરી જીવનદોરી — છોગા૦ ૩
બ્રહ્માનંદ કહેછે મન મારૂં રહેછે રે, વેણામા મારા નેણામા. — છોગા૦ ૪

પદ ૩

આંખ્યું અણીયાળી માવા મરમાળી રે, કાંઈ કીધું મન મારૂં લીધું — છોગાવાળા૦ ૧
મંદિર પધારો જનમ સુધારો રે, છોગા મેલી બળવંત બેલી. — છોગા૦ ૨
સુંદર સોહાગી લગની લાગી રે, તમ સંગે ભીના રંગે — છોગા૦ ૩
બ્રહ્માનંદ ગાવે મૂરતિ સોહાવે રે, રહો તાજા વ્રજના રાજા — છોગા૦ ૪

પદ ૪.

શોભે માથે તોરા આવોને ઓરા રે, ધીરે ગાતા રંગના રાતા. — છોગાવાળા૦ ૧
કોટે પરવાળા લાગે છે રૂપાળા રે, નેણુ ગેરી લાલજી લહેરી — છોગા૦ ૨
શ્યામ સલુણા નેણુંમા ટુણા રે, વ્રજ દાણી હું લોભાણી — છોગા૦ ૩
બ્રહ્માનંદ વારૂં તન મન મારૂં રે, તમ માથે સદા મારે સાથે. — છોગા૦ ૪

## राग लावणी.

પદ ૧

મારે મંદિર પધાર્યા શ્યામ થઈ બડભાગી,
મારે હરિવર સાથે હેતશું લગની લાગી. — મારે૦ ૧
મારા મનની પુરી હામ કૃતારથ કીધી,
ભવ બુડતા મારી બાહ્ય ગ્રહીને લીધી — મારે૦ ૨
મારા મનમા વસીયા માવ તાપ સઉ ટાળ્યા,
મુને મગન કરી મહારાજ દુરગપુર ચાલ્યા. — મારે૦ ૩
મુને કરવું ન સુઝે કામ કહો કેમ કરીયે,
જબ મીલે ન સહજાનંદ ઠામ કયા ઠરીયે — મારે૦ ૪

એ સુખની શી કહુ વાત કહી નથી જાતી,
એ સુખ સભારતા આજ ફાટે મારી છાતી. મારે૦ ૫
કહે યોગાનંદ મુનિરાય ભજી લ્યો પ્રીતે,
નહિ આવે જમના દૂત શાસ્ત્રની રીતે. મારે૦ ૬

## राग काफी.

પદ ૧

સહજાનંદ હરિ પ્રગટ થયા સહજાનંદ હરિ. ટેક૦
વ્યાસમુનિએ જે પૂર્વે કહીતી, તે વાત સાચી કરી પ્રગટ૦ ૧
કોશળ દેશમા પ્રગટ્યા પોતે, દ્વિજકુળ દેહ ધરી. પ્રગટ૦ ૨
અધર્મ કેરાં મૂળ ઉખાડી, સદ્ધર્મ સ્થાપ્યો ફરી પ્રગટ૦ ૩
નિષ્કુળાનદ કહે દુર્ગપુર આવ્યા, નીરખ્યા નેણા ભરી પ્રગટ૦ ૪

પદ ૨

સહજાનંદ હરિ ભજી લ્યોને સહજાનંદ હરિ ટેક૦
દારૂ માટી ચોરી અવેરી, એ ચારતો ત્યાગ કરી ભજી૦ ૧
જન્મમરણનુ સકટ મોટું, તે થકી મનમા ડરી. ભજી૦ ૨
નારાયણનુ નામજ લેતા, ભવજળ જાશો તરી ભજી૦ ૩
નિષ્કુળાનદ કહે નિ શક થઇને, માનજો વાત ખરી. ભજી૦ ૪

પદ ૩

જાવું જરૂર મરી મેલીને સર્વે જાવુ જરૂર મરી ટેક૦
રાતદિવસ રજ્યો ધનને કાજે, સમર્યા નહિ ઘડીએ હરી. મે૦ ૧
મેડી મદિર માલ ખજાના, સપત રહેશે ધરી મે૦ ૨
સગાંસંબધી સહુ જોઈ રહેશે, કેનુ ન ચાલે જરી મે૦ ૩
નિષ્કુળાનદ કહે જોને વિચારી, રહે નહિ દેહ ધરી. મે૦ ૪

પદ ૪

મનમા વિચારી જરી જોયુ નહિ મનમા વિચારી જરી. ટેક૦
સાધુજનની વાત ન માની, પાપીની સોબત કરી. જોયુ૦ ૧
નારાયણનું નામ ન લીધું, મનુષ્ય દેહ ધરી. જોયુ૦ ૨

જુવાનીમા જોરે ભરીયો, ચોરી અવેરી કરી. જોયુ० ૩
નિષ્કુળાનંદ કહે માગીને લીધી, માથે ચોરાશી ફરી જોયુ० ૪

## राग परज.

પદ ૧.

અંતકાળે આવીરે મારી શ્રીધનશ્યામ કરો સહાયરે અંત० ટેક०
રોમ કોટી વીંછીની તનમા થાય વેદના, કફ્ઝળે કંઠ રૂધાય છે અં० ૧
શુદ્ધ ન રહે જ્યારે પોતાના શરીરની, તનડાની નાડી તુટી જાય છે. અં० ૨
ઘરનાં માણસ જ્યારે ઘેરી બેસે પાસળે, મુખડું લઇને જળ પાય છે. અં० ૩
દેવાનંદ કહે દેહ તજવા ટાણે, હૈડુ હાલકલોલ થાય છે. અં० ૪

પદ ૨.

કાયાગઢ ઘેર્યોરે કાળે વીઠલવર વ્હેલા વારે આવજો કાયા० ટેક०
જોર ન ચાલે તમ વિના બીજા કોઇનુ, તનડાના તાપ બુઝાવજો કા० ૧
જીભ ટુંકી થઈ વાણી તોતળી બોલાય ત્યારે, કોટી ગુના વિસરાવજો કા० ૨
પાપ કર્યા તે આડા આવે જ્યારે પીડવા, મોહન તેથકી મુકાવજો કા० ૩
દેવાનંદ કહે અધમ ઓધારણ, તનડાની વાસના તોડાવજો કા० ૪

પદ ૩

મરવા ટાણે આવો રે માવા દર્શન દો છો હરિદાસને મર० ટેક०
જનઅપરાધ તમે ઉર નથી ધારતા, આપો છો બ્રહ્મપુર વાસને મ० ૧
ગુના અમારા હોય કોટી કોટી ગીરધર, નટવર કરજો હવે નાશને. મ० ૨
શ્રીધનશ્યામ તમે કરૂણાના સાગર, ટાળો છો જનના ભવત્રાસને મ० ૩
દેવાનંદ કહે દોયલી વેળામા, અમને તમારી એક આશને. મ० ૪

પદ ૪

કહેજો ઓધા આવોરે વ્હાલો, પ્રાણ કરે જાવા પરીયાણને કહે० ટેક०
પરમસ્નેહી તમે રહેજ્યો મારી પાસળે, સહજાનંદજી સુજાણને કહે० ૧
બોતેર કોઠા ખાલી થાય મળ ઝરી ઝરી, વાઢીને બેસે જ્યારે વાણને કહે० ૨
ખમખમ ખાસી કરે હૈયામા આવે હેડકી, પડખામા શૂળ મારે બાણને કહે० ૩
દેવાનંદ કહે વ્હાલા અંતે વ્હેલા આવજો, ભક્તવત્સળ દુગ ભાણને કહે० ૪

## राग गरबी.

पद १.

नारायणु नाम लेने तुं प्राणीरे, बद्रीनाथ प्रगट जग जाणी. नारायण० टेक०
नरदेह दीधो तने नाथेरे, होय धन तो वावर तारे हाथेरे;
धर्युं रहेशे नावे कोडी साथे. नारायणु० १
गर्भवारो कीधी रक्षा तारी रे, लीधो जठरा अग्निथी उगारी रे;
एेठो तेने तुं केम विसारी. नारायणु० २
विना समजे कहेछे मारूं मारूं रे, धनकाज भमे मन आरूं रे;
तारे हाथ नथी तन तारूं. नारायणु० ३
मिथ्या सुखमांही तुं भरमाणोरे, आंध्यो लोकलज्जा गळे पाणोरे;
जाय छे तृष्णाने पूर तणाणो. नारायणु० ४
काया माया छे जे तारी काचीरे, तेने रंगे रहेजे मां तुं राचीरे;
ब्रह्मानंद कहे छे वात साची. नारायणु० ५

पद २.

बद्रीपति नाथनुं लेने शरणुंरे, मटे महादुःख जनम ने मरणुं बद्रीपति० टेक०
ताके परधन ने परनारी रे, नथी भजतो तुं देव मुरारी रे,
आगे शी गति थाशे तारी. बद्रीपति० १
रहेछे मन रे मायामां राच्युरे, जुठां बोले ने ममता झाझीरे;
देखी कोइनुं रुडुं मरे दाझी. बद्रीपति० २
नहि आवे भेळां सुत दारारे, मेली मेडी ने मंदिर सारारे;
करवा जंगलमांही उतारा. बद्रीपति० ३
फरी बांध कमर टळ फेलीरे, थाने तत्पर आळस मेलीरे;
बहुनामी थाशे तारा बेली. बद्रीपति० ४
चीत चडवे मां बहोत तोफानेरे, कथा प्रभुनी सांभळजे तु काने रे;
ब्रह्मानंदनुं कह्युं सत्य माने. बद्रीपति० ५

पद ३.

ओळे बद्रीनाथने तुं रहेनेरे, नरसहित नारायणु कहेने. ओळे० टेक०

જમહાથ જરૂરજ જાવો રે, પછે થાશે તુંને પસતાવો રે;<br>
પ્રાણી અવસર નહિ મળે આવો. ઓળે૦ ૧<br>
ક્ષેત્ર સબળ સમાર્યા તેં ખેડીરે, ધર્યા રહેશે મંદિર ને મેડીરે;<br>
હાલી જાય છે જોને તારી હેડી. ઓળે૦ ૨<br>
દેખી ભૂલીશ માં તન ગોરે રે, હું હું હાલું કરે હોરે હોરે રે;<br>
નિત્ય કાળ આવરદાને ચોરે. ઓળે૦ ૩<br>
જીવ પાપથકી તું ડરજેરે, ઝાઝો ભાર માથે મત ભરજેરે;<br>
કર્મ સમજી વિચારીને કરજે. ઓળે૦ ૪<br>
કર પ્રીતિ તું સંતસમાજેરે, જેમાં પ્રગટ હરિ નિત્ય રાજેરે;<br>
બ્રહ્માનંદ કહેછે તારે કાજે. ઓળે૦ ૫

પદ ૪.

પ્રાણી નરદેહ સુંદર પામીરે, ભજ નર રે નારાયણ સ્વામી. પ્રાણી૦ ટેક૦<br>
સાચા સંતને શરણે તું રહેનેરે, દયા આણીને અન્ન જળ દેને રે;<br>
તારો જન્મ સફળ કરી લેને પ્રાણી૦ ૧<br>
ભવતારણ જગપતિ ભેટીરે, મેલ લોકની લાજ સમેટીરે;<br>
બાંધ પ્રેમતણી ફશી ચેટી. પ્રાણી૦ ૨<br>
લાગ્યું જમનું વાંસે તારે લારૂરે, લેશે આવીને સાંજ સવારૂંરે;<br>
માટે કર તારા જીવનું સારૂ. પ્રાણી૦ ૩<br>
સાચા સંતને સંગે કરીને રે, દૃઢ અતર ધીર ધરીને રે;<br>
ભજ પ્રગટ પ્રમાણ હરિને. પ્રાણી૦ ૪<br>
મહેણું અનંત જન્મનું ઉતારે રે, હવે જીતી બાજી મત હારે રે;<br>
બ્રહ્માનંદનું કહ્યું હૈયે ધારે. પ્રાણી૦ ૫

## राग खमाच.

પદ ૧.

રૂડા લાગો છો રાજેન્દ્ર મંદિર મારે આવતાંરે; રૂડા૦ ટેક૦<br>
જરકસીયો જામો હરિ પહેરી, માથે બાંધી પાઘ સોનેરી;<br>
ગુચ્છો રેટો ઓઢી મન લલચાવતાંરે. રૂડા૦ ૧

હૈડે હાર ગુલાબી ફોરે, ચિત્ત મારૂ રોકી રાખ્યુ તોરે,
ગજરા કાજુ બાજુ મન મારે ભાવતારે રૂડા૦ ૨
કનક છડી સુંદર કર લઇને, ગજગતિ ચાનો હળવા રહીને,
ચિત્તડુ ચોરો મીઠું મીઠુ ગાવતારે રૂડા૦ ૩
પ્રેમાનદના નાથ વિહારી, જાઉં તારા વદનકમળપર વારી,
હેતેશું બોનાવી તાપ સમાવતારે રૂડા૦ ૪

પદ ૨

વ્હાલી લાગેછે વરણાગી તારી વાકડીરે, વ્હાલી૦ ટેક૦
લલિત ત્રિભગી સુદર શોભે, સુરનરમુનિના મનને લોભે,
ચાલો ચાન ચટકતા પહેરી ચાખડીરે વ્હાલી૦ ૧
સુંદર હસિત વદનની વાણી સુણતા વ્રજવનિતા લલચાણી,
જોઇને મોહી અણીયાળી ચચળ આંખડીરે વ્હાલી૦ ૨
નવલ મનોહર સુદર છેના, ઓરા આવોને અલબેના,
મળીયે મોહન બાંધી બાહ્ય રાખડીરે વ્હાલી૦ ૩
શ્રીઘનશ્યામ છબીના ધામ પ્રેમાનદ ભજે આઠો જામ,
જોયાની લાગી છે નિશદિન ધાખડીરે વ્હાલી૦ ૪

પદ ૩

તારી બાનકની બલિહારી મારા નાથજીરે તારી૦ ટેક૦
સુદર રૂપ કહ્યામા નાવે શેષ સહસ્રમુખ પાર ન પાવે
કોટિક કામ લજાઈ જોડે હાથજીરે તારી૦ ૧
મોહ્યુ મન મુખને મરકલડે, ગીરધરજી ગમીયા છો લ્વડે,
ક્ષણુ ન મેલે સાગરતનયા સાથજીરે તારી૦ ૨
રૂપ શીલ ગુણ રસના સાગર, તરણુ કિશોર સદા નટનાગર,
વ્રજવનિતાના પ્રાણજીવન સુખપાથજીરે તારી૦ ૩
કરૂણારસમય જોતુ હસતુ કરૂણા કરી જન ઉરમા વસતુ,
પ્રેમાનદ નિત્ય ગાવે એ ગુણગાથજીરે તારી૦ ૪

પદ ૪.

વારે વારે જાઉં વ્હાલાજી તારે વારણેરે; વારે૦ ટેક૦
આદિપુરૂષ ઈશ્વર અવતારી, કરૂણારસમય મૂર્તિ ધારી;
પતિતપાવન પ્રગટયા આજ એમ કારણેરે. વારે૦ ૧
નરનારી અગણિત અઘરાતાં, ભવસાગરમાં ડુબકાં ખાતાં;
બળવંત બાંહ્ય ગ્રહીને કાઢયાં બારણેરે. વારે૦ ૨
અધમઓધારણ ધામના ધામી, બિરદ તમારૂં સદાય સ્વામી;
કીધું સત્ય કળીમાં બહુજન તારણેરે. વારે૦ ૩
મળીયા પુરષોત્તમ એમ જાણી, અચળ આશરો ઉરમાં આણી;
પ્રેમાનંદ કરીને બેઠો કારણેરે. વારે૦ ૪

## राग मारु.

પદ ૧.

પધારે વટપત્તન સ્વામી (૨),
સહજાનંદ મહારાજ પુરન પુરષોત્તમ બહુનામી. પધારે૦ ટેક૦
ચલે વરતાલસેં અવિનાશી (૨),
આય કીયો મુકામ ગામ સાંકરદે સુખરાશી. પધારે૦ ૧
સંગ લે સેના અતિભારી (૨),
ચતુરંગની બળવાન લગતહે દેખત અતિપ્યારી. પધારે૦ ૨
પદાતિ ઘોડે રથ હાથી (૨),
શુરવીર મહા સુભટ દુર્જય દેખી કંપે છાતી. પધારે૦ ૩
આયે ગામ છાની ગીરધારી (૨),
પ્રેમાનંદ કહે સનમુખ આઈ નૃપકી અસવારી. પધારે૦ ૪

## राग गरबी.

પદ ૧.

સજની શ્રીજી મુજને સાંભર્યારે, હઇડે હરખ રહ્યો ઉભરાય; સજ૦ ટેક૦
નેણે આંસુની ધારા વહેરે, વિરહે મનડું વ્યાકુળ થાય. સજ૦ ૧
સુંદર મૂર્તિ શ્રીમહારાજનીરે, સુંદર કમળસરીખાં નેણ;
સુંદર કરતા લટકાં હાથનારે, સુંદર અમૃત સરખાં વેણ. સજ૦ ૨

શી કહું શોભા અંગોઅંગ તણીરે, નીરખી લાજે કોટિક કામ,
હસતા હસતા હેત વધારતારે, એવા સુખનિધિ શ્રીઘનશ્યામ સજ૦ ૩
સદા શ્વેતાંબર શ્રીજી ધારતારે, અંબર જરકસીયા કોઈવાર,
ગુચ્છ કલગી તોરા ખોસતારે, ગજરા બાજુ ગુનાબી હાર સજ૦ ૪
એ છબી જોવા તલપે આંખડીરે, મધુરા વચન સાંભળવા કાન,
એ હરિ મળવાને હૈડું તપેરે, પ્રેમાનંદના જીવનપ્રાણ સજ૦ ૫

પદ ૨.

મનડું મૂર્તિમાં વળગી રહ્યું રે, ચિંતવન કરવા ચિત્ત આતુર, મન૦ ટેક૦
તરુણ મનોહર મૂર્તિ નાથનીરે, રાજીવલોચન જોબનપુર મન૦ ૧
સોળે ચિહ્નસહિત અતિ શોભતારે, સુંદર ચરણકમળની જોડ,
હળવી રહીને હેતે ચાંપતીરે, ક્યારે હવે પુરશે મનના કોડ મન૦ ૨
પીંડી જાનું નિરખે નીરખતીરે, રૂડા સાથળ ચિહ્ન સહિત
શ્યામકટી જોઈ જાદવરાયનીરે, નિત્ય નિત્ય નૌત્તમ ઉપજે પ્રીત મન૦ ૩
ઉંડી નાભી કમળ સરીખડીરે, ત્રિવળી નીરખી ઉદરમાંય,
છાતી ઉપડતી અતિ ઓપતીરે, હવે ક્યારે ભુજ ગ્રહી બાથ ભરાય મન૦ ૪
મુખની શોભા જોઈ મહારાજનીરે, લાજે પંકજ પૂરણચંદ,
નાસા નેણ ભ્રુહ જોઈ ભાલનેરે, જાય બલિહારી પ્રેમાનંદ. મન૦ ૫

પદ ૩

સજની નિમખ ન વીસરે નાથજીરે, નિત્ય નવા તરુણપણાના ખેન, સજ૦ ટેક૦
આ ઓસરિયે આવી બેસતારે, આ ઢોલીડે નટવર છેલ સજ૦ ૧
આ તકિયો તે વાંસે મેલતારે, આ માળા ફેરવતા શ્યામ,
ગાતા ગોઠીડાના સાથમાં રે, ઘેરે સાદે પૂરણકામ સજ૦ ૨
આ મોજડીયુ જ્હાનો પહેરતારે, આ છડી લેતા કરવરમાંય,
આ પાદુકા પહેરી આવતારે, મારે મંદિર મુનિના રાય. સજ૦ ૩
આ ફળીયામાં ઘોડી ફેરવતારે, માણકી મતવાળી મહારાજ,
સંતની સભા કરી અહીં બેસતારે, શ્રીહરિ સુરનરમુનિશીરતાજ. સજ૦ ૪
કીર્તન મુનિવરને ગવરાવતારે, ભેળા ગાતા શ્રીવ્રજચંદ,
એવા ધર્મકુંવર હરિ ઉપરેરે, તન મન વારી પ્રેમાનંદ. સજ૦ ૫

પદ ૪.

લટકાં લટકાળા ઘનશ્યામનાંરે, ખટકે ઉરાં અંતરમાંય; લટકાં૦ ટેક૦
પ્રીત કરી મુજને બોલાવતારે, તે સંભારી બહુ દુઃખ થાય. લટ૦ ૧
આ ચાન્ત્યા તે શ્રીમહારાજનીરે, આ બાજોઠે બેસતા લાલ;
આ ઠેકાણે ન્હાતા નટવરજીરે, લુતા અંગ કર લઈ રૂમાલ. લટ૦ ૨
આ ઠેકાણે જમવા બેસતારે, જમતાં વિધવિધનાં પકવાન;
સુંદર શાક કરી વૃંતાકનારે, જમીને દેતા પ્રસાદી કહાન. લટ૦ ૩
આ ખળખળીએ ન્હાતા નાથજીરે, નાહીને હરિજન મુનિ લઈ સાથ;
આવતા માણકચોકમાં મલપતારે, પુરજન થાતા જોઈ સનાથ. લટ૦ ૪
ન્હાલો બેસતા જઈ ફુલબાગમાંરે, પહેરતા ગજરા ગુલાબી હાર;
જેમ જેમ સાંભરે તેમ થાય વેદનારે, પ્રેમાનંદના પ્રાણઆધાર. લટ૦ ૫

## राग गरबी.

પદ ૧.

તારે ચટક રંગીલો છેડલો, અલબેલા રે;
કાંઈ નવલ કસુંબી પાઘ, રંગના રેલા રે.
શીર અજબ કલંગી શોભતી, અ૦ હૈડામાં રાખ્યા લાગ. રં૦ ૧
મોળીડું છાયું મોતીયે, અ૦ ફુલડાંની સુંદર ફોર રં૦ ૨
ઘેરે રંગે ગુચ્છ ગુલાબના, અ૦ જોઈ ભ્રમર ભમે તે ઠોર રં૦ ૩
તારી પાઘડલીના પેચમાં, અ૦ મારૂં ચિત્તડું થયું ચકચૂર રં૦ ૪
બ્રહ્માનંદ કે' તારી મૂરતિ, અ૦ વણુદીઠે વેલી તૂર. રં૦ ૫

પદ ૨.

કેસરનું તિલક સોયામણું, ગિરિધારીરે;
ઝળકેછે સુંદર ભાલ, જાઉં બલિહારીરે.
રસ રેખડલી વીલસી રહી, ગિ૦ નીરખીને થઈ છું નીહાલ. જા૦ ૧
તારી વેહદ ભ્રકુટી વાંકડી, ગિ૦ જાણે કરડી શ્યામ કમાણ જા૦ ૨
રૂપાળી ટસર્યું રાતડી, ગિ૦ લોચનીયા તીખાં બાણ. જા૦ ૩
નાસા અણીયાળી નમણી, ગિ૦ જોઈ લાજે દીપક ફીર. જા૦ ૪
બ્રહ્માનંદ કે' જોઈ રહેતી નથી, ગિ૦ ઉર દેવત્રિયાને ધીર. જા૦ ૫

પદ ૩

કુંડળ બેઉ રાજે કાનમાં, વ્રજ ચંદા રે,
સુંદર માહીં બિંદુ શ્યામ, નંદના નંદા રે
રંગભીના તારા રૂપને, વ્ર૦ જોઈ લાજે કોટીક કામ નં० ૧
તિલનુ એક નૌત્તમ ત્રાજણું, વ્ર૦ કકોળેલ ગૌર કપોળ નં० ૨
તારા અધર પ્રવાળા સરખા, વ્ર૦ છબી વદનકમળ ચિત્ત ચોળ નં० ૩
તારા દાંત ડોલરીયાની કળી, વ્ર૦ વળી દાડમકેરા બીજ નં० ૪
બ્રહ્માનંદ કે હાસ વિલાસમાં, વ્ર૦ રહી વ્રજનારી રંગભીજ. નં० ૫

પદ ૪

બાંયે બાજુ કાજુ બેરખા, મન પ્યારા રે,
બહુમૂની લટકે બોર, કામણગારા રે
હાથોમાં પોંચી હેમની, મ૦ ખાસી તન ચંદન ખોર કા० ૧
બણી શોભા વીંટી વેઢની, મ૦ હૈયે નવલ ગુલાબી હાર કા० ૨
તારૂં રૂપ જોઈ ઘેલી ફરે, મ૦ ગોકુળીયાકેરી નાર કા० ૩
જોઈ તેજ અલૌકિક અંગનું, મ૦ થયા ઝાંખા સુરજ ચંદ કા० ૪
તારી નવલ છબીને ઉપરે, મ૦ બલિહારી બ્રહ્માનંદ કા० ૫

## राग गरबी.

પદ ૧

અલબેલાજી પ્રાણ આધારરે, તમપર વારીરે,
તારે નેણે તે નંદકુમારરે, મોહી વ્રજનારીરે. ૧
શોભાવાળા મનોહર છેલરે, નંદજીના લાલારે,
ગુણવંતા આવીશ તારી ગેલરે વ્રજપતિ વહાલારે ૨
મીઠાબોલા રંગીલા માવરે, લાગ્યો છે નેહેરે,
નહિ મેલું હું નટવર નાવરે, કહાન તારો કેડોરે ૩
છબી જોઈને અલૌકિક શ્યામરે, મોહ્યું મન મારૂંરે
બ્રહ્મમુનિ કે' તન ધન ધામરે, તારા નામપર વારૂંરે ૪

પદ ૨.

મારા જન્મ સંગાથી જદુરાયરે, ગીરીવર ધારીરે;
તારી મૂર્તિ વસીછે મનમાંયરે, ન મેલું ઘડી ન્યારીરે. ૧
તમસાથે રંગીલા નાથરે, બાંધી છે બેલીરે;
મારો હેતે ઝાલ્યો છે તમે હાથરે, મ દેશો મેલીરે. ૨
મારા પ્રીતમ જીવનપ્રાણરે, જીવું છું જોઇનેરે;
તમસંગે કરી છે ઓળખાણરે, લોકલજ્જા ખોઇનેરે. ૩
રસીયાજી મારે ઘેર રાતરે, આવીને રહોનેરે;
બ્રહ્મમુનિ કે' દીલડાંની વાતરે, એકાંત આવી કહોનેરે ૪

પદ ૩.

આજ ગઇતી કાલિંદીને તીરરે, ભરવાને પાણીરે;
મેંતો જોયા ત્યાં બળભદ્ર વીરરે, મોહન દાંણીરે. ૧
શોભે ફુલડાનો તોરો એને શીશરે, કસુંબલ ફેંટોરે;
ઉભો ટોળરીઓ જગદીશરે, રંગીલો ઓઢી રેંટોરે. ૨
કર્યું તિલક કેસરકેરૂં ભાલરે, ફુલડાની માળારે;
વહાલો ચાલે છે હંસ કેરી ચાલરે, લાગે છે રૂપાળારે. ૩
ખેલે સર્વે ગોવાળાને સાથરે, આનંદી અલબેલોરે;
જોયા બ્રહ્મમુનિનો નાથરે, રંગડાનો રેલોરે ૪

પદ ૪.

તારી નવલ છબી નહાલરે, પ્રીતમ પ્યારારે;
હુંતો નીરખીને થઈ છું નિહાલરે, જીવન મારારે ૧
મુખે બોલો મનોહર વેણરે, અતિ સુખકારીરે;
મારી લગની લાગી છે દિનરેણરે, કુંજવિહારીરે ૨
શોભે સોનેરી શીર પાઘરે, કાનમાં મોતીરે;
મારા રસીયા માણીગર માવરે, હું નિત્ય જોતીરે. ૩
મારા હૈડામા નાથ હમેશરે, દર્શન દેજોરે;
બ્રહ્મમુનિ કે' નટવર વેશરે, આંખલડીમાં રહેજોરે. ૪

## राग गरबी,

पद १

મારે આજ પ્રીતમ ઘેર આવશેજીરે, મુને હેતે કરીને બોલાવશેજીરે આ૦ ૧
એના સાથીડાને સાથે લાવશેજીરે, કરી લટકા તાળી દઈ ગાવશેજીરે આ૦ ૨
હરિ હેતે કરીને સામુ ભાળશેજીરે, રગડાની તે રેનુ વાળશેજીરે આ૦ ૩
કરી ખ્યાલ અલૌકિક ખેલશેજીરે, માથે ફુલડાના દોગના મેલશેજીરે આ૦ ૪
બ્રહ્માનંદનો સ્વામી શ્યામળોજીરે, મુખ દેશે આવીને ઉતાવળોજીરે આ૦ ૫

પદ ૨.

જોઈ રહી છુ પ્રીતમજીની વાટડીજીરે મેંતો ખાતે ઢાળી છે ખાટડીજીરે જો૦ ૧
અગર ચંદને લીંપાવુ ઓરડાજીરે જળકુંભ ભરાવુ કોરડાજીરે જો૦ ૨
રૂડા ભોજન કર્યાં છે રસ ભર્યાંજીરે, તાજા તરત તેયાર ઢાંકી ધર્યાંજીરે જો૦ ૩
મેંતો સજ્જ કરાવી શેરીયાજીરે, ચોકે ચોકે તે ફુલના વેરીયાજીરે જો૦ ૪
બ્રહ્માનંદના સ્વામીને કોડલેજીરે, મેંતો તોરણ બંધાવ્યા ટોડલેજીરે જો૦ ૫

પદ ૩

ધન્ય ધન્ય ઘડી છે આજનીજીરે, રૂડી ખબર આવી મહારાજનીજીરે ધ૦ ૧
સખી મળી મળી મંગળ ગાયછેજીરે, અતિ આનંદ ઉભરાણો જાયછેજીરે ધ૦ ૨
મોતીયાળ ભરી ટોળે મળીજીરે સખી હરિને વધાવા થઈ આકળીજીરે ધ૦ ૩
સર્વે ઘરનો તે ધંધો વિસરીજીરે હરિને મળવા આતુર થઈ સુંદરીજીરે ધ૦ ૪
ઘરમાંથી આવી ઉભી બારણેજીરે બ્રહ્માનંદના સ્વામીને કારણેજીરે ધ૦ ૫

પદ ૪

મારે આજ પ્રીતમ ઘેર આવીયાજીરે ભરી મોતીડે થાળ વધાવીયાજીરે આ૦ ૧
પહેલા નીરે ઉને નવરાવીયાજીરે પછે પ્રીતમ મદી પવરાવીયાજીરે આ૦ ૨
મેંતો ભોજન જમાડ્યા ભાતભાતનાજીરે વહાલે આપ્યા તે સુખ એકાંતનાજીરે ૩
પહેલુ પરઠ્યું હતુ તે વેલું પળ્યાજીરે વહાલો હેતે કરીને મુજને મળ્યાજીરે ૪
બ્રહ્માનંદ કહે આજની ધન્ય ઘડીજીરે મારો વહાલોજી પધાર્યા નેજડીજીરે આ૦ ૫

## राग गरबी.

पद १.

સહજાનંદ સ્વામીરેકે, ભજ દૃઢ ભાવ કરી;
આવો અવસર દુર્લભરેકે, વારે વારે નાવે ફરી. १
હુંતો સત્ય કરી માનેરેકે, સંતની વાતલડી;
તજી દેજે તું વેગેરેકે, મન કેરી ઘાતલડી. २
પરધન પરનારીરેકે, તજી સતસંગ કરે;
હરિવિમુખની સંગતરેકે, વિષ જાણી પરહરે. ३
મારૂં કહ્યુ સત્ય માનેરેકે, જાવું છે જરૂર મરી;
કર પુણ્ય પ્રમારથરેકે, સંપત રહેશે ધરી ४
એવું સમજી વિચારીરેકે, પાણી પહેલી પાળ કરો;
વ્હાલો મુક્તાનંદનોરેકે, ભજી ભવકષ્ટ તરો. ५

પદ २

સ્વામિનારાયણ કહેતાંરેકે, કેમ તું લાજે છે;
તારા શિરપર વેરીરેકે, જમરા ગાજે છે १
જમદૂત જોરાવરરેકે, લેશે તારા પ્રાણ હરી;
તારાં સગાં ને સંબધીરેકે, રહેશે હાય હાય કરી. २
જેને કાજે કરેછેરેકે, કુકર્મ અતિ ભારી,
તેતો સગે ન ચાલેરેકે, નવ જોબન નારી ३
જાશે પાપે પોતાનેરેકે, નરકમા જમસંગે,
પીશે લોહી તે તારૂંરેકે, ચીરી ચીરી સહુ અંગે. ४
એવું સમજી વિચારીરેકે, શ્રીહરિને ભજજે;
મુક્તાનદ સત્ય કહેછેરેકે, સર્વ કુકર્મ તજજે. ५

પદ ३

ઘનશ્યામને સેવોરેકે, કુમતિને દૂર કરી;
એ છે સર્વના સ્વામીરેકે, પ્રગટ પ્રમાણ હરી. १

પદ ૨

મારે આવ્યો અલૌકિક લ્હાવરે, કોઈ મુને શું કરશે,
માથાસાટે વર્યા મેંતો માવરે, કોઈ મુને શું કરશે ૧
હવે બળેછે જગમા બલાયરે, કો૦ મેંતો ભેટ્યા છે ભૂધર રાયરે, કો૦ ૨
અતિ આનંદ થયોછે મારે અંગરે, કો૦ લાગ્યો રસીયાજીનો રંગરે, કો૦ ૩
થઈ જગમા અલૌકિક જીતરે, કો૦ લાગી પૂરણ સલુણા સાથે પ્રીતરે, કો૦ ૪
મારે વહાલે દીધુ છે મુને માનરે, કો૦ મુને કીધી સોહાગણ કહાનરે, કો૦ ૫
હવે થયો સસારિયો ઝેરરે, કો૦ બ્રહ્માનદને વહાલે કીધી મહેરરે, કો૦ ૬

પદ ૩

જોઈ છેલ છબીલાની ચાલરે, મન મારૂ લોભાણુ
વળી ભુરકી નાખીછે નદનાલરે, મન મારૂ લોભાણુ ૧
સહુ ઘેલી કહેછે સસારરે, મ૦ મેંતો નીરખ્યા છે નદકુમારરે, મ૦ ૨
કોઈ શાને કરોછો મારી છેડરે, મ૦ નહિ મેલું કાનુડાની કેડરે, મ૦ ૩
સર્વે ભૂલીઉ ઘરડાનુ કાજરે, મ૦ એક વહાલા કીધાછે મજરાજરે, મ૦ ૪
હવે રટના લાગીછે દિનરાતરે, મ૦ થઈ શિરસાટાની વાતરે, મ૦ ૫
મુને કીધી માનિતી સહુ માહરે, મ૦ બ્રહ્માનદને વ્હાલેજી ઝાલી બાહરે, મ૦ ૬

પદ ૪

બારી મ્હોટી જગતની બીકરે, વરી હુતો વનમાળી,
મેંતો સમજી વિચારી કીધુ ઠીકરે, વરી હુતો વનમાળી ૧
તુચ્છ જાણીને કીધુ સર્વે ત્યાગરે, વ૦ મોહી રસિક સલુણાને રાગરે, વ૦ ૨
મુને ચટકી લાગી છે ચિત્તમાયરે, વ૦ બીજુ વ્હાલા વિના ન સોહાયરે, વ૦ ૩
મુને કાઈ ન સુઝે કામરે, વ૦ થયુ હરી વિના સર્વે હરામરે, વ૦ ૪
હવે નિ શક થઈ હુ નચિન્તરે, વ૦ થઈ જગમા અલૌકિક જીતરે, વ૦ ૫
સમજી કીધુ છે તન કુરબાનરે, વ૦ બ્રહ્માનદના વ્હાલાથી બાધ્યા પ્રાણરે, વ૦ ૬

**राग गरबी.**

પદ ૧

આવો આવોને અનજેનડાજીરે, મોહન કરોને મહેરરે. આવો૦ ટેક

મેલી ગયા મહા વનમાજીરે, પ્રેમદાની શી પેરરે આવો૦ ૧
અમૃત પાઇને ઉછેરીયાજીરે, જીવન પાવો મા ઝેરરે આવો૦ ૨
સુખ અમને શીદ આપીયુંજીરે, વ્હાલા મરવુ હવે વેરરે આવો૦ ૩
ભૂમાનંદ કહે કૃપા કરોજીરે, થાયે લીલા લહેરરે આવો૦ ૪

પદ ૨

નાથ નમેરા કેમ થયાજીરે, ગુણસાગર ઘનશ્યામરે નાથ૦ ટેક
અમને મેલી ગયા વનમાજીરે, દોરો કાઢીને જેમ દામરે નાથ૦ ૧
તમ વિના અમે તો રહ્યાજીરે, જીવ વિના જેમ હાડ ચામરે નાથ૦ ૨
સુના અમે ન શોભીએજીરે, ધન વિનાનુ જેમ ધામરે નાથ૦ ૩
અબળા અમે કયા આવીએજીરે, ભૂમાનંદના શ્યામરે નાથ૦ ૪

પદ ૩

લાધો હરિહર હીરનોજીરે, વીંટી વળી વજનારરે લાધો૦ ટેક
મૂર્તિ મનોહર જોઇનેજીરે, પામ્યા સુખ અપારરે લાધો૦ ૧
મોર મુગટ માથે ધર્યોજીરે, ગળે ગુલાબના હારરે લાધો૦ ૨
કાંતિમા ઝાંખા કર્યાજીરે, કાનવર કોટિક મારરે લાધો૦ ૩
ભૂમાનંદના નાથ છો જીરે, નેણાતણા શણગારરે લાધો૦ ૪

પદ ૪

નાથ ન મેલુ વેગળાજીરે, હરિવર આવ્યા છો હાથરે નાથ૦ ટેક
કરપીનુ ધન કરી રાખશુંજીરે સાચી માનો એ ગાથરે નાથ૦ ૧
ઇચ્છો તમો ત્યા આવીએજીરે, શ્યામસુદર તમ સાથરે નાથ૦ ૨
તાપ ટાળો અંતરનાજીરે, ભેટો મને ભરી બાથરે નાથ૦ ૩
વ્હાલા ભૂમાનંદનાજીરે રાખો અમને સધાથરે નાથ૦ ૪

## राग काफी.

પદ ૧

નાના આસ લેવત મનગમતા, નેપુ ભરી જોયારે હરિજમના નેણ૦ ટેક
ઓઢી ઉપરણી રાખી કાન ઉઘાડા શોભાનિધિ ઘણુ ગમતા ને૦ ૧
વારે વારે જળપાન કરતહે રેસુજ કરીને ઘણુ ગમતા ને૦ ૨

એ છબી લેવા સારૂ ભવ બ્રહ્માદિક, ભાવસહિત કેડે ભમતા. ને૦ ૩
દેવાનંદ કહે જન્મ સુફળ કરી, નિત્ય ચરણોમાં જઈ નમતા. ને૦ ૪

પદ ૨.

લાડુ પીરસે પંગતમાં આઈ, સલુણી છબી સહજાનંદ સુખદાઈ. સ૦ ટેક.
ખંભા ઉપર આરો ખેશ બાંધીને, જોઈ રહ્યા જન લલચાઈ. સ૦ ૧
ખરડી જલેબી લાડુ સુતરફેણી, બહુ વિધિ પાક બનાઈ. સ૦ ૨
નિજદાસન સંગ હાસ કરી કરી, જોરાવરે શું જમાઈ. સ૦ ૩
દેવાનંદના નાથ દયાળુ, હસી હસી હેત જણાઈ. સ૦ ૪

પદ ૩.

ઘનશ્યામ સુંદર સુખદાઈ, નીમક નહિ મેલુંરે છબી ન્યારી ની૦ ટેક.
મર્મ ભરેલ મુખ હાસ મનોહર, વદનકમળ પર વારી ની૦ ૧
આંખડલી અણીયાળી જોઈને, જાદુભરેલી અતી ભારી ની૦ ૨
ભાલ વિશાળમાં રેખ મનોહર, પ્રાણથકી મુને પ્યારી. ની૦ ૩
દેવાનંદ કહે જતનશુ જીવમાં, રાખુ રસીક ગીરધારી ની૦ ૪

પદ ૪

રૂડા લાગે ધર્મસુત લહેરી, ફુલનકી ટોપીરે શીર પહેરી. ફુલ૦ ટેક.
મોગરા જાઇ ગુલાબ ચમેલી, ચવત સુગંધી અતી ભારી. ફુલ૦ ૧
હાર હજારી હરિભક્ત પહેરાવે, હેતસહિત છબી હેરી ફુલ૦ ૨
પોંચી કસુબી બાજુબંધ ગજરા, નેપુર ચરણ બંધેરી. ફુલ૦ ૩
દેવાનંદ કહે મૂર્તિ મનોહર, આવીને ઉરવચ્ચે ઠેરી. ફુલ૦ ૪

## राग सोरठ.

પદ ૧.

હરિગુણ ગાતાં, દુર્જનીયાંનો ધટક ન મનમાં ધારીયે;
શીરને સાટે, શ્વાસઉચ્છ્વાસે સુંદરવર સંભારીયે ટેક.
જે સાચું સમરણ આદરે, તેનો મૂરખ માણસ દ્રોહ કરે;
તે ઉલટો નિજ શીર ભાર ભરે. હરિ૦ ૧

જેમ સૂરજ સામી રજ નાખે, તે ઉલટી આવી પડે આંખે,
રવિ રોષ રાગ મન નવ રાખે હરિ૦ ૨
એવું સમજીને મન દ્રઢ રાખીયે, મુખ કાયરતા નવ ભાખીયે,
તન પ્રભુપર વારી નાખીયે હરિ૦ ૩
જે તન મન ધન હરિચરણ ધરે, તેની સુંદર શ્યામ સહાય કરે,
તે મુક્તાનંદ તારે ને તરે હરિ૦ ૪

પદ ૨

અભિમાન તજી, શામળીયા સધાથે મન દ્રઢ બાધીયે,
તજી લોકલજ્જા, સાધુજન સધાથે પ્રીતિ સાધીયે ટેક
જે સાધુજનનો સંગ કરે, તેના કામાદિક સંતાપ હરે,
તેનુ મન લઈ મોહનચરણ ધરે અભિ૦ ૧
સઉ હરિ ભજતા મોટપ પામે, તેના જન્મમરણના દુ ખ વામે,
ફરી મન ન ચડે બીજે ભામે અભિ૦ ૨
ધ્રુવ આદિ અચળ થયા હરિ સેવી, તેની શીખામણ મનધારી લેવી,
ભક્તિ પણ કરવી તે જેવી અભિ૦ ૩
દુરીજનના સંગથી દૂર રહીયે, હરિજનનો અવગુણ નવ ગ્રહીયે,
મુક્તાનંદ દાસના દાસ થઇયે અભિ૦ ૪

પદ ૩

તન ધન જાતા, હરિજન હોય તે હરિભક્તિથી નવ ચળે,
જેમ નાર સતી, સર્વે મમતા છોડી પતિસંગે બળે ટેક
જુવો પ્રહ્લાદે પણ નવ છોડ્યુ નિજ તાતતણુ સગપણ ત્રોડ્યુ,
દ્રઢ કરી મોહનસંગ મન જોડ્યુ તન૦ ૧
જુવો હરિશ્ચંદ્રે હરિ નવ તજ્યા, પરઘેર વેચાઈ પ્રભુ ભજ્યા,
ત્યારે મોહનના મનમા રજ્યા તન૦ ૨
જુવો બળીનુ મન નવ હારીયુ, ગુરુવચન હૃદે નવ ધારીયુ,
તન મન ધન પ્રભુપર વારીયુ તન૦ ૩
એવી દ્રઢતા ધારે તે સુખીઆ, તે કોઈ માગે ન હોય દુખીયા,
મ્હે મુક્તાનંદ તે મહા સુખીયા તન૦ ૪

પદ ૪.

હરિજન થઇને, હાણ્ય વરધ સુખ દુ:ખ મનમાં નવ ધારીયે;
ટાળ્યાં નવ ટળે, ઘટ સાથે ઘડીયાં હિમત નવ હારીયે.
જુવો કદરજ મહાદુ:ખીયા કહાવ્યા, તે સુખદુ:ખ મનમાં નવ લાવ્યા;
ત્યારે મોહનના મનમાં ભાવ્યા. હરિ૦ ૧
જુવો વસુદેવ દેવકી બંધ રહ્યાં, બહુ કાળે બંધન દૂર થયાં;
જેને હરિપુત્ર તોય દુ:ખ સહ્યાં હરિ૦ ૨
જુવો પાંડવ હરિને અતિપ્યારા, જેથી પળ એક નાથ ન રહે ન્યારા;
તે વન ભટક્યા લઈ સંગ દારા હરિ૦ ૩
એમ જાણી હરખ શોક તજીયે, થઈ એકમના હરિને ભજીયે;
તો મુક્તાનંદ હરિને રજીયે. હરિ૦ ૪

## ज्ञानविलास.

પદ ૧

### 'સખી ગોકુળ ગામના ચોકમાંરે' એ રાગ ગરબી.

બલિહારી શ્રીગિરિધરલાલનીરે, વહાલો તેજોનિધિ સુખકંદ;
સદા સાકાર બિરાજે બ્રહ્મમહોલમાંરે સદા૦ ટેક.
વહાલો દ્વિભુજ ચતુર્ભુજ શ્રીહરિરે, સદા સેવિત શ્રીનંદસુનંદ સદા૦ ૧
શંખ ચક્ર ગદા પદ્મને ધરેરે, યોગેશ્વર શ્રીજગદીશ;
ચારે તત્વ ચારે આયુધમાંરે, રચે વિશ્વ તેમાંથી ઈશ સદા૦ ૨
પદ્મમાંથી રચી પૃથિવી હરિરે, શંખમાંથી રચ્યું જળ શ્યામ;
ચક્રમાંથી રચ્યું તેજ તત્વનેરે, ગદામાંથી વાયુ સુખધામ. સદા૦ ૩
એમ વિશ્વ રચીને હરિ અવતર્યારે, કરવા તે અધમઉદ્ધાર;
પ્રેમાનંદનો સ્વામી ઘનશ્યામજીરે, વ્રજજીવન નંદકુમાર. સદા૦ ૪

પદ ૨.

સખી છેલ છબીલો કુંવર નંદનોરે, અતિ શોભેછે આનંદકંદ;
અલબેલો બિરાજે નંદ આંગણેરે. અલ૦ ટેક.

જેનો મહિમા વખાણે મહામુનિરે, શેષ શારદ નારદ શુક દેદ અલ૦ ૧
વહાલો સોળ કળા જુક્ત શ્રીહરિરે, નવરસમય નટવર લાલ,
કોટિ કંદર્પ લેઈ લાજે રૂપનેરે, નિરખતા વારે ઘણુ વહાલ, અલ૦ ૨
એવી શિતળ સભા નંદ આગણેરે, બ્રહ્મરૂપિ ને રાજરૂપિવૃંદ,
શોભે મુનિ સભામા શ્રીપતિરે, વહાલો તારામધ્યે જેમ ચંદ અલ૦ ૩
કરી લટકા મોહ્યો વ્રજસાથનેરે, કરી વાતુ મોહ્યા મુનિરાય,
જોઇ સુંદર છબી ઘનશ્યામનીરે, પ્રેમાનંદ વારી વારી જાય અલ૦ ૪

પદ ૩

સખી આજ અલૌકિક વાતડીરે, કૃપા કરી કીધી ઘનશ્યામ,
સાભળીને ઠરે મારી છાતડીરે, સાભ૦ ટેક
શુક નારદ ઉદ્ધવ નિજદાસનેરે, પુછ્યા પ્રશ્ન અતિ સુખધામ સાભ૦ ૧
એક શું છે હેતુ કલ્યાણનુરે, જેણે ન થાયે એવું તે શું કે વાય
પછી ન થયો ઉત્તર બીજા કોયથીરે પોતે બોલ્યા શ્રીવૈકુંઠરાય સાભ૦ ૨
ભય પામ્યો મુમુક્ષુ જન્મમરણથીરે, તેને તર્યાનો એજ ઉપાય,
સતશાસ્ત્ર સાકાર મારી મૂર્તિરે સાચા સંત સાકાર મુને ગાય સાભ૦ ૩
એને વિષે જોડાયે જન પાતકીરે, તેતો સહેજે પામે ભવપાર,
પ્રેમાનંદ કે ભજે લઈ ધામમારે, દિવ્ય રૂપે મને સાકાર સાભ૦ ૪

પદ ૪

ભવસાગર તરવાને ઇચ્છતોરે, એવો જે મુમુક્ષુ જન,
ભજે મુને તજી સર્વે વાસનારે ભજે૦ ટેક
કરે સાધન કલ્યાણના પ્રીતશુંરે, મારી મૂર્તિમા ધરી મન ભજે૦ ૧
મને ભજતા વિઘન તેને ઘણારે, છે સમઝાણુ કહી રીત
મારો આકાર ઉછેદન જે કરેરે, એવા શાસ્ત્ર સુણે કરી પ્રીત ભજે૦ ૨
એવા શાસ્ત્રઅભ્યાસી જનછેરે બ્રહ્મજ્ઞાની તેનો વિશ્વાસ
એતો નિશ્ચે પાડે કલ્યાણથીરે મેલે નરકે કરી નિરાશ ભજે૦ ૩
એજ વિરોધી છે કલ્યાણનારે, એવા જ્ઞાની ને ભ્રષ્ટ કે વાય
પ્રેમાનંદનો સ્વામી કે લાગવારે, પાપરૂપ જાણીને બનાય ભજે૦ ૪

પદ ૫

એવા પાપી પાડે મારગ મોક્ષથીરે, મુખે કથી મિથ્યા બ્રહ્મજ્ઞાન,
સંત સરવે કહુ તે આપ માનજોરે સત૦ ટેક
દેખાડે સભર ભર્યો આતમારે, ખોટે આકાર અવતાર તોડી તાન સત૦ ૧
જન અર્થી હોયે જે કલ્યાણનારે, કરે તે પાપીમાંહી પરતીત,
જેવા પોતે નાસ્તિક પાપી હોયેરે, શિખાવે સર્વ તેવી રીત સત૦ ૨
પછે સંત સાકાર મારી મૂર્તિરે, તેમા દોષ પરઠે તતકાળ,
તજી સેવા ઉપાસના આશરોરે, થઈ બેસે તે બ્રહ્મકુદાળ સત૦ ૩
કેવળ કથે મિથ્યા બ્રહ્મજ્ઞાનનેરે મારી ઉપાસના તજી જન,
પ્રેમાનંદનો સ્વામી કહે શ્રીહરિરે, થઈ પિશાચ ફરે વનોવન સત૦ ૪

પદ ૬

કથનમાત્ર તે બ્રહ્મજ્ઞાને કરીરે, જન સિદ્ધિ પામે નહીં કોયે,
મુમુક્ષુને પાડવાનો પાસ છેરે મુમુ૦ ટેક
જેમ તાંદુલ વિના કુટે કુસકારે, તેનો શ્રમ તે નિષ્ફળ હોય મુમુ૦ ૧
જન ભુખ્યો તર્ષ્યો જ્યેષ્ઠ માસનોરે, પ્રીત કરી ચાટે આકાશ,
નવ જાયે ક્ષુધા તૃષા તેહનીરે, એમ વાચ્ય જ્ઞાન પ્રયાસ મુમુ૦ ૨
એવા બ્રહ્મજ્ઞાનિનો સગ ત્યાગવોરે, મન ક્રમ વચને તે જરૂર,
પંચ મહાપાપના શિરોમણીરે, એવા જ્ઞાનીને ત્યાગ જે દૂર મુમુ૦ ૩
દિવ્ય રૂપ સાકાર મારી મૂર્તિરે, કરૂ લીલા ધરી અવતાર,
પ્રેમાનંદનો સ્વામી કહે શ્રીહરિરે, મારા આશરા વિના મળે ખ્વાર મુમુ૦ ૪

# वचनामृतम् ।

સવત્ ૧૮૭૬ ના માગશર શુદી ૪ ચતુર્થીને દિવસ શ્રીજીમહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબારમા સાધુની જગ્યાને વિષે રાત્રિને સમે પધાર્યા હતા અને સર્વ શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ સાધુ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી શ્રીજીમહારાજે પ્રશ્ન પુછ્યુ જે—સર્વ સાધનમા કયુ સાધન કઠણ છે? ત્યારે સર્વ બ્રહ્મચારી સાધુ તથા ગૃહસ્થ તેમણે પોતાની સમઝણ પ્રમાણે ઉત્તર કર્યો પણ થયો નહિ પછી શ્રીજીમહારાજ બોલ્યા જે લ્યો અમે ઉત્તર કરીએ જે, ભગવાનના સ્વરૂપમા મનની અખંડ વૃત્તિ રાખવી તેથી કોઈ સાધન કઠણ નથી અને જે મનુષ્યના મનની વૃત્તિ ભગવાનના સ્વરૂપમા અખંડ રહેછે તેને તેથી બીજી અધિક પ્રાપ્તિ શાસ્ત્રમા કહી નથી, કાજે ભગવાનની મૂર્તિ છે તેતો ચિંતામણિ તુલ્ય છે જેમ ચિંતામણિ કોઇક પુરુષના હાથમા હોય તે પુરુષ જે જે પદાર્થને ચિંતવે તે તે પ્રાપ્ત થાય છે, તેમ ભગવાનની મૂર્તિને વિષે જેના મનની અખંડ વૃત્તિ રહેછે તેતો જીવ ઈશ્વર માયા અને બ્રહ્મ એમના સ્વરૂપને જો જોવાને ઈચ્છેતો તત્કાળ દેખેછે તથા વૈકુંઠ ગોલોક બ્રહ્મમહોલ એ આદિક જેજે ભગવાનના ધામ તેને પણ દેખેછે, માટે ભગવાનના સ્વરૂપમા અખંડ વૃત્તિ રાખવી તેથી કોઈ કઠણ સાધન પણ નથી અને તેથી કોઇ મોટી પ્રાપ્તિ પણ નથી

ત્યારપછી હરિભક્ત શેઠ ગોવર્ધનભાઇએ શ્રીજીમહારાજ પ્રત્યે પ્રશ્ન પુછ્યો જે—જેને ભગવાનની માયા કહેછે તેનુ રૂપ શુ છે? પછી શ્રીજીમહારાજ બોલ્યા જે, ભગવાનનો ભક્ત હોય તેને ભગવાનની મૂર્તિનુ ધ્યાન કરતા જે પદાર્થ આડુ આવીને આવરણ કરે તેને માયા કહીએ

પછી મુક્તાનંદસ્વામીએ પ્રશ્ન પૂછ્યો જે—ભગવાનનો ભક્ત જ્યારે પંચભૂતના દેહને મુકીને ભગવાનના ધામમા જાયછે ત્યારે તે કેવા દેહને પામે છે? ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે, ધર્મકુળને આશ્રિત એવો જે ભગવાનનો ભક્ત છે તે ભગવાનની ઈચ્છાએ કરીને બ્રહ્મમય દેહને પામેછે અને જ્યારે દેહને મુકીને ભગવાનના ધામ પ્રત્યે જાય છે ત્યારે કોઇકતો ગરુડ ઉપર બેસીને જાયછે અને કોઈકતો રથ ઉપર બેસીને જાયછે અને કોઈકતો

વિમાન ઉપર બેસીને જાય છે, એવી રીતે ભગવાનના ભક્ત ભગવાનના ધામમાં જાયછે, તેને યોગસમાધિવાળા છે તે પ્રત્યક્ષ દેખે છે.

પછી હરિભક્ત ઠકર હરજીએ શ્રીજિમહારાજને પુછ્યું જે-કેટલાક તો ઘણા દિવસસુધી સત્સંગ કરે છે તોપણ તેને જેવી પોતાના દેહ અને દેહના સંબધિને વિષે ગાઢ પ્રીતિ છે તેવી સત્સંગમાં ગાઢ પ્રીતિ નથી થાતી તેનું શુ કારણ છે? પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, એને ભગવાનનું માહાત્મ્ય સંપૂર્ણ જાણ્યામાં આવ્યુ નથી અને જે સાધુને સંગે કરીને ભગવાનનું માહાત્મ્ય પરિપૂર્ણ જાણ્યામાં આવેછે તે સાધુ જ્યારે પોતાના સ્વભાવ ઉપર વાત કરેછે ત્યારે તે સ્વભાવને મુકી શકતો નથી અને તે વાતના કરનારા જે સાધુ તેનો અવગુણ લેછે તે પાપે કરીને સત્સંગમાં ગાઢ પ્રીતિ થાતી નથી, કાંજે અન્ય સ્થળને વિષે જે પાપ કર્યાં હોય તે સંતને સંગે કરીને જાય અને સંતને વિષે જે પાપ કરેછે તે પાપ તો એક સંતના અનુગ્રહ વિના બીજાં કોઈ સાધને કરીને ટળતા નથી તે શાસ્ત્રમાં કહ્યુ છે જે 'अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति। तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥' તે માટે સંતનો અવગુણ જો ન લે તો એને સત્સંગમા દૃઢ પ્રીતિ થાય॥ **ઇતિ વચનામૃતમ્ ॥૪॥**

સવત્ ૧૮૭૯ ના માગશર શુદી ૮ અષ્ટમીને દિવસ શ્રીજિમહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબારમા વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ પરમહંસતથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, રાધિકાએ સહિત એવા જે શ્રીકૃષ્ણભગવાન તેનું ધ્યાન કરવુ અને ધ્યાન કરતા મૂર્તિ હૃદાનેવિષે ન દેખાય તોપણ ધ્યાન કરવું પણ કાયર થઇને તે ધ્યાનને મુકી દેવુ નહિ, એવી રીતના જે આગ્રહવાળા છે તેની ઉપર ભગવાનની મોટી કૃપા થાય છે અને એની ભક્તિએ કરીને ભગવાન એને વશ્ય થઈ જાય છે ॥ **ઇતિ વચનામૃતમ્ ॥૫॥**

સવત્ ૧૮૭૯ ના માગશર શુદિ ૯ નવમીને દિવસ શ્રીજિમહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબારમા વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી શ્રીજીમહારાજ બોલ્યા જે, આ સત્સંગમાં જે વિવેકી છે તે તો દિવસે દિવસે પોતાને વિષે અવગુણને દેખેછે અને ભગવાન ને ભગવાનના ભક્તને વિષે ગુણને દેખે છે અને ભગવાન ને સાધુ પોતાના હિતને અર્થે કઠણ વચન કહેછે તેને પોતાના હિતકારી માનેછે અને દુઃખ નથી લગાડતો, તેતો દિવસે દિવસે સત્સંગનેવિષે મોટયપને પામે છે અને જે અવિવેકી છે તે તો જેમ જેમ સત્સંગ કરે છે અને સત્સંગની વાત સાંભળે છે તેમ તેમ પોતાનેવિષે ગુણ પરઠે છે અને ભગવાન ને સંત એનો દોષ દેખાડીને એની આગળ વાત કરેછે, તે વાતને માને કરીને અવળી લેછે અને વાતના કરનારાનો અવગુણ લેછે તેતો દિવસે દિવસે ઘટતો જાય છે અને સત્સંગમાં પ્રતિષ્ઠાહીન થઈ જાયછે માટે પોતાને વિષે જે ગુણનું માન તેનો ત્યાગ કરીને શૂરવીર થઇને ભગવાન અને ભગવાનના સંતનેવિષે વિશ્વાસ રાખે તો એનો અવિવેક ટળી જાય છે અને સત્સંગમાં મોટયપને પામેછે ॥ ઇતિ વચનામૃતમ્ ॥૬॥

સંવત્ ૧૮૭૬ ના પોષ વદિ ૫ પંચમીને દિવસે પાછલો પહોર દિવસ હતો ત્યારે શ્રીજીમહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં શ્રીવાસુદેવ નારાયણના મંદિરની જોડે જે ઓરડો તેની ઓસરીએ ઉગમણે મુખારવિંદે ઢોલિયા ઉપર વિરાજમાન હતા અને ધોળો ખેસ પહેર્યો હતો ને ધોળા ચાદર ઓઢી હતી ને માથે કસુંબી રંગને છેડે ફેંટો બાંધ્યો હતો અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

તે સમે મુક્તાનંદસ્વામીએ પ્રશ્ન પુછયો જે—ભગવાનને પ્રસન્ન કરવાના સાધન અનંત પ્રકારના શાસ્ત્રમાં કહ્યા છે પણ તે મધ્યે એવું એક સાધન કયું બળવાન્ છે જે સમગ્ર સાધન કર્યે જેવા ભગવાન્ પ્રસન્ન થાય તેવા એક સાધને કરીને ભગવાન્ રાજી થાય, તે એવો એક ઉપાય કહો ? ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે, એકજ સાધને કરીને ભગવાન્ રાજી થાય તે કહીએ તે સાંભળો જે, ભગવાનનો જે દૃઢ આશરો એજ એક સર્વે સાધનમાં મોટું સાધન છે તેણે કરીને ભગવાન્ રાજી થાય છે અને તે આશરો અતિદૃઢ જોઇએ જેનેવિષે કાંઈ પોલ રહે નહિ, તે આશરામાં ત્રણ ભેદ છે એક મૂઢપણે કરીને ભગવાનનો આશ્રય થાયછે તે અતિમૂઢ હોય તેને

બ્રહ્મા જેવો હોય તે આશ્રયમાં ડોલાવે ' તોપણ ડોલે નહિ અને બીજો પ્રકાર એ છે જે, ભગવાનમાં જે પ્રીતિ તેણે કરીને ભગવાનનો દૃઢ આશરો થાય છે તે જેને દૃઢ પ્રીતિ હોય તે પરમેશ્વરને મુકીને બીજા પદાર્થમાં જોરાવરી પ્રીતિ કરે તોપણ થતી નથી એવી રીતે દૃઢ પ્રીતિએ કરીને ભગવાનનો દૃઢ આશરો કહેવાયછે અને ત્રિજો પ્રકાર એ છે જે, જેને બુદ્ધિ વિશાળ હોય તે ભગવાનનું સગુણનિર્ગુણપણું તથા અન્વયવ્યતિરેકપણું તેને સમજતો હોય અને ભગવાનની માયાથકી જે સર્ગ થયો છે તેને સમજતો હોય અને ભગવાનના જે પૃથ્વીનેવિષે અવતાર થાયછે તેની રીતને સમજતો હોય અને જગતની ઉત્પત્તિકાળે ભગવાન્ જે પ્રકારે અક્ષરરૂપે વર્તેછે તથા પુરુષપ્રકૃતિરૂપે વર્તે છે તથા વિરાટ્પુરુષરૂપે વર્તે છે તથા બ્રહ્માદિક પ્રજાપતિરૂપે વર્તે છે તથા જીવના કલ્યાણને અર્થે નારદ સનકાદિકરૂપે વર્તે છે એ સર્વ રીતને સમજી જાણે અને પુરુષોત્તમ ભગવાનને સર્વથી પર ને નિર્વિકાર સમજતો હોય, એવી રીતે જેની દૃષ્ટિ પહોંચતી હોય તેને બુદ્ધિએ કરીને ભગવાનનો દૃઢ આશરો છે તે બીજાનો ટાળ્યો ટળે નહિ ને પોતાનો પણ ટાળ્યો ટળે નહિ અને ભગવાન્ મનુષ્યદેહને ગ્રહણ કરીને સમર્થપણે અથવા અસમર્થપણે વર્તતા હોય તો તેને દેખીને તેની બુદ્ધિનેવિષે ભ્રાંતિ થાય નહિ.

એમ કહીને પછી શ્રીજીમહારાજ બોલ્યા જે કહોતો તમને એક પ્રશ્ન પુછું ત્યારે મુક્તાનંદસ્વામી બોલ્યા જે પુછો મહારાજ, પછી એમ પુછ્યું જે—અમે કહ્યા જે ત્રણ અંગ તેમા તમારૂ કયુ અંગ છે? અને એ ત્રણ અંગ ભગવાનના ભક્તને મિશ્રિત હોય પણ તેમા જે અંગ પ્રધાન હોય તેનું તે અંગ કહેવાય, તો મૂળપણે પ્રીતિ અને સમજણ એ જે ત્રણ અંગ તેમાં તમારૂ કયુ અંગ છે? પછી મુક્તાનંદસ્વામી તથા બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે, અમારે તો સમજણનું અંગ છે અને બીજા સાધુએ પણ જેને જે અંગ હતા તે કહ્યાં ॥ **ઇતિ વચનામૃતમ્ ॥૩૩॥**

સંવત્ ૧૮૭૬ ના મહા શુદિ ૬ છઠને દિવસ શ્રીજીમહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમા શ્રીવાસુદેવનારાયણના મંદિર આગળ લિંબડાના વૃક્ષની હેઠે ઓટા માથે ઢોલિયા ઉપર આથમણે મુખારવિંદે વિરાજમાન

હતા અને માથે ધોળી પાઘ બાંધી હતી ને ધોળી ચાદર ઓઢી હતી ને ધોળો ખેશ પહેર્યો હતો ને બે કાનને ઉપર પિળા પુષ્પના ગુચ્છ વિરાજમાન હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

અને તે સભાનેવિષે કોઈક વેદાંતી બ્રાહ્મણો પણ આવીને બેઠા હતા તેને જોઇને શ્રીજિમહારાજ બોલ્યા જે, વેદાંત શાસ્ત્રને જે જે ભણેછે તથા સાંભળે છે તે એમ કહેછે જે, 'વિધિનિષેધતો મિથ્યા છે અને વિધિનિષેધે કરીને પમાય એવા જે સ્વર્ગ ને નરક તેપણ મિથ્યા છે અને તેને પામનારો જે શિષ્ય તેપણ મિથ્યા છે અને ગુરુપણ મિથ્યા છે અને એક બ્રહ્મજ સભર ભર્યો છે તે સત્ય છે' એવી રીતે જે કહેછે તે શું સમઝીને કહેતા હશે ? અને સર્વે વેદાંતિના આચાર્ય જે શંકરાચાર્ય તેણે તો પોતાના શિષ્યને દંડ કમંડળ ધારણ કરાવ્યા અને એમ કહ્યું જે 'ભગવદ્ગીતા ને વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો તથા વિષ્ણુનું પૂજન કરવું અને જેને ઝાઝા ચોમાસા થયા હોય તેનું થોડા ચોમાસાવાળાએ વંદન કરવું અને સારો પવિત્ર બ્રાહ્મણ હોય તેના ઘરનીજ ભિક્ષા કરવી' એવી રીતે જે વિધિનિષેધનું પ્રતિપાદન કર્યું તે શું એને યથાર્થ જ્ઞાન નહિ હોય ? અને જે હમણાના જ્ઞાની થયા તેમણે વિધિનિષેધને ખોટા કરી નાખ્યા તે શું શંકરાચાર્ય કરતા એ મોટા થયા ? માટે એતો એમ જણાય છે જે એતો કેવળ મૂર્ખાઇમાથી બોલેછે અને વિધિનિષેધ શાસ્ત્રમા ખોટા કહ્યાછે તેતો એમ કહ્યાછે—જેમ કોઈ મોટું વાહણ હોય અને તે વાહણ મહા સમુદ્રનેવિષે એક વર્ષસુધી ચાલ્યુ જાય છે તેને આગનો કાંઠોપણ દેખ્યામા આવે નહિ અને પાછલો કાંઠોપણ દેખ્યામા આવે નહિ અને તે બે કાંઠા ઉપર જે મોટા મોટા પર્વત તે પણ દેખ્યામા આવે નહિ તો ઝાડવા તથા મનુષ્ય તેતો ક્યાથી દેખ્યામા આવે ? અને જ્યા દેખે ત્યા એકલું જળજ દેખાય પણ જળ વિના બીજો કોઈ આકાર દેખ્યામા આવે નહિ અને ઉંચુ જુવે તો મોટી મોટી સમુદ્રની લહેર્યું ઉછળતી હોય માટે ઉંચુ પણ જળજ જણાય ત્યારે તે વાહણને વિષે બેઠા એવા પુરુષ તે એમ કહે જે 'એકલું જળજ છે બીજું કાઇ નથી' એ દ્રષ્ટાંતનું સિદ્ધાંત એ છે જે, જેને બ્રહ્મસ્વરૂપને વિષે નિર્વિકલ્પ સ્થિતિ થઈ હોય તે એમ

બોલે જે ' એક બ્રહ્મજ છે અને તે વિના બીજુ જે જીવ ઇશ્વર અને માયા એ આદિક તે સર્વે મિથ્યા છે ' અને તેના વચન શાસ્ત્રમા લખાણા હોય તેને સાભળીને પોતાને તો એવી સ્થિતિ ન થઇ હોય તોપણ વિધિનિષેધને ખોટા કહે છે અને સ્ત્રીની શુશ્રૂષા કરે ને છોકરાની શુશ્રૂષા કરે અને જેટલો સસારનો વ્યવહાર હોય તે સર્વેને તો સાચો જાણીને સાવધાન થઇને કરેછે અને શાસ્ત્રે પ્રતિપાદન કર્યા એવા જે વિધિનિષેધ તેને ખોટા કહેછે એવા જે આ જગતને વિષે જ્ઞાનના કથનારા છે તેનેતો મહા અધમ જાણવા ને નાસ્તિક જાણવા અને શકરાચાર્યે તો જીવના હૈયામા નાસ્તિકપણુ આવી જાય તેની બીકે કરીને '**भज गोविन्दं भज गोविन्दं गोविन्दं भज मूढमते !**' એ આદિક ઘણાક વિષ્ણુના સ્તોત્ર કર્યા છે તથા શિવજી તથા ગણપતિ તથા સૂર્ય એ આદિક જે ઘણાક દેવતા તેના સ્તોત્ર કર્યા છે, જેને સાભળીને સર્વે દેવતા સત્ય ભાસે એવો આશય જાણીને શકરાચાર્યે સર્વે દેવતાના સ્તોત્ર રચ્યા છે અને આજના જે જ્ઞાની થયા તેતો સર્વેને ખોટા કરી નાખે છે અને વળી એમ કહેછે જે ' જ્ઞાની તો ગમે તેવુ પાપ કરે તોપણ કાઈ અડતુ નથી ' તે મૂર્ખપણામાથી કહેછે અને જેટલા ત્યાગી પરમહસ થયા તે સર્વેનેવિષે જડભરત શ્રેષ્ઠ છે અને જેટલા પુરાણમાત્ર તથા વેદાતના ગ્રથ તે સર્વેનેવિષે જડભરતની વાર્તા લખાણી છે એવા મોટા જે જડભરત તે પૂર્વજન્મમા ઋષભદેવ ભગવાનના પુત્ર હતા અને રાજ્યનો ત્યાગ કરીને વનમા ગયા હતા તેને દયાએ કરીને પણ જો મૃગ સધાથે પ્રીતિ થઇ તો તેનો દોષ લાગ્યો ને પોતાને મૃગનો જન્મ લેવો પડયો અને મૃગના સરખા ચાર પગ ને ટુકી પુછડી ને માથે નાની સિગડિયો એવો આકાર પોતાને પ્રાપ્ત થયો અને પરમાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેની સધાથે વ્રજની ગોપિયોએ કામબુદ્ધિએ કરીને પ્રીતિ કરી તોપણ સર્વે ભગવાનની માયાને તરી ગઈયો ને પોતે ગુણાતીત થઇને નિર્ગુણ એવુ જે ભગવાનનુ અક્ષરધામ તેને પામિયો, તેનુ કારણ એ છે જે શ્રીકૃષ્ણભગવાન્ પોતે સાક્ષાત્ 'પુરુષોત્તમ ગુણાતીત દિવ્યમૂર્તિ હતા તો તે સધાથે ગોપિયોએ જાણે અ જાણે પ્રીતિ કરી તોપણ તે ગોપિયો ગુણાતીત થઈયો અને ભરતજીએ દયાએ કરીને મૃગવામા પ્રીતિ કરી તો પોતે મૃગજ થયા, માટે

ગમે તેવા મોટા હોય તેનુ પણ કુસગે કરીને તો ભુંડુજ થાય છે અને ગમે તેવો પાપી જીવ હોય ને તે જો સત્યસ્વરૂપ એવા જે ભગવાન્ તેનો પ્રસગ કરે તો પરમ પવિત્ર થઇને અભયપદને પામે અને જો શ્રીકૃષ્ણભગવાન્ પોતે ગુણાતીત ન હોત તો એના ભક્ત જે ગોપિયો તે ગુણાતીતપણાને ન પામત અને જો ગુણાતીત પદને પામિયો તો શ્રીકૃષ્ણભગવાન્ ગુણાતીત કૈવલ્ય દિવ્યમૂર્તિજ છે અને વેદાંતી કહે છે જે 'સર્વત્ર બ્રહ્મ સભર ભર્યો છે' ત્યારે જેમ ગોપિયોએ શ્રીકૃષ્ણભગવાનનેવિષે પ્રીતિ કરી તેમજ સર્વે સ્ત્રિયો પોતપોતાના ધણીનેવિષે પ્રીતિ કરેછે તથા સર્વે પુરુષ પોતાની સ્ત્રિયોને વિષે પ્રીતિ કરેછે તોપણ તેમને ગોપિયોના જેવી પ્રાપ્તિ થતી નથી તેમને તો ઘોર નરકની પ્રાપ્તિ થાય છે, માટે જે વિધિનિષેધ છે તે સાચા છે પણ ખોટા નથી અને જે એ વિધિનિષેધને ખોટા કરે છે તેતો નારકી થાય છે, એમ વાર્તા કરીને શ્રીજિમહારાજ જય સચ્ચિદાનંદ કહીને પોતાને ઉતારે પધાર્યા ॥ ઇતિ વચનામૃતમ્ ॥૪૩॥

સવત્ ૧૮૭૯ ના મહા શુદિ ૧૩ તેરસને દિવસે સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમા શ્રીવાસુદેવનારાયણના મંદિરની આગળ લીંબડાના વૃક્ષની હેઠે ઓટામધ્યે ઢોલિયા ઉપર આથમણે મુખારવિંદે સંધ્યાસમે વિરાજમાન હતા અને સર્વ શ્વેત વસ્ત્ર પહેર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઈને બેઠી હતી અને પોતાના મુખારવિંદની આગળ બે મશાલો બળતી હતી અને શ્રીવાસુદેવનારાયણની સંધ્યા આરતી તથા નારાયણધુન્ય થઈ રહી

પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, સર્વે સાવધાન થઇને સાંભળજો એક વાર્તા કરીએ છીએ, ત્યારે સર્વ મુનિ તથા હરિભક્ત બોલ્યા જે હે મહારાજ ! કહો પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, જે ભગવાનનો ભક્ત હોય તેને નિત્ય પ્રત્યે ભગવાનની પૂજા કરીને ને સ્તુતિ કરીને ભગવાન પાસે એમ માગવુ જે 'હે મહારાજ ! હે સ્વામિન્ ! હે કૃપાસિંધો ! હે શરણાગતપ્રતિપાળક ! કુસંગીથકી મારી રક્ષા કરજ્યો' તે કુસગી ચાર પ્રકારના છે—એક કુંડાપથી બીજા શક્તિપથી ત્રીજા શુષ્કવેદાંતી અને ચોથા નાસ્તિક એ ચાર પ્રકારના કુસંગી છે, તેમા જો કુંડાપથીનો સંગ થાય તો વર્તમાનમાથી ચુકાવીને ભ્રષ્ટ કરે અને જો શક્તિ

પંથીનો સંગ થાય તો દારુ માંસ ખવરાવીને સ્વધર્મથકી ભ્રષ્ટ કરે અને જો શુષ્કવેદાંતિનો સંગ થાય તો ભગવાનનુ ધામ તથા ભગવાનનો જે સદા દિવ્ય આકાર તથા ભગવાનના અવતારની મૂર્તિઓના જે આકાર તે સર્વેને ખોટા કરીને ભગવાનની ભક્તિ ઉપાસના તેથકી ભ્રષ્ટ કરે અને જો નાસ્તિકનો સંગ થાય તો કર્મને સાચા કરીને પરમેશ્વર એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તેને ખોટા કરી દેખાડે અને અનાદિ સત્ શાસ્ત્રના માર્ગથકી ભ્રષ્ટ કરે, માટે ભગવાનની પાસે માગવું જે 'એ ચાર પ્રકારના માણસનો કોઈ દિવસ સંગ થશો નહિં' અને વળી એમ પ્રાર્થના કરવી જે ' હે મહારાજ ! કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, ઇર્ષ્યા અને દેહાભિમાન એ આદિક જે અંતઃશત્રુ તે થકી રક્ષા કરજ્યો અને નિત્યે તમારા ભક્તનો સમાગમ દેજ્યો' એવી રીતે નિત્યે ભગવાનની પ્રાર્થના કરવી અને એ કુસંગથકી ને અંતઃશત્રુથકી નિરંતર ડરતા રહેવું ॥ **ઇતિ વચનામૃતમ્ ॥૪૮॥**

સંવત્ ૧૮૭૬ ના મહા વદી ૧૧ એકાદશીને દિવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં શ્રીવાસુદેવનારાયણના મંદિરની આગળ આથમણે દ્વાર ઓરડાની ઓસરીએ ઢોલિયા ઉપર ગાદી તકીયા નખાવીને વિરાજમાન હતા ને ધોળો ખેસ પહેર્યો હતો ને જરીયાન છેડાવાળો કસુંબલ રેટો ઓઢ્યો હતો અને અસમાની રંગનો જરીયાની રેશમનો ફેંટો માથે બાંધ્યો હતો ને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી મુક્તાનંદસ્વામીએ પ્રશ્ન પુછ્યો જે–હે મહારાજ ! શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધમાં જનકરાજા અને નવ યોગેશ્વરના સંવાદે કરીને કહ્યા જે ભાગવતધર્મ તેનુ જે પોષણ તે કેમ થાય ? અને વળી જીવને મોક્ષનુ જે દ્વાર તે ઉઘાડુ કેમ થાય ? પછી શ્રીજીમહારાજ બોલ્યા જે, સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્યજ્ઞાન તેણે સહિત જે ભગવાનની ભક્તિ તેણે યુક્ત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગથકી ભાગવતધર્મનું પોષણ થાય છે અને વળી જીવને મોક્ષનુ જે દ્વાર તેપણ એવા સાધુના પ્રસંગથકી ઉઘાડું થાય છે, તે કપિલદેવ ભગવાને દેવહૂતી પ્રત્યે કહ્યુ છે જે 'પ્રસઙ્ગમજરં પાશમાત્મનઃ કવયો

विदु । स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ॥' 'જેવો એ જીવને પોતાના સમ્બન્ધીનેવિષે દૃઢ પ્રસગ છે તેવોને તેવોજ પ્રસગ જો ભગવાનના એકાતિક સાધુનેવિષે થાયતો એ જીવને મોક્ષનુ દ્વાર ઉઘાડુ થાય છે'

પછી શુકમુનિએ પુછ્યુ જે 'ગમે તેવો આપત્કાળ પડે ને પોતાના ધર્મ માથી ન ખસે તે ક્યે લક્ષણે કરીને ઓળખાય? પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, જેને પરમેશ્વરના વચનની ખટક રહે અને નાનુ મોટુ વચન લોપી શકે નહિ એવી રીતનો જેનો સ્વભાવ હોય તેને ગમે તેવો આપ કાળ આવે તોય પણ એ ધર્મથકી પડેજ નહિ માટે જેને વચનમા દૃઢતા છે તેનોજ ધર્મ દૃઢ રહે અને તેનોજ સત્સગ પણ દૃઢ રહે ॥ ઇતિ વચનામૃતમ્ ॥૫૪॥

સવત્ ૧૮૭૭ ના આસો વદી ૧૪ ચૌદશને દિવસ સ્વામી શ્રીસહજાનદજી મહારાજ ગામ શ્રીકારિયાણીમધ્યે વસ્તાખાચરના દરબારમા ઉત્તરાદે દ્વાર ઓરડાની ઓસરીએ છપરપલગ ઉપર વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, અમે એક પ્રશ્ન પુછીએ છીએ પછી મુનિ બોલ્યા જે પુછો મહારાજ પછી શ્રીજિમહારાજે પુછ્યુ જે ભગવાન જીવના કલ્યાણને અર્થે પૃથ્વી ઉપર અવતાર ધરે છે તે અવતાર ધર્યા વિના પોતાના ધામમા રહ્યા થકા શું કલ્યાણ કરવાને સમર્થ નથી? અને કલ્યાણ તો ભગવાન જેમ ધારે તેમ કરે ત્યારે અવતાર ધર્યાનુ શું પ્રયોજન છે? અને જો અવતાર ધરે ત્યારેજ ભગવાનમા કલ્યાણ કરવાની સામર્થિ હોય અને અવતાર ધર્યા વિના જીવના કલ્યાણ ન કરી શક્તા હોય તો ભગવાનને વિષે પણ એટલુ અસમર્થપણુ આવે માટે ભગવાન તો અવતાર ધરીને પણ કલ્યાણ કરે અને અવતાર ન ધરે તોપણ જીવના કલ્યાણ કરવા સમર્થ છે માટે એવા જે ભગવાન્ તેને અવતાર ધર્યાનુ શું પ્રયોજન છે? એ પ્રશ્ન છે પછી મોટા મોટા મત હતા તેમનો જેની જેવી બુદ્ધિ તેણે તેવો ઉત્તર કર્યો પણ શ્રીજિમહારાજના પ્રશ્નનુ કોઇથી સમાધાન ન થયુ અને શ્રીજિમહારાજે આશકા કરી તે સર્વેના ઉત્તર ખોટા થઇ ગયા પછી મુનિ સર્વે હાથ જોડીને બોલ્યા

જે હે મહારાજ ! એ પ્રશ્નનો ઉત્તરતો તમેજ કરો તો થાય,' પછી શ્રીજિ મહારાજ બોલ્યા જે, ભગવાનને અવતાર ધર્યાનું એજ પ્રયોજન છે જે, ભગવાનને વિષે અતિશય પ્રીતિવાળા જે ભક્ત હોય તેની ભક્તિને આધીન થઇને તે ભક્તને સુખ દેવાને અર્થે જેવી ભક્તની ઈચ્છા હોય તેવા રૂપનુ ધારણ કરે છે, પછી જેવા જેવા પોતાના ભક્તના મનોરથ હોય તે સર્વે પુરા કરે છે અને તે ભક્ત હોય તે સ્થૂળભાવે યુક્ત છે અને દેહધારી છે માટે ભગવાનપણ સ્થૂળભાવને ધારણ કરીને દેહધારી જેવા થાય છે અને તે પોતાના ભક્તને લાડ લડાવે છે અને પોતાની સામર્થિને છપા ડીને તે ભક્ત સધાથે પુત્રભાવે વર્તે છે અથવા સખાભાવે વર્તે છે અથવા મિત્રભાવે વર્તે છે અથવા સગા સબંધીને ભાવે વર્તે છે તેણે કરીને એ ભક્તને ભગવાનની ઝાઝી મર્યાદા રહેતી નથી પછી જેવી એ ભક્તને ઈચ્છા હોય તેની રીતે લાડ લડાવે છે, માટે પોતાના જે પ્રેમી ભક્ત તેના મનોરથ પુરા કરવા એજ ભગવાનને અવતાર ધર્યાનુ પ્રયોજન છે અને તે ભેળુ અસખ્ય જીવનુ કલ્યાણપણ કરે છે ને ધર્મનુ સ્થાપનપણ કરે છે, હવે એમા આશકા થતી હોય તો બોનો, પછી મુનિએ કહ્યુ જે હે મહારાજ ! યથાર્થ ઉત્તર થયો ॥ **ઇતિ વચનામૃતમ્ ॥ કારીયાણી ॥૫॥**

સવત્ ૧૮૭૮ ના શ્રાવણ શુદિ ૭ સાતમને દિવસ સ્વામી શ્રીસહજાનદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમા શ્રીવાસુદેવનારાયણના મદિર આગળ ઓટા ઉપર ચાકળો નખાવીને વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી અને મુનિ તાલ મૃદગ લઇને ગાવતા હતા

પછી શ્રીજિમહારાજે નેનકમળની સાને કરીને તે કીર્તન રખાવીને બોલ્યા જે સર્વે સાભળો એક વાત કરીએ છીએ જે, જે ભગવાનના ભક્ત હોય તેને એક પતિવ્રતાનો ધર્મ રાખવો અને બીજુ શૂરવીરપણુ રાખવુ, જેમ પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાનો પતિ વૃદ્ધ હોય તથા રોગી હોયતથા નિર્ધન હોય તથા કુરૂપ હોય પણ પતિવ્રતા સ્ત્રીનુ મન કોઈ બીજા પુરૂષના રૂડા ગુણ દેખીને ડોલેજ નહિ અને જે રાજાની સ્ત્રી હોય ને તે જો પતિવ્રતા હોય તો મોટો રાજા

હોય તોપણ તેને દેખીને તે પતિવ્રતાનુ મન ચળેજ નહિ, એવી રીતે ભગવાનના ભક્તને પતિવ્રતાનો ધર્મ ભગવાનને વિષે રાખવો અને પોતાના પતિનુ કોઈ ઘસાતુ બોલે તે ટેકાણે કાયર થઈને ગળી જવુ નહિ અતિશય શૂરવીર થઈને જવાબ દેવો પણ પાજીપનાવની છાયામા ભગવાનના ભક્તને દમાવુ નહિ એવી રીતે શૂરવીરપણુ રાખવુ અને લોકમા એમ કહે છે જે 'સાધુનેતો સમદૃષ્ટિ જોઇએ' પણ એ શાસ્ત્રનો મત નથી કેમજે નારદ સનકાદિક ને ધ્રુવ પ્રહ્લાદાદિક તેમણે ભગવાનનો ને ભગવાનના ભક્તનોજ પક્ષ રાખ્યો છે પણ વિમુખનો પક્ષ કોઇએ રાખ્યો નથી અને જે વિમુખનો પક્ષ રાખતો હશે તે આ જન્મે અથવા બીજે જન્મે જતો જરૂર વિમુખ થશે માટે જે ભગવાનના ભક્ત હોય તેને જરૂર ભગવદીયનો પક્ષ રાખ્યો જોઇએ અને વિમુખનો પક્ષ ત્યાગ્યો જોઇએ આ અમારી વાર્તાને સર્વે અતિદૃઢ કરીને રાખજ્યો ॥ ઇતિ વચનામૃતમ્ ॥ મધ્ય૦ ॥૫॥

સંવત્ ૧૮૭૯ ના શ્રાવણ વદી ૫ પંચમીને દિવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમા શ્રીવાસુદેવનારાયણના મંદિર આગળ લિબડાના વૃક્ષ હેઠે ઢોલિયા ઉપર વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશ દેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી.

પછી શ્રીજીમહારાજ બોલ્યા જે, જેટલા ગ્રંથ છે તે સર્વે ગ્રંથોને સાભળીને કેટલાક જે જીવ છે તે એ ગ્રંથોને ધર્મ અર્થ ને કામપર જાણેછે, પછી એમ જાણીને પોતેપણ ધર્મ અર્થ ને કામ તેનેજ અર્થે યજ્ઞ વ્રતાદિક શુભ કર્મ કરેછે પછી તે કર્મનુ ફળ દેવલોક અથવા બ્રહ્મલોક અથવા મૃત્યુલોક તેનેવિષે ભોગવીને પછી ત્યાથી પડે છે ને નરક ચોરાશીમા જાય છે માટે જે જીવ ધર્મ અર્થ ને કામને વિષે પ્રીતિ રાખીને જે જે સુકૃત કરે છે તે સર્વે સાત્વિકી રાજસી ને તામસી થાય છે ને તે કર્મનુ ફળ સ્વર્ગ મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોકમા રહીને ભોગવાય છે પણ ગુણાતીત જે ભગવાનનુ ધામ તેને પામે નહિ અને જ્યારે મોક્ષ ન થાય ત્યારે જન્મ મરણ અને નરકનુ દુ ખ તે મટે નહિ અને જે ધર્મ અર્થ ને કામ સબન્ધી જે ફળની ઈચ્છા તેનો ત્યાગ કરીને તેના તે

શુભ કર્મ જો ભગવાનની પ્રસન્નતાને અર્થે કરે તો એજ શુભ કર્મ છે તે ભક્તિ-રૂપ થઇને કેવળ મોક્ષને અર્થે થાય છે, ત્યાં શ્લોક છે જે 'आमयो येन भूतानां जायते यश्च सुव्रत! । तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम् ॥ एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः । त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥' એ શ્લોકનો પૂર્વે વાત કરી એજ ભાવ છે માટે એ વાર્તા છે તે સુધી અટપટી છે તે જો પુરી સમઝાણી ન હોય તો ભગવાનના ભક્ત હોય તેનો પણ સર્વે અજ્ઞાની જીવના સરખો દેહનો વ્યવહાર જોઇને તે ભગવાનના ભક્તનો અવગુણ લે તેણે કરીને અવગુણનો લેનારો નારકી થાય છે અને ભગવાનના ભક્તની ને વિમુખ જીવની ક્રિયામાંતો ઘણો ફેર છે કેમજે વિમુખ જે જે ક્રિયા કરે છે તે પોતાનાં ઇંદ્રયોને લાડ લડાવવાને અર્થે કરે છે ને ભગવાનનો ભક્ત જે જે ક્રિયા કરે છે તેતો કેવળ ભગવાન ને ભગવાનના ભક્ત તેની સેવાને અર્થે કરે છે માટે હરિજનની જે સર્વે ક્રિયા તેતો ભક્તિ-રૂપ છે અને જે ભક્તિ છે તેતો નૈષ્કર્મ્ય જે જ્ઞાન તેરૂપ છે માટે હરિજનની ક્રિયા છે તેતો સર્વે નૈષ્કર્મ્યરૂપ છે, ત્યાં શ્લોક ભગવદ્ગીતાનો છે 'कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः । स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥' એ શ્લોકનો અર્થ એ છે જે 'ભગવાનનો ભક્ત હોય તે ભગવાનની પ્રસન્નતાને અર્થે જે જે કર્મ કરે છે તે કર્મનેવિષે અકર્મ જે જ્ઞાન તેને જે દેખે છે અને વિમુખ હોયતે નિવૃત્તિમાર્ગ પકડીને અકર્મપણે રહેતો હોય તોપણ તેને કર્મ-માં બુડ્યો છે એમ જે દેખે છે તે દેખનારો સર્વે મનુષ્યને વિષે બુદ્ધિમાન્ છે ને તે જ્ઞાની છે તથા તે યુક્ત છે કહેતાં મોક્ષને યોગ્ય છે અને 'कृत्स्नकर्मकृत' કહેતાં સર્વે કર્મનો કરનારો છે માટે ભગવાનની આજ્ઞાએ કરીને ભગવાનની પ્રસન્નતાને અર્થે ભગવાનના ભક્ત જે જે કર્મ કરે છે તેનો કોઈ રીતે અવગુણ જે લે તો તેના હૃદયનેવિષે કુટુંબે સહિત અધર્મ આવીને નિવાસ કરે છે ॥ ઇતિ વચનામૃતમ્ ॥ મ૦૫૦ ॥૧૧॥

સંવત ૧૮૭૮ ના માગશર વદી ૧૪ ચૌદશને દિવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં પરમહંસને ઉતારે દિવસ ઉગ્યા સમે પધાર્યા હતા. પછી ત્યાં આવીને ગાદિ તકિયા

ઉપર ઉદાસ થઇને બેઠા તે કોઇને બોલાવે પણ નહિ અને કોઈ સામુ જુવે પણ નહિ અને મસ્તક ઉપર ધોળો ફેંટો બાંધ્યો હતો તે છુટીને શિથિલ થઈ ગયો તેને પણ સમારે નહિ એવી રીતે એક ઘડીસુધી અતિશય ઉદાસ થઇને બેસી રહ્યા અને નેત્રમાથી જળ પડવા લાગ્યા

પછી શ્રીજિમહારાજ પરમહંસ પ્રત્યે બોલ્યા જે, અમે શુષ્કજ્ઞાનીનો મત જાણવા સારુ તેના શાસ્ત્રનુ શ્રવણ કર્યું તે શ્રવણમાત્રે કરીનેજ અમારા અતરમા આવો ઉદ્વેગ થઈ આવ્યો કેમજે શુષ્કવેદાતશાસ્ત્રને શ્રવણે કરીને જીવની બુદ્ધિમાથી ભગવાનની ઉપાસનાનુ ખડન થઈ જાય છે અને હઈયામા સમભાવ આવી જાય છે એટલે અન્યદેવની પણ ઉપાસના થઈ જાય છે અને તે શુષ્કવેદાતિના વચનને જે સાભળે તેની બુદ્ધિ અતિશય ભ્રષ્ટ થઈ જાય છે અને અમેતો કાઈક પ્રયોજન સારુ શુષ્કવેદાતની વાત સાભળી હશે તેણે કરીને પણ હજી અમારે શોક ઘણો થાય છે, એમ કહીને શ્રીજિમહારાજ સુધા ઉદાસ થઈ ગયા પછી ઘણી વાર સુધી દર ગીર થઈને પછી પોતાને હાથે નેત્રમાથી જળ લોઇને એમ બોલ્યા જે, ભગવદ્ગીતા ઉપર જે રામાનુજભાષ્ય છે તેની કથા સાભળીને અમે આજ રાત્રિએ સુતા હતા પછી અમને સ્વપ્ન થયુ જે અમે ગોલોકમા ગયા ત્યા ભગવાનના અનત પાર્ષદ દીઠા તેમા કેટલાકતો ભગવાનની સેવામા રહ્યા છે તે તો સ્થિર સરખા જણાયા અને કેટલાકતો પરમેશ્વરના કીર્તન ગાય છે તે કીર્તન પણ મુક્તાનદસ્વામી ને બ્રહ્માનદસ્વામીના ગાય છે અને તે કીર્તન ગાતા જાય એને ડોલતા જાય જેમ કેફે કરીને ગા ા થયા હોય ને તે ડોલે ને ગાય તેમ કીર્તન ગાય ને ડોલે પછી અમે પણ એ ગાવતા હતા તે ભેળા જઇને મળ્યા ને કીર્તન ગાવવા લાગ્યા તે ગાવતા ગાવતા એવો વિચાર થયો જે આવી જે પરમેશ્વરની પ્રેમલક્ષણા ભક્તિ અને આવી જે પરમેશ્વરની ઉપાસના તેનો ત્યાગ કરીને જે મિથ્યા જ્ઞાની થાય છે અને એમ જાણે છે જે અમેજ ભગવાન છીએ' તે મહાદુષ્ટ છે એમ કહીને પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, જે પ્રકારે ધર્મથકી તથા ભગવાનની ભક્તિથકી કોઈ રીતે પાછો ન પડે અને પોતાના ઈષ્ટદેવ જે શ્રીકૃષ્ણનારાયણ તેમાથી કોઈ રીતે બુદ્ધિ ડગે નહિ એવો લાવો એક કાગળ લખીને દેશદેશના સત્સગી પ્રત્યે મોકલીએ

ઓસરીયે ઢોલીયા ઉપર વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, શ્રીકૃષ્ણભગવાનના સ્વરૂપનેવિષે જે ભક્તનું ચિત્ત અતિ આસક્ત થયુ હોય તેના આવા લક્ષણ હોય જે પોતે માર્ગે ચાલીને અતિશય થાકી રહ્યો હોય ને બેઠુ થવાની પણ શરીરમા શક્તિ ન રહી હોય તેવા સમામા કાંઈક ભગવાનની વાર્તાનો પ્રસગ નિસરે તો જાણીએ એકે ગાઉ પણ ચાલ્યો નથી એવો સાવધાન થઇને તે વાર્તાને કરવા સાભળવામા અતિશય તત્પર થઈ જાય અથવા ગમે તેવા રોગાદિકે કરીને પીડાને પામ્યો હોય અથવા ગમે તેવુ અપમાન થયુ હોય ને તેવામા જો એ ભગવાનની વાર્તા સાભળે તો તત્કાળ સર્વે દુ ખથકી રહિત થઇ જાય અને વળી ગમે તેવી રાજ્યસમૃદ્ધિને પામિને અવરાઈ ગયો એવો જણાતો હોય અને જે ઘડીએ એ ભગવાનની વાર્તા સાભળે તો તે ઘડીએ જાણીએ એને કોઇનો સગજ નથી થયો એવો થકો તે ભગવાનની વાર્તા સાભળવામા સાવધાન થઈ જાય એવી જાતના જેને વિષે લક્ષણ હોય તેને એ ભગવાનનેવિષે દૃઢ આસક્તિ થઈ જાણવી

પછી મુક્તાનદસ્વામીએ પુછ્યુ જે ' એ ભગવાનને વિષે દૃઢ આસક્તિ શા થકી થાય છે? પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, કાતો પૂર્વે જન્મનો એવો અતિ બળાયો સસ્કાર હોય અથવા જે સતને ભગવાનનેવિષે એવી દૃઢ આસક્તિ હોય તેને સેવાએ કરીને રાજી કરે એ બેયે કરીનેજ ભગવાનનેવિષે એવી દૃઢ આસક્તિ થાય છે પણ એ વિના બીજો ઉપાય નથી ॥ ઇતિ **વચનામૃતમ્ ॥ મધ્ય૦ ॥૨૯॥**

સવત્ ૧૮૮૦ ના જ્યેષ્ઠ શુદિ ૭ સસમીને દિવસ ત્રીજા પહોરને સમે સ્વામી શ્રીસહજાનદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાથી ઘોડીએ અસવાર થઇને શ્રીલક્ષ્મીવાડીએ પધાર્યા હતા ત્યાં ઘણીવાર સુધીતો ઘોડી ફેરવી પછી તે વાડીમધ્યે વેદી ઉપર વિરાજમાન થયા હતા અને સર્વ શ્વેત વસ્ત્ર પહેર્યાં હતા અને મસ્તક ઉપર કાળા છેડાની ધોતની બાધી હતી ને

કંઠનેવિષે મોગરાના પુષ્પનો હાર વિરાજમાન હતો ને પાઘનેવિષે તોરો વિરાજમાન હતો અને પોતાના મુખારવિંદની આગળ મુનિમંડળ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી.

પછી શ્રીજિમહારાજે મુનિ પ્રત્યે પ્રશ્ન પુછ્યો જે—એકાદશસ્કંધના બારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણભગવાને ઉદ્ધવ પ્રત્યે કહ્યુ છે જે 'અષ્ટાંગયોગ, સાંખ્ય, તપ, ત્યાગ, તીર્થ, વ્રત, યજ્ઞ અને દાનાદિક એણે કરીને હું તેવો વશ થતો નથી જેવો સત્સંગે કરીને વશ થઉં છું' એમ ભગવાને કહ્યુ છે માટે સર્વે સાધન કરતાં સત્સંગ અધિક થયો તે જેને સર્વે સાધનથકી સત્સંગ અધિક જણાતો હોય તે પુરુષનાં કેવાં લક્ષણ હોય ? પછી જેને જેવું સમઝાયું તેવું તેણે કહ્યુ પણ યથાર્થ ઉત્તર થયો નહિ. પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, જેને ભગવાનના સંતનેવિષેજ આત્મબુદ્ધિ છે, જેમ કોઈક રાજા હોય ને તે વાંઝિયો હોય ને પછી તેને ઘરડપણમા દિકરો આવે પછી તે છોકરો તેને ગાળો દે મુંછો તાણે તોપણ અભાવ આવે નહિ અને કોઈકના છોકરાને મારે તથા ગામમાં અનીતિ કરી આવે તોપણ કોઈ રીતે તેનો અવગુણ આવેજ નહિ શામાટે જે એ રાજાને પોતાના દિકરાનેવિષે આત્મબુદ્ધિ થઈ ગઈ છે, એવી જેને ભગવાનના ભક્તનેવિષે આત્મબુદ્ધિ થાય છે તેણેજ સર્વે સાધન થકી અધિક કલ્યાણકારી સત્સંગને જાણ્યો છે, એ વાર્તા ભાગવતમાં કહી છે જે 'यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके स्वधीः कलत्रादिषु भौम इज्यधीः । यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचिज्जनेष्वभिज्ञेषु स एव गोखरः ॥' એ શ્લોકનેવિષે એ વાર્તા યથાર્થ કહીછે ॥ ઇતિ વચનામૃતમ ॥ ૪૫૦ ॥૫૪॥

સંવત્ ૧૮૮૧ ના પોષ શુદિ ૭ સાતમને દિવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીગઢડામ'ધ્યે દાદાખાચરના દરબારમા શ્રીવાસુદેવનારાયણના મંદિરની ઓસરીએ ઢોલીયા ઉપર ગાદી તકીયા નખાવીને ઉત્તરાદે મુખારવિંદે વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી.

પછી સ્વયંપ્રકાશાનંદસ્વામીએ પ્રશ્ન પુછ્યો જે—હે મહારાજ ! ભગવાનના જે અવતાર છે તે સર્વે સરખાજ છે કે તેમાં અધિક ન્યૂન ભાવ છે ? પછી

શ્રીજિમહારાજ બો યા જે, અમે બ્યાતણના કરેના જે સર્વે ગ્રથ તે સાભળ્યા ને પછી પૂર્વાપર વિચારીને જોયુ ત્યારે તેમાથી અમને એમ સમઝાયુ છે જે, મત્સ્ય કચ્છ વારાહ નૃસિંહાદિક જે ભગવાનના અવતાર છે તે સર્વે અવતારના અવતારી તે શ્રીકૃષ્ણભગવાન્ છે પણ બીજા અવતારની પેઠે શ્રીકૃષ્ણભગવાન્ તે અવતાર નથી તેતો અવતારીજ છે એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તે આપણા ઈષ્ટદેવ છે અને તે શ્રીકૃષ્ણભગવાનના ચરિત્ર શ્રીમદ્ભાગવતપુરાણના દશમ સ્કધનેવિષે સપૂર્ણ કહ્યા છે માટે આપણા ઉદ્ધવસપ્રદાયનેવિષે અમે દશમસ્કધને અતિશય પ્રમાણ કર્યો છે અને બીજા જે સર્વે અવતાર તેપણ શ્રીકૃષ્ણભગવાનનાજ છે માટે એ અવતાર ને એ અવતારના પ્રતિપાદન કરનારા જે ગ્રથ તે સર્વને આપણે માનવા પણ વિશેષે કરીને તો શ્રીકૃષ્ણભગવાન્ ને તેના પ્રતિપાદન કરનારા જે ગ્રથ તેનેજ માનવા

પછી પુરુષોત્તમભટ્ટે પ્રશ્ન પુછ્યો જે—ભગવાન્ જીવના કલ્યાણને અર્થે આ જગતને સૃજે છે તે વિશ્વ ન રચ્યુ હોય ને માયાના ઉદરમા જીવ હોય તેનુ ભગવાન્ કલ્યાણ કરે તો શું ન થાય ? જે આટલો વિશ્વ સૃજવાનો ભગવાન્ દાખડો કરે છે ? એ પ્રશ્ન છે પછી શ્રીજિમહારાજ બો યા જે, ભગવાન્ શ્રીકૃષ્ણપુરુષોત્તમ છે તેતો રાજાધિરાજ છે અને અખડમૂર્તિ છે અને પોતાનુ અક્ષરધામરૂપી જે તખત તેને વિષે સદા વિરાજમાન છે અને તે અક્ષરધામને આશ્રિત અનતકોટિ બ્રહ્માડ રહ્યા છે, તે જેમ કોઈક મોટો ચક્રવર્તી રાજા હોય ને તેને અસખ્ય ગામડા હોય તેમાથી એક બે ગામ ઉજડ થયા હોય અથવા વસ્યા હોય પણ તેતો તે રાજાની ગણતીમા પણ ન હોય, તેમ શ્રીકૃષ્ણભગવાન્ તે અનતકોટિ બ્રહ્માડના પતિ છે તે બ્રહ્માડનો કાઈ એક સામટો પ્રલય થતો નથી અને તેમાથી એકાદા બ્રહ્મા નો પ્રલય થાય તેતો ભગવાનની ગણતીમા પણ નથી અને તે શ્રીકૃષ્ણભગવાનનો દેવકીજીથકી જે જન્મ તેતો કથનમાત્ર છે અને એ શ્રીકૃષ્ણતો સદા અજન્મા છે અને તે શ્રીકૃષ્ણભગવાનનુ જે અક્ષરધામ છે તે વ્યતિરેકપણે તો પ્રકૃતિ પુરુષથકી પર છે અને અન્વયપણે કરીનેતો સર્વે ઠેકાણે છે, જેમ આકાશ છે તે અન્વયપણે કરીનેતો સર્વત્ર છે અને વ્યતિરેકપણે તો ચાર ભૂતથકી

પર છે તેમજ શ્રીકૃષ્ણભગવાનનું અક્ષરધામ છે અને તે ધામનેવિષે ભગવાન્ અખંડ વિરાજમાન રહે છે અને તે ધામમાં રહ્યાથકા અનંતકોટી જે બ્રહ્માંડ છે તેનેવિષે જ્યાં જેને જેમ દર્શન દેવું ઘટે ત્યાં તેને તેમ દર્શન દેછે અને જે સાથે બોલવું ઘટે તે સાથે બોલે છે અને જેનો સ્પર્શ કરવો ઘટે તેનો સ્પર્શ કરે છે, જેમ કોઈક સિદ્ધપુરુષ હોય તે એક ઠેકાણે બેઠોથકો હજારો ગાઉ દેખે ને હજારો ગાઉની વાર્તાને સાંભળે, તેમ ભગવાન્ પોતાના અક્ષરધામમા રહ્યાથકા અનંતકોટી બ્રહ્માંડનેવિષે જ્યાં જેમ જણાવું ઘટે ત્યાં તેમ જણાય છે અને પોતે તો સદા પોતાના અક્ષરધામમાજ છે અને એક ઠેકાણે રહ્યાથકા જે અનંત ઠેકાણે જણાય છે તેતો પોતાની યોગકળા છે, જેમ રાસમંડળને વિષે જેટલી ગોપીયો તેટલાજ પોતે થયા માટે એક ઠેકાણે રહ્યા થકા જે અનંત ઠેકાણે દેખાવું એજ ભગવાનનુ યોગકળાએ કરીને વ્યાપકપણું છે પણ આકાશની પેઠે અરૂપપણે કરીને વ્યાપક નથી અને જે ભગવાનની યોગમાયાએ કરી પચાસ કરોડ યોજન જે પૃથ્વીનુ મંડળ છે તે પ્રલયકાળનેવિષે પરમાણુરૂપ થઈ જાય છે અને તે પૃથ્વી પાછી સૃષ્ટિકાળનેવિષે પરમાણુમાંથી પચાસ કરોડ યોજન થાય છે અને ચોમાસું આવે છે ત્યારે ગાજવિજ ને મેઘની ઘટા થઈ આવે છે એ આદિક સર્વે આશ્ચર્ય તે ભગવાનની યોગમાયાએ કરીને થાય છે એવા જે શ્રીકૃષ્ણભગવાન્ તે મુમુક્ષુને સર્વ પ્રકારે ભજન કરવા યોગ્ય છે, શામાટે જે બીજા અવતારનેવિષેતો એક કે બે કળાનો પ્રકાશ હોય છે અને શ્રીકૃષ્ણભગવાનને વિષે તો સર્વે કળાઓ છે માટે એ શ્રીકૃષ્ણભગવાનતો રસિકપણું છે ને ત્યાગીપણું છે ને જ્ઞાનીપણું છે ને રાજાધિરાજપણું છે ને કાયરપણું છે ને શૂરવીરપણું છે ને અતિશય કૃપાળુપણું છે ને યોગકળાનેવિષે પ્રવીણ છે ને અતિશય બળીયાપણું છે ને અતિશય છળીયાપણું છે માટે સર્વે કળાએ સંપન્ન તો એક શ્રીકૃષ્ણભગવાનજ છે અને તે શ્રીકૃષ્ણભગવાનનું જે અક્ષરધામ તેને આશ્રિત જે અનંત કોટી બ્રહ્માંડ તેપણ સદાય રહે છે તેમાંથી જે બ્રહ્માંડની સો વર્ષની આવરદા પુરી થાય તે બ્રહ્માંડનો નાશ થાય તેણે કરીને કાંઈ સર્વે બ્રહ્માંડનો નાશ થતો નથી માટે પ્રલયકાળમા શા સારુ કલ્યાણ કર્યું જોઈએ સર્વે બ્રહ્માંડ વસેજ છે તો ? એવી રીતે એ પ્રશ્નનું સમાધાન છે, એવી રીતે પરોક્ષપણે

પોતાના પુરૂષોત્તમપણાની વાર્તા શ્રીજિમહારાજે કરી તેને સાભળીને સર્વે હરિભક્ત એમ જાણતા હવા જે એજ જે શ્રીકૃષ્ણપુરૂષોત્તમ તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજિમહારાજ છે ॥ ઇતિ વચનામૃતમ્ ॥ મધ્ય૦ ॥૬૪॥

સવત્ ૧૮૮૨ ના મહા શુદિ ૨ બીજને દિવસ શ્રીજિમહારાજ સાંઝને સમે શ્રીવરતાલમધ્યે શ્રીલક્ષ્મીનારાયણના મદિરમા ઉગમણીકોરની રૂપચોકી ઉપર ગાદી તકિયા નખાવીને વિરાજમાન હતા ને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી ઠાકોરજીની સધ્યા આરતી થઈ રહી ત્યારે શ્રીજિમહારાજ બોલ્યા જે સાભળો ભગવાનની વાર્તા કરીએ છીએ જે, આ જીવને જ્યારે ભરતખડનેવિષે મનુષ્ય દેહ આવે છે ત્યારે ભગવાનના અવતાર કા ભગવાનના સાધુ એ જરૂર પૃથ્વી ઉપર વિચરતા હોય તેની જો એ જીવને ઓળખાણ થાય તો એ જીવ ભગવાનનો ભક્ત થાયછે, પછી એ ભગવાનનો ભક્ત થયો તેને ભગવાન્ વિના બીજા કોઈ પદાર્થનેવિષે પ્રીતિ રાખવી ઘટે નહિ શામાટે જે ભગવાનના ધામનુ જે સુખ છે તેની આગળ માયિક પચ વિષયનુ સુખ છે તેતો નરક જેવુ છે અને જે નરકના કીડા છે તેતો નરકને વિષે પરમસુખ માને છે પણ જે મનુષ્ય હોય તેતો તે નરકને પરમદુ ખદાયી જાણે છે તેમ જેને ભગવાનની ઓળખાણ થઈ તેતો ભગવાનનો પાર્ષદ થયો ને તેને ભગવાનનો પાર્ષદ મટીને વિષ્ટાના કીડાની પેઠે માયિક પચ વિષયના સુખને ઇચ્છવુ નહિ અને જે ભગવાનનો ભક્ત હોય તેતો જે જે મનોરથને કરે તે સર્વે સત્ય થાયછે માટે ભગવાન્ વિના બીજા પદાર્થને અણસમઝણે કરીને જે ઈચ્છેછે એજ એને મોટો અવિવેક છે તે સારૂ જે ભગવાનનો ભક્ત હોય તેને તો ચૌદ લોકના જે ભોગસુખ છે તેને કાકવિષ્ટા તુલ્ય જાણવા જોઇએ અને મન કર્મ વચને કરીને ભગવાન્ ને ભગવાનના ભક્તનેવિષે દૃઢ પ્રીતિ કરી જોઇએ અને એમ સમઝવુ જોઇએ જે "જે ભગવાનનો ભક્ત હોય ને તેને જો કદાચિત્ ભગવાન વિના બીજી વાસના રહી ગઈ હોય તો તેપણ ઇંદ્રપદવીને પામે કા બ્રહ્મલોકને પામે પણ પ્રાકૃત જીવની પેઠે નરક ચોરાસિમાતો જાયજ નહિ ત્યારે જે યથાર્થ ભગવાનનો ભક્ત હોય તેનો જે મહિમા ને તેનુ જે સુખ તેતો વાણીમાજ કેમ આવે ?" માટે

ભગવાનનો ભક્ત હોય તેને તો ભગવાનમાંજ દ્રઢ પ્રીતિ રાખવી ॥ ઇતિ વચનામૃતમ્ ॥ વરતાલ૦ ॥૧૯॥

સંવત્ ૧૮૮૩ ના ભાદરવા વદી ૬ છઠયને દિવસ સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ શ્રીગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં પોતાના ઉતારાને વિષે ગાદી તકીયા ઉપર વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને કંઠનેવિષે મોગરાના પુષ્પના હાર પહેર્યાં હતા ને પાઘનેવિષે મોગરાના પુષ્પના તોરા વિરાજમાન હતા ને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી.

પછી શ્રીજિમહારાજ સર્વે હરિભક્ત પ્રત્યે બોલ્યા જે, અમારા અંતરનો જે સિદ્ધાંત છે તે કહીએ છીએ જે જેને પોતાનું કલ્યાણ ઈચ્છવું તેને ભગવાન્ ને ભગવાનના સાધુ એથી ઉપરાંત બીજું કાંઈ જગતમાં સુખદાયી નથી માટે જેમ પોતાના શરીરનેવિષે જીવને આત્મબુદ્ધિ વર્તે છે તેવી ભગવાન્ ને ભગવાનના સંતનેવિષે આત્મબુદ્ધિ રાખી જોઇએ અને ભગવાનના ભક્તનો પક્ષ દ્રઢ કરીને રાખ્યો જોઈએ અને તે પક્ષ રાખતાં થકાં આબરૂ વધો અથવા ઘટો અથવા માન થાઓ કે અપમાન થાઓ અથવા દેહ જીવો કે મરો પણ કોઈ રીતે ભગવાન ને ભગવાનના ભક્તનો પક્ષ મુકવો નહિ ને એમનો અભાવ આવવા દેવો નહિ અને ભગવાનના ભક્ત જેવા દેહ ને દેહનાં સગાં સંબંધિને વહાલાં રાખવાં નહિ એવી રીતે જે હરિભક્ત વર્તે તેને અતિબળવાન્ એવા જે કામ ક્રોધાદિક શત્રુ તેપણ પરાભવ કરી શકતા નથી. અને જે ભગવાનનું બ્રહ્મપુર ધામ છે તેનેવિષે ભગવાન્ સદાય સાકારમૂર્તિ વિરાજમાન છે અને ભગવાનના ભક્ત પણ એ ભગવાનના ધામમાં મૂર્તિમાન થકા ભગવાનની સેવાને વિષે રહે છે તે ભગવાનનો જેને પ્રત્યક્ષ પ્રમાણ દ્રઢ આશરો હોય તેને મનમાં એવી બીક ન રાખવી જે 'હું રખે મરીને ભૂત પ્રેત થઉં કે રખે ઇન્દ્રલોકનેજ પામું કે રખે બ્રહ્મલોકનેજ પામું' એવી આશંકા મનમાં રાખવી નહિ કેમજે જે એવો ભગવાનનો ભક્ત હોય તેતો ભગવાનના ધામનેજ પામે પણ વચ્ચમાં ક્યાંઈ તેને ભગવાન્ રહેવા દે નહિ અને એ ભક્તજન હોય તેનેપણ પોતાનું જે મન છે તેને પરમેશ્વરના ચરણારવિંદનેવિષે દ્રઢ કરીને રાખવું જેમ વજ્રની પૃથ્વી હોય

તેમા વજ્રની ખીલી ચોડી હોય તે કોઈ રીતે ઉખડે નહિ તેમ ભગવાનના ચરણારવિંદનેવિષે પોતાના મનને દૃઢ રાખવુ અને એવી રીતે જે ભગવાનના ચરણારવિંદનેવિષે પોતાના મનને રાખે તેને મરીને ભગવાનના ધામમા જવુ એમ નથી એતો છતી દેહેજ ભગવાનના ધામને પામી રહ્યો છે, એમ વાર્તા કરીને જય સચ્ચિદાનદ કહીને સર્વ સભાને ઉઠવાની આજ્ઞા કરી ॥ ઇતિ **વચનામૃતમ ॥ અંત્ય૦ ॥૭॥**

સવત્ ૧૮૮૪ ના શ્રાવણ શુદિ ૬ છઠયને દિવસ શ્રીજિમહારાજ શ્રીગઢડા મધ્યે દાદાખાચરના દરબારમા ઉગમણે દ્વાર ઓરડાની ઓસરીએ વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા ને કઠનેવિષે પુંપનો હાર પહેર્યો હતો ને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઇને બેઠી હતી

પછી શ્રીજિમહારાજ બોલ્યા જે, શ્રીમદ્ભાગવતમા જેવુ ભરતજીનુ આખ્યાન ચમત્કારી છે તેવીતો કોઈ કથા ચમત્કારી નથી, કેમજે ભરતજી તો ઋષભદેવ ભગવાનના પુત્ર હતા ને ભગવાનને અર્થે સમગ્ર પૃથ્વીનુ રાજ્ય ત્યાગ કરીને વનમા ગયા હતા અને ત્યા ભગવાનનુ ભજન કરતાથકા મૃગલીના બચ્ચાને વિષે પોતાને હેત થયુ ત્યારે તે મૃગને આકારે પોતાના મનની વૃત્તિ થઇ ગઈ પછી એવા મોટા હતા તોપણ તે પાપેકરીને મૃગનો અવતાર આવ્યો માટે અનત પ્રકારના પાપ છે પણ તે સર્વ પાપથકી ભગવાનના ભક્તને ભગવાન્ વિના બીજે ઠેકાણે જે હેત કરવુ તે અતિ મોટુ પાપ છે માટે જે સમજુ હોય ને તે જો એ ભરતજીની વાત વિચારે તો અતરમા અતિ બીક લાગે જે ‘રખે ભગવાન્ વિના બીજે ઠેકાણે હેત થઈ જાય’ એવી રીતની અતિશય બીક લાગે અને ભરતજી જ્યારે મૃગના દેહનો ત્યાગ કરીને બ્રાહ્મણને ઘેર અવતર્યા ત્યારે ભગવાન્ વિના બીજે ઠેકાણે હેત થઈ જાય તેની બીકે કરીને સસારના વ્યવહારમા ચિત્ત દીધુજ નહિ ને જાણીને ગાંડાની પેઠે વર્ત્યા અને જે પ્રકારે ભગવાનમા અખડ વૃત્તિ રહે તેમજ રહેતા હવા એટલી વાત કરીને શ્રીજિમહારાજ ઠાકોરજીની આરતી થઈત્યા પધાર્યા **॥ ઇતિ વચનામૃતમ ॥ અંત્ય૦ ॥૧૭॥**

# સંક્ષિપ્ત સૂતકનિર્ણયસાર.

## જન્મસૂતક—

પુત્રનો કે પુત્રીનો જન્મ થતા પિતાએ વસ્ત્રસહિત સ્નાન કરવુ અનન્તર તેને દશ દિવસનુ જન્મસૂતક પ્રાપ્ત થાય, જેથી તે પિતા સમન્ત્રક સંધ્યા પૂજાદિ કર્મમા અનધિકારી થાયછે પરતુ તે પિતાને પ્રથમ દિવસે છઠે દિવસે અને દશમે દિવસે સૂતક નથી તો સ્નાન કરી જાતકર્માદિને કરે અને તે ભૂમિ સુવર્ણાદિકનુ દાન કરે આ દિવસે દાન લેનારને પણ દોષ નથી સર્વ વર્ણની સૂતિકા સ્ત્રી દશ દિવસે શુદ્ધ થાય, પરતુ તેટલામાત્રથી તેણી દેવસબન્ધિ પૂજાદિકમા કે પિતૃસબન્ધિ શ્રાદ્ધાદિકમા યોગ્ય થાય નહિ તેમા તો પુત્રનો જન્મ આપનારી માતા દશ દિવસનુ સૂતક વીત્યા પછી બીજા એકવીશ દિવસે યોગ્ય થાય અને પુત્રીનો જન્મ આપનારી માતા દશ દિવસ વીત્યા પછી એક માસે યોગ્ય થાય જે સપિંડ ( સાત પેઢી સુધીના ) સબન્ધિજનો હોય તેમણે દશ દિવસનુ અને જે સોદક (આઠથી ચૌદ પેઢી સુધીના ) હોય તેમણે તો ત્રણ દિવસનુ જન્માશૌચ પાળવુ આ જન્માશૌચમા સૂતિકા સ્ત્રીને વર્જીને સૂતકી પિત્રાદિ જનોના સ્પર્શમા બીજાઓને દોષ નથી સૂતિકા સ્ત્રીના સ્પર્શમા તો સ્નાન કરવાનુ જાણવુ જો દશ દિવસ વ્યતીત થયા પછી પુત્રાદિ જન્મ જાણવામા આવે તો પછીથી તેમા સૂતક છેજ નહિ પિતાનેતો સ્નાનમાત્ર છે

## મરણસૂતક—

મરણમા પિતાને આરભીને સપિંડોએ દશ દિવસનુ આશૌચ પાળવુ, સોદકોએ ત્રણ દિવસનુ પાળવુ અને સગોત્રિઓએ તો (પનરથી એકવીશ પેઢી સુધીના) સ્નાનમાત્ર કરવુ જન્મ્યા પછી દશ દિવસની અદર બાળક મરણ પામે તો તેના બધુઓએ મરણાશૌચ પાળવુ નહિ, કિંતુ જન્માશૌચ માત્રજ પાળવુ, તેથીજ તેઓની શુદ્ધિ થાય છે નામકરણ પછી તે દતોત્પત્તિ પહેલા બાળક મરણ પામે તો સપિંડોની સ્નાનમાત્રથી શુદ્ધિ થાય દતોત્પત્તિને પ્રારભીને ચૌળસસ્કાર (માથાના કેશ ઉતારવા) પહેલા બાળક મરણ પામતા સપિંડોને એક દિવસનુ સૂતક કહ્યુ છે ચૌળ સસ્કારને આરભીને ઉપવીત આપતા પહેલા મરણ પામેલા બાળકનુ સર્વે સપિંડોને ત્રણ દિવસનુ સૂતક છે (માતાપિતાને તો દશ દિવસ પછી પુત્ર પુત્રી મરી જાયતો સર્વત્ર

ત્રણ દિવસનુ સૂતક સમજવુ) વાગ્દાન પહેલા કન્યાના મરણમા ત્રણ પેઢી સુધીના સપિંડોને એક દિવસ સૂતક છે માતાપિતાને તો ત્રણ દિવસ સૂતક છે વાગ્દાન પછી તે વિવાહ પહેલા મરણ પામેલી કન્યાનુ પતિના કુળમા અને પિતાના કુળમાપણ સાત પેઢી સુધીના સર્વે સબન્ધિઓને ત્રણ દિવસનુ સૂતક છે ઉપનીતહીન પુત્રના મરણમા કે કુવારી કન્યાના મરણમા સોદકોને કે સગોત્રોને સૂતક નથી, કિંતુ તેઓપણ સ્નાનમાત્રને તો કરે પુત્રને ઉપનીત આપ્યા પછી સપૂર્ણ આશૌચ સમજવુ કન્યાને પરણાવ્યા પછી સાસરાના કુળમા સપિંડોને સપૂર્ણ સૂતક જાણવુ માતા પિતા ભ્રાતાને તો ત્રણ દિવસનું અને બીજા કાકા આદિકને એક દિવસનુ સૂતક જાણવુ પરણાવેલી કન્યાનુ પિતાને ઘેર મરણ થાય કે પ્રસવ થાય તો તેના માતા પિતાને તથા સગા ભાઇને ત્રણ દિવસનુ અને તેના માપાદિ બન્ધુવર્ગનેતો એક દિવસનુ સૂતક છે માતા પિતાના મરણમા પરણેલી પુત્રીને દશ દિવસની અંદર મરણસમાચાર જાણવામા આવે તો ત્રણ દિવસનુ અને જો દશ દિન વીત્યા પછી જાણવામા આવે તો પક્ષિણી (આવતા અને વર્તતા દિવસે યુક્ત રાત્રિ, અર્થાત્ દોઢ દિવસ) સૂતક જાણવુ ભ્રાતા ભગિનીગૃહે કે ભગિની ભ્રાતૃગૃહે મરણ પામે તો પરસ્પર ત્રણ દિવસનુ આશૌચ અને અન્ય સ્થળે મરે તો પક્ષિણી આશૌચ જાણવુ નહિ ઉપવીત પામેલા ભ્રાતાના મરણમા ભગિનીને સૂતક નથી, સ્નાનમાત્ર છે ઓરમાન ભ્રાતાભગિનીને સગા ભ્રાતા ભગિનીની પેઠે સૂતક જાણવુ અને ભગિનીઓનેપણ પરસ્પર એમજ જાણવુ સાસુ સસરાના મરણમા જો જમાઈ પાસે હોય તો ત્રણ દિવસનુ અને પાસે નહિ પરતુ એજ ગામમા હોય તો પક્ષિણી અને જો પરગામ હોય તો એક દિવસનુ આશૌચ જાણવુ આચાર્ય માતામહ દૌહિત્ર ભગિનીપુત્ર અને યજમાનના મરણમા ત્રણ દિવસનુ સૂતક પાળવુ મામો મામી સાસુ સસરો જમાઈ અને બ્હેન પોતાને ઘેર મરણ પામે તો ત્રણ દિવસનુ અને અન્યત્ર મરણમા તો પક્ષિણી સૂતક પાળવુ કોઈ મારશી સ્યાળક સન્મિત્ર અને શિષ્યના મરણમા પક્ષિણી સૂતક જાણવું પોતાના દેશનો કે ગામનો અધિપતિ દિવસે મર્યો હોય તો તારાદર્શનથી અને રાત્રિએ મર્યો હોય તો સૂર્યદર્શનથી શુદ્ધ થાયછે

પોતાની ફોઈના માશીના અને મામાના પુત્રને આત્મબંધુ કહે છે, પિતાની ફોઇના માશીના અને મામાના પુત્રને પિતૃબંધુ કહે છે, માતાની ફોઇના માશીના અને મામાના પુત્રને માતૃબંધુ કહે છે, આ આત્મબંધુ પિતૃબંધુ અને માતૃબંધુ મળીને બન્ધુત્રય કહેવાય છે, આ બન્ધુત્રયમાંથી કોઈ મરણ પામેતો પક્ષિણી સૂતક પાળવાનું જાણવું. ઉપર કહેલા બન્ધુત્રયમાં આવતી પરણેલી કન્યાઓ એટલે પોતાની ફોઇ વિગેરેની વિવાહિત પુત્રીઓ મરણ પામતાં એક દિવસનું આશૌચ પાળવું. નહિ વિવાહિતના મરણમાંતો સ્નાનમાત્ર જાણવું. દત્તક પુત્ર મરે તો જન્મ આપનાર તથા દત્તક લેનાર માતાપિતાને ત્રણ દિવસનું સૂતક અને બન્ને તરફના સપિંડોને એક દિવસ સૂતક જાણવું. બન્ને તરફનાં માતાપિતાના મરણમાં દત્તકને પણ ત્રણ દિવસનું સૂતક જાણવું. દત્તકનો પુત્ર કે પૌત્ર જન્મે કે મરે તો સપિંડોને જન્માશૌચ કે મરણાશૌચ એક દિવસનું જાણવું.

## આશૌચનો અપવાદ—

બ્રહ્મચારીને સપિંડજનનમરણમાં આશૌચ નથી. તેમજ બીજા કોઇનું શબ ઉપાડવાનો કે અગ્નિદાહાદિ ઉત્તરક્રિયા કરવાનો અધિકાર નથી. જો કદાપિ કરે તો ફરી ઉપવીત આપવું પડે અને કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું પડે. બ્રહ્મચારીને ફક્ત માતા પિતા આચાર્ય ઉપાધ્યાય અને માતામહનું અંત્યકર્મ કરવામાં દોષ નથી. તેમાં અસ્પૃશ્યત્વરૂપ દશાહ આશૌચ છે. દશ દિવસ સંધ્યા અગ્નિકાર્ય આદિક કર્મમાં અધિકાર છેજ. માતા પિતા આદિકના આશૌચમાં પણ વર્ણીએ સુતકીનું અન્ન જમવું નહિ. જમે તો ફરી ઉપનયન આપવું પડે. જો વર્ણી પિતાપ્રમુખનું ઔર્ધ્વદૈહિક કર્મ ન કરેતો તેઓનું મૃતાશૌચપણ વર્ણીને ન લાગે જેણે જીવચ્છ્રાદ્ધ કર્યું હોય તેણે કોઈપણ સંબન્ધિનું સૂતક પાળવું નહિ. નૈષ્ઠિક બ્રહ્મચારીઓ વિરક્ત સાધુઓ સંન્યાસીઓ અને વાનપ્રસ્થોને જન્માશૌચ કે મૃતાશૌચ માન્યુંજ નથી. પરંતુ માતાનું કે પિતાનું કે ગુરૂનું મરણ સાંભળીને તેઓએ સવસ્ત્ર સ્નાન કરવું. આથી વિશેષ કંઈ ન કરવું. સંન્યાસી કે વાનપ્રસ્થાદિ મરણ પામતાં તેના ગોત્રીઓ સ્નાનમાત્રથી શુદ્ધ થાય છે. જે સંગ્રામમાં મર્યો હોય, જે ગાય વિપ્રમાટે મર્યો હોય, જે

સ્વેચ્છાથી અગ્નિપ્રવેશ કૂપપતન વિષભક્ષણાદિકવડે દુર્મરણ પામ્યો હોય અને જે પતિત હોય તેના નિમિત્તનુ આશૌચ નથી તથા દુષ્કાળમા અને ચાલતી મરકીમા સ્નાનમાત્રથી શુદ્ધ થાયછે વિજળીપાતથી કે રાજાથી કે બ્રાહ્મણના હાથથી મરણ પામેલાઓનુ સૂતક નથી સ્નાનમાત્ર કરવુ આ સર્વ સૂતક સ્વસ્થ કાળમા કહ્યુ છે આપત્તિ પામેલા સર્વકોઇને સૂતકમાપણ સૂતક નથી

સ્વયં રાજા, રાજકીય, (રાજાએ કાર્યવિશેષમા અધિકાર કરેલા જનો) અન્નસત્રમા પ્રવર્તેના જનો, પ્રાયશ્ચિત્તરૂપ વ્રતમા પ્રવર્તેલા, દીક્ષિત, ઋત્વિજ, સ્વદેશમાથી ભ્રષ્ટ થએલો, વિપત્તિમા પડેલો, અનેક વેદ ભણવામા આસક્ત, વૈદ્ય, રસોઇ વિગેરેના ધધાવાળા, સુતાર ધોબી આદિક શિલ્પિઓ અને આતુર આ સર્વેપણ સ્નાન કરીને તત્ક્ષણ પોતપોતાના વ્યવહારનિર્ણયાદિ કાર્ય કરવામા શુદ્ધ થાય છે તેમજ આરભેલા વ્રતાદિકમા સમાપ્તિપર્યંત મધ્યે જન્મમરણે કરીને આવતુ આશૌચ વ્રતાદિકર્તાને લાગુ નજ થાય વ્રત, દાન વિશેષ, ઉપનયન, યજન, શ્રાદ્ધ, શુદ્ધ, પ્રતિષ્ઠા, ચૌલકર્મ તીર્થયાત્રા, અર્થ યાત્રા, જપવિશેષ, વિવાહ ઉત્સવ, હોમ, દીક્ષિતકર્તવ્ય દેવાર્ચન, આ સર્વેનો આરભ કરી દીધા પછી પ્રાપ્ત થતુ સૂતક તે વ્રતાદિકની સમાપ્તિપર્યંત લાગુ નજ થાય આના આરભ પહેલા જો સૂતક આવી પડે તો તે પાળવુજ જોઇએ ત્યારેતો તે વ્રતાદિક નજ કરવુ કેનો કયો આરભ ? તો ઋત્વિજોનુ જે વરણ તે યજ્ઞમા આરભ કહ્યો છે વ્રતસત્રાદિકમા સકલ્પ-તિથિ વાર નક્ષત્રાદિ નિર્દેશપૂર્વક ‘આને હુ કરીશ’ એવો સક પ કરવો તે આરભ કહ્યો છે વિવાહમા નાદીશ્રાદ્ધ આરભ કહ્યો છે શ્રાદ્ધમા પાકક્રિયા-રસોઈ માટે ચુલાઉપર રાધવાના પાત્રનો આરોપણાદિ ઉદ્યોગ તે આરભ કહ્યો છે એમ બધામા આગમ જાણી લેવો

લવણ ફળ ફુલ મૂળ ઘૃત તૈલ દુ ધ દહી આદિક અને સર્વ પણ્ય-દુકાનમા વેચવા વાસ્તે પ્રસારેલા ધાન્યાદિકમા શબાશૌચદોષ છેજ નહિ (આશૌચવાળાનુ પણ તે ગ્રહણ કરવુ ) દેનાર લેનાર બન્નેને આશૌચની ખબર ન હોય તો આશૌચનો કશો દોષ લાગતો નથી વિવાહ ઉત્સવ અને યજ્ઞમા વચ્ચે મરણાશૌચ આવે તો આશૌચવિનાનાએ અન્ન પીરસવુ અને તે વિપ્રોએ જમવુ તથા તેમા પ્રથમથી સક પ કરી રાખેલા અન્નોમા દોષ નથી

## અતિક્રાંત આશૌચનો નિર્ણય—

દશ દિવસની અંદર જન્મ કે મરણ પુત્રાદિ સપિંડોને જાણવામા આવે તો જાણવામા આવે ત્યારથી બાકી રહેલા દિવસો સૂતક પાળવુ એટલે ત્રણ દિવસ વીતિ ગયા પછી જાણવામા આવે તો બાકીના સાત દિવસ સૂતક પાળવુ, આવા ક્રમથી સર્વત્ર જાણવુ દશ દિવસ વ્યતીત થયા પછી મરણ જો જાણવામા આવે તો ત્રણ માસની સમાપ્તિ સુધીમા ત્રણ દિવસનું સૂતક પાળવુ ત્રણ માસથકી પર છ માસની સમાપ્તિપર્યંત જાણવામા આવે તો પક્ષિણી (દોઢ દિવસ) આશૌચ પાળવુ છ માસ થકી પર નવમા માસની સમાપ્તિસુધીમા જાણવામા આવેતો એક અહોરાત્ર સૂતક જાણવુ તેથી ઉપર જાણવામા આવે તો સ્નાનમાત્ર છે આ એક દેશમા મરણવિષયવાળુ છે દેશાંતરમા મરેલાનું તો સ્નાનમાત્ર છે (જેમા મહાનદીઓ કે પર્વતો વ્યવધાન કરનારા હોય અને જેમા દેશભાષા જુદી પડતી હોય તેને દેશાંતર કહે છે) આ પણ પિત્રાદિ ભિન્નવિષયવાળુ જાણવુ—સ્વદેશ હોય કે પરદેશ હોય, સંવત્સર વ્યતીત થાવ કે ન થાવ, પરંતુ માતાપિતાના મરણમા પુત્રે જાણવામા આવે તે દિવસને આરંભીને દશ દિવસનુ પૂર્ણ આશૌચ પાળવુ તેમજ પતિપત્નીને પરસ્પર તથા સપત્નીઓમા પરસ્પર દેશાંતરમા પણ વર્ષ વ્યતીત થયા પછી પણ જાણવામા આવે તે દિવસને આરંભીને પૂર્ણ દશાહ સૂતક પાળવાનુ છે, ઓરમાન માતાનુ મરણ વર્ષ વ્યતીત થયા પછી પણ દેશાંતરમા જાણવામા આવતા ઓરમાન પુત્રને ત્રણ દિવસનુ સૂતક છે ઔરસ પુત્રનુ મરણ વર્ષ વીત્યા પછી દેશાંતરમાપણ માતાપિતા સાંભળે તે દિનથી ત્રણ રાત્ર સૂતક તેમને છે

## આશૌચમધ્યે બીજું આશૌચ પડવામાં નિર્ણય—

જો ચાલુ જન્માશૌચમધ્યે બીજુ જન્માશૌચ આવી પડે તથા મરણાશૌચ મધ્યે બીજુ મરણાશૌચ આવી પડે તો (આ દશ દિવસ પહેલા જાણવુ) પૂર્વોત્પન્ન આશૌચના બાકી રહેલા દિવસોવડેજ પછીથી પ્રાપ્ત થએલુ પણ નિવૃત્ત થઈ જાય એટલે પૂર્વાશૌચમા આવી પડેલા ઉત્તરાશૌચની પણ શુદ્ધિ થઈ જાય છે, માટે બાકી રહેલુ ઉત્તરાશૌચ પાળવુ નહિ જો ચાલતા એક આશૌચને દશમે દિવસેજ બીજુ દશ દિવસનુ સજાતીય આશૌચ આવી પડે તો

દશમ દિવસની રાત્રિમાત્ર બાકી રહી હોય તો તે દશમ દિનથકી અધિક બીજા બે દિવસ પાળવાથી તેપણ આશૌચથકી આ શુદ્ધ થાય છે અધિક દિન આશૌચ નથી જો દશમદિનરાત્રિનો છેલો પહોરમાત્ર બાકી રહ્યો હોય તો તો કેવળ અધિક બીજા ત્રણ દિવસ આશૌચ પાળવાથી શુદ્ધ થાય છે ચાલુ મરણાશૌચમાં જન્માશૌચ જો આવી પડે તો તો તે મરણાશૌચથી જન્માશૌચ ટળી જાય જન્માશૌચમધ્યે પ્રાપ્ત થએલુ મરણાશૌચતો જન્માશૌચથી ટળી શકે નહિ એટલે ચાલતા દશ દિવસના જન્માશૌચમા દશ દિવસનુ મરણાશૌચ આવી પડે તો જન્માશૌચના અવશેષથી મરણાશૌચની શુદ્ધિ ન થાય એરીતે સ્વલ્પાશૌચ-ત્રણ રાત્રિ આશૌચાદિ અ ૫ આશૌચના મધ્યે દીર્ઘાશૌચ-દશાહ આશૌચ આવી પડે તો પૂર્વથી સ્વલ્પ આશૌચની સમાપ્તિથી આ દીર્ઘાશૌચની નિવૃત્તિ નજ થાય કિંતુ સ્વકાળ-દશ દિવસરૂપ પોતાના કાળથીજ દીર્ઘાશૌચ નિવૃત્ત થાય આવા સૂતકાંતરની પ્રાપ્તિમાપણ પુત્રાદિકે નવશ્રાદ્ધ તેતે કાળે યથાક્રમે કરવુજ સૂતકાંતરથી એને તે કર્મમા અપવિત્રપણાને લીધે આવતા અનધિકારની આશંકા કરવી નહિ માટેજ સૂતકાંતર આવી પડવાથી અપવિત્રપણ આ પુત્રાદિક પિત્રાદિકના અગીયારમે દિવસે આદ્યશ્રાદ્ધ કરેજ, આ કર્તાને શ્રાદ્ધકરણકાળમા તાત્કાલિકી શુદ્ધિ છેજ, શ્રાદ્ધ કર્યા પછી તો ફરી તે અશુદ્ધજ છે

## આશૌચગ્રહણનો કાળનિર્ણય-

ત્રણ પ્રકારે રાત્રિનો વિભાગ કરતા જો પૂર્વના બે ભાગમા મરણ કે જન્મ થયુ હોય તો પૂર્વ દિવસજ મરણજન્મદિનપણે લેવો રાત્રિના ત્રીજા ભાગમા જો મરણાદિ થયુ હોયતો પછીનો દિવસજ મરણાદિદિનપણે લેવો એમ કેટલાક મહર્ષિઓ કહે છે કેટલાકતો અર્ધ રાત્રિ પહેલા જો મરણ થયુ હોય તો પૂર્વ દિવસ અને અર્ધરાત્રિ પછી જો મરણ થયુ હોય તો પર દિવસ મરણ દિવસપણે લેવો એમ કહે છે વળી બીજા કોઈતો સૂર્યોદય પહેલા મરણ થાય તો પૂર્વદિન અને સૂર્યોદય પછી મરણ થાય તો પરદિન મરણદિનપણે ગણવો એમ કહે છે એજરીતે જન્મમા તથા રજોદર્શનમા પણ નિર્ણય જાણવો આમા દેશરીતિથી વ્યવસ્થા જાણવી

## સંસર્ગાશૌચ-

શબનો દિવસે સ્પર્શ કરે તો તારાદર્શનથી અને રાત્રિએ સ્પર્શ કરે તો સૂર્યદર્શનથી શુદ્ધ થાય. સૂતકીનું અન્ન જમે કે તેના ઘરમાં વસે તો સૂતકી જેટલું પ્રેતસૂતક લાગે. આવા સંસર્ગાશૌચમાં નિત્યકર્મનો અનધિકાર નથી (નિત્યકર્મ કરવું) પણ સ્પર્શ કરવો નહિ. સંસર્ગસૂતકવાળાના સ્ત્રીપુત્રાદિકને તથા તેના પદાર્થોને મરણસૂતકનો સંબન્ધ નથી. સ્નેહવશાત્ સમાનવર્ણના શબને ઉપાડે, તેના ઘરનું અન્ન જમે અને મૃતકના ઘરમાં વસે તો તેને દશ દિવસનું મૃતાશૌચ લાગે. બીજું ન કરતાં માત્ર તેના ઘરમાંજ વસે તો ત્રણ દિવસ સૂતક જાણવું બીજું ન કરતાં ફક્ત પ્રેતનેજ ઉપાડે તો એક દિવસનું સૂતક જાણવું. મૂલ્ય લઇને સવર્ણનું (બ્રાહ્મણ બ્રાહ્મણનું એવા ક્રમે) મડદું ઉચકે અને બાળે તો મરનારની જાતિવાળા જેટલું દશાહાદિ સૂતક તેનેપણ લાગે. બ્રાહ્મણ ક્ષત્રિયના શબને ઉપાડે તથા બાળે તો તેને મરનારાની જાતિનું સૂતક વળગે અને જો મૂલ્ય લઇને ઉપાડે બાળે ત્યારેતો બમણું સૂતક લાગે. સોદકના શબને ઉપાડે તો દશ દિવસનું સૂતક જાણવું અસપિંડ શબને અજાણથી વસ્ત્રાદિકવડે અલંકૃત કરે તો ઉપવાસ કરે, ઉપવાસ કરવા અસમર્થ તો સ્નાનમાત્ર કરે. જાણીને તેમ કરે તો પાદકૃચ્છ્રવ્રત કરે. કોઇ અનાથ બ્રાહ્મણ-શબને પરમાર્થબુદ્ધિથી ઉપાડે કે બાળે કે ક્રિયા કરે તો તે દ્વિજને અનંત ફળની પ્રાપ્તિ થાય અને તેની સ્નાનમાત્રથી શુદ્ધિ થાય વિશેષમાં પ્રાણાયામ તથા અગ્નિસ્પર્શ કરે જો ધર્માર્થે અનાથ સમાન વર્ણના શબના ઉપાડવા આદિકમાંપણ માતુલાદિ સંબન્ધ હોય તો ત્રણ દિવસનું મૃતાશૌચ લાગે. સપિંડના પ્રેત પાછળ શ્મશાનમાં જવામાં અને અનાથ અસપિંડની પાછળ શ્મશાનમાં જવામાં તથા ક્રિયા કરવામાં દોષ નથી સમાનવર્ણ કે ઉચ્ચ વર્ણના મડદા પાછળ શ્મશાનમા જાય તો સ્નાન અગ્નિસ્પર્શ અને ઘૃતભક્ષણ કરી ફરી સ્નાન કરી પ્રાણાયામ કરેતો શુદ્ધ થાય. બ્રાહ્મણ ક્ષત્રિયના શબ પાછળ જાય તો એક દિવસનું, વૈશ્યના શબ પાછળ જાય તો દોઢ દિવસનું અને શૂદ્રના શબ પાછળ જાય તો ત્રણ દિવસનું સૂતક લાગુ થાય. શુદ્ધિમાટે તો પૂર્વની પેઠે સ્નાનાદિ કરવું.

આમા જ્યા જ્યા ભેદનુ મૂ પુસ્તક એકવાર અધિક તો બીજીવાર અલ્પ કહેવામા આવ્યુ હોય ત્યા ત્યા સ્વગૃહમરણ પરગૃહમર । ઉપરથી ઉપનયન સસ્કારના સદ્ભાવ અસદ્ભાવ ઉપરથી સ્વગ્રામમરણપરગ્રામમરણ ઉપરથી અને અલ્પકાળ બહુકાળના સબન્ધ આદિક ઉપરથી વ્યવસ્થા સમઝી લેવી. સ્વ પપાણ સબન્ધમા સવત્ર સ્નાનતો કરવુજ

જે સૂતકમા પિતાને ત્રિરાત્ર સૂતક ત્યા સપિંડોને એકરાત્ર અને સગોત્રને સ્નાનમાત્ર છે જે સૂતકમા પિતાને એકરાત્ર ત્યા સપિં ોને સ્નાનમાત્ર છે વળી જ્યા સપિં ોને દશ દિવસનુ સૂતક ત્યા સોદકોને ત્રિરાત્ર જાણ વુ આવો બહુધા ક્રમ જા વો

સૂતકમા નિત્યકર્મ સમત્રક સ્નાન સંધ્યાદિ ન કરવા નૈમિત્તિકતો પ્રારંભેલા પુત્રજન્માનુબંધી જાતેષ્ટિઆદિક યથાવિધિ કરવા સંધ્યાતો સવથા ન કરવી કિંતુ દર્ભજળે વર્જીત માનસી કરી વૈશ્વદેવાદિકતો નજ કરવુ શ્રૌતકર્મ અગ્નિ હોત્રમા તો ત કાળ ન્હા સૂતકી સ્નાનથી શુદ્ધ થાય સ્માર્તકર્મ જાતકમાદિકનેતો સૂતકી બીજાપાસે કરાવે

જે રોગગ્રસ્ત હોવાથી સ્નાન કરવા સમથ ન હોય તેને બન્ને આશૌચ નિમિત્તે સ્નાનનો પ્રસગ જ્યારે આવે ત્યારે તે આતુરને બીજો મેઇ અનાતુર શુદ્ધ પુરુષ સ્નાન કરી કરીને દશવાર જો સ્પર્શ કરેતો તેવા સ્પર્શથી તે આતુર શુદ્ધ થાય રોગપીડિત હોવાથી સ્નાન કરવા અસમથ એવી રજસ્વળા નારીને પ । ચોથે દિવસે શુ દ્ધા બીજી નારી જો આજ ક્રમથી સ્નાન કરી કરીને દશવાર સ્પર્શ કરેતો તેપણ શુદ્ધ થાય પરતુ આમા અતે વસ્ત્રનો ત્યાગ કરાવવો જોઇએ

આ પ્રકારે બન્ને આશૌચનો સાર કહ્યો બીજો અવાતર વિસ્તારતો મિતા ક્ષરાદિક થકી જાણ નો સૂતકનિર્ણયમા બહુધા દેશાચા થી વ્યવસ્થા જાણવી.

# विष्णुसहस्रनामस्तोत्रम् ।

यस्य स्मरणमात्रेण जन्मसंसारबन्धनात् । विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे ॥१॥ श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः । युधिष्ठिरः शान्तनवं पुनरेवाभ्यभाषत ॥२॥ किमेकं दैवतं लोके किं वाप्येकं परायणम् । स्तुवन्तः कं कमर्चन्तः प्राप्नुयुर्मानवाः शुभम् ॥३॥ को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः । किं जपन् मुच्यते जन्तुर्जन्मसंसारबन्धनात् ॥४॥ जगत्प्रभुं देवदेवमनन्तं पुरुषोत्तमम् । स्तुवन्नामसहस्रेण पुरुषः सततोत्थितः ॥५॥ तमेव चार्चयन्नित्यं भक्त्या पुरुषमव्ययम् । ध्यायन् स्तुवन्नमस्यंश्च यजमानस्तमेव च ॥६॥ अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् । लोकाध्यक्षं स्तुवन्नित्यं सर्वदुःखातिगो भवेत् ॥७॥ ब्रह्मण्यं सर्वधर्मज्ञं लोकानां कीर्तिवर्धनम् । लोकनाथं महद्भूतं सर्वभूतभवोद्भवम् ॥८॥ एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः । यद्भक्त्या पुण्डरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा ॥९॥ परमं यो महत्तेजः परमं यो महत्तपः । परमं यो महद्ब्रह्म परमं यः परायणम् ॥१०॥ पवित्राणां पवित्रं यो मङ्गलानां च मङ्गलम् । दैवतं देवतानां च भूतानां योऽव्ययः पिता ॥११॥ यतः सर्वाणि भूतानि भवन्त्यादियुगागमे । यस्मिंश्च प्रलयं यान्ति पुनरेव युगक्षये ॥१२॥ तस्य लोकप्रधानस्य जगन्नाथस्य भूपते ! । विष्णोर्नामसहस्रं मे शृणु पापभयापहम् ॥१३॥ यानि नामानि गौणानि विख्यातानि महात्मनः । ऋषिभिः परिगीतानि तानि वक्ष्यामि भूतये । अस्य श्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रमन्त्रस्य भगवान् वेदव्यास ऋषिः । श्रीविष्णुः परमात्मा देवता । अनुष्टुप् छन्दः । अमृतांशूद्भवो भानुरिति बीजम् । देवकीनन्दनः स्रष्टेति शक्तिः । त्रिसामा सामगः सामेति हृदयम् । शङ्खभृन्नन्दकी चक्रीति कीलकम् । शार्ङ्गधन्वा गदाधर इत्यस्त्रम् । रथाङ्गपाणिरक्षोभ्य इति कवचम् । उद्भवः क्षोभणो देव इति परमो

मन्त्रः । श्रीमहाविष्णुप्रीत्यर्थे जपे विनियोगः । अथ न्यासः । विश्वं विष्णुर्वषट्कार इत्यङ्गुष्ठाभ्यां नमः। अमृतांशूद्भवो भानुरिति तर्जनीभ्यां नमः। ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्मेति मध्यमाभ्यां नमः। सुवर्णबिन्दुरक्षोभ्य इत्यनामिकाभ्यां नमः। निमिषोऽनिमिषः स्रग्वीति कनिष्ठिकाभ्यां नमः। रथाङ्गपाणिरक्षोभ्य इति करतलकरपृष्ठाभ्यां नमः। एवं हृदयादिन्यासः। अथ ध्यानम् । शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम्। लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥१॥

ॐ नमो भगवते वासुदेवाय। विश्वं विष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः। भूतकृद्भूतभृद्भावो भूतात्मा भूतभावनः॥१॥ पूतात्मा परमात्मा च मुक्तानां परमा गतिः। अव्ययः पुरुषः साक्षी क्षेत्रज्ञोऽक्षर एव च॥२॥ योगो योगविदां नेता प्रधानपुरुषेश्वरः। नारसिंहवपुः श्रीमान् केशवः पुरुषोत्तमः॥३॥ सर्वः शर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः। सम्भवो भावनो भर्ता प्रभवः प्रभुरीश्वरः॥४॥ स्वयम्भूः शम्भुरादित्यः पुष्कराक्षो महास्वनः। अनादिनिधनो धाता विधाता धातुरुत्तमः॥५॥ अप्रमेयो हृषीकेशः पद्मनाभोऽमरप्रभुः। विश्वकर्मा मनुस्त्वष्टा स्थविष्ठः स्थविरो ध्रुवः॥६॥ अग्राह्यः शाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः। प्रभूतस्त्रिककुब्धाम पवित्रं मङ्गलं परम्॥७॥ ईशानः प्राणदः प्राणो ज्येष्ठः श्रेष्ठः प्रजापतिः। हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः॥८॥ ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमः क्रमः। अनुत्तमो दुराधर्षः कृतज्ञः कृतिरात्मवान्॥९॥ सुरेशः शरणं शर्म विश्वरेताः प्रजाभवः। अहः संवत्सरो व्यालः प्रत्ययः सर्वदर्शनः॥१०॥ अजः सर्वेश्वरः सिद्धः सिद्धिः सर्वादिरच्युतः। वृषाकपिरमेयात्मा सर्वयोगविनिःसृतः॥११॥ वसुर्वसुमनाः सत्यः समात्मा संमितः समः। अमोघः पुण्डरीकाक्षो वृषकर्मा वृषा-

कृतिः ॥१२॥ रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः । अमृतः शाश्वतः
स्थाणुर्वरारोहो महातपाः ॥१३॥ सर्वगः सर्वविद्भानुर्विष्वक्सेनो जना-
र्दनः । वेदो वेदविदव्यङ्गो वेदाङ्गो वेदवित् कविः ॥१४॥ लोकाध्यक्षः
सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः । चतुरात्मा चतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः
॥१५॥ भ्राजिष्णुर्भोजनं भोक्ता सहिष्णुर्जगदादिजः । अनघो विजयो
जेता विश्वयोनिः पुनर्वसुः ॥१६॥ उपेन्द्रो वामनः प्रांशुरमोघः शुचि-
रूर्जितः । अतीन्द्रः सङ्ग्रहः सर्गो धृतात्मा नियमो यमः ॥१७॥ वेद्यो
वैद्यः सदायोगी वीरहा माधवो मधुः । अतीन्द्रियो महामायो महो-
त्साहो महाबलः ॥१८॥ महाबुद्धिर्महावीर्यो महाशक्तिर्महाद्युतिः ।
अनिर्देश्यवपुः श्रीमानमेयात्मा महाद्रिधृक् ॥१९॥ महेष्वासो मही-
भर्ता श्रीनिवासः सतांगतिः । अनिरुद्धः सुरानन्दो गोविन्दो गोविदां-
पतिः ॥२०॥ मरीचिर्दमनो हंसः सुपर्णो भुजगोत्तमः । हिरण्यनाभः
सुतपाः पद्मनाभः प्रजापतिः ॥२१॥ अमृत्युः सर्वदृक् सिंहः सन्धाता
सन्धिमान् स्थिरः । अजो दुर्मर्षणः शास्ता विश्रुतात्मा सुरारिहा ॥२२॥
गुरुर्गुरुतमो धाम सत्यः सत्यपराक्रमः । निमिषोऽनिमिषः स्रग्वी वाच-
स्पतिरुदारधीः ॥२३॥ अग्रणीर्ग्रामणीः श्रीमान् न्यायो नेता समीरणः ।
सहस्रमूर्धा विश्वात्मा सहस्राक्षः सहस्रपात् ॥२४॥ आवर्तनो निवृत्तात्मा
संवृतः सम्प्रमर्दनः । अहः संवर्तको वह्निरनिलो धरणीधरः ॥२५॥ सुप्र-
सादः प्रसन्नात्मा विश्वधृग्विश्वभुग्विभुः । सत्कर्ता सत्कृतः साधुर्जह्नुर्नारा-
यणो नरः ॥२६॥ असङ्ख्येयोऽप्रमेयात्मा विशिष्टः शिष्टकृच्छुचिः । सिद्धार्थः
सिद्धसङ्कल्पः सिद्धिदः सिद्धिसाधनः ॥२७॥ वृषाही वृषभो विष्णुर्वृष-
पर्वा वृषोदरः । वर्धनो वर्धमानश्च विविक्तः श्रुतिसागरः ॥२८॥ सुभुजो
दुर्धरो वाग्मी महेन्द्रो वसुदो वसुः । नैकरूपो बृहद्रूपः शिपिविष्टः प्रका-
शनः ॥२९॥ ओजस्तेजोद्युतिधरः प्रकाशात्मा प्रतापनः । ऋद्धः स्पष्टा-

क्षरो भयश्चन्द्रांशुर्भास्करद्युतिः ॥३०॥ अमृतांशूद्भवो भानुः शशबिन्दुः
सुरेश्वरः । औषधं जगतः सेतुः सत्यधर्मपराक्रमः ॥३१॥ भूतभव्यभव-
न्नाथः पवनः पावनोऽनलः । कामहा कामकृत् कान्तः कामः कामप्रदः
प्रभुः ॥३२॥ युगादिकृद्युगावर्तो नैकमायो महाशनः । अदृश्योऽव्यक्त-
रूपश्च सहस्रजिदनन्तजित् ॥३३॥ इष्टो विशिष्टः शिष्टेष्टः शिखण्डी नहुषो
वृषः । क्रोधहा क्रोधकृत्कर्ता विश्वबाहुर्महीधरः ॥३४॥ अच्युतः प्रथितः
प्राणः प्राणदो वासवानुजः । अपांनिधिरधिष्ठानमप्रमत्तः प्रतिष्ठितः ॥३५॥
स्कन्दः स्कन्दधरो धुर्यो वरदो वायुवाहनः । वासुदेवो बृहद्भानुरादि-
देवः पुरन्दरः ॥३६॥ अशोकस्तारणस्तारः शूरः शौरिर्जनेश्वरः । अनुकूलः
शतावर्तः पद्मी पद्मनिभेक्षणः ॥३७॥ पद्मनाभोऽरविन्दाक्षः पद्मगर्भः
शरीरभृत् । महर्द्धिरृद्धो वृद्धात्मा महाक्षो गरुडध्वज. ॥३८॥ अतुल.
शरभो भीमः समयज्ञो हविर्हरिः । सर्वलक्षणलक्षण्यो लक्ष्मीवान्
समितिञ्जयः ॥३९॥ विक्षरो रोहितो मार्गो हेतुर्दामोदरः सहः । मही-
धरो महाभागो वेगवानमिताशनः ॥४०॥ उद्भवः क्षोभणो देवः
श्रीगर्भः परमेश्वरः । करणं कारणं कर्ता विकर्ता गहनो गुहः ॥४१॥
व्यवसायो व्यवस्थानः संस्थानः स्थानदो ध्रुवः । परर्द्धि· परमः स्पष्ट-
स्तुष्टः पुष्टः शुभेक्षणः ॥४२॥ रामो विरामो विरजो मार्गो नेयो नयोऽ-
नयः । वीरः शक्तिमतां श्रेष्ठो धर्मो धर्मविदुत्तम ॥४३॥ वैकुण्ठ पुरुषः
प्राणः प्राणदः प्रणवः पृथुः । हिरण्यगर्भः शत्रुघ्नो व्याप्तो वायुरधोक्षजः
॥४४॥ ऋतुः सुदर्शनः कालः परमेष्ठी परिग्रहः । उग्र. संवत्सरो दक्षो
विश्रामो विश्वदक्षिण. ॥४५॥ विस्तारः स्थावर. स्थाणु· प्रमाणं बीजम-
व्ययम् । अर्थोऽनर्थो महाकोशो महाभोगो महाधन ॥४६॥ अनि-
र्विण्णः स्थविष्ठोऽभूर्धर्मयूपो महामखः । नक्षत्रनेमिर्नक्षत्री क्षम· क्षामः
समीहनः ॥४७॥ यज्ञ इज्यो महेज्यश्च क्रतुः सत्रं सतांगति. । सर्वदर्शी

विमुक्तात्मा सर्वज्ञो ज्ञानमुत्तमम् ॥४८॥ सुव्रतः सुमुखः सूक्ष्मः सुघोषः
सुखदः सुहृत् । मनोहरो जितक्रोधो वीरबाहुर्विदारणः ॥४९॥ स्वापनः
स्ववशो व्यापी नैकात्मा नैककर्मकृत् । वत्सरो वत्सलो वत्सी रत्नगर्भो
धनेश्वरः ॥५०॥ धर्मगुब्धर्मकृद्धर्मी सदसत्क्षरमक्षरम् । अविज्ञाता सहस्रांशुर्विधाता कृतलक्षणः ॥५१॥ गभस्तिनेमिः सत्त्वस्थः सिंहो भूतमहेश्वरः । आदिदेवो महादेवो देवेशो देवभृद्गुरुः ॥५२॥ उत्तरो गोपतिर्गोप्ता ज्ञानगम्यः पुरातनः । शरीरभूतभृद्भोक्ता कपीन्द्रो भूरिदक्षिणः
॥५३॥ सोमपोऽमृतपः सोमः पुरुजित्पुरुसत्तमः । विनयो जयः सत्यसन्धो दाशार्हः सात्वतां पतिः ॥५४॥ जीवो विनयिता साक्षी मुकुन्दोऽमितविक्रमः । अम्भोनिधिरनन्तात्मा महोदधिशयोऽन्तकः ॥५५॥ अजो
महार्हः स्वाभाव्यो जितामित्रः प्रमोदनः । आनन्दो नन्दनो नन्दः सत्यधर्मा त्रिविक्रमः ॥५६॥ महर्षिः कपिलाचार्यः कृतज्ञो मेदिनीपतिः ।
त्रिपदस्त्रिदशाध्यक्षो महाशृङ्गः कृतान्तकृत् ॥५७॥ महावराहो गोविन्दः
सुषेणः कनकाङ्गदी । गुह्यो गभीरो गहनो गुप्तश्चक्रगदाधरः ॥५८॥
वेधाः स्वाङ्गोऽजितः कृष्णो दृढः सङ्कर्षणोऽच्युतः । वरुणो वारुणो वृक्षः
पुष्कराक्षो महामनाः ॥५९॥ भगवान् भगहा नन्दी वनमाली हलायुधः । आदित्यो ज्योतिरादित्यः सहिष्णुर्गतिसत्तमः ॥६०॥ सुधन्वा
खण्डपरशुर्दारुणो द्रविणप्रदः । दिवस्पृक् सर्वदृग्व्यासो वाचस्पतिरयोनिजः ॥६१॥ त्रिसामा सामगः साम निर्वाणं भेषजं भिषक् । संन्यासकृच्छमः शान्तो निष्ठा शान्तिः परायणः ॥६२॥ शुभाङ्गः शान्तिदः
स्रष्टा कुमुदः कुवलेशयः । गोहितो गोपतिर्गोप्ता वृषभाक्षो वृषप्रियः
॥६३॥ अनिवर्ती निवृत्तात्मा सङ्क्षेप्ता क्षेमकृच्छिवः । श्रीवत्सवक्षाः
श्रीवासः श्रीपतिः श्रीमतांवरः ॥६४॥ श्रीदः श्रीशः श्रीनिवासः
श्रीनिधिः श्रीविभावनः । श्रीधरः श्रीकरः श्रेयः श्रीमाँल्लोकत्रयाश्रयः

॥६५॥ स्वक्षः स्वङ्गः शतानन्दो नन्दिर्ज्योतिर्गणेश्वरः । विजितात्मा विधेयात्मा सत्कीर्तिश्छिन्नसंशयः ॥६६॥ उदीर्णः सर्वतश्चक्षुरनीशः शाश्वतः स्थिरः । भूशयो भूषणो भूतिर्विशोकः शोकनाशनः ॥६७॥ अर्चिष्मानर्चितः कुम्भो विशुद्धात्मा विशोधनः । अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः ॥६८॥ कालनेमिनिहा वीरः शूरः शौरिर्जनेश्वरः । त्रिलोकात्मा त्रिलोकेशः केशवः केशिहा हरिः ॥६९॥ कामदेवः कामपालः कामी कान्तः कृतागमः । अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनन्तो धनञ्जयः ॥७०॥ ब्रह्मण्यो ब्रह्मकृद् ब्रह्मा ब्रह्म ब्रह्मविवर्धनः । ब्रह्मविद् ब्राह्मणो ब्रह्मी ब्रह्मज्ञो ब्राह्मणप्रियः ॥७१॥ महाक्रमो महाकर्मा महातेजा महोरगः । महाक्रतुर्महायज्वा महायज्ञो महाहविः ॥७२॥ स्तव्यः स्तवप्रियः स्तोत्रं स्तुतिः स्तोता रणप्रियः । पूर्णः पूरयिता पुण्यः पुण्यकीर्तिरनामयः ॥७३॥ मनोजवस्तीर्थकरो वसुरेता वसुप्रदः । वसुप्रदो वासुदेवो वसुर्वसुमना हविः ॥७४॥ सद्गतिः सत्कृतिः सत्ता सद्भूतिः सत्परायणः । शूरसेनो यदुश्रेष्ठः सन्निवासः सुयामुनः ॥७५॥ भूतावासो वासुदेवः सर्वासुनिलयोऽनलः । दर्पहा दर्पदो दृप्तो दुर्धरोऽथापराजितः ॥७६॥ विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् । अनेकमूर्तिरव्यक्तः शतमूर्तिः शताननः ॥७७॥ एको नैकः सवः कः किं यत्तत्पदमनुत्तमम् । लोकबन्धुर्लोकनाथो माधवो भक्तवत्सलः ॥७८॥ सुवर्णवर्णो हेमाङ्गो वराङ्गश्चन्दनाङ्गदी । वीरहा विषमः शून्यो घृताशीरचलश्चलः ॥७९॥ अमानी मानदो मान्यो लोकस्वामी त्रिलोकधृक् । सुमेधा मेधजो धन्यः सत्यमेधा धराधरः ॥८०॥ तेजोवृषो द्युतिधरः सर्वशस्त्रभृतां वरः । प्रग्रहो निग्रहो व्यग्रो नैकशृङ्गो गदाग्रजः ॥८१॥ चतुर्मूर्तिश्चतुर्बाहुश्चतुर्व्यूहश्चतुर्गतिः । चतुरात्मा चतुर्भावश्चतुर्वेदविदेकपात् ॥८२॥ समावर्तो निवृत्तात्मा दुर्जयो दुरतिक्रमः । दुर्लभो दुर्गमो दुर्गो दुरावासो दुरारिहा ॥८३॥

शुभाङ्गो लोकसारङ्गः सुतन्तुस्तन्तुवर्धनः। इन्द्रकर्मा महाकर्मा कृतकर्मा
कृतागमः ॥८४॥ उद्भवः सुन्दरः सुन्दो रत्ननाभः सुलोचनः। अर्को
वाजसनः शृङ्गी जयन्तः सर्वविज्जयी ॥८५॥ सुवर्णबिन्दुरक्षोभ्यः सर्व-
वागीश्वरेश्वरः। महाह्रदो महागर्तो महाभूतो महानिधिः ॥८६॥ कुमुदः
कुन्दरः कुन्दः पर्जन्यः पावनोऽनिलः। अमृतांशोऽमृतवपुः सर्वज्ञः सर्व-
तोमुखः ॥८७॥ सुलभः सुव्रतः सिद्धः शत्रुजिच्छत्रुतापनः। न्यग्रोधो-
दुम्बरोऽश्वत्थश्चाणूरान्ध्रनिषूदनः ॥८८॥ सहस्रार्चिः सप्तजिह्वः सप्तैधाः
सप्तवाहनः। अमूर्तिरनघोऽचिन्त्यो भयकृद्भयनाशनः ॥८९॥ अणुर्बृह-
त्कृशः स्थूलो गुणभृन्निर्गुणो महान्। अधृतः स्वधृतः स्वास्यः प्राग्वंशो
वंशवर्धनः ॥९०॥ भारभृत् कथितो योगी योगीशः सर्वकामदः।
आश्रमः श्रमणः क्षामः सुपर्णो वायुवाहनः ॥९१॥ धनुर्धरो धनुर्वेदो
दण्डो दमयिता दमः। अपराजितः सर्वसहो नियन्ता नियमो यमः
॥९२॥ सत्त्ववान् सात्त्विकः सत्यः सत्यधर्मपरायणः। अभिप्रायः प्रिया-
र्होऽर्हः प्रियकृत् प्रीतिवर्धनः ॥९३॥ विहायसगतिर्ज्योतिः सुरुचिर्हुतभु-
ग्विभुः। रविर्विरोचनः सूर्यः सविता रविलोचनः ॥९४॥ अनन्तो हुत-
भुग्भोक्ता सुखदो नैकदोऽग्रजः। अनिर्विण्णः सदामर्षी लोकाधिष्ठान-
मद्भुतः ॥९५॥ सनात्सनातनतमः कपिलः कपिरव्ययः। स्वस्तिदः
स्वस्तिकृत्स्वस्ति स्वस्तिभुक् स्वस्तिदक्षिणः ॥९६॥ अरौद्रः कुण्डली चक्री
विक्रम्यूर्जितशासनः। शब्दातिगः शब्दसहः शिशिरः शर्वरीकरः ॥९७॥
अक्रूरः पेशलो दक्षो दक्षिणः क्षमिणांवरः। विद्वत्तमो वीतभयः पुण्य-
श्रवणकीर्तनः ॥९८॥ उत्तारणो दुष्कृतिहा पुण्यो दुःस्वप्ननाशनः।
वीरहा रक्षणः सन्तो जीवनः पर्यवस्थितः ॥९९॥ अनन्तरूपोऽनन्तश्री-
र्जितमन्युर्भयापहः। चतुरश्रो गभीरात्मा विदिशो व्यादिशो दिशः
॥१००॥ अनादिर्भूर्भुवो लक्ष्मीः सुवीरो रुचिराङ्गदः। जननो जनजन्मा-

दिर्भीमो भीमपराक्रमः ॥१०१॥ आधारनिलयो धाता पुष्पहासः प्रजागरः । ऊर्ध्वगः सत्पथाचारः प्राणदः प्रणवः पणः ॥१०२॥ प्रमाणं प्राणनिलयः प्राणभृत् प्राणजीवनः । तत्त्वं तत्त्वविदेकात्मा जन्ममृत्युजरातिगः ॥१०३॥ भूर्भुवःस्वस्तरुस्तारः सविता प्रपितामहः । यज्ञो यज्ञपतिर्यज्वा यज्ञाङ्गो यज्ञवाहनः ॥१०४॥ यज्ञभृद्यज्ञकृद्यज्ञी यज्ञभुग्यज्ञसाधनः । यज्ञान्तकृद्यज्ञगुह्यमन्नमन्नाद एव च ॥१०५॥ आत्मयोनिः स्वयंजातो वैखानः सामगायनः । देवकीनन्दनः स्रष्टा क्षितीशः पापनाशनः ॥१०६॥ शङ्खभृन्नन्दकी चक्री शार्ङ्गधन्वा गदाधरः । रथाङ्गपाणिरक्षोभ्यः सर्वप्रहरणायुधः ॥१०७॥ सर्वप्रहरणायुध ॐ नम इति । इतीदं कीर्तनीयस्य केशवस्य महात्मनः । नाम्नां सहस्रं दिव्यानामशेषेण प्रकीर्तितम् ॥१॥ य इदं शृणुयान्नित्यं यश्चापि परिकीर्तयेत् । नाशुभं प्राप्नुयात् किञ्चित्सोऽमुत्रेह च मानवः ॥२॥ वेदान्तगो ब्राह्मणः स्यात्क्षत्रियो विजयी भवेत् । वैश्यो धनसमृद्धः स्याच्छूद्रः सुखमवाप्नुयात् ॥३॥ धर्मार्थी प्राप्नुयाद्धर्ममर्थार्थी चार्थमाप्नुयात् । कामानवाप्नुयात्कामी प्रजार्थी प्राप्नुयात्प्रजाम् ॥४॥ भक्तिमान्यः सदोत्थाय शुचिस्तद्गतमानसः । सहस्रं वासुदेवस्य नाम्नामेतत्प्रकीर्तयेत् ॥५॥ यशः प्राप्नोति विपुलं ज्ञातिप्राधान्यमेव च । अचलां श्रियमाप्नोति श्रेयः प्राप्नोत्यनुत्तमम् ॥६॥ न भयं क्वचिदाप्नोति वीर्यं तेजश्च विन्दति । भवत्यरोगो द्युतिमान्बलरूपगुणान्वितः ॥७॥ मुच्येत रोगाद्रोगार्तो बद्धो मुच्येत बन्धनात् । भयान्मुच्येत भीतस्तु मुच्येतापन्न आपदः ॥८॥ दुर्गाण्यतितरत्याशु पुरुषः पुरुषोत्तमम् । स्तुवन्नामसहस्रेण नित्यं भक्तिसमन्वितः ॥९॥ वासुदेवाश्रयो मर्त्यो वासुदेवपरायणः । सर्वपापविशुद्धात्मा याति ब्रह्म सनातनम् ॥१०॥ न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् । जन्ममृत्युजराव्याधिभयं नैवोपजायते ॥११॥ इमं स्तवमधीयानः श्रद्धा-

भक्तिसमन्वितः। युज्येतात्मा सुखक्षान्तिश्रीधृतिस्मृतिकीर्तिभिः ॥१२॥ न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभा मतिः। भवन्ति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तमे ॥१३॥ द्यौः सचन्द्रार्कनक्षत्रा खं दिशो भूर्महोदधिः। वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः ॥१४॥ ससुरासुरगन्धर्वं सयक्षोरगराक्षसम्। जगद्वशे वर्ततेदं कृष्णस्य सचराचरम् ॥१५॥ इन्द्रियाणि मनो बुद्धिः सत्त्वं तेजो बलं धृतिः। वासुदेवात्मकान्याहुः क्षेत्रं क्षेत्रज्ञ एव च ॥१६॥ सर्वागमानामाचारः प्रथमं परिकल्पते। आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः ॥१७॥ ऋषयः पितरो देवा महाभूतानि धातवः। जङ्गमाजङ्गमं चेदं जगन्नारायणोद्भवम् ॥१८॥ योगो ज्ञानं तथा साङ्ख्यं विद्याः शिल्पादिकर्म च। वेदाः शास्त्राणि विज्ञानमेतत्सर्वं जनार्दनात् ॥१९॥ एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः। त्रीँल्लोकान् व्याप्य भूतात्मा भुङ्क्ते विश्वभुगव्ययः ॥२०॥ इमं स्तवं भगवतो विष्णोर्व्यासेन कीर्तितम्। पठेद्य इच्छेत्पुरुषः श्रेयः प्राप्तुं सुखानि च ॥२१॥ विश्वेश्वरमजं देवं जगतः प्रभवाप्ययम्। भजन्ति ये पुष्कराक्षं न ते यान्ति पराभवम् ॥२२॥ पद्मपत्रविशालाक्ष! पद्मनाभ! सुरोत्तम!। भक्तानामनुरक्तानां त्राता भव जनार्दन! ॥२३॥ यो मां नामसहस्रेण स्तोतुमिच्छति पाण्डव!। सोऽहमेकेन श्लोकेन स्तुत एव न संशयः ॥२४॥ नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे। सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटीयुगधारिणे नमः ॥२५॥ नमः कमलनाभाय नमस्ते जलशायिने। नमस्ते केशवानन्त! वासुदेव! नमोऽस्तु ते ॥२६॥ वासनाद्वासुदेवस्य वासितं भुवनत्रयम्। सर्वभूतनिवासोऽसि वासुदेव! नमोऽस्तु ते ॥२७॥ नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च। जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः ॥२८॥ आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम्। सर्वदेवन-

मस्कारः केशवं प्रति गच्छति ॥२९॥ एष निष्कण्टक पन्था यत्र सम्पूज्यते हरिः । कुपथं तं विजानीयाद्गोविन्दरहितागमम् ॥३०॥ सर्ववेदेषु यत्पुण्यं सर्वतीर्थेषु यत्फलम् । तत्फलं समवाप्नोति स्तुत्वा देवं जनार्दनम् ॥३१॥ यो नरः पठते नित्यं त्रिकालं केशवालये । द्विकालमेककालं वा क्रूरं सर्वं व्यपोहति ॥३२॥ दह्यन्ते रिपवस्तस्य सौम्याः सर्वे सदा ग्रहाः। विलीयन्ते च पापानि स्तवे ह्यस्मिन् प्रकीर्तिते । येन ध्यातः श्रुतो येन येनायं पठ्यते स्तवः ॥३३॥ दत्तानि सर्वदानानि सुराः सर्वे समर्चिताः । इह लोके परे वापि न भयं विद्यते क्वचित् ॥३४॥ नाम्नां सहस्रं योऽधीते द्वादश्यां मम सन्निधौ । शनैर्दहति पापानि कल्पकोटिशतानि च ॥३५॥ अश्वत्थसन्निधौ पार्थ ! तुलसीसन्निधौ तथा । पठेन्नामसहस्रं तु गवां कोटिफलं लभेत् ॥३६॥ शिवालये पठेन्नित्यं तुलसीवनसंस्थितः । नरो मुक्तिमवाप्नोति चक्रपाणेर्वचो यथा । ब्रह्महत्यादिकं घोरं सर्वपापं विनश्यति ॥३७॥

इति श्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रं सम्पूर्णं ॥

## श्रीस्वामिनारायणो विजयतेतराम् ।



શ્રીજિમહારાજે અષાઢી વર્ષ ૧૮૬૩ ના કાર્તિક શુદિ ૧ થી પ્રબોધિની એકાદશીની અંદર ગઢડામા ભક્તિબાગમા હરમાના વૃક્ષતળે બેસીને શુકાનંદમુનિપાસે હરિજનો ઉપર જંબુદ્વીપખંડ, યુગપરિમાણ અને પ્રલયવર્ણનપૂર્વક ભરતખંડમાં મનુષ્ય જન્મની દુર્લભતા વાંચી તેનાથી અન્ય લૌકિક પ્રવૃત્તિનો આગ્રહ નહિ કરતાં મોક્ષરૂપ કાર્ય સિદ્ધ કરી લેવાના ઉદ્દેશથી પત્ર લખાવેલો તે વાત હરિલીલામૃતના ૬ કળશમાં ૧૧–૧૨ વિશ્રામમાં વાંચી છે આ પત્ર તેજ આનુપૂર્વીવાળો હશે કે અન્યથા હશે તેનો વિચાર કર્યા વિના ઉપયોગનો જાણી પૃથક્ છપાવ્યો છે.

શ્રીમદ્ભાગવતાદિ સદ્ગ્રંથોનેવિષે લખ્યુ છે જે-ભરતખંડમા મનુષ્યનો દેહ પામવો તે અતિ દુર્લભ છે, ચિંતામણિતુલ્ય છે, જે દેહને ઇંદ્રાદિક દેવતા ઇચ્છેછે તે દેવતાને વિષય ને વૈભવ વિલાસ ને આયુષ તેતો મનુષ્યના થકી ઘણુ અધિક છે પણ ત્યા મોક્ષનુ સાધન નથી થાતુ મોક્ષનુ સાધન તો ભરતખંડનેવિષે મનુષ્ય દેહ પામ્યાથકી થાયછે તે વિના બીજે કોઈ ઠેકાણે ને કોઇ દેહનેવિષે થાતુ નથી એ હેતુમાટે સર્વ દેશથી મૃત્યુલોકમા ભરતખંડને વિષે મનુષ્યનો દેહ પામવો તે અધિક છે, તેને તુલ્ય બીજુ કોઇ ચૌદ લોકમા સ્થાનક નથી તે ચૌદ લોકના નામ-આ મૃત્યુલોક છે તેથી ઊર્ધ્વ છ લોક છે તેમા પ્રથમ ભુવર્લોક છે ૧ તેમા મલિન દેવ રહેછે તેથી ઊર્ધ્વ બીજો સ્વર્ગલોક છે ૨ તેમા ઇંદ્રાદિ દેવ રહેછે તેથી ઊર્ધ્વ ત્રીજો મહર્લોક છે ૩ તેમા અર્યમાદિ પિત્રિદેવ રહેછે તેથી ઊર્ધ્વ ચોથો જનલોક છે ૪ તેથી ઊર્ધ્વ પાચમો તપલોક છે ૫ એ બે લોકમા ભૃગ્વાદિ ઋષિ રહેછે તેથી ઊર્ધ્વ છઠો સત્યલોક છે ૬ તેમા બ્રહ્મા રહેછે એ સત્યલોક સહિત સાત લોક છે તે મૃત્યુલોકથી અધો જે હેઠા સાત લોક છે તેમા પ્રથમતો અતલ ૧ બીજો વિતળ ૨ ત્રીજો સુતલ ૩ એ ત્રણ્યેને વિષે દૈત્ય રહેછે તેથી હેઠો તળાતળ ૧ બીજો મહાતળ ૨ ત્રીજો રસાતલ ૩ એ ત્રણમા નિશાચર રહેછે ૬ એને હેઠા કહ્યા તેથી હેઠો સાતમો પાતાળ છે ૭ તેમા સર્પ રહેછે એ સાત લોક તે મૃત્યુલોકથી હેઠા છે તે સહિત સર્વે થઇને ચૌદ લોક થયા તેમા મૃત્યુલોક છે તે શ્રેષ્ઠ છે તે મૃત્યુલોકના સાત દ્વીપ છે તે ચક્રાકાર છે ને તેને મધ્યે જંબુદ્વીપ છે તે એક લક્ષ જોજનનો છે તેને ફરતો ખારા જળનો સમુદ્ર છે તે પણ એક લાખ જોજનનો છે ૧ તેથી બીજો પ્લક્ષ નામે દ્વીપ છે તે બે લાખ જોજનનો છે તેને ફરતો સમુદ્ર તે પણ બે લાખ જોજનનો છે તેનુ ઈક્ષુ જે સેરડીના રસ જેવુ છે ૨ ને તેથી ત્રીજો શાલ્મલિ દ્વીપ છે તે ફરતો છે તે ચાર લાખ જોજનનો છે તેને ફરતો સમુદ્ર છે તે ચાર લાખ જોજનનો છે તેનુ જળ તે સુરા જે દારૂ તેના જેવુ છે ૩ તેથી ચોથો કુશદ્વીપ છે તે ફરતો છે ને તે આઠ લાખ જોજનનો છે ને તેવડો ફરતો સમુદ્ર છે ને તેનુ જળ ઘૃત જે ઘી તે જેવુ છે ૪ ને તેથી પાચમો ક્રૌંચદ્વીપ છે તે સોળ લાખ જોજનનો છે ને તેવડો ફરતો સોળ લાખ જોજનનો સમુદ્ર છે તેનુ જળ તે ક્ષીર જે દુધ તે જેવુ છે ૫ તેથી છઠો શાકદ્વીપ

છે તે બત્રીશ લાખ જોજનનો છે તેને ફરતો સમુદ્ર છે તે તે જેવડો છે તેનું જળ તે દધીમડોદ જે દહી તેના ધોળવા જેવું છે ૬ તેથી સાતમો પુષ્કર દ્વીપ છે તે ચોસઠ લાખ જોજનનો છે. ને તેને ફરતો સમુદ્ર છે તે પણ ચોસઠ લાખ જોજનનો છે. તેનું જળ જે સુધા જેવું મિઠું છે ૭ એવી રીતે સાત દ્વીપ છે. તેમાં આ જંબુદ્વીપ છે તે શ્રેષ્ઠ છે ને તે જંબુદ્વીપના નવ ખંડ છે તે કેમ છે તો—એ દ્વીપ છે તેને મધ્યે સુવર્ણનો મેરુ પર્વત છે તે પર્વતની તળાટિમા ચારે પાસે ફરતો એક ઈલાવર્ત નામે ખંડ છે તેમાં સંકર્ષણની ઉપાસના છે ને ત્યાં શિવજી મુખ્ય ભક્ત છે અને વળી તે મેરુથી પશ્ચિમ દિશાએ એક કેતુમાળ નામે ખંડ છે ને તેનું સુભગ એવું બીજું પણ નામ છે ને તેમાં પ્રદ્યુમ્નની ઉપાસના છે ને ત્યા લક્ષ્મીજી મુખ્ય ભક્ત છે અને વળી તે મેરુથી ઉત્તર દિશાએ ત્રણ ખંડ છે તેમા પ્રથમ રમ્યક નામે ખંડ છે તેમાં મત્સ્ય ભગવાનની ઉપાસના છે ને ત્યાં સાવર્ણિ મનુ મુખ્ય ભક્ત છે ને તેથી ઉત્તરમાં બીજો હિરણ્મય ખંડ છે ને તેમા કૂર્મજીની ઉપાસના છે ને ત્યા અર્યમા મુખ્ય ભક્ત છે ને તેથી ઉત્તરમા બીજો કુરુ ખંડ છે ને તેમાં વારાહની ઉપાસના છે. ને ત્યાં પ્રથવિ મુખ્ય ભક્ત છે એ પાચ ખંડ થયા ને વળી તે મેરુથી પૂર્વ દિશામા ભદ્રાશ્વ નામે ખંડ છે ને ત્યાં હયગ્રીવની ઉપાસના છે ને તેમાં ભદ્રશ્રવા નામે મુખ્ય ભક્ત છે અને વળી તે મેરુથી દક્ષિણ દિશામા ત્રણ ખડ છે ને તેમા પ્રથમ હરિવર્ષ ખંડ છે તેને વિષે નૃસિંહજીની ઉપાસના છે ને પ્રહ્‌લાદજી મુખ્ય ભક્ત છે ને તેથી દક્ષણ દિશામાં બીજો કિંપુરુષનામે ખડ છે તેમાં રામ લક્ષ્મણજીની ઉપાસના છે ત્યા હનુમાનજી મુખ્ય ભક્ત છે ને તેથી દક્ષિણ દિશામા ભરતખડ છે ને તેમા નરનારાયણ દેવની ઉપાસના છે ને ત્યાં નારદજી મુખ્ય ભક્ત છે એવી રીતે આ જંબુદ્વીપ તેના નવ ખંડ કહ્યા તેમનેવિષે ભરતખડ છે તે અતિ શ્રેષ્ઠ છે તે શા હેતુ માટે તો બીજા આઠ ખંડ છે તેમા ભોગ વિલાસનાં સુખ તો ઘણાં અધિક છે પણ મોક્ષનું સાધન ત્યાં થાતું નથી ને મોક્ષનું સાધન તેતો એક ભરતખડમાંજ થાય છે તે હેતુ માટે આ ભરતખડને તુલ્ય ચૌદ લોકને વિષે બીજુ કોઈ ઠેકાણુ નથી. અને વળી ભરતખંડ છે તેમાં પણ તેર દેશ છે તે અનાર્ય કહેતાં

કઠોર છે તે કહિએ છૈયે-એક તો બંગાળ ૧ બીજો નેપાળ ૨ ત્રીજો ભૂટ ૩ ચોથો કામાક્ષી ૪ પાંચમો સિંધ ૫ છઠો કાબુલ ૬ સાતમો લાહોર ૭ આઠમો મુલતાન ૮ નવમો ઈરાન ૯ દશમો અસતંબોલ ૧૦ અગીયારમો અરબસ્તાન ૧૧ બારમો સ્વાલ ૧૨ તેરમો પિલપિલામ ૧૩ એ તેર દેશ મલિન છે તેમાં જે મનુષ્ય દેહ પામે તેને મોક્ષના દાતા એવા જે સદ્ગુરુ તેનો જોગ મળવો ને મોક્ષના ધર્મને સમજવું તે ઘણું કઠણ છે હવે બીજા સાડાબાર દેશ છે તે આર્ય કહેતાં ઉત્તમ છે તેમનાં નામ-જે પ્રથમતો એક પૂર્વ ૧ બીજો વ્રજ ૨ ત્રીજો માળવ ૩ ચોથો મારૂ ૪ પાંચમો પંજાબ ૫ છઠો ગુજરાત ૬ સાતમો દક્ષિણ ૭ આઠમો મલબાર ૮ નવમો તિલંગ ૯ દશમો દ્રાવીડ ૧૦ અગ્યારમો બારમલાર ૧૧ બારમો સોરઠ ૧૨ અરધો કચ્છ એ સાડાબાર દેશ ઉત્તમ છે. તેમાં સદ્ગુરુ ને બ્રહ્મવેત્તા સંત છે તેમનું પ્રગટપણું ઘણું રહેછે. ને તે દેશમાં મનુષ્ય દેહ પામેછે તેમને ધર્મ ભક્તિ વૈરાગ્ય જ્ઞાન એ સમઝાય એમ છે ને મોક્ષના મારગને જાણે એમ છે તે કેમ જાણે તો એ જે ઉત્તમ દેશ છે તેનેવિષે ભગવાનના અવતાર ઘણાક થાયછે એટલા માટે એ દેશ શ્રેષ્ઠ છે. અને ભરતખંડનાં સર્વે મનુષ્ય છે તે મોક્ષનો ઉપાય કરે તો મોક્ષ થાય એમ છે ને ન કરે તો ન થાય માટે જે વિવેકી છે તેને હિંસા દોષ રહિત થઇને કુસંગનો ત્યાગ કરી સદ્ગુરુ ને બ્રહ્મવેત્તા સંતનો આશ્રય કરીને તેમને સેવવા ને તે સદ્ગુરુ ને સંત તેમનાં લક્ષણ સદ્ગ્રંથનેવિષે લખ્યાછે જે ધર્મ ભક્તિ વૈરાગ્ય જ્ઞાન એ આદિક શુભ ગુણે સંપન્ન હોય તેને ઓળખિને તેનો આશ્રય કરવો ને તે કહે તેવી રીતે તેના વચનમાં પોતાનાં દેહ ઇંદ્રિયો ને અંતઃકરણ તે રાખવાં ને ભગવાનનું ભજન કરવું એજ મોક્ષનું સાધન છે. તે જેણે ભૂતકાળે કીધું ને વર્તમાન કાળે કરેછે ને ભવિષ્ય કાળે કરશે તેને અમૂલ્ય મનુષ્યદેહનો લાભ થયો એમ જાણવું ને તેને સમઝુ ને મોટો જાણવો અને એમ નથી સમજતો ને તુચ્છ સંસારના સુખમાં લોભાઇને કાળના કોળીયા એવા જે ખોટા મતવાદિ ગુરુ તેનાં વચન માનિને આવો મનુષ્યદેહ અમૂલ્ય છે તેને ખુવે છે. ને તેજ ભક્તમાં તો ડાયા કહેવાતા હોય તથા સમઝુ કહેવાતા હોય તથા મોટા કહેવાતા હોય ને તેની જગતમાં યશ-કીર્તિ ઘણી હોય તેતો સર્વે સ્વપ્ન તુલ્ય

છે તેને સાચુ માનીને તેમા મોહ પામ્યા છે ને મોક્ષનો ઉપાય નથી સમઝતા તો તેને બ્રહ્મવેત્તા સાધુ ને સદ્ગ્રંથ છે તે તેમને મૂર્ખ કહેછે આત્મઘાતી કહેછે ને તેમને પાછો ફરીને આવો મોક્ષક્ષેત્રમા મનુષ્યનો દેહ મળવો તેનો વિલબ તો ઘણો છે તે સદ્ગ્રંથને અનુસારે લખ્યુ છે જે આપણા વર્ષ ૬૬૬ છસે ને છાસઠ ને માસ ૮ આઠ જાયછે તારે બ્રહ્માનો એક લવ થાય છે એવા ૬૦ સાઠ લવનુ ૧ એક નિમિષ તે આપણા વર્ષ ૪૦૦૦૦ ચાળીસ હજાર જાય તારે બ્રહ્માનું એક નિમિષ થાય એવા ૬૦ સાઠ નિમિષનુ એક પળ તે આપણા વર્ષ ૨૪૦૦૦૦૦ ચોવિસ લાખ જાય તારે બ્રહ્માનુ ૧ એક પળ થાય એવા ૬૦ સાઠ પળની ૧ એક ઘડિ તે આપણા વર્ષ ૧૪૪૦૦૦૦૦૦ ચૌદ કરોડ ને ચાળીસ લાખ જાય તારે બ્રહ્માની ૧ એક ઘડિ થાયછે એવી ૩૦ ત્રીશ ઘડિનો ૧ એક દિવસ તે આપણા વર્ષ ૪૩૨૦૦૦૦૦૦૦ ચાર અબજ ને બત્રિશ ક્રોડ થાય તારે બ્રહ્માનો ૧ એક દિવસ થાયછે તે ચાર જુગની ૧ એક ચોકડી ૧૭૨૮૦૦૦ સતર લાખ ને અઠ્ઠાવિશ હજાર સતજુગ ૧૨૯૬૦૦૦ બાર લાખ ને છનુ હજાર ત્રેતાજુગ ૮૬૪૦૦૦ આઠ લાખ ને ચોસઠ હજાર દ્વાપર ૪૩૨૦૦૦ ચાર લાખ ને બત્રિશ હજાર કળિના ૪૩૨૦૦૦૦ ત્રેંતાળીશ લાખ ને વિશ હજાર વર્ષ થાય તારે ૧ એક ચોકડિ થાય એવી બ્રહ્માના એક દિવસમા ૧ એક હજાર ચોકડી જુગની થાયછે તે બ્રહ્માના ૧ એક દિવસમા ૧૪ ચૌદ મનુ ને ૧૪ ચૌદ ઇંદ્ર તે તુ ય રાજ્ય કરીને નાશ પામેછે એક મનુ ને ૧ એક ઇંદ્ર આપણા વર્ષ ૩૦૮૫૭૧૪૨૮ ત્રિશ કોટિ ને પચાસિ લાખ ને ઈકોતર હજાર ને ચારસેં અઠ્ઠાવિશ ને તે ઉપરાત માસ ૬ છો ને દિવસ ૨૫ પચીશ ઘડિ ૪૨ બેતાળીશ પળ ૫૧ એકાવન નિમિષ ૨૫ પચીશ લવ ૪૨ બેતાળીશ ને ઉપરાત ૧૨ બાર લવનો ચૌદમો ભાગ એટલુ એક એક રહીને ચૌદ ઇંદ્ર થઈ જાયછે તે બ્રહ્માના લવ નિમિષાદિક સર્વ દિવસમા ઉપજીને નાશ થાય છે તેનુ નામ પ્રથમ નિત્યપ્રલય કહેવાય છે ને બ્રહ્માની એક રાત્રિ થાયછે તારે બ્રહ્મા સૂવેછે તારે સ્વર્ગ મૃત્યુ પાતાળ એ ત્રિલોકિનો નાશ થાયછે તે જેવડો દિવસ છે તેવડી રાત્રિ છે તે આપણા વર્ષ ૮૬૪૦૦૦૦૦૦૦ આઠ અબજ ને ચોસઠ કરોડ થાય તારે બ્રહ્માની અહોરાત્રિ થઇને એક દિવસ થાયછે તે દિવસ દિવસ પ્રતિ નાશ થાયછે ને દિવસાતરે પાછુ કરેછે ને તે

નાશ થાયછે તેનું નામ ત્રીજો નિમિત્તપ્રલય કહેવાયછે એ બ્રહ્માના ૧ એક દિવસની અવધિ કહી એવા ૩૦ ત્રિશ દિવસનો ૧ એક માસ એવા બાર માસનું ૧ એક વર્ષ એવાં ૧૦૦ મો વર્ષ બ્રહ્મા દેહ રાખેછે તે બ્રહ્મા દેહ મુકે તારે એ ચૌદ લોકસહિત બ્રહ્માંડનો નાશ થાયછે તારે પ્રકૃતિથી ઉપન્યું કારજ તે સર્વે પ્રકૃતિમાં લય પામેછે એ ત્રીજો પ્રાકૃતપ્રલય કહેવાયછે ચોથો આત્યંતિક પ્રલય થાયછે ત્યારે તો અનંતકોટિ બ્રહ્માંડનો નાશ થાયછે તે દિવસતો પ્રધાનપુરૂષનું કારણ એ જે પ્રકૃતિપુરૂષ તે પોતાનેવિષે અનંત બ્રહ્માંડને પ્રતિલોમ કરીને પોતે અક્ષરપુરૂષના તેજમાં લીન થાયછે તેનું નામ ચોથો આત્યંતિક પ્રલય કહેવાયછે તે પ્રલયકાળે જેમ પ્રતિલોમ થાયછે તેમ ઉત્પત્તિકાળે અનુક્રમે તેથી અનુલોમજ ઉપજેછે એ તો ચાર પ્રકારના પ્રલયનું કહ્યું 'પણ ત્રિજો પ્રાકૃતપ્રલય તે બ્રહ્માની આયુષ અવધિનો કીધો એવા સાડી ત્રણ કોટિ પ્રાકૃત પ્રલય થૈ જાયછે તારે એ જીવ છે તે આવો મનુષ્ય દેહ પામ્યો હોય તે દેહ વૃથા ખોટા માયિક સુખ ને મતવાદિ ગુરૂને આશરે રહિને હારે છે તે જીવ યમયાતના ને નરકકુંડના દુઃખ ને લખચોરાસી જાતના જે દેહ છે તેના દુઃખ ભોગવિને તેમા ફરીને પાછો સાડી ત્રણ કોટી પ્રાકૃતપ્રલય કહ્યા એવા થશે તારે ફરીને મોક્ષક્ષેત્રમા આવો મનુષ્યનો દેહ પામેછે એટલો ફરીને મનુષ્ય દેહ પામવાનો વિલંબ છે માટે હે ભાઇ સુજ્ઞે તો આજ સમજીને મોક્ષના દાતા જે સદ્ગુરૂ ને સત તેનો આશ્રય કરીને તેની આજ્ઞામા પોતાનો દેહ ને ઇન્દ્રિયો ને અંત કરણને વરતાવિને પોતાના આત્માનુ શ્રેય કરીને ભગવાનના ધામને પહોંચો ને જો આજ એ વાત નહિ સમજો ને આવો મનુષ્યદેહ મોક્ષના સાધનનું ધામ છે તે વૃથા હારશો તો ફરી પાછો આવો જોગ મળવાનો વિલંબ તો મોટે લખ્યો એટલો છે તે પ્રમાણે ભોગવિને તે અવધિ પુરી થાશે તે દિવસ જોગ મોક્ષ થાવાનો થાશે તેદિ જો વિચારશો તો થાશે ને નહિ વિચારો તો તેદિ પણ મોક્ષ થાશે નહિ એ સિદ્ધાંત વાર્તા છે સમજુ હોય તે વિચારજો ને મુરખને માથે તો શ્રુતિસ્મૃતિની આગના નથી તેતો કોઈ એ વાતને સમજશે નહિ શ્રીરસ્તુ".

---

# शुद्धिपत्रम् ।

| अशुद्धम् । | शुद्धम् । | पृष्ठम् । | पङ्क्ति । |
|---|---|---|---|
| रथव्यसिर्थे | रथसिव्यर्थे | ६९ | ७ |
| तृपाहार | तृपाहरः | ९५ | १९ |
| ऽविजिघत्सः | विजिघत्सः | ९६ | २३ |
| सर्वे | सर्वे | १२१ | १३ |
| સકળ | સકળ | १२३ | ७ |
| विलापन | विलायन | १२४ | २५ |
| વૈષ્ણુરાજ | વૈષ્ણવરાજ | १२५ | १८ |
| सन्नस्ति | स्यान्नास्ति | १२७ | ७ |
| વિગેરેથી થકી | વિગેરેથકી | १२७ | ८ |
| सोच्युत | सोऽच्युतः | १२७ | १७ |
| नम नम | नमोनम | १३२ | १५ |
| विधिन्नत्र- | निधिमवाक् | १७९ | १–८ |
| श्रीहरिप्रार्थनास्तोत्रम् | विश्रमङ्गलम् | २३८ | १ |
| ” | ” | २४० | १ |
| विश्रीष्णुगायत्री | श्रीविष्णुगायत्री | २७५ | १ |
| जपेन | जपेन | २७५ | २१ |
| अपिधायं | अपिधार्य | २७७ | १९ |
| प्रेमदद्दोहन | प्रेमदोहन | २८७ | १९ |
| नन्दचित | नन्दरचित | ३०८ | २० |
| महाधिश्रीव | महाधिश्रीव | ३११ | १२ |
| કથન | કચન | ३५१ | २३ |
| લુહીનેરે | લુંહીને | ३६४ | १२ |
| પ્રાર | પ્યાર | ३८७ | ९ |
| છબીગે | છબીરે | ४१५ | १८ |
| કવીકે ટલોક | કવી કેટલોક | ४२२ | २१ |
| विघन | विघन | ४४२ | २२ |
| એને | અને | ४५९ | २० |

